# જ્ઞાનવર્ધકની ૧૮૮૮ની ત્રીજી ભેટ.



# શાહનશાહ અકબર કથા ગ્રંથ

રચનાર—રૂસ્તમ ઇરાંની.

મુંબઇ:

**જેહાંગીર બેજનજી કરાણી,**

પુસ્તકો પ્રગટ કરનાર તથા વેચનાર

'ડ્યુક' પ્રીન્ટીંગ પ્રેસ, 'હૈદરઅલી બીલડીંગસ'

૧૭ તથા ૧૮ પારસી બજાર. સ્ટ્રીટ, કોટ.

**કીંમત રૂ૧.** (બ્યાજે.)

૩૫૯૬

# શાહાનશાહ અકબર કથા ગ્રંથ.

રચનાર

## રૂસ્તમ ઇરાની.

લેલી મજનુ, લોક કથા, રજપૂત વીરરસકથા, વિલક્ષણ કથા, અરેબીઅન કીસા, ખુસરો શીરીન, દોખમે નોશીરવાંન, વગેરેનો રચનાર.

જેહાંગીર બેજનજી કરાણી

કોટ
પારસીબજાર સ્ટ્રીટ
મુંબાઈ

જેહાં. બે. કરાણીના સ્ટેનડર્ડ પ્રીંટીંગ પ્રેસમાં છાપ્યુંછે.

કીંમત રૂપીઓ એક.

# સાંકળિયું.

——:o:——

# શાહાનશાહ અકબર વાર્તા ગ્રંથ.

## શાહનશાહ અકબર, રાજા બીર્બલ, હાજી દીનયાર અને કાજી શેરખાન.

---

શાહનશાહ અકબર શીકારગાહ જવાની તૈયારી વખ્તે પોતાના ખાનગી દીવાનખાનામાં રાજા બીર્બલ સાથ શીકારી પોશાકમાં કાંઇ મસલહતમાંછે તેટલાં, દરવાને પોકાર માર્યો 'હાજી દીનયાર.' આ નામ સાંભળતાં શાહાનશાહ, તે બુજર્ગ હાજીને પોતાની જનાબ બાઆબરૂ સાથ એસ્તેકબાલ જઇ લઇ આવવા રાજા બીર્બલને કહેછે, તેટલાં તો હાજી ખુદ દીવાનખાનાના ઉંબર ઉપર "આલમ નવાજ" એ બોલતોજ તવાજે કરી નમી રહ્યો છે. તેને, રાજા બીર્બલ "નેઘા કર્યો બંદેનવાજ" એ ચેતવણી અદબે દીવાનખાનામાં દાખલ કરેછે; તે જોતાં શાહનશાહ અકબરે હાજી દીનયારની ખેર આફયત પુછતાં તેની આ છેલી મક્કે હજ કરવાની મુસાફરીનો હેવાલ પુછ્યો "હાજી, બેશક મને રાસ્ત ખબર પડી કે તું ઘણા દીન થયા હજ કરી આગ્રામાં આવ્યોછે પણ મ્હારી મુલાકાતે તો આજે આવ્યો કે જે વખ્ત હું તને અર્ધ ઘડી પણ મળી શક્તો નથી." હાજી બોલ્યો "ખુદાવંદ બેશક રાસ્તી બોલ્યા છો, મગર મ્હારામાં આજ આગળ જેટલી તાકત હતી નહીં કે જનાબ સર મેલવાને હાજર થાઊં" આ સાંભળી અકબર હસ્યો, તે નામદારે પલ લગી હાજીની શીકલ ઉપર નેઘા કરી. તે નામદારે હાજીને સરતાપા ખુબ બારીકીથી તપાસ્યો પછે બોલ્યો, "હાજી, મને ત્હારી શીકલ તાજુબી પમાડે છે કે તું દીનનો યાર થઇને કોઇ દુનિઆદારીની મુશીબતે મુઝાતો હોય એવો ત્હારો હાલ જણાય છે. જે મુઆફક તું હમીસાં હજ કરીને મ્હારી જનાબ શોરખરૂ ને જબાંદરાઝ આવતો હતો; તેથી ઉલટો આ વખત તું મને માલમ પડે છે; એ સબબ કાંઇ સમજાવશે?" હાજીને જે જોઇતું હતું તે શાહાનશાહને મોહેડેથી અચાનક નીકળ્યું; તેથી તેને પોતાની મુસીબત કેહવાને સવલતા મળી.

હાજી બોલ્યો "ખલક પરવર આલેમો કહેછે ને તે સબક જાબજા મશ્હુર છે કે 'જીગરનો શોહોલો સીકલનો સીક્કો કહેછે' તેમ આપને મ્હારો હેવાલ જણાયોછે, તે કાંઇજ નહીં પણ બીલકુલ રાસ્તછે; મગર જે મૂસીબતનો મારો મ્હારી આ જૈફીમાં મ્હારે સર આવી પડયોછે તે એક એવા મકાન દરમ્યાનથી કે જો તે હું જબાન ઉપર લાવું તો શાહાનશાહાતના કોઇ પણ અમલદારના માનવામાં આવનાર નથી, તો પછે શાહાનશાહ તો તે કેઇ રવેસ સાચું છે એ કબુલ રાખશે?" રાજા બીર્બલ, હાજી સાહેબની નવાઇ જેવી જીકરને પોતા ઉપર કોઇ નવી ફીકર લાવનારી હોનારત નીપજે એ આગાઇ પામ્યો. તે મનમાં બબડયો કે 'આ બુઢો આ શીકાર જતી વેળા ક્યાંથી અપસુકન આવી લાગ્યો? જ્યાં છે ત્યાં એ કોઇ હઝના મોજેજોની વાતમાં દીનને નામે કોઇ મસ્તાન મકસદ કાઢી લેવાનો આ સોંગ રચે છે કે કેમ?' તેથી બોલ્યો "બંદેનવાજ, હાજી સાહેબ હઝ કરી આવ્યા પછે આજ ખુદા શાહેદ છે કે ત્રણ માહ ગુજર્યા લગી આશાએસ લઇ આજ શીકારીનો શીકાર કરવા ત્યાં આવ્યા જણાય છે. ભાગળ પાસ તમામ શીકારગાહ સવારી તૈયાર થઇ રહીછે અને હાજી સાહેબ તો પોતાની મુસાફરીની કીતાબનો હજી દીબાચો પણ પૂરો કરી રહ્યા નથી." અકબર બોલ્યો "અય બીર્બલ, હાજી મ્હારો ઉસ્તાદ થાયછે. મને દીનની કીતાબો પઢાવનારછે. મગદુર નહીં કે તું એ સાથે બેઇજત થાય. દુર ઉભો રહી એ બીચારા હાજીનો કીસ્સો જાણી લેવામાં તને વાંધો કેમ છે?" હાજી બોલ્યો "ખુદાવંદ, એ બીર્બલ બોલેછે તે હું સમજુછું. એ મ્હારી જીકર પામી ગયો; તેથી મને ત્યાંથી ઉડાવામાં તે તેના જેવા શાહાનશાહાતના થાંભનો બચાવ કરેછે. યા અલ્લા તમામ રાજ્યાધીકારી ત્યારે શું ખાયકીવાળાજ!" અકબર બોલ્યો "હાજી, જલદી મને જાણ કર ત્હારી ઉપરની ગુજરતી આફત, હું રાસ્ત કહુંછું કે ત્હારી ફરીઆદ અગર દાદ પોંહોંચવાજોગ હશે તો હું ગમે એવા જોખમે પણ પોંહોંચીશ." હાજી બોલ્યો "જેહાન પરવર, આપ બોલ્યા તે બેશક બરહકછે, મગર મ્હારો કીસ્સો જે છે તે કોઇપણ શાહાનશાહાતના અમલદારના માનવામાં આવનાર નથી તો પછે શાહાનશાહ તે કેમ માની શકશે?" શાહાનશાહ બોલ્યો "હાજી, ત્હારી વાત મને તાજુબ કરેછે મગર તું જલદી તે સંભલાવ. ત્યાં મ્હારો દાનાવ વજીર રાજા બીર્બલ હાજર છે કે જેના મગજમાંથી મ્હારી હેરાન ખલકની દાદખાહીની દુર અંદેશી નીકળેછે. અને ઘણાજ અઘરા મુકદમાના ફેસલા આસાન થાયછે." બીર્બલ બોલ્યો "ધર્મરાજ, હાલ એવી વાત લંબાવાનો બીલકુલ વખ્ત નથી. બીજી વખ્ત ઉપર એ જીકર મુલતવી રાખો તો ઠીક." અકબર બોલ્યો "બીર્બલ, અરે એ જૈફ હાજી જેની લગભગ તમામ જીંદગી દીનના પાક કામમાં ગુજરી રહેલી, તેવા બુજોર્ગના હાંદેશાંની

વાત જાણુવાને હું પલ પણ ઢીલ કરૂં તો પછે આ શાહાનશાહાતે જે જેહા- નમાં પોતાના અદલ ઇનસાફ બાબે ઉંચું મત બેસાડયુંછે, તે શું સાબૂત રેહેશે ? હાજી બેફીકર બોલ ત્હારો શો કીસ્સો છે ?" હાજી ઘણીજ આનાકાની તેમ બેદીલ હાલતે બોલવા લાગો:—"જેહાંપનાહ, કીસ્સો સાદો છે મગર તે હું જનાબ કહી સંભલાવું તો અવલ તો બીર્બલ બોલશે કે હાજી ગાંડો છે !" અકબર બોલ્યો "બીર્બલની મગદુર નથી કે એક ખોટો હર્ફ પણ તને કહે. બોલ શો હેવાલછે ?" "ખુદાવંદ,' હાજી બોલ્યો, "આ છેલી હજ કરવા જતી વખ્તે મેં મ્હારી દુનિઆઇ એસક્યામત જે બે હજાર અશ્રફીઓ હતી તે હું આપણા મોટા મરતબાના વડા કાજી શેરખાનને હવાલે કરી ગયો પણ આ- વ્યો ને તે હવાલે લીધી તો અશ્રફીઓને બદલે પથરા!". અકબર બોલ્યો "તેં તેને ગણી હવાલે કરી હતી તેમ તેં બરાબર જોઇ લીધી કેમ નહીં ?" "જેહાંપનાહ," હાજી બોલ્યો, "મેં તે શ્યાલની કોથળીમાં ભરી બરા- બર મજબુત બંદબસ કરીને આપી હતી તેમ કાજીએ પણ મને તે અપી!". બીર્બલ બોલ્યો "જેહાંપનાહ, હાજી ગભરાટમાં છે તેથી બરાબર સમજાવા લાયક હોશમાં નથી, એ કહેછે· કાજી સાહેબને શ્યાલની કોથળીમાં ભરી સ્વાધીન કરી હતી. હજ કરી આવ્યા પછે તે પાસ જઇ માંગવાથી જે સી- લથી તે બંધ હતી તેવીજ હાલતમાં સ્વાધીન આપી. તો આપણને અટ- કળ થાયછે કે કાજી સાહેબે તે કોથલીને નજરે પણ જોઇ હશે નહીં જ્યારે હાજી સાહેબે આપી હશે ત્યારે." હાજી બોલ્યો "બીર્બલ કહે છે તે બેશક આબાદ નેમસર કહેછે. મેં જ્યારે તે આપવા કહી ત્યારે કાજી બોલ્યો ત્હારે જોઇએ ત્યાં મ્હારાં મકાનમાં તું મેલી જા. ને આવે ત્યારે તુંને જોઇયે તે વખ્તે તે જગ્યામાંથી લઇ જા, તેમ હું મ્હારે હાથે તેના ભંડારમાં બંદબસ મેલી. આવ્યો ત્યારે તે જેમ મેં મેલી હતી તેમ તે ત્યાંથી લઇ આવ્યો. કાજીને તો ખબર પણ નથી કે મ્હારી કોથલી કેવીછે ને કેવી નહીં ! ને આ આફત ગુજરીછે તેથી મ્હારા બુઢાપામાં હું નાચાર થયોછું. મ્હારી તમામ જીંદગા- નીની શીરીની એમ કોઇ કુફ્ર લુંટી ગયોછે. શાહાનશાહ એ મ્હારો ઇનસાફ થવો જોઇએ કે કાજીએ મ્હારી જીંદગી ઝેર મીશાલે કરીછે." બીર્બલ બોલ્યો "જેહાંપનાહ, હાજી બોલેછે કે કાજીને સ્વાધીન આપ્યામાંથી તેની અશ્રફીઓ ગઇ; પણ કાજી શેરખાન એ હાજી કરતાંએ જૈફ ને તમામ શાહાનશાહાતનો વડો કાજી, ઇન્સાફની દરબારનો મુરબ્બી ને ખલકની દાદનો પોંહોંચનાર, અગર એ ચાહે તો એટલી અશ્રફીઓ ઉપર નજર બગાડ્યા વગર લખ્ખો અશ્રફીઓ મેલવી શકે. તમામ મોટા મુકદમા એ નામદાર ચુકવેછે; તો જો કે તેના ઇન્સાફ ઉપર આજ લગી કોઇનો દગદગો સંભળાયો નથી. કોઇ તેનો કાતેલ દુશમન પણ તેણે કોઇની લાંચ ખાધી એ કહેતો નથી. આજ કાલ

મલી તે બાર વર્ષ થયાં ઇન્સાફની વડી મનસદ ઉપર બીરાજ્યોછે અને તેની નામદારી, ઇજત ને આંટ વગર જોડીઆની અંકાયછે. તેવો જૈફ કાજી આ કામ કરે એ ખ્યાલ લાવવો પણ બને કેમ?". અકબર બોલ્યો, "બીર્બલ તે બેશક રાસ્ત બોલ્યો. હું આજ મ્હારી શાહાનશાહાત ઉપર નચીંત નીંદમાં રહુંછું, તે એ અદલ ઇન્સાફ આપનારા મ્હારા વડા કાજીની કુલ બરખત; બેહજાર તો શું પણ બે કરોડ અશ્રફીઓ ઉપર કાજીની ધાનત બીગડનાર નહીં. મ્હારી તમામ શાહાનશાહાત ને કુલે ખલકની ખાનાઆબાદીનો પાયો તેજછે. તે અગર જર જમાવ કરવા ચાહે તો દર પલની દશ અશ્રફી જમાવ કરતો જાય; તે જો એવો હતે તો આજ બાર વર્ષમાં તે મ્હારા ખજાનાથી જાદા ખજાનાનો માલીક બનીને આલમમાં આફત વરસાવી રહ્યો હતે." બીર્બલ બોલ્યો " ધર્માવતાર પણ બીજી બાજુ રાસ્ત ને દીનદારછે. હાજી પણ કદી એક હર્ફ જુઠ બોલે તેવો નથીજ. જૈફીને લીધે દરેક જણ ઉપર રેહમ ને દયાથી જોનાર; કોઇની એક બદામ પણ કબુલ રાખતો નથી; સદા અલ્લાનું ધ્યાન ને હાથમાં મકકા. હમેશાં રાસ્તી ને તોજેશ; તે પણ લાખ અશ્રફી લાલચ મલે તો પણ એક હર્ફ આડો બોલવાને બંધાય નહીં તેવો." અકબર બોલ્યો "બેશક એક હર્ફ ફેર નથી બીર્બલ ત્હારા જણાવ્યા વીચારમાં." હાજી બોલ્યો "જેહાંપરવર મ્હારી શ્યાલની કોથલી બારીકીથી જોઇ તપાસી ત્યારે તે કોઇએ એવી રીતે રફુ કરેલી જણાય છે કે અસલ વણતને પણ તે રફુઇ ટક્કર મારેછે. સાધારણ રીતે તે કદી જણાઇ આવતી નથી તેમ સો જણમાં એક પણ તેને કાંઇ તેવો દગો થયો છે એવી રીતે માનનારો મલવો મુશકેલ." બીર્બલ બોલ્યો "ત્યારે તે કોથલી શ્યાલની વણી કઢાવેલી હતી, હાજી સાહેબ?" "હા. તે કોથલી મેં ઘણા ઘણા વર્ષો થયાં ગુંથાવી તે માહે અશ્રફીઓ ભરાવી ઉપરનો ભાગ પણ ગુંથાવ્યાથી તે એક અખંડ ગોલ દડો હોય એવો તે અશ્રફીઓનો દલ્લો લાગતો હતો." શીકારગાહ જવાનો વખત હોવાથી વધારે વાત લંબાવાને બન્યું નહી ને હાજી ગયો. પણ શાહાનશાહ તર્ત ગુસ્સામાં બોલ્યો "બીર્બલ આ મ્હારા હાજીનો ફેસલો શીતાબ તું નહી કરશે તો શીકારથી આવ્યા પછે પેહેલે દીન ત્હારૂં સર સુલીને સ્વાધીન કરવામાં આવશે. શું મ્હારી શાહાનશાહાતમાં આ રવેસે જુલમ ને ચોરી ચાલે ને તું નચીંત શીકારી પોશાક પેરી મ્હારી સાથ સેહેલ મારવા આવે?" બીર્બલ મનમાં બોલ્યો કમબખ્તી. થઇ ચુકું. પછે તે શાહાનશાહને કેહવા લાગ્યો, "બંદેનવાજ, એ એક એવી બીકટ બીનાછે કે તે ભીતર પેસવાને બીલકુલ બને તેમ નથી." અકબર બોલ્યો "હું કંઇ જાણતો નથી મને તો એ વાતનો નીકાલ લાવવો જોઇયે. અને તે તમામ રીતે ત્હારે નક્કી કરવું જોઇયે." તેટલા શાહાનશાહ મસનદથી ઉઠી ઉભો થયો કે

બીર્બલે "તાજુબી ઉપજેછે," એ કેહતાં મસનદની શ્યાલની ગાદીને પોતાનું નખ માર્યું તેથી તેનું પડ એક વેંત ચીરાઇ ગયું તે જોઇ અકબર બોલ્યો 'બીર્બલ તેં એ શું કર્યું ? મસદનદનું પડ ફાડી નાખ્યું ?" બીર્બલ બોલ્યો "જેહાંપનાહ બીલકુલ નહી." શાહાનશાહ બોલ્યો "અરે આ સાફ દેખાય છે ને તું સાફ ના કહેછે ?" બીર્બલ બોલ્યો "ધર્મરાજ એ જે આપને દેખાયછે તે ફક્ત દરદી નેત્રાનો દોરોછે, એથી એમ જોવોછો આપ." "અરે એવું શું કહે છે ? અરે આ તેં મ્હારા દેખતાં નખ મારી, ઉમદા પડ ફાડી નાખ્યું ને બેકીમતી ગાદી રદ કરી તોપણ નામૂક્રર જાયછે ? અયે તું મને જુઠો પાડે છે ?" બીર્બલ બોલ્યો, "જેહાંપનાહ એવો કોઇ ચીરો છેજ નહી. ક્યાં છે ? ગાદીને રજ પણ ઇલજામ થયોજ નથી. એ તો આપ એવું દેખો છો ?" અકબર બોલ્યો "બીર્બલ એ કદી હું તને માફ કરીશ નહી. હાલ તો શીકાર સ્વારીના રંગમાં ભંગ કરવા માગતો નથી પણ પાછા ફર્યા બાદ એનો સ્વાદ તું ચાખશે." બીર્બલ બોલ્યો "જેહાંપનાહ આપ કહોછો ને ધારોછો તેવો કોઇ ખતરો ગાદીમાં થયો હશે તો કે; નીકર નાહક તો આપ બદનામ કરશો નહી ?" અકબરનો ગુસ્સો જવાની હદ રેહતે નહી પણ તે વખતે તે લોહીનો ગોટ ગળી ગયો. પલમાં અકબર ને બીર્બલ ખાનગી દીવાનખાનેથી ઉતરી ઘોડે-સ્વાર થયા. શાહાનશાહ આગળ, બીર્બલ લગાર પાછળ બાજુએ, ને ચારે બાજુ સો ચુનંદા શમશેરબાજ જવાંમરદ સ્વારો, એમ ભાગળમાં જમાવ થયલી શીકાર સ્વારીમાં સામેલ થતાંજ ત્યાં 'શાહાનશાહ સલામત' પોકાર પડી રહ્યો. લશકરી ને રાજદરબારી અમલદારો દરજ્જા પ્રમાણે શાહાનશાહ ને બીર્બલ પાછળ ઘોડા કુદાવતા ચાલ્યા.

શાહાનશાહ શીકારે જવા પછે મેહેલનો રખેવાલ તમામ દીવાનખાના બરાબર તપાસી બંદબસ કરતો જ્યારે ખાંનગી દીવાનખાને આવ્યો ત્યારે ત્યાંની સઘળી બેઠક બરાબર જગ્યોએ ગોઠવી મેલતાં તે મસનદ બરાબર કરવા જાયછે તો ગાદીના ઉમદા શ્યાલના પરને ચીરો પડેલો જોઇજ ચોંક્યો. તેના ચેહેરાનો રંગ કપુર થયો. તેના તન બદનમાં ધુંજારી પેઠી. તે મનમાં બોલવા લાગો, "આ નુકસાનનો હું શું જવાબ આપીશ ? અરે આ ગાદીના પડની કીંમતમાં મ્હારો તમામ કબીલો કપાઇ જતાં પણ મ્હારો થાગ લાગશે નહી. કરવું કેમ ? અરે આ દીવાનખાનામાં કેઇ ગફલતી થઇ કે પક્ષીએ પોતાની ચાંચ મારી આ કામ કર્યુંછે ? અરે હું શાહાનશાહને જવાબ શો દઇશ ?" તે એ અફશોશમાં અજાયબ હોશ્યાર થયો. તેણે એક પછે ખ્યાલ દોડાવ્યા. તે પોતાના મનમાં બેહદ ડર ખાઇ પડયો. પણ તેટલાં તર્ત એક ખ્યાલ સુજ્યો, "અગર કોઇ રફુકર ખૂબ ઉસ્તાદ એ કામ સરસ રીતે કર-નાર હોય તો એ વાત ઢંકાઇ જાય. તેણે તર્ત એ વીચાર સુજ્યાથી રાજ્ય

દીવાનખાનું શીતાબ બંધ કર્યું. પછે તેણે પોતે જાતે તે રાત્રે શેહેરમાં ફરી રફુકરના ટોલામાં ખબર કાઢી તો તેના જાણવામાં તેવો ઉસ્તાદ રફુકર માત્ર એક જૈફ શ્રી દીલ્લીમાં રેહેનાર ક્યાશમીરી આવ્યો. તે તેને મોટી જેહમતે મળ્યો. તેણે તે કામની હજાર અશ્રફી આપવાની બોલીએ પેલા ઉસ્તાદ રફુકરને બીજી રાતના બેમાલમ આગ્રામાં બોલાવી લાવી પોતાના મકાનમાં છુપો રાખ્યો. ફીસબી બેશક વખાણવા લાયક તેણે તે મસનદની ગાદીના પડનો ચીરો એવો બેમાલુમ રફુ કર્યો કે કોઇ ખલીલની ચશમ પણ તેના મુલને પામે નહી. એ રીતે કામ નક્કી થયું કે ફીસબી ઠેરવેલું દામ લઇ ચાલતો થયો. મેહેલના રખેવાલને હવે કરાર થયો. તેણે તે દીવાનખાનું બરાબર કરી બંદ કર્યું. મસનદની ગાદી બરાબ્બર અસલ મુઆફક થયાથી તેની ખુશાલીનો પાર નહી રહ્યો હતો.

શીકારગાહે શાહાનશાહને જોઇયે તેટલી મજો પડી નહી. તે જ્યારે પણ બીર્બલને પાસ જોય કે તેની મસનદની ગાદી ફાડી નાખ્યાની નાલાયક ચાલ યાદ આવીને તેનું મન, વેર લેવાનું એટલું તો જોર મારે કે તેને શીકારગાહની રમુજ પસંદ આવે નહી. જો કે શાહાનશાહ આ વખત એક પૂરો મહીનો શીકારગાહમાં રહી ખુશી મારવાનો હતો, તે જગ્યો તે માત્ર પાંચ દીવસ થતાંજ કટાળ્યો. છઠ્ઠે દીવસે તો તેણે ત્યાંથી બીસ્તરો ઉઠાવી શેહેરમાં જવાનો ઇરાદો જાહેર કર્યો. એ રીતે માણુ માણુ સાત દીન શીકારગાહમાં ગુજર્યા ના ગુજર્યા ને શાહાનશાહ રાજધાનીમાં દાખલ થયો. રૈયત પોતાના શાહનશાહની સ્વારી શીકારેથી ના ધારેલી જલદી ફર્યાથી તરેહવાર ગપાં મારવા લાગી. "કોઇ કહે રજપૂતાનામાં લડાઇ જાગી. કોઇ કહે શાહજાદો શેલીમ નાફરમાન થયાની વાત જાણીને શાહાનશાહ નાખુશ થયો છે. કોઇ કહે જનાનખાનામાં રાણીઓની ગડબડ જાગ્યાની મોહકાણ છે" વગેરે તરેહવાર ગપાં નીકલ્યાં. શાહાનશાહ પોતાના મોહલમાં દાખલ થયો કે પેહેલો પેલાં ખાનગી દીવાનખાનાની મસનદ ઉપર જઇ બેઠો. તે સાથે તેના હમેશાંનાં રાજદરબારીઓ પણ ત્યાં દાખલ થયા. રાજા બીર્બલે બારે ડોલે મસનદ ન્યાલી કે તેના મુખ ઉપર ખુશાલીનો ગુલાબી રંગ ખીલ્યો. તેટલાં શાહાનશાહ બોલ્યો "બીર્બલ તેં મસનદની ગાદી ફાડી નાખીછે તે"—આગળ કહેતાં અટકી તે ચીરો જોયછે તો તે પાદશાહી ગાદીના પડને એક બાલ જેટલી પણ ખામી જણાતી નથી. શાહાનશાહ પોતાની આંખ ચીરીચીરીને તે ચીરો જોયછે પણ તેને તે કશું જણાતું નથી. બીર્બલ બોલ્યો "જેહાંપનાહ બેઅદબી માફછે પણ એવી કોઇ નુકશાની નીપજી હોય તો આપને દેખાય ? બંદેનવાજ, ચશ્મમાં જે ખલલ, બદનમાં દરદી લોહીના વેહવાથી થઇ હતી તે સબબે જે ચીરો ગાદીના પડમાં જણાયો તે દરદી લોહી, શીકા-

રગાહની તાજી આબો હવાએ કઉવતમંદ થયાથી ચશ્મની તે ખલલ નાબુદ થઇછે," અકબર બોલ્યો "એ હું કદી માનું નહી. મેં મ્હારી ચશ્મોથી બરાબર તને પોતાનું નખ મારી મ્હારી પાદશાહી મસનદનું પડ ચીરી નાખતાં જોયોછે અને તેમજ ચીરો.—" બીર્બલ બોલ્યો "ધર્મરાજ ત્યારે તે ચીરો આપ ખોલી કાઢો એટલે થયું." શાહાનશાહ અકબરે પોતાની મસનદની ગાદી ઘણીજ બારીકીથી જોઇ. તે પલે પલ વધારે ને વધારે ઉજાસમાં તે લઇ જોતાં જોતાં એટલો થાકયો કે અંતે તેની તાજુબીની હદ રહી નહી અને તે રાજા બીર્બલ ઉપર જેટલો ચીડાયો હતો તેટલો ખુશ થઇ બોલ્યો "અરે બીર્બલ તું બેશક ખરો પડયો છે પણ મને એમાં ભેદ જણાયછે, હું ત્હારી ઉપર ખુશછું મને એ ત્હારા કામનો ભેદ જણાવ કે મેં મ્હારી નેધાથી જોયલું અને તે ઉપર પા કલાક રગજીક કરેલી, છતાં તે બનાવ ગોયા જાદુ મીશાલે નાબુદ થઇ ગયો ! એ શું બલાછે ? હું તને હોકમ કરૂંછું તેમાં પલ ઢીલ ના જોઇયે" બીર્બલ બોલ્યો "બંદેનવાજ હોકમને તાબેછું. મગર શીકારની થાક ને ગેરદથી હું હાલ એ જીકર મોકુફ ચાહુંછું." શાહાનશાહ બીર્બલના મનનો મરમ પામ્યો કે કોઇ જોખમભરેલી બાબતનો ખુલાસો હોવાથી હાલ તેણે ખામોશ ધરીછે. અને એ સમજ ને રૂઢીથી મીજલસ બરખાશ થઇ. રાજ્યાધીકારીઓ પોતાને મોહોલ જવાને નમી શલામ બજાવતા ચાલતી પકડવા લાગ્યા. શાહનશાહ પોતે પણ થાકના માર્યા ત્યાંથી આરામ મોહોલમાં પધાર્યો.

રાજા બીર્બલને જોઇતી હતી તે વાત સમજાઇ કે શાહાનશાહાતમાં કોઇ ઉસ્તાદ શ્યાલ રફુકર રહેછે; જેના બારીક કસબમાં અસલ પ્રમાણેથી પણ જાદા સફાઇ આવેછે. આ વાતનો પત્તો હાથ લાગાથી તે ખુશ મીજાજ પોતાને મકાન ગયો અને શીકારની થાક ને ગેરદથી ચંગો થઇ ફરી તર્ત રાજ્ય મેહેલમાં આવ્યો. તેણે ખુબ જુગતીથી મેહેલના વડા રખવાલને બોલાવી કહ્યું "તું ત્હારાં બાલગોપાલને મલી લે ને છેલ્લી બંદગી કરી લે, કેમ કે તેં મોટું જબુન કામ કર્યુંછે તેની સજા તને દેહાંતદંડની થનારછે; એ ગુપ્ત રીતે મ્હારી જાણમાં આવ્યુંછે." મેહેલ રખવાલ તો તે સાંભલી તર્ત પોતાનું પાપ ચેત્યો. તે બીર્બલને પગે પડી માફ માંગીને બોલવા લાગ્યો "રાજાજી મ્હારો કબીલદારનો જાન ઉગારો. મેં કાંઇ જાણી જોઇ ગુન્હો કર્યો નથી. મ્હારી એટલી ખામી થઇ તે માટે મને બચાવી જ્યો." બીર્બલ બોલ્યો "ત્હારી ખામીજ કેઇ થઇછે, કે મને તેનો ભાષ થઇ હું તને સહાય થાવું ?" રખવાલ બોલ્યો "રાજા બીર્બલ હું આપને એક ખાનગી વીગત જણાવવાને ચાહુંછું, પણ તે માટે મ્હારો કસો દોષ કાઢી શકશો નહી. શાહાનશાહ શીકારે ગયા તે દીવસે, હું દરબાર મોહોલ સઘલો બંદોબસ્ત કરતો જ્યારે ખાનગી દીવાનખાને તે સાફ કરાવી બંદ કરવા ગયો તો મોટી મસનદની ગાદીનું ઉમદા

શ્યાલનું પડ કોઇએ વેંત ફારી નાખેલું મ્હારા જોયામાં આવ્યું. આ બનાવ કેમ બન્યો તેતો ખુદાને માલૂમછે; મગર હું રખવાલી ઉપર હોવાથી જોખમદાર ઠર્યો તેથી જાનથી ડરી મ્હારો બચાવ કરવા ખાતર મેં મોટી જેહેમતે એક ફીસબી રફુકરને શોધી કાઢયો તેને મેં મોટી કીંમત આપીને તે ચીરો રફુ કરાવ્યો કે અસલ પ્રમાણેજ તે દીસેછે. આ તે ગુન્હો થયોછે, જે માટે તમને ગુપ્ત ખબર પડીછે કે મ્હારો જાન જોખમમાં પડયોછે. એ સીવાય બીજી કોઇ તકશીર મ્હારી નથી." રાજા બીર્બલ બોલ્યો "રખવાલ આ તો તેં એવી તકશીર કરીછે કે તેથી તું કોઇ કાલ બચનાર નથી, પણ એક યુક્તી છે. અગર તે રફુકરનું મકાન મને જાણ કરે અને હું તેને મલી આ વાત બંધ કરાવી દઊં તો ત્હારો જાન ઉગરે; બાકી સર્વ જુક્તી કેવલ લુલી છે." રખવાલે તર્ત ભોલાઇથી હા પાડી. રફુકરનું નામ, ઓલખ ને ઠામની ચોકસ નીશાન દઇ તે પોતાનો જાન બચાવવાનો ઉમેદવાર ઉભો. બીર્બલ બોલ્યો "આપણી વચ્ચેની વાતનો એક એશારો પણ કોઇની જાણમાં આવે નહી એવો બેતંબા રહેજે. બેદરકાર તો એવો રેહેજે કે શાહાનશાહ પણ ત્હારી ભોલાઇથી તાજુબ થઇ ત્હારો કાંઇ પણ ગુન્હો હોય તો તે ગુન્હાના બાબમાં શરમંદ થાય. સમાલજે નીકર મને કસો ઠપકો ના આપીશ." આ કહીને બીર્બલે એક શાહાનશાહનો વીશ્વાસુ સ્વાર પેલા રફુકરને ત્યાં તેને શાહાનશાહને નામે બોલાવા મોકલ્યો. ત્યાં લગી બીર્બલ પેલા હાજીના મુકદમામાં આગલ વધ્યો.

શાહાનશાહ અકબ્બર સાંઝ વખ્તે ઐશ દીવાનખાનામાં તખ્તે બીરાજ્યોછે, જમણી બાજુ શાહજાદાઓ ને ડાબી બાજુ રાજ્યધીકારીઓ અદબ બજાવી ઉભાછે. બીર્બલ ત્યાં ચારે પાસ આંખ્યોથી વીજળી પાડી રહ્યો છે. તેની ચકાચક જોવાની ઢપે શાહાનશાહ અકબ્બર બેહદ કંટાળેછે. વજીર અબુ ફજલ, બીબલની જોવાની ચબરાકીમાં કાંઇ નવી જુની બની જવાની આગાઇ માની લેછે. ત્યાં ઉસ્તાદજી તાનસેન 'મકર ચકર'ની ધ્રુપદ ગાઇ શાહાનશાહથી વાહવાહની શાબાશી મેલવી રહ્યાછે. તેટલાં ત્યાં કાંઇ ગડબડ થયાં જેવી હો હા સંભળાઇ. શાહાનશાહ, શાહજાદા ને રાજ્યાધીકારી વગેરે તમામ મીજલસની નેધા તે ગડબડ તરફ ગઇછે તેટલાં ત્યાં શાહાનશાહનો ખાસ અંગરક્ષક સ્વાર એક જૈફને ડોળા કકડાવીને દરબારમાં હાજર કરેછે તેની ને રાજા બીર્બલની નેધા એક થઇ, કે બીર્બલે હસીને તે જૈફને શાહાનશાહ આગળ રજુ કર્યો ને કહ્યું "જેહાંપનાહ આ જૈફ શખ્સ કાશમીરી છે, એ રફૂકરછે અને આજના જમાનામાં તમામ રફૂકરમાં મોટો ફીસબી ઉસ્તાદછે." રફૂકર એ સાંભળી શાહાનશાહના તખ્ત પાસ નાકઘસણી કરતો પડયો, તેને ઉઠાડવાને બાહાને બીર્બલે તેનાં કાનમાં કાજીજીની શ્યાળ કોથળીની રફૂઇની

યાદ દેવાડી તે બાએની માશી ચાહી જાન બચાવાને ઇસારો કર્યો. બીચારો જૈફ રપૂકર તો રપૂઇ કરવામાં બેગુનાહ હતો તોપણ તેની આ જંશીમાં ઇજ્જત જાયતો જેહાન દરમ્યાન તેના કબીલાને કાળો દાગ લાગીને રોજે ક્યામત તલગ રૂશવાઇ નોંધાય, તે આ ખ્યાલે ગભરાયલો ને બેહોશ જેવો થયલો તખતના પાયા પાસજ પડી મીનતગુજારી કરવા લાગ્યો. "જેહાંપનાહ બેઅદબી માફ કરિયો. હું શ્યાલ કોથળી રપુ કરવામાં કોઇ પણ કાવત્રાંથી બેખબર ને બેગુનાહ છું." સાહાનશાહ આ સાંભળી બીર્બલને પુછવા લાગ્યો "એ રપુકર શું બકેછે ? એનું મગઝ ઠેકાણે નથી કે કેમ ?" બીર્બલ બોલ્યો "હા જેહાંપનાહ બેશક તેમ થયુંછે" એટલું કેહતાં પેલા ખાસ સ્વારના વડાને કાજીની દેખરેખ રાખવા માટે ઇશારો કર્યો. પછે બીર્બલ શાહાનશાહને નમનતાઇ સાથ કેહવા લાગ્યો. "જેહાંપનાહ, આ રપુકર બેગુનાહ છે. હાજીની કોથળી રપુ કરવામાં એણે ફકત કાજીનો હોકમ સર ચડાવ્યો; જેમાં અચ્છું ઇનામ મળ્યું છે પણ એ હાલ તે કામ કરવામાં પોતાને સજા થાય એ દેહશતે જનાબ ગુનાહ કબુલ રાખેછે કે શ્યાલની કોથળી કાજીએ જેમ કહી તેમ રપુ કરી . તેમાંની અશ્રફી કાજીએ લીધી તે કોણની એ તે સમજ્યો નહી, માટેજ તે માંહે પથરાં ભરેલાં જોતાં તેને કશો ખ્યાલ ગયો નથી. કાજી સભામાં બીરાજેલો આ નવાઇ રવેશ એકાએક તવૈ પોતાને સર આવ્યાથી ઝાડની સુકી ડાળ મીસાલે ધ્રૂજવા લાગ્યો. તેના તનની રગેરગમાં લખલખો ચઢયો. તેની દાઢીના ઉજલા બાલમાં વીજળી ચમકવા લાગી. તેની નજરમાં જેહાંન શીહા થઇ હોય એવી ક્યામત બરપા થઇ. તે ત્યાં જીવતોજ મુઆ કરતાં નફેતર થયો. તેના લબ ઉપર કફ ને તેની બેસવાની ઠપ ઉપર હેફ જાહેર થવા લાગી. તેટલાં ત્યાં આગમચથી નક્કી કર્યા પ્રમાણે હાજી સાહેબ મજેલી ચીકાર દરબારમા, "જેહાંપનાહ જમાના લગી સલામત રેહજો," કહેતાં તે રાજ્ય મીજલસમાં દાખલ થયા. સર્વે જણે તેની બુજોર્ગી ઉપર ધ્યાન રાખીને ઘટતી ઇજત દીધી. શાહાનશાહ તેને જોતાંજ શ્યાલની કોથળીની વાત પામી ગયો. તે બીર્બલની ચતુરાઇએ હાજીનો મુદ્દો સાબુત થયાથી તાજુબ થયો. બીર્બલે તેટલાં ત્યાં શાહાનશાહને કુનસ બજાવી કાજીની વાતને મુગમમાં જણાવતાં, રપુકરની પૂરતી ઓળખ કરાવી દીધી. વળી તેણે આગલથી કાજીની વાત પડદામાં રહે માટે હાજીની હાજરી થવામાં દરબારીઓએ ત્યાંથી શાહાનશાહને સલામ બજાવી ચાલી જવાને ચેતાવી રાખેલું, તેમ જેવી એ જીકર દરમ્યાન વાત લંબાતી ચાલી તેમ તેમ તે દરબારીઓને ઇસારત કરતો જાય ને દરબારીઓ શાહાનશાહને કુનસ બજાવી ઉઠી જતાં સેજ વખતમાં ફકત દરબામાં શાહાનશાહ, રાજા બીર્બલ, હાજી, કાજી, રપુકર, મહેલ રખવાલને ખાસ શાહના અંગરક્ષક રહ્યા. શાહાનશાહના તખ્ત

હજુર મીયાં તાનસેન રંગ ભરી ધ્રૃપદ તો ચાલુજ રાખી રહ્યા હતા. ત્યાં વધી શાહાનશાહ વાહવાહ પણ કરી રહ્યા હતા, તેથી આ વાતમાં જેટલી ઝેરી ઝડપ થવી જોઇયે તેટલી થવામાં ઢીલ હતી, અને તેવુંજ રાજા બીર્બલને પણ જોઇતું હતું. દરબાર ગણત્રીનાઓથી ચાલૂ રહી કે શાહાનશાહે બીર્બલને પુકાર મારી પુછ્યું; "આ રફુકરે બેશક ગુન્હો કર્યોછે અને તેનો શીરછેદ અબઘડી થવો જોઇએછે." બીર્બલ વચ્ચે બોલી ઉઠયો "આ વાતમાં જાનની ખરાબીની જરૂર નથી. પૈસાનો બદલો પૈસાથી લેવો જોઇયેછે તેમ કર્યામાં આવશે. કાજીજીને ફક્ત એ વાત સાબેત છે કે કેમ તે સવાલ મેલવાની મુખ્ય જરૂરછે. મુદ્દા વગર મુજાહમત ક્યાં થઇ શકે ? રફુકરે સાવ ગુન્હો કબુલ રાખ્યોછે કે કાજીજીએ અશ્રફી કાઢીને તે જગ્યો પથરા ભરી તે રફૂ કરાવીછે, તે વાત ગલત છે કે રાસ્ત ?" કાજીને આ સવાલ શાહાનશાહે કર્યો અને કાજીનો દમ બંધ થયો. તો પણ પોતાના મનમાં પોતાના ઓદ્દાની રૂએ તે ચોકસ થતો હતો કે અગર તે હીંમતથી રફુકરની વાત નામુક્કર જશે તો શાહાનશાહ તેનું માનશે નહીં કે રફુકરનું ? તેમજ કદાચ થતે; મગર રાજા બીર્બલે કાજીના નામથી તેના ખજાનચીને બોલાવી જુદી-જગ્યો ઉભો રાખ્યો હતો, તેને આ વખ્ત જનાબ દાખલ કરતાં તે બોલ્યો "શાહાનશાહની બેઅદબી માફ ચાહી આ નામદાર કાજીના ખાસ ખજાનચીને જનાબ હાજર કર્યો છે" એમ સીરૂઆત કરી બીર્બલ ઠાગાથી બોલ્યો "કાજી જ્યારે એ અશ્રફીની તમામ વાતે ડરીને રફુકર સાથ મલતો થયો છે ત્યારે આ ખજાનચી જે પણ આ કારસ્તાનમાં સામીલછે તે પોતાનો ઇકરાર કરેછે કે હાજીની ચ્યાલની કોથલીની અશરફી કાજીને બાહેર કાઢવામાં એને બનતી મદદ કરી છે. પથરા જે પસંદ કર્યાછે તે તો તેનીજ ખ઼ાસ સુચના થઇ હતી." ખજાનચી બેહદ ગભરાયલો હતો, તેણે તે અશરફીઓની થેલીની બીના જેવી કાજી સાથ બની હતી તેવી વીગતે કહી દીધી. રફૂકરને ધુંડવા ને તેને આપવાની રકમ નક્કી કરવાની જીકર પણ કહી કે "જેહાંપનાહ પાસ જાનની બક્ષેશ ચાહતાં હું મ્હારા ગુન્હાનો ખુલ્લો ઇકરાર કરૂંછું કે રફૂકરને મેં પોતે ત્રણ દીવસ લગી શ્રી આગ્રા ને શ્રી દીલ્લી ફરીફરી ખોલી કાઢયોછે અને મેં પોતેજ આગ઼લ કહી તે કોથલી કોઇ પણ ખાકી નેધા કરવે જોઇ શકે નહી એવી તેજ ચીર રફૂ કરાવી છે. ઇનામ પણ જાદા આપ્યુંછે. આ મ્હારો ગુન્હો થયોછે." કાજી તો ત્યાં સરવે બાજુથી બંધાઇ ગયો. તે બે બદામના બંદા જેવો શાહાનશાહના પગ ઉપર તુટી પડી પોતાની કોલાહ કાઢી મારી ચાહવા લાગો. તે પાસ તેનો ખજાનચી ને તે પાસ પેલો રફૂકર તેમજ પેલા મેહેલ રક્ષકને પેલા ગુન્હેગારો પાસ પડી મારી ચાહવાસારૂ, રાજા બીર્બલે ઇશારો કર્યો તેથી તે પણ તે સઘલા નમસ્કાર

કરતો જમીન ઉપર પડયો. આ પછે રાજા બીર્બલે પોતાના બન્ને હાથ જોડીને પોતાનો ગુન્હો, જે મસનદની ગાદીનુ પડ ફાડી નાખ્યું હતું તેની માફી ચાહી. હાજી તો રાજા બીર્બલની દુરઅંદેશી ઉપર કુરબાન થઇ તેને પોતાની શ્યાલ ઓઢાડી રહ્યો ! આ તાજુબ·નાટક બની રહ્યોછે. શાહાનશાહ પણ કાંઇ સમજ્યો નાસમજ્યો, પણ આયન્દે સર્વે સાર સમજ્યો કે કાજીએ હાજીની અનામત ચોરી તે તેના હોકમ પ્રમાણે રાજા બીર્બલે મુદ્દા સમેત પકડી મ્હારી જનાબ જાહેર કરીછે, પણ એ શી રવેશ પકડવાને ફાવ્યો ? અરે શાહાનશાહતના મોટામાં મોટા ઇન્સાફ કરનાર અદાલતના વડા કાજીનો બેસુમાર કાબુ, ત્રાસ ને ઝાપટો છતાં એટલી આશાન રીતે એ બારીક મુકદમાની ભીતર માહે રાજા બીર્બલ કેમ દાખલ થઇ શકીગો ? તે ·તાજુબીથી પુછવા લાગ્યો "બીર્બલ એટલો આશાન એ મુકદમાનો કેમ ફેસલો થયો ? તે મને સમજાઇ શકાતું નથી. હું તો એ પકડવામાં કોઇ જાદુઇ બલ વપરાયું હોય એવો અંકોષ જોવુંછું" બીર્બલ બોલ્યો "જેહાંપનાહ, જાદુઇ ફકત મ્હારી દુરઅંદેશી સમજો. જે વખતે હાજીએ મીનત ને દીલગીરીથી પોતાનો મુકદમો જનાબ બયાન કર્યો ત્યારે મ્હારા મનમાં આ વાત માત્ર સાબેત કરવાની ઉલટ થઇ કે શ્યાલની કોથલીમાં અશરફી તે બદલે પથરા નીકળ્યા. તો હાજી જો રાસ્ત બોલતો હશે તો શ્યાલની કોથલી ફરી તે અશરફી કાઢી કોઇએ લેવી જોઇએ. જે કામ કર્યા પછે તે અસલ મુઆફક કોઇ રફુકર પાસ રફુ કરાવી જે જગ્યો હશે ત્યાં નાખી મેલી હશે. માલકે પોતેજ મેલેલી જગ્યોથી·કોથલી કાંઇ પણ ચુંથ ચાથ વગર મલી, તેથી વગર વેહેમ આવવે તેણે પોતાને સ્વાધીન લીધી. મકાને જઇ ખોલી તો તેમાં દગો જણાયો પણ હવે તે દગો કહે કોણને ને દાદ મલે ક્યાંથી ? પોતાને મકાન ખોલી ત્યાં લગી તેમ તે પછે પણ કોઇ તેનો સાહેદ નથી. તે આપી આવ્યો તેમ તે લઇ આવ્યો. અનામત રાખનાર અદાલતનો વડો કાજી. મેલનાર શાહાનશાહતનો વડો હાજી. ત્યાં તો વાત ખરી કેઇ ને ખોટી કેઇ તે સાબેત કરવી ખરી મુશકેલ દીશેછે. મગર બાતેન શ્યાલ રફુઇનો ભેદી સવાલ ઉભો થયો. મેં માત્ર મ્હારો પાયો એ બીનાના પેટમાં ઉતરવા ને રફુકરને ધુંડી કાઢવા ઉપર રચ્યો. આપને માલમ છેજ કે મસનદની ગાદીનું શ્યાલનું પડ મેં નખ મારી ફારી નાખ્યું. શીકારની ધમાલ ને તૈયારીએ એ વાતમાં મને ઉમદા મદદ આપી. આપણી જીકર, આપ કહો કે શ્યાલનું પડ ફાડયું. હું કહું કે ના, તેમ દીસેછે. હવે હું જાણતો હતો કે મેહેલ રખવાલ મસનદીઓ પોતાનો જોખમ સમજીને એ પડને ખલલ થયાથી પોતાના જાનની ઉમેદ કાપશે. તે ખ્યાલમાં અંતે તેને શ્યાલ રફુકર ધુંડવાનીજ વાત સમજાશે, ઉસ્તાદ રફુકર વગર પડ અસલ પ્રમાણે રફુ થનાર નથી, તેથી જે પુરણ

કીસબી હશે તે પાસ તનેથી કામ લેવાશે. આ કામ શીકારમાં આપણી રોકાણ વખ્તેજ થશે. હું તે જાણી મસનદીઆને જુગતીથી સમજાવીશ કે શાહનશાહનો કોઇ ગુન્હો કર્યામાં તું જાનની દેહસતમાંછે. તે તર્ત તેનું પાપ સમજી મ્હારેથી પોતાનો બચાવ માંગતાં મસનદના પડની રપૂઇ કોણ ઉસ્તાદે રફુકરે કરીછે તે જણાવશે. એ જુગતીથી રફૂકર પકડાયો. તેને બોલાવ્યો. મેં તેને કાજી સાથની વાતના વાંકના બદલામાં તેના જાનની જોખમદારી સમજાવી. એથી વાત આપોઆપ જાહેર થતાં કાજી જો સરકસ થાય તો વાતમાં શક રહે, માટે મેં તેના ખાસ ખજનચીને ત્યાં બોલાવ્યો કે તેની મદદ વગર તે પોતાના તમામ ખજાનાનો હીસાબ રાખી શકેજ નહીં. હવે બુજોર્ગ કાજીની કુલે ઇજ્જત તો ગુમ થઇ પણ તે સારી શાહાનશાહાતમાં ખુલી જઇ તેની હદથી જાદા બેઆબરૂ ના થાય માટે મેં હાજીની હાજરી કોઇ આફતની આગાહ આપનારી આપણા રાજ્યાધીકારીઓને જણાવી મ્હારી ઇશારતે જેવો દરબારમાં હાજી હાજર થાય કે ગુપચુપ સર્વે ઉઠતા જાય, અને એ મુઆફક બીજી પણ તમામ ચોકાસી રાખવી જોઇયે તેમ રાખી મેં બનતી ગુપ્ત રીતે આ હાજીની ચોરી પકડ્યાનું કામ સરનજામ ઉતાર્યુંછે. આપ મ્હારી ગેર ચાલની માફી નવાજશો તે સાથ આ તમામ ગુન્હેગારોને પણ જાનની માફી બક્ષો પણ જોઇયે તેટલો જરનો દંડ કરવો, એમાં મ્હારી ના નથી." શાહનશાહ બેહદ ખુશ થયો. મીયાંતાનસેને આ વખત વખણાયલા રાજા બીર્બલના ન્યાર ને શાહાનશાહના હાતમ ખવાસમાં ખાસ પદ જોડી ગાયું. શાહાનશાહાતની તમામ ખલકને અદલી ઇનસાફ નવાજનાર જૈફ કાજી તો ફકત મુગો ખર થઇ ઉભોજ. રફુકર પણ તેવોજ ધુવડ થઇ ગયો મગર મનમાં બીર્બલને લખોલખ ગાલો દેતો હતો. ખજાનચી પોતાને બીર્બલે બનાવી દીધાથી જીંદગી હરામ સમજવા લાગ્યો. મેહેલનો અમલદાર પોતાની થેકડી થયામાં બીર્બલ ઉપર વેર લેવાનો ઠેરાવ કરવા લાગ્યો. તેટલાં શાહાનશાહ બોલ્યો "અરે વાઃ બીર્બલ ત્હારી દુરઅંદેશી ઉપર આફરીન, મગર દંડ કેટલો તે પણ તું નકી કર." બીર્બલ બોલ્યો "ધર્માવતાર તે આપ ચાહે તેટલો કરો તેમાં મને વાંધો નથી પણ જેટલો પણ ભારે થાય તેટલો ઘટતો થયલો કેહવાશે. હું ધારૂછું કે કાજીની તમામ માલમીલકત હાજીના ટોળાંને ખેરાત કરશો તો બસ. ત્યમ આપણે બુજોર્ગ હાજીનો દમ બંધાય તે વખતે તેની ઘોર કાજીનો ખાસ મેહેલ બનાવી ઘોતો ઇન્સાફને શોરખરૂઇ મલશે. આ રફુકર ક્યાં જાદા દીન જીવનાર છે? તેના આંગલાં વ્હાડી નખાવો, કેમ કે એ તેની પુંજી છે તે દંડ થયોજ. મેહેલ અમલદારને બરહને તન ને સર દીલ્હીના કોઇ ગામડાંની ધર્મશાલામાં નખાવો ત્યાં મુશાફરોની ખેરાત ઉપર ગુજારો લે કેમ કે તેટલીજ તે માંહે અકલ છે. મ્હેલ સમાલવા લાયક અક-

હનો તે નથીજ. કાજીના ખજાનચીને બંદીખાનાનો દારૂગો કરો. હાલમાં મ-ળેલી ચાનકનો તે હમેશાં ખ્યાલ રાખશે તો કોઇ રાજદ્રોહીને છોડી મેલવાનો જોખમ સર હોરી લેશે નહીં. અને મને છ માસ સઘલી રાજ ખટપટથી મોકળો કરો કે મને પણ ઠીક શીક્ષા થયલી કેહવાશે, અને હું પણ જેહાપનાહ સાથ ફરી હઠ કરીશ નહીં. આતો ફકત મ્હારી સુચના મેં કહી.” બીર્બલ જાણતો કે શાહાનશાહને તેના જેવા મ્હોટા રાજ્યાધીકારીથી સુચના થાય તે પ્રમાણેજ તે ચાલનારો; તેમ સઘલો ન્યાય થયો. કાજી તદન ખીલાઉપાડ થયો. તેમ રસુકર, તેમ મેહેલ રખવાલ ને તેમ ખજાનચી. હાજી તો એટલા ખુશ થયા કે રાજા બીર્બલને તે વખ્તે ‘હાજી’નો ખેતાબ બક્ષી મુસલમાનોનું પાક આદરમાન નવાજવાને ચુકયો નહીં; પણ શાહાનશાહે તો તેને છ માસની રજા આપવા જગ્યો તત્કાલ તો કાજીનો તમામ સરસરનજામ જપ્ત કરવા તેમ સઘલાની સજા બરાબર સરનજામ ઉતારવાની દેખરેખ ઉપર નેમ્યો. એ રીતે હાજી ને કાજીના મુકદ્દમાનો અદલ ફેસલો થયો.

---

## રેખતો.

ગફલતે ગુમૈ ના સુરતી મન રોક,
જમાનાની મુકેછે હરપલ પુર ફોક.
અનુભવી જાની રહે સદા વફા,
શખ્ખી મર્દની રહે જ્યાં રોશન નોક.
બામદાદની લ્હેકી લાવે ખુશબો,
સમજુ ભોગવે હદસરની મોજ જોક.
અધીરો જે બનશે તે તદન ડુબસે,
જાહેલ મરડશેજ આકેલની ડોક.
ખુબસુરતી લોભે ના ભુલ ટેક,
બંદગીમાં મચ્યો રેહ પુર છોક.
જફા પડતી જોઇ ના થૈ જા કફા,
બનનારી પર ના ઉસકરૈ કર શોક.
ઉમેદ જ્યાં બંધાય ત્યાં મલે ખેદ,
ખુદૈ ભેદ સમજશે **રૂસ્તમ** કોક.

---

# શાહાનશાહ અકબર ને કવિ ગંગ વચ્ચે શરત:
## ભાટનો છોકરો ગર્ભથીજ ભાટ જન્મેછે!

---

શાહાનશાહ અકબર એક સમય મોટી ખુશીમાં મેહેલે બેઠોછે, પાસ બીરબલ રાણીઓની નાલેશી કરતો બેઠોછે. શાહાનશાહ તેના શબ્દુને શબ્દુને હસતાં હસતાં હાંસી રહ્યોછે, તેટલાં ભાટ કવી ગંગ 'ખોદાવંદ' કહેતાં નમી સામે બેસી ગયા. ખાજા જંગ પણ સામે બે કીમતી મોતી ને હીરા કાઢી દેખાડતા બેઠા હતા. તે જોવાને સુંદર રાણીઓ પોતાની બાંદી ઉપર બાંદી મોકલી મંગાવતી હતી. તે ખુબસુરત બાંદી જેમના બદન ખાલસ ચાંદી જેવાં ને ઉમર ત્યારે પંદર-સોલ વર્ષની, વળી અંગ ઉપર બારીક મલમલની સારી વીટાળેલી ને અતલસની ચોળી પેહેલી, તે ઉપર સોનાના દાણાની માલા ચકચકીત થઇ રહેલી; તે જોતાં કવીગંગ બોલ્યો—

> **પવનકો તોલ કરે! ગગનકો મોલ કરે!**
> **રવીસે બાંધે હીંદોલ! એસે નર ભાટ હે!**
> **પથરકો કાંતે સુત! બ્રહાંજણકો પઢાવે પૂત!**
> **મસાણમે બસતહે ભૂત! તાકો ઘર ભાટ હે?**
> **વીજલીસું કરે લેવા! દવણીસું રાખે દેવા!**
> **રાહુકુ ખવાવે મેવા! એસો સદ્ધર ભાટ હે?**
> **મેઘકું રાખે ઠેરા, તખ્તકા લુટાવે ડેરા**
> **મનકા સમાલે ફેરા, એસો હર ભાટ હે?**

કવી ગંગની પતરાજ જોઇ બીરબલને મન તે ઉપર કાંઇ કૌતુક લાવવાની મરજી થઇ તે ઉપરથી તેણે ટાઉકો પુસ્યો કે, "ખાવીંદ જે કવી ગંગ બોલ્યો તે પ્રમાણેજ હશે તો માના પેટમાંથી ભાટ કવિત બોલતા પેદા થતા હશે એ માંહે તો કસો શક નથી." શાહાનશાહ બોલ્યો "ગંગ, બેહદ તાજુબી લાગેછે કે માના પેટમાંથી ભાટનો લડકો કેમ ભટાઇ કરતો જન્મતો હશે?" કવી ગંગ ભોલો તે બાપડો પંથરાયલી જાલ સમજી કે જોઇ શક્યો નહીં ને ગર્વે ગાંડો થઇજ બકી ઉઠયો કે, "જેહાંપનાહ એમાં શક નથી. જોઇયે તો પારખું લ્યો." ખાજા જંગ મોતી ને હીરાના નંગ રાણીઓની બાંદીને

આપતાં આપતાં સેજ કહેવા લાગ્યો, "ખોદવંદ કાંઇ પણ નકલ ને નજર એક મળ્યા વગર તએહનો તાલુકો બરાબર બંધ બેસ્તો નથી. બીર્બલે તો ગંગને સપડાવવો માટે હસીને "ખાનજી તમોને અમારા ભાટ માહરાજોના સતની ખબર ક્યાંછે ? છેક બ્રહ્મા પેદા થયા ત્યારના એ ભાટના વંશમાં સરસ્વતી દાસપણું કરેછે!." કવિ ગંગ બોલ્યો, "ખાનજી તમારે પ્યારાં મોતી ને હીરા ને જનાનાની ખુશામત; હમારે પ્યારી સરસ્વતી ને કવિતા ને શાહાનશાહની હજુરમાંહે સ્વતંત્રતા." આ વાત ચાલી હતી એટલે ચાંપરાંજ હાડા ત્યાં આવ્યો તે કવી ગંગને ફસેલો જાણી અફસોસ કરી બોલ્યો "એ શાહાનશાહ આ વાતનો ભેદ જુદોછે. કવી ગંગનો કહેવાનો બાયદ માત્ર સઘલાની વાત સંગાતે મલેછે, તેમ ભાટનો જાયો તેના બાપદાદાની રૂઢી માફક વંશના વહાલ ને ગર્વ, જે કવિતા ને ભટાઇ, તે તેના વડીલોથી જોઇ શીખી તેમ જગતમાહે ચાલતો થાય છે." કવી ગંગ સાવ ભોટ તે નાહક વચ્ચેજ બોલ્યો કે "ઠાકોરજી આજ છ માસ થયા ઠકરાણીને મોહોલથી વીયોગ સહોછો માટે ચીત ઠેકાણે નથી. અન્નદાતા મારા સખુન ખુલ્લા છે કે ભાટનો બેટડો ગર્ભમાંજ પોતાનાં વંશની કેલવણી ને ભટાઇ શીખી પછે જન્મતો હોય તેમ તે ખુદરતીજ ભાટ પેદા થાયછે." શાહાનશાહ બોલ્યો, "ગંગ બેહદ અજાએબી છે." બીર્બલ બોલ્યો, "આલમપરવર એ અખતરો અજમાવવાને કાંઇ મુશકેલી નથી. કવી ગંગની લરકી હમેલદાર છે તેને આજકાલ બાલક પેદા થશે માટે જોઇયે તો ચોકી પહેરા ને જનાનાની ખાસ વીશ્વાસુ રાણીઓમાં તેણીને રાખો ને બાળકનો જન્મ થવા પછે ભાટણીને ઘર પાલખીમાં બેસાડી રવાના કરજો. બાળકને રાજ્યના સખ્ત પોહોરા ને અચ્છા રાજ્ય ધોરણમાં ઉધારી તેનો માજરો જોવો." શાહાનશાહ બોલ્યા, "અગર એ તપાસમાં ગંગના કહ્યા પ્રમાણે ના બને તો તેનું સર સુલીને હવાલે કરવા સારૂ-હું પલ પણ ડેર કરનાર નથી." બીર્બલ બોલ્યો, "ખુદાવંદ, ગંગ માહરાજ ક્યાં ના પાડેછે ?" શાહાનશાહે શીતાબ જનાનાની દસવીસ હોસ્યાર બાંદીને ગંગને ત્યાં રવાને કરી તાકીદથી તેની પુત્રીને બોલાવી લઇ પોતાની ખાસ રાણીઓને તાબે આપી. એ રીતે કવી ગંગ ને શાહાનશાહ અકબર સરતમાં ઉતુર્યા હતા. આ મુદતને સાત વર્ષ થયાં ને શાહાનશાહે કવીને બોલાવ્યો "કે ભાટનો લડકો જન્મનોજ ભાટ હોય છે તે દેખાડ નહી તો ત્હારૂં સર સુળીને દેવા સારૂ તૈયાર થા." "ધર્મરાજ તૈયાર છું" કરી કવી ગંગે કહ્યું,—
"પ્રથમ અમારી ક્રીયા કરવા વના તેમ, તેણે અમારી નાતમાં લીધાવના તે ભાટ કેમ બનશે ? આજતલગ તેણે રાણીઓ સાથ જનાનખાનામાં રહીને સઘલી ન્યાતને લાછન લગાડયું છે. પ્રથમ તેને સ્નાન કરાવી અમારી ક્રીયા કરી બેચાર આંટાં ફેરવી લાવ્યા કે પછે જે તેની જાતછે તે તે દેખાડવાને

ચુકનાર નથી. સેવટે ભાટનો બેટડો ભાટ ના નીકલ્યો તો મારી શરત પ્રમાણે મારૂં ધડ હાજરછે." બીરબલ પાસ હતો તે બોલ્યો "જેહાંપનાહ, આ કહેછે તે વગર વાંધાનું ને વાજબી છે."

આજે મોટી દરબાર ભરાઇછે; નવાબો, નીજામો, શાહજાદાઓ ને સરદારોની ઠઠ મળીછે. ઠાકોરો ને રાજાઓ પોતાની પદવી માફક ગોઠવાયા છે. નગરશેઠો ને સાઉકારોથી તે રાજદરબાર શોભાયમાન થઇ રહી છે. મુશલમીન ને હીંદુ સઘલાના મોહમાં કવીગંગની ગાંડાઇ ઉપર ખુબ ચરચા થાયછે. દીલ્લી ઉલટપુલટ થઇ ગઇ. રૈયતે તેહવાર જેવો દીવસ કરી મેલ્યો. સઘલા કામદારો કામ મેલી ભાટના લડકાનો ખેલ જોવા જમાવ થયાછે. આ દરબાર માટે ખાસ મોટો માંડવો નાખી તે વચ્ચે અખાડા માફક એક ચોક ખુલો કર્યો હતો. તે એટલો મોટો ને વીશાળ હતો કે ત્યાં ઉંચા મોભાના દસ હજાર તમાસગીરો બેસીને તથા ત્રીસ હજાર તમાસગીરો ચકરડે જમાવ થઇ જોઇ શકે. ત્યાં આખી દીલ્હી ઉલટી રહી છે. જનાના મેહેલમાંહેની અગાસીએ રાણીઓ, શાહાજાદીઓ, ઠકરાણી, શોદાગરણી, ને વજીરજાદી વગેરે સઘલી શાહાનશાતની ખુબશુરતીઓ બીરાજીછે. તે બાજુ જૈફ સરદારોની ચોકી હોવાથી કોઇને ત્યાં જવાની તાકાત નથી. ખાસ મેલો દેખાય તે અગાસીના ભાગ ઉપર કવીગંગનો ખાસ કબીલો આવી હાજર થયો હતો. બીરબલે કવી ગંગનો ઘાટ ઘડયો હતો તે તો કસામાંહે નહીજ તેમ કવિ ભાટને ઉલટ આપતો હતો. એ રીતે એક બાજુ અમીર ઉમરાવ ને શ્રીમંત શોદાગરો, બીજી બાજુ શાહજાદા, નવાબ, નીજામો ને ઠાકરો, ત્રીજી બાજુ સુંદરીઓથી ખીચોખીચ જનાના મેહેલ અને ચોથી બાજુ લશકરી ને શેહેરી નોકરીવાલા અમલદારો, તે પાછલ ચકરડે હજારો ખલક, તે મેલો જોવા ચુપ ઉભીછે. તેટલાં વચલા ખુલ્લા ચોકમાં કવી ગંગ પોતાના સગાં વાહલાં ને વૃદ્ધ ભાટો સંગાથે એક વાવટો લેઇ આવ્યો. તેણે પ્રથમ પેલા ભાટના લડકાને સ્નાન કરાવી કંકુનો ટીલો કર્યો. સુર્યનારાયણ તરફ જોઇ "ઓ ભરતખંડના માહદેવ મ્હારા કુલની લાજ આજ દીપાવજે," એમ વૃદ્ધ ભાટે ખોખરો ઘોઘારી ઘાંટો કાઢયો ને જનાના મોહોલ તરફ જોઇને કવિત ઘઘરાવ્યો ને ક્રીયા શીરૂ કરી. ભાટના લડકાને વચે લીધો. ડાબાં દસ ને જમણા આઠ મલી અઢાર જણા લામ્બા ટુકા હાથ કરતાં ઉંચી નીચી ડોક તાણતા કોઇ આકાશને, તો કોઇ ઇશ્વરને, તો કોઇ શાહનશાહને તો કોઇ કુલદેવ, તો કોઇ સુંદરીને, તો કોઇ શુરવીર, તો કોઇ અમીર ઉમરાને તો કોઇ શ્રીમંત શૌકારને, તો કોઇ નવાબ શાહાજાદાને, તો કોઇ સુબા નીજામને, એમ કવિતનો આશીર્વાદ દેતા તે ભાટના સંગે સઘલો તે ખુલ્લો ચોક પોતાની ગંભીર ક્રીયામાં ગજાવ્યો. છેલ્લાં કવી ગંગ બાહેર નીકલી બોલ્યા—

**સુનરે શાહ અકબર દીલ્હીયનકો, યેહી હેત પ્રીત કીયા ભાટનકી,**
**એક ચંચલ અંક બસે હે વંશમે, દેખ ગર્ભમે લડકે પઠનકી;**
**પરનર પાસ ન રહે પરવસમે, દે ખુશઓ જાત કબ્યનકી,**
**કવી ગંગ કહે યેહી ભાટ જાયો, અસલ સ્વરૂપ જાત મન્યનકી;**

આ કવિત બોલી કવી ગંગે માહ છટાથી પોતાના વંશનો વાવટો તે લડકાના માથા ઉપરથી ફેરવી તેને આગલ કર્યો, કે સઘલા ભાટ એક અવાજે બોલ્યા "બોલ ત્હારી ઇચ્છા" એ કહી તેનાં ગલામાં કંઠી નાખી. ગંગે પોતાને હાથે આંગલી વલગાવી તેને શાહાનશાહ સામે લાવી ઉભો કર્યો કે ભાટના લડકાની જબાન કછી (કાતર) માફક ચાલી:—

**અકબરશાહ બાદશાહ હોમાયુંનકે નંદન,**
**ભાટકે રંગણ, એક થોરાસા એક થોરાસા:**
**દો જંજર દે, દો પંજર, એકચાંદીકા એકસોનેકા**
**દો બેલ દે, એક તીસકા એક બતીસકા**
**દો ઘોરાં દે, એક ભુજકા એક કચ્છકા**
**દો ઉટાં દે, એક લાહોરકા મુલતાનકા**
**દો હાથી દે, એક સંગલકા, એક દીપકા**
**દો મુરગે દે, ઓ બોલે રાત મુજારકા**
**દો પોપટ દે, ઓ લેવે નામ કરતારકા**
**દો કુત્તે દે, ઓ છોરે છોરે કાનકા**
**દો ભાટણી દે, જૈસા ફુલ ગુલાબકા**
**દો ગોવાં દે, ગવલણી ગોવાલ લાલકા**
**દો ભેસાં દે, હાકનવાળા સાથકા**
**દો કુનબી દે, ઓ ખેરે ગારા ભાતકા**
**દો પલંગ દે, છતર આછા સંગાતકા**
**દો ગોલી દે, કામ કરે ઘર સમાલકા**
**ઝાટક ઝુટક પલંગ બીછાવે લડકા સોવે ભાટકા.**

સઘળી દરબાર ને સઘળી ઠઠ ત્રાય ત્રાય થઇ. કવી ગંગની બોલબાલા થઇ. શાહાનશાહના હસવાનો પાર રહ્યો નહી. ત્યાં નવાબો નીજામો, શાહાજાદા શરદારો સાહુકાર શોદાગરો જે ખુશીમાં આવ્યા તેથી સઘળી મળેલી ખલકમાંહે તે ભાટની જીતના યશ ગવાવાની ખુશાલી ને હસાહસની તો હદજ થઇ. રાણીઓ ને ઠકરાણીઓ વગેરે સઘળું સુંદર મંડલ કલેજાં ધરી ધરીને હસવા મંડી ગયું તે અરધો કલાક ઉપર થયો તોય નરમ પડે નહી. બીર્બલે ખુબ ડોલથી કવી ગંગની તારીફ કરી. મીજલસમાંથી લખોની બખશેશ ઘડીના વચ્ચે તે લડકાની મધુરી બોલી ને નીરજીવ માંગવા ઉપર

વરશી રહી, પણ જનાના મોહોલથી મોતી ને રત્નો ને કનક દાગીના એટલા વરશવા લાગ્યા કે તે અઢાર ભાટ ને પેલો લડકો સઘલા તેમાંહે જાણે ડટાઇ ગયા હોય ! તેમજ રઇયતે ચાંદીના શીકાની ફેંકાફેંક કરી; તેથી તો ત્યાં પેલા ભાટોના શરીર તેના મારે દોડરાંજ થયાં. શાહનશાહ અકબર હજી હસ્યાજ કરતો હતો તે બોલ્યો "બીર્બલ તું બોલ્યો તે સચ, ભાટ તો માને પેટથીજ ભાટ પેદા થાયછે." "બંદેનવાજ મારી તો પુરીજ ખાતરી હતી," બીર્બલ બોલ્યો ને એક મોટી ક્યાલ હોદારી કવીગંગને મોટા માન અકરામથી દરબારમાં બેસાડી ગુલાબ ને તુરા આપવા સારૂ હોકમ થયો.

---

## કવેત.

રૂપ સાથ ગુમાન મલી માયાને દીયે છે કલંક,
જ્ઞાન સાથ ખુસામત ભેલે ન્યાયમાં પાડે છે અંક;
પુષ્પ સાથ કાંટો ઉપજી ખુશબોની ખુશ નાજુખે,
કૌતુક ને ભેદ વચ્ચે જ્યાં ત્યાં ઉડીનેજ અટકે;
નાદાની સાથ અનુભવની ક્યાં કાયમ થઇ મીત્રે,
ટાપ ટીપવાલા વૃદ્ધ સંગ પરણી તૃણી છેત્રે;
અરેપલક ઘડીમાં અલોપ થૈ ઘડી દીમાં ના બીસાતે,
**રૂસ્તમ** કહે સરખો મેલો બને તો છુતે ભવજાતે.

યુદ્ધ સંગ યુદ્ધો હરીફે, કાં સર દીયે કે લીયે યશ,
શીતાર સાથ શરોદ ખીલે, શીરોઇ સાથ મસ ખુનશ;
નેનન સાથ નેહા નાચે, જીભ્યા સાથ શબ્દો,
જોબન સાથ નેનન ઉડે, તારૂણ સાથ મીલબો;
નાગણ સાથ વીખ બ્હાજે, માગણ સાથ અનાદર,
ભોગન સાથ જોગન લાજે, બીકણ સાથ બાઘર;
અરે મોત સાથ માતમ ઉઠે, લગ્ન સાથ મસ્તી,
**રૂસ્તમ** કહે સરખો મેલો શોભાવેછે માહ શક્તી.

ભાટ સંગ કવીત ઉછાલે, રસોયા સંગ શોભે પકવાન,
નારી સંગ નેહા ઉકાલે, નૃપ સંગ જોય જર જાન;
સોદાગર સંગ સૌદા વાલે, સુઠાર સંગ છાજે કરવટ,
નીરલજ સંગ લજ્જા ડુબાડે, રૂષી સંગ નીભે ભગત;
લુવાડ સંગ એરણ ઉપાડે, કાઠી સંગ હોય કોહાડી,
ઠગી સંગ ઠગાણ શીખાડે, સરંગ સંગ ઉડે લાદી;
અરે છાકટ સાથ કેફી બને, ચોકસ સાથ થસે ઠાવકો,
**રૂસ્તમ** કહે સરખો મેલો ના દીયે ઝટ આચકો.

---

# શાહાનશાહ અકબર ને બ્રીજભાષાની બાલિહારી.

હીંદુસ્થાનના શાહાનશાહ અકબરની હજુર એક રાત્રે મીઆં તાનસેને મહા કવિશ્વર સુરદાસના સુરસાગરમાંનું

**" જસોદા બાર બાર યહ ભાખે**
**હૅ કો બ્રીજમે હિતૂ હમારો**
**ચલત ગોપાલહી રાખે."**

આ પદ ગાયું. શાહાનશાહે તે પદનો અર્થ પુછ્યો, તાનસેને અર્થ કર્યો—

**"જસોદા ઘડી ઘડી એ કેહછે, છે કોઇ દોસ્ત બ્રીજમાં હમારો કે ગોપાલને જતો અટકાવે ?"** મીઆં તો ગાઇ સમજાવી, સલામ કરી ચાલ્યા ગયા.

મીઆંનું ઉઠી જવું કે બીર્બલનું આવવું થયું. બીર્બલ સલામ બજાવી બેઠા કે શાહાનશાહે તેને પેલા પદનો અર્થ પુછ્યો. તે સાંભલતાંજ બીર્બલે કહ્યું—

"સાધુ સન્યાસી સંતો **બાર** દરવાજાને કહે છે તેથી—**"જસોદા બારણે બારણે એમ કેહતી ફરેછે, છે કોઇ બ્રીજમાં દોસ્ત હમારો કે ગોપાલ ચાલી જાયછે તેને ન જવા દે?"**

બીર્બલ પોતાનું કામ કરી ઉઠી ગયા એટલામાં રાજા ટોડરમલ આવ્યા શાહાનશાહે તેને પણ પદનો અર્થ પુછ્યો. રાજા ટોડરમલે કહ્યું કે જેહાંપનાહ જસોદા તે હમારા કૃષ્ણની માતાજી. **બાર** અર્થ પાણીનો દરવાજો તેથી આ અર્થ સમજાય છે—

**"જસોદા ધારે ધારે એમ કેહતી ફરેછે, છે કોઇ બ્રીજમાં દોસ્ત હમારો કે ગોપાલને જતો અટકાવે ?"**

તે ગયા, એટલામાં આવ્યા મુલાં ફેઝી. શાહનશાહે તેને પણ પદનો અર્થ પુછ્યો. મુલાં ફેઝી બોલ્યા. બંદે નવાજ **બાર** અર્થ પાણીનો દરવાજો. એટલે પાણીની સમજ આંસુ અને દરવાજાની સમજ આંખ. તો પદનો અર્થ—

**"જસોદા રડતી રડતી કહેછે, છે કોઇ બ્રીજમાં મીત્ર હમારો કે ગોપાલજીને જવા ના દે ?"**

એટલામાં આવ્યા સોદાગર ખાજાજંગ; શાહાનશાહે તેને પણ અર્થ પુછ્યો. ખાજાજંગ બોલ્યા આલમ પરવર **બાર** અર્થ મેહેલ—ભંડાર. તેથી એ પદનો અર્થ—

**"જસોદા મેહેલે મેહેલે ફરી એ કહેછે, કોઇ છે સ્નેહી હમારો બ્રીજમાં કે ગોપાલજીને જવા ના દે?"**

તે મશલહત કરી ગયા પાછલ આવ્યા નવાબ ખાનખાનાન. શાહાનશાહે તે પદનો અર્થ તેને પુછ્યો. ખાનખાનાન બોલ્યો હજરત એ બીસન પદનો અર્થ કોઇએ કહ્યો કે કરેલોછે? ખાનખાનાનને સાંભળતા શાહાનશાહે જેણે જે જે અર્થ પુછતાં કહ્યા હતા તે તે કહી સંભલાવ્યા. તે સાંભળી નવાબ બોલ્યા કે જેહાંપનાહ એ અર્થ તો એ બીસન પદનો નથી પણ દરેક જણે જે અર્થ કર્યો છે તેણે તેના દીલનો ખ્યાલ કહ્યો છે. શાહાનશાહે પુછ્યું કેમ? નવાબે કહ્યું :—

બીચારો ગવૈઓ એક 'તોમ તોમ' શબ્દ ઘડી ઘડી બોલેછે તેથી તાનસેનના દીલમાં એમ ખ્યાલ આવ્યો કે **"જસોદા પણ ઘડી ઘડી કહેછે."**

બ્રાહ્મણ બારણે બારણે ભટકનારો તેથી બીર્બલના દીલમાં એ ખ્યાલ આવ્યો કે **"જસોદા બારણે બારણે કેહતી ફરેછે."**

મુતસદ્દી ઘાટે ઘાટે ઉતરનારો તેથી રાજા ટોડરમલે કલ્પનાથી એ તરફ બાંધી ને તેના દીલમાં એ ખ્યાલ આવ્યો કે **"જસોદા ઘાટે ઘાટ ફરીને કેહછે."**

કવી તેને રૂદન વીના બીજી વાત સુજી નહી તેથી મોટા કવી ફેઝીના ખ્યાલમાં એમ ઉતર્યું કે **"જસોદા રડતી રડતી કહેછે."**

સોદાગર તેને મેહેલ કે ખજાનાના ભંડારજ યાદ આવે તેમ ખાજાજંગના મગજમાં એ ભાસ્યું કે **"જસોદા મેહેલ મેહેલ ફરતી કહેછે."**

શાહાનશાહ આ ખુલાસો સાંભળી અચરત થઇ બોલ્યો ત્યારે એનો ખરો અર્થ શું છે? ખાનખાનાન બોલ્યા જેહાંપનાહ **બાર** અર્થ બાલ—નીમાલા; તેથી ખરો અર્થ આ બીસન પદનો આ—

**"જસોદાનું એક એક રૂવું એવું કહેછે, છે કોઇ બ્રીજમાં મીત્ર હમારો કે ગોપાલજીને જતો બંધ કરે?"**

એ અર્થ સાંભળી શાહાનશાહ ઘણાજ મગન થયા ને બ્રીજ ભાષાની પણ ભારે વખાણ કરી.

---

# શાહાનશાહ અકબર પોતાનું મુલ અંકાવેછે!

એક સુભ દીવસે શાહાનશાહ અકબર પોતાનાં ખાસ અમીર ઉમરાવો-ની દરબાર ભરી મોરના તખ્ત ઉપર બેઠો છે. કોઇ ઉમરાવ "પૃથ્વીપતી" કહી બોલાવેછે. કોઇ અમીર "આલમપરવર" કહી તાજીમ બજાવેછે. કોઇ ઉમરાવ "જેહાંપનાહ" કહેછે તો કોઇ અમીર 'ગરીબનવાજ' બોલાવે છે, કોઇ અમીર "ખુદાવંદ" નો એલકાબ દઇ તવાજ્ને બજાવેછે, તો કોઇ "ખાવીંદ કેશવર" કહેછે. ખાસ અમીર ઉમરાવોની રાજદરબાર ભરાઇ છે ત્યાં લડાઇની જીકર ને પાદશાહ ઉમરદરાજનીજ વાત ચાલી રહીછે. તે દરમ્યાનમાં અબુફ્જલે ઉઠીને શાહાનશાહને કહ્યું "ખુદાવંદ આજ બામદાદે હું મ્હારા મ્હેલથી નીકલી ખાજાજંગના મ્હેલમાં ગયો હતો; ત્યાં ખાજાજંગને હું મલું શું કે તે મોટી પંચાતમાં પડયો હતો. એક તેના ઝાઝનો નાખોદા સફર કરી તે પાસ આવ્યો હતો. તે મોટા જુસ્સાથી તેને બેહદ ગુસ્સો કરી જબાંદરાજી કરતો હતો, કે 'ત્હારી કીંમત કુચ નથી. મેં તને તવંગર કર્યોછે. દરયાવ ને પાહાડ ખડકો દરમ્યાન રેનદીન જેહામત ખેંચી મુશકેલ મુલકોમાં જઇ ત્હારો પૈનો માલ મ્હોરે ખપાવી હરદમ તને પાદશાહી ખજાનો લાવી હવાલે કર્યો. ઘણી વખત નાધારેલાં તુફાનમાં જાનનો જોખમ ખેડી ત્હારા ઝાઝને સહીસલામત બંદરે પ્હોંચાડયું, અગર એ રવેસની ઇમાનદારી ને દુરઅંદેશી તથા હીમત ને વફાદારી ના રાખતે તો તારી શું બીસાત હતી કે શાહાનશાહની જનાબ ઝવાહેર ને ગોહરોનાં કોથલા લઇ જઇ ઇજત ને મોહબત પામતે અને જનાનખાનાની પરીજાદ રાણી ને શાહજાદાઓ પાસ મરતબો મેલવતે? હતો તો તું એક કોડીનો પણ મેં તને કરોડ મ્હોરનો ઉમદા ઇનશાન બનાવ્યોછો!" શાહાનશાહ બોલ્યો, "બેહદ તાજુબીછે કે આજ તલગ કોઇ કાલે મને એવો ખ્યાલ આવ્યો હતો નહી; મગર આજે ખાજાજંગ છે ને કાલ હીંગામ ફેરવાયો તો મ્હારી ઉપર પણ એ મીસાલે તમામ મ્હારા અમીર ઉમરાવો ને સરદારો બોહતાનું ઉઠાવે કે શાહાનશાહ શું ચીજ છે? આ પાદશાહાતની પાયદારી ને જાહોજલાલીનો પાયો હમો તમામ દીલાવરોએ મોટી જવાંમરદી ને જહમત ખેંચી રચ્યો છે! શાહાનશાહ કોણ છે! હમો જો શાહનશાહ નહી બનાવતે ને તેના હોકમમાં અમારા સર બરબાદ કરવા

જેવી હાલતમાં નહી રેહતે તો તેને આજ કોણ માનતે ? આજે ખાનજંગ છે તો કાલ હુંછું; માટે મ્હારી કીંમત આગલથી નકી થવી જોઇયે !" બીર્બલે જોયું કે ' કમબખ્તી, અબુ ફ્જલ મ્હાન વીદ્વાનની ઓળખમાં ગણાયછે છતાં આજ તે જાળમાં સપડાયોછે. જોઇયે ઉંટરો કેણી પાર બેસેછે ?" કેહવત છે કે 'જેવી બુદ્ધી થાય તેવો રંગ દેખાય.' તેમ બીર્બલે ધારયું ને બીર્બલજ સપડાયો. શાહાનશાહ મોટો પોકાર મારી કેહવા લાગો "બીર્બલ તુ મ્હારૂં મુલ કર." "બંદેનવાજ મુલ આંકનારા તો ઝવેરી હોયછે. હોકમ ફરમાવો તો તર્ત શેહેરનું તમામ ઝવેરી બજાર જનાબ હાજર થવાને બાંગી રવાના કરૂં અગર ઉમેદછે તો બેશક આશાનીથી તે પાર પડશે" બીર્બલ બોલ્યો. શાહાનશાહે કહ્યું "મ્હારૂં મુલ અંકાવાને જે પણ સાધનની જરૂર જણાય તે માટે મ્હારો તને તમામ કીસમનો હોકમ છે જોઇયે તેમ તે અમલ કર." બીર્બલ બોલ્યો "બંદેનવાજ બહેતર ખુબ" પછે તર્ત ખાસ ચોપદારને ઝવેરી બજારમાં મોકલી શાહાનશાહનો હોકમ કહેવાડી તમામ ઝવેરી, શરાફો વગેરે મુલ આંકવાવાલાઓને ત્યાં દરબારમાં બોલાવ્યા. જીકર તો સઘલા હાજર થતાં શાહાનશાહનું મુલ કરવાની ચાલી. સઘલા ઝવેરી નેતરના ઝાડ મીસાલે ધ્રુજવા લાગા કે "આ કૌતુક કોણે ઉઠાવી આપણી ઉપર બલાનું બાદલ ચઢાવ્યુંછે ?" સોદાગરો ને ઝવેરીઓ ને શરાફો હજી આ ખ્યાલ મનમાં કરેછે તેટલાંજ બીર્બલ બોલ્યો કે "ધર્મરાજના એકાએકના હોકમે તમો સઘલા સોદાગરોને ઝવેરીઓ ને શરાફો, ગભરાટમાં પડ્યા છો પણ વાતનો પાયો માત્ર ખાનજંગ ને તેના નાખોદાની જીકર, વજીર અબુફ્જલે આજ બામદાદના સાંભલી તેવીજ તે આપણા જેહાંપનાહ શાહાનશાહને કહી સંભાવ્યા ઉપરથી આ ખાસ અંદેશો આલમપરવરને ઉપજ્યોછે." પછે ખાનજંગ ને તેના નાખોદાની જીકર જેમ દરબારમાં અબુફ્જલથી વીસ્તારે બોલાઇ હતી તે તેઓને બોલેબોલ કહી સંભલાવી. આ રીતે મુલ આંકવાના પાયાની જીકર જાણ્યાથી સઘલા ઝવેરી ને સોદાગરો ને શરાફો વીચારમાં પડ્યા.

જ્યારે શોદાગરો ને ઝવેરીઓ ને શરાફોએ શાહાનશાહ અકબરનું મુલ આંકવાનું સાધન બરાબર જાણ્યું કે "એ તો અબુ ફ્જલની વાતે શાહાનશાહના ખ્યાલને જન્મ આપ્યોછે અને રાજા બીર્બલે કાંઇ પણ તુત આપણી ઉપર ઉઠી ઉભું કરયું નથી તેથી તેઓ સઘલા એકાંતમાં મસલહતે જઇ બેઠા. એક બોલે તે બીજાના ધ્યાનમાંજ નહી ઉતરે. બીજો બોલે તે ત્રીજાના ધ્યાનમાં નહી ઠરે. એક હજાર આશકારા ઝવેરી ને સોદાગરો ને શરાફોમાંથી શાહાનશાહના મુલ નકી આંકવા બાબે બે પણ એક મતના થયા નથી. તેટલાં શોદાગર ખાનજંગને એ વાતની જાણ થતાં તે પોતે ત્યાં શોદાગરી ને ઝવેરી ને શરાફી મંડળમાં આવી બીરાજ્યો, કે કામ ખુબ રસપર ચઢી દુર

અંદેશથી ચાલુ થયું. ખાનજંગે ખુબ ગોર કરીને સઘલાને એક મત કસ્યા કે હાલમાં શાહાનશાહ પાસ આપણે આ બીકટ સવાલ માટે માસ એક મેહતલ માંગીએ ને મુશકેલ વાતને હાલ તરત તો પતાવીએ પછે આવતા જુમાને દીન મસજીદથી અલ્લાની નીમાજ અદા કસ્યા પછે તેમ ખાનું લીધા પછે મ્હારા મેહેલમાં આપણે સઘલા સોદાગરો ને ઝવેરીઓ ને શરાફો મલી મનસુબો કરી નકી ઠેરાવ ઉપર આવીએ ને મુલનો આંક દરૂસ્ત કરીએ. પછે મેહતલ પુરી થાય તે દીન એકબાલ રોશનછે ને ઇનશાલાતાલા અલ્લા મુશકેલ આશાનનો કરનારછે તો શાહાનશાહના સવાલનો જવાબ આપી આપણી શોભા જાળવીશું. પછે તે સઘળા સોદાગરો, શરાફો ને ઝવેરીઓમાંના સાત મોટા નામદાર ને અજમાયશી જેફોએ બીજા સઘળાઓની આગેવાની લઇ શાહાનશાહ જનાબ સર નમાવ્યું. શાહાનશાહની ઉમરદરાજી ને નેકબખ્તી ચાહી. પછે તે નામદારનાં મુલની આંકણી કરવા બાબે મહીનાની મેહતલ માગી તેઓ ત્યાંથી રૂકસુદ થયા. મીજલસ બરખાસ્ત થઇ.

મેહતલનો મહીનો પુરો થયો તે દીવસે દીલ્હીમાં ધામધુમ મચી રહી. શેહેરની રૈયતમાં વળી પ્રદેશ જ્યાં જ્યાં બાદશાહની આ વાતની ખબર પડી હતી તે સઘળેથી ટોળાબંદ વીદ્વાન ને કાબેલ તેમ દ્રવ્યવાન ને શોકીન જનો ઉલટ ભેર ઉતરી પડયા હતા કે તે મુલ આંકણીનો અખાડો ને દમામવાલી દરબાર જોય. શાહાનશાહ, મેહેતલ પુરી થયલા દીવસે, મોટા ઠાઠમાટ ને બાદશાહી જવાહીરોના શૃંગારમાં ચીકાર થયલો રત્ન જડીત મોર સીંહાસન ઉપર આવી બીરાજ્યો. સઘળા અમીર ઉમરાવ ને જંગીઓ ત્યાં જમાવ થયા હતા રાજા બીર્બલ રાજા ટોડરમલ, રાજા ભીમલ વગેરે મોટા રાજ્યકારબારીઓ પોતાના દરજ્જાના જામા ને શીરપેજમાં ત્યાં હાજર થયા હતા. નવાબખાન ખાનાન, નવાબ અબુફજલ, નવાબ જેનખાન, નવાબ મુશાખાન વગેરે રાજ્યના મરતબાવાળા નવાબો ત્યાં ખુબ તેજ ધારણ કરી પોતાની લાયક બેઠકે બીરાજ્યા હતા. કવી મુલાં ફઝુ, ગપ્પી મુલાં મુસાજી વગેરે દીલ્લીના કવી ને લબાડ ને ગપ્પી ત્યાં તરેહવાર ઢપછપની વાત ને ભટાઇ ચલાવતા શાહાનશાહનો રોબ ન્યાલતા હતા. ઠાકોર રારસીંહ, ઠાકોર ચાંપસીંહ, ઠાકોર ભગવાનસીંહ વગેરે બીજા કંઇનકંઇ પંકાયલા રજપૂત ખંડીઆ રાજપાટવાળા ત્યાં પોતાની બેઠકે બીરાજ્યા હતા. લબ્વો હરદાસ તો ત્યાં ઓર રંગમાં અતરંગનો અતરંગ હસાવી હસાવી, "ધર્મરાજ" કહી કહી, શાહાનશાહ અકબરને સાતમે આકાસ લઇ જઇ બ્રહ્મા સાથે બેસાડવાનાજ ટાઉકા પુરતો હતો. તે સાંભળી માહ પંકાયલા લબાડ મુલાં ફઝુખાનથી તામોશ થતી નહી તેથી તે તેનાં હાસ્ય ટપાઓને નાશ ને ખતામાં ફેરવી દેવાની અવલ પ્રકારની લુચ્ચાઇ વાપરતો હતો. તાનસેન, તાનતરંગ, લાડ, કપુર જેવા રાજદરબારી ગવૈ-

યાઓ ત્યાં ગાંધર્વ સમાન તોર ને રોબમાં હાજર હતા. કવીગંગ બીજા ન્હાના ભાટો સંગાતે પોતાની પદવી પ્રમાણે બેઠો હતો. માત્ર શોદાગરો ને ઝવેરી ને શરાફો નહી પણ ત્યાં અઢારે વરણ ભેગી મલી હતી. અકબર વીષ્ણુ જેવો શોભીને પ્રજાની પ્રીતીમાં શોભાયમાન દીપતો હતો. રાજ્ય કચેરીમાં વગવાળો ને ઓધેદાર ને શ્રીમંત વર્ગ હાજર થયો હતો, તેમ રાજદરબારના ચોગાન ને તે લગતા માર્ગમાં તમામ વચલે ને છેલ્લે વાંધેની પ્રજા જમાવ થઇ રહી તે મુલ આકણુ મહીમાનો તમાસો જોતી હતી. દસનો અમલ થયો ને હોકમ પ્રમાણે શોદાગર ખાજાજંગ ને પેલા અજ-માયશી જૈફો સાથ હજાર ઉપર બીજા ઝવેરી, સોદાગર ને સરાફો દરબાર સામેના તંબુમાં હાજર થયા. આ મોટા વેપારી ને શ્રીમંત મંડળનો કીંમતી પોશાગોનો રોબ સુર્યના ખીલતા ને વધતા તાપથી તલુ મારતા દીવસ સાથ પાર વનાનો ઝલકતો હતો. આ તમામ કીંમતવાળો વર્ગ ત્યાં બીછાવેલી ફરસપર દોજાણે બેઠો. સઘળાના હાથમા કોથળા ને કોથળી; કોઇ ઝવેરે ભરેલી, તો કોઇ મોતીથી ચીકાર, તો કોઇ સોના અશ્રફીઓથી પુર લઇ સઘલા કીંમત કરવાવાળા ત્યાં પોતાના જર ઝહવેર, મોતી, અશ્રફીઓ કાઢી પરખવા ને કીંમત આંકવા લાગા. મહીનાની મેહેતલ મલ્યાથી તે સઘળાઓ નકી મનસુબો કરી આવ્યા હતા તેમ એક પછે એક નંગ ને દામ કાઢી જોવા ને જોખવા લાગા, રાજા બીર્બલને નવાબ ખાનખાનાનથી ઝવેરીઓ ને શ-રાફોની કીમત કરવાની ઝડપ ને અશ્રફી ઉછાલી ટૂંગ બોલાવાની હોશ્યારી જોઇ હસવું થોબાયું નહી. તે અવલ રાજદરબારીઓ હસ્યા કે તે પાછળ બીજાઓના હશવાની શરૂઆત થતી ચાલતાં અંતે સઘળી રાજ્યદરબારની હસાહસની ત્યાં એટલી ગડબડ મચી કે તે જોઇ લવ્વો બોલ્યો "ધર્મરાજ; પેલી બાજું ઝવેરો ને અશ્રફી ખણુણ ખણુણ હસાહસ મચાવેછે ને આ બાજુ આ બે-અકલી ને આયાશીઓ મજાક કરેછે." શાહાનશાહ આ સાંભળી પોકારી ઉઠયો "એ કયો ઢોંગ મચાવ્યોછે? મ્હારૂં મુલ કરેછે કે આ સભા ને શરાફો મશ્કરી મ-જાક લગાવેછે? સાઅત એક ગુજરવા આવ્યો ને કીંમત કરવાની માહની મેહેત-લ આપ્યા પછે આ જાતની હેમકાઇ સાથ મેં થોબવાની કોઇ સરત રાખી નથી" લવ્વો બોલ્યો "જેહાંપનાહ બેશક સાચી વાત બોલ્યા" "જો લવ્વા આ ગેરઇનસાફી શું જેહાનને અદલ ઇનસાફ આપનાર કબુલ રાખશે? અબ ઘડી એકની જગો દસ હજાર શ્રાફો હોય તો ગરદન મરાવી દઊં. મ્હારી જેહાન આશકારા દીલ્હી જેવા શાહાનશાહત શેહેરમાં એક ચતુર શરાફ મલે નહી કે આજ એક માહ ગુજર્યો સેજ મ્હારી કીંમત કરવાને તેઓમાં કોઇ માહીતગાર હોય?" લવ્વો બોલ્યો "મોટા ગજબ, દીલ્હીઉપર ગુ-જર્યો છે તે સઘળો રાજા બીર્બલને સર જોખમ છે" શાહાનશાહ બોલ્યો

જરૂર લવ્વા તું કહેછે તેમ છે ખરૂં. બીર્બલનું એ કામછે. હોશ્યાર શરાફોથી દીલ્હી ભરપુર રાખી નહી.” “પ્રધાન નાવાકીફ તે વાકીફગાર ઝવેરીઓ ને શરાફોને ક્યાંથી લાવી વસાવે ?” લવ્વાએ ટાળો ઠીક જોઇ બીર્બલને ફસાવ્યો. શાહાનશાહે તરત જલાદના વડાને હોકમ કર્યો કે “શીતાબ બીર્બલને ફાંસી દે. સબ કારસ્તાન એનાં છે. એ વજીર થઇને મ્હારા રાજમાં અકલમંદ ને દાનેશમંદો બદલે બેઅકલ ને નાદાનોને લાવી વસાવેછે. એવા વજીરને જીવવા કરતાં મોત બેહતર.” લબાડ બોલ્યો, “ધર્મ રાજ સીરછેદ જેવો અપરાધ થયોછે પણ એની સજા એ કરતાં જાદા થવી જોઇયે.” શાહાનશાહ બોલ્યો “કેમરે ફઝુ એમ કેમ ! ફાંસી કરતાં જાદા સજા કેઇછે ?” “જેહાંપનાહ ફાંસીમાં પાંચ સાત પલ દરદ પ્હોંચેછે. સીહા બંદીખાનામાં જીંદગી ભર શીક્ષા પામી પોતાના શાહાનશાહની ખલકને આબાદ રાખવાની ને દાનાવોથી હારવાની ગફલતી માટે લાંબી મુદત લગી તોબા પોકારેછે,” લબાડ ફઝુખાં બોલ્યો. શાહાનશાહ બોલ્યો “ફઝુ ત્હારી વાત ઓર ઠીક દેખાયછે”. “આલમપના, મ્હારી સમજમાં એ કરતાં પણ દરૂસ્ત વાત એ આવેછે કે લવ્વા ને રાજા બીર્બલની બેદરકારી જાણ છતાં તે બદબખ્તે જનાબને કંઇ ખબર આપી નહી માટે ફરીથી કોઇ બીજો લવ્વા માફક રાજની નબલાઇ જાણ્યા છતાં છુપાવાનો ગુનોહ નહી કરે વાસ્તે લવ્વાને પણ અંધારા ગારમાં પુરી દઇ એ પણ હાક બોલાવવો વાજબી દીસે છે.” “ફઝુખાં તું તો અકલમાં અવલ દરજ્જાના કાજી જેવો જણાય છે. બંનો ગુનેહગારોને અવલ સીહા બંદીખાને પુરાવ.” શાહાનશાહ બોલ્યો કે કોટવાલ ખાનબીસમૂલ્લા પોતાના સીપાઇઓ લઇ બન્ને દરબારી બીર્બલ ને લવ્વા આસપાસ ફરી વળ્યો ને રાજબંધવા કરવાનો છાપો લગાવે છે તેટલાં ઝવેરી ને શોદાગરો ને શરાફોના તંબુમાંથી પુકાર પડયો કે “શાહાનશાહની કીંમત થઇ ! શાહાનશાહનું મુલ અંકાયું.” એ પોકાર સાથ જે ત્યાં જમાવ થયલી રઇયતની ટાલ્સારોળી મલી તેથી શ્રી દીલ્હી શેહેર પાતાલ ગરક જતું હોય તેવો ગુલબાંગ ઉઠી રહ્યો, એક ઘડીએ પણ તે ગુલબાંગ નરમ પડયો નહી. શાહાનશાહ પોતે શું બોલે છે ને દરબારી શો જવાબ દેછે તે એક બોલ કોઇનો કોઇને સંભલાતો નથી. તમામ મોહ જેમ પવને ઝાડની ડાલ ને પાત્રાં હીલે ને બસ ‘સુ હુ હુ હુ હુ હુ’ શોહોર થાય તેમ ઉપજેલી અજાયબીથી હીલીને ‘હો હો હો હો કીલ કીલ કીલ’ થતું હોય તેવો ઘોંગાંટ મચ્યો. મહા મુશકેલે તે ગડબડ નરમ પડી. આખરે છેક ચુપકીદી પથરાઇ ત્યારે શાહાનશાહાની જનાબ શોદાગર ખાજાજંગ ને બીજા ત્રીસ જેહાનદીદે બુર્જોર્ગ સરાફે ત્યાં એક સોના અશ્રફી દેખાડી. તે અશ્રફીને, સઘલાઓ સર નમાવી તવાજો બજાવી શાહાનશાહના તખ્ત આગલ મેલી બોલ્યા “ખુદાવંદ, આ અશ્રફી આપનું નક્કી મુલ !” શાહાનશાહ તે સાંભલી તાજુબ થયો.

શાહનશાહનું મુલ નકી થવાની વાત જાણી મુલાં ફ્ઝુ ગભરાયા, તે કાંઇ પણ આગળ પાછળ જોયા વના ત્યાંથી પોબારા કરી ગયા. કોટવાલ બીસમીલ્લા પણ ખશીઆણો પડી સેવટના હોકમે છાપો લગાવવાને રાજા બીર્બલ ને લવ્વા હરદાસ પાસ ઉભેલો હતો ત્યાંથી ખસ્યો. રાજા બીર્બલે પણ લવ્વાને ડોળા ધુરકતો પોતાની હ્યાં પદવીનાં પ્રતાપ પ્રમાણે પેલી અશરફી જોઇ શોદાગર ખાજાજંગને સવાલ મેળ્યો "ખાજા એટલીજ કીંમત નકી જેહાંપનાહની ?" ખાજાજંગ સાથ એક નવાણુ વર્ષનો બુજોર્ગ, શાહાનશાહ અકબરના બાપ શાહાનશાહ હોમાયુનનો રાજ ખજાનચી હતો; તેણે શાહાનશાહને પોતાનું સર નમાવી કહ્યું, "ખાવીંદ, બેઅદબી માફ્ ચાહું છું. તમામ રોશન એકબાલ આદમીઓ, સાધારણ અશરફી મીસાલ મુલના છે જે આ અશરફીથી વાલભર કમી સોનું ધરાવે છે. આપ ખુદાવંદ, આ અસાધારણ અશરફી મીસાલ કીંમત ધરાવોછો. જે બીજી અશરફીઓ કરતાં વાલભાર જાદા સોનું ધરાવે છે." "ત્યારે શું મારામાં ને મારી આ ખલકના તમામ આદમીઓ વચ્ચે માત્ર વાલ સોનાનોજ ફરક છે ?" શાહાનશાહે સવાલ મેળ્યો. "બેશક ખુદાવંદ, ખલક આપને તાબે રેહવા સરજી છે ને આપ તેને તાબે રાખવા સરજ્યાછો; માત્ર એ ફરકછે. જેમ પ્રજા આદમીછે ને તેમાં ખુદાવંદ અવલ છો, તેમ ખજાનાની અશ્રફીઓમાં આ અશ્રફી વાલ જાદા સોનાથી અવલ છે. પ્રજા ફરસપર બેસે છે ને ખુદાવંદ તખ્તે બેસોછે; એ જેટલો ફરકછે તેટલોજ આ અશ્રફીને બીજીઓમાંછે માટે જેહાંપનાહ આ અશ્રફી આપનું મુલ નકી થયુંછે. જેમ એ અશ્રફી એક વાલભાર જાદા સોનાથી જોડ્યા વનાની સઘલી દીલ્હીની પાદશાહતમાંછે તેમ ખુદાવંદનો આપણી સારી શાહાનશાહાતમાં કોઇપણ બરોબરીઓ નથીજ." શાહાનશાહ જૈફને સાંભલી ખુશ થયો. તેને મોટો મરતબો નવાજી ન્યાલ કર્યો. લવ્વાને પણ હશી કાંઇ હાસ્ય વચન બોલવાને ઉતેજન આપ્યું. રાજા બીર્બલે ખુબ દાનાઇથી સવાલ નાખી જૈફ પાસ ખુલાશો કરાવ્યો તે માટે હોસ્યારીના પણ વખાણ કરવા લાગો. રાજા ટોડરમલ, કવી ફૈઝી ને ખાનખાનાને તે કીંમત સહી કહી. બીજા રાજ્યાધીકારી ને ખંડીઆ ઠાકોરોએ પણ શોદાગર ખાજાજંગની કળા ને બાહોશી ને આબરૂ દીધી સબબ તે સઘલા ચેતી ગયા કે એ તેની આગલથી રચેલી તાલથી કીંમત નકી થઇ છે ને તેમજ હતું. શોદાગર ખાજાજંગે પેલા જૈફની મસલહત લઇ એવી એક અશ્રફી વાલ જાદા સોનાની પાદશાહી ટંકશાલમાંથી વગ લગાડી પડાવી હતી, તે ત્યાં લાવેલા અશ્રફીઓનાં તોડામાં ભેલાઇ આવી હતી. શાહાનશાહ ને રાજદરબાર ને સઘલી ખલક આ કીંમતે તાજુબ થઇ પણ તેને બરાબર ઇનશાફ દીધો કે યુક્તી તો રામબાણ ખરી. દીલ્હીએ બાકીનો દીન ખાન

પાન ને રંગરાગ મોજમાં કાઢયો. દરબારીઓ સઘલા બાગમાં જ્યાફ્ત કરવા ઉતરી પડ્યા. શાહાનશાહ પોતાની રાણીઓનો અખાડો ભરી પોતાની કીંમતની બડાઇ મારવા બેઠો. તાનશેન તો તેની ધૃપદ જોડવા રંગમોહોલવાલા બાગની કુંજમાં એકાંત શીતાર લઇ જઇ બેઠો. ગંગ એ રચનાનો કબીત મોહપરનો મોહ જોડી પોતાના સાથી આ ભાટો સંગાતે ગાતો ભાટવાડામાં ભટાણીઓને સંભલાવતો ચાલ્યો, જાણે શાહાનશાહની વર્ષ ગાંઠનો દીવસ હોય એવો રંગ સારી દીલ્હી મચાવી રહી. એ પ્રમાણે શાહનશાહ અકબરની સઘલી જાવોજલાલી, ફતેહ ને મુલક અખત્યાર સાથ તેની કીંમત માત્ર વાલ જાદા સોનાવાલી અશ્રરી બરાબર અંકાઇ !

---

## કવેત.

રૂદનમાહી તું લોચન કરે લાલ, વર્ફેમાં સુદ્ધ મોહીની તરી જાય,
પ્રેમમાં પ્રાણ દૈ કરી દાન, ધ્યાણ તું ભગ્તીમાં સત્ય વરી જાય.
ગગન તક ગાજે ત્હારૂં આબમાન, ચઢી કનચન સમ અમુલ્ય આંત,
અમુલ્ય જીવના હેતની જાત દુખી માયા તું જીતી તજાવે ભ્રાંત.
ધુન મન સમાવી સ્યાણ તું બજાવી પામે પાક્કી નીરમલ નીરાંત,
વીશ્વાસ વીલાપમાં દુર્બલ સુકઇ થૈ દીયે દીનબદીન ભવ ખેરાત.
એક જગો અનેક રાગો પૈદા કરી વધારેવગલાગ જાણ અજાણ મમતાએ,
હક આંક પ્રાલબ્ધ, પડયો મીટે નહી, **રૂસ્તમ** કહે કેમે જુગ્તી કરતાંએ.

ગૂણમાં ગુમાન ધર કે પુણમાં પાલ ધર મીઠી મોહાવન રાખી ત્હારી વાણી,
ધર્મમાં દે ધર કે નર્ખમાં જઇ પડ નાસ્તીક થૈ જા કે રહે દાશ વખાણી.
ભણીગણી પાવર્ધો થા કે જંગલી જનુની રેહ શેઠ થૈ શોભ કે થા મજુર મલીન,
સીદ્ધ સાધણ સમજ કે વેરવીલાસે દુખ સંસારમાં નીચ કેહવા કે કુલ કુલીન.
દામનો ગુલામ થા કે દમનો દમામ થા ખુદરતનો ખ્યાલ થા કે કેવલ સાબુતી,
બાંધી મુઠે કર રાજ કે ખુલીમાં થા હરાજ નીદ્રામાં ગુલતાન રેહ કે પાલ જાગૃતી,
લખ્યા લેખની લાદી ખસે ના કપાલથી ગમે તેમ તનમન મકી જલતાંએ.
હક આંક પ્રાલબ્ધ, પડયો મીટે નહી, **રૂસ્તમ** કહે કેમે જુગ્તી કરતાંએ.

માલા જપ કે માયામાં ખપ ધપ ત્હારી જોગી કે પુર્ણ ભોગી રાખ,
ગરક જૈ ગર્વે ગાફલ કકલવે કાયા ત્હારી રોગી કે નીરોગી રાખ.
જલમાં રહી નીભાવ કે આગમાં તપાવ અકલે ઉઠાવ કે નકલે ગગરાવ,
રણમાં રીજ કે વચનમાં ખીજ બીજમાં વટલ કે જાતી ગવાવ.
હીજ ખપી હટ કે હામ ભીડી ધાવ શીરોઇ તું બાંધ કે અસ્ત્રો ધસ,
જુવાનીમાં ભમા કે વૃદ્ધતામાં પામ કે કજસમાં કંટાલ કે પંકા પૂર જસ.
દ્રવ્યમાં આલોટ કે દાલીદ્રતા ભોગવ નફામાં નાચ કે ખોટ પામ માહે,
હક આંક પ્રાલબ્ધ પડયો મીટે નહી **રૂસ્તમ** કહે કેમેં જુગ્તી કરતાંએ.

---

# અકબર, બીર્બલ ને શરાબ.

શાહાનશાહ અકબ્બર ને રાજા બીર્બલ ખાંનગી મસલહત માટે દર રાત્રે ખાસ રાજમોહોલમાં મલતો હતો. અકબ્બરના ખાસ રાજમોહોલમાં જનાનખાનું હોવાથી ત્યાં કોઇ પણ અમીર ઉમરાવ કે કોઇ પણ રાજકોરોબારીને ખાસ હોકમ સીવાય આવવાની મનાઇજ. માત્ર રાજા બીર્બલનેજ ઉઘાડી હા. ત્યાં ઘડી બે ઘડી રાજા બીર્બલ પણ કાંઇ મુદ્દાની વાત કે મસલહત કરતોજ ઉઠી ચાલતો. અકબર પોતાના આ વફાદાર રાજદરબારી સાથ સદગુણોને છાજતી મુલાકાત ને મોહોબત સાચવતો. તે રાજા બીર્બલને ઘણા પ્યારથી ને વલી વખતે વખતે એવી મુલાકાત દરમ્યાન નવાજેશથી ન્યાલ કરી દેતો. આ ખાંનગી મુલાકાત માહે રાજા બીર્બલને એક કૌતુક નજરે પડયું. તે ઉપર બીર્બલ અંદેશો કરતાં સખ્ત ઉશકેરણીમાં ફસ્યો. કારણ હરદમ જ્યારે પણ રાજા બીર્બલ અર્ધ ઘડી ઘુસઘુસ કરી રેહતો કે તુર્ત શાહાનશાહ અકબર મસનદથી ઉતરી પડી સામે મેલેલી એક ચાંદીની સંદુકને સોનાની ચાવી લગાવી તે માહે મોહ ખોસી એક ન્હાની સોનાની પ્યાલી ભરી કાંઇ પ્રવાહી ગલી જતો, તેથી ખુશબો પણ તેવીજ જલદ ફેલાતી. શાહાનશાહનું મોહ પણ તેવુંજ લાલમ લાલ બનતું. બોલવાનો તોર પણ તેવોજ ઓર મોગલાઇ મચતો. મુછ ઉપર દસ્ત પણ તેવોજ મરોડથી ફેરવાતો. બેસવાની ઢપ પણ હાથી માફક ડોલતી હીલતી બની જતી. ડોળાના ચકરડાં પણ તેવાજ ચલક ઝલક થઇ રેહતાં. નેન પણ તેવાંજ બાંકા ખેંચાતાં. ચેહેરો પણ ઓર તેજ જોસમાં ખીલતો. પછેથી બોલવા બોલાવવાનો ઢંગ પણ તેવોજ પાદશાહી શીરૂ થતો. રાજા બીર્બલને તેથી બેશુમાર ઓચંબો ઉપજતો "શાહાનશાહ એ શો નીશો કરેછે ને સોનાની પ્યાલીમાંથી શી વસ્ત પી ખંખાર મારતો ને જર રેસમના રૂમાલે મોહ સફા કરતો રહેછે?" બીર્બલ પોતાને આ ઉપજેલી નવાઇ માટે બાદશાહને પુછેછે તો ભરોસો પડતો નથી કે તેનેથી સીધો જવાબ મલશે ને ઇજા પેદા નહી થશે? બીર્બલે પોતાની તાજુબીનો બાદશાહથી ખુલાશો ચાહવા સારૂ જોખમ ખેડ્યા કરતાં પોતેજ તે કોઇ પ્રકારે જાણી લેવાની કાલજી ધરી. પણ એ યત્ન રામબાણ ઉતરે ને ધારણા આબાદ પાર પડે એ બને કેમ?

અર્ધ ઘડી જલદી પણ ચુકી ત્યાં આવે કે કાંઇ મેળો બનવાને વીલમ થાય તો ઉપજેલી ઇચ્છાનું કાંઇ પરીણામ નકી કરે. અર્ધ ઘડી જાદા પણ વખત લઇ આવે પણ કાંઇ વળે નહી. વળી તેમ બને તો પણ તે ચાંદીની સંદુકની ચાવી ક્યાંથી પેદા કરે ? આ જે નવાઇ રાજા બીર્બલને મન જાણવા કારણ ઠસી, તેથી તે પોતાના બીજા મહા જરૂરના કામમાં સાંજ પડી કે ભુલપર ભુલ કરવા લાગો. તેના મનમાં એક ને જાહેર બીજી પંચાત, તેને તે પોંહોંચી વલવા લાગો નહી. બીર્બલ, પાદશાહની આ ગુપ્ત જાણવાની ગાડાઇમાંજ ફેલાયો. શાહનશાહે નોશ કીધેલી પ્યાલીમાં કાંઇ અમર કાયા બનવાનું રસાયણ સમજીનેજ તે મેલવવા ને અજમાવવાના ખ્યાલમાં રાજા બીર્બલ પડયો. પાકો મુસલમીન કોઇ કાલ દારૂનું વ્યસન ધરે નહીતો નહી પણ નામ પણ કાને પાડનાર ઉપર હમેશાં લ્યાનત નાખે, તેથી શાહાનશાહ પોતે પોતાના ધર્મ રીવાજથી આડો ચાલેછે એ વાત જાહેર પડી પોતાની પ્રજાને ખરાબ દાખલો ના મલે માટે છુપો તે અમલ કરેછે એ બીર્બલ જાણતાં છતાં ચુકયો ને હદ વનાની વેદનામાં પડયો. એક બે પાંચ દીવસ કરતાં છ માસ ગુજરી ગયા પણ રાજા બીર્બલે પોતાના મનની આશા પાર પડવાનું કાંઇ ચીન્હે જાણ્યું નહી, તે કારણ તાલ રચી. બે ત્રણ દીવસ રાજ્ય દરબારથી તે ગેરહાજર રહ્યો. તે પણ ઉદેપોરના રાણાની તરફથી ધુંજારાના દીલ્લી દરબાર ઉપર સંધેસા ઉપર સંધેસા આવતા તે વેળા !; રાજા બીર્બલ જાહેરમાં ગેરહાજર રહ્યો પણ ખાંનગી સઘલા નીકાલના શેરા તાણતો ને જોઇતી મસલહતના રૂકા રવાના કરતો, તે રાજ્યકામ તો શીલશીલાબંધ અબુ ફજલ સાથ લેતો. રાજા બીર્બલ મનથી જાણતો કે તે ગેરહાજર રહ્યો કે પાદશાહ સ્વતાં પોતે છડી સ્વારીએ આવવા સાંજ થયા પછે મેહેલથી નીકલશે. તે વખ્તે અગર હું અગત્યના સંધેસાનું તુત લગાવી રાજ્યમોહોલ જઇ લાગું તો ત્યાંથી ચાવી ખોલી કાઢી સંદુક ઉઘાડી આ અમૃત હાથ લાવું. તેનો આ ખ્યાલ ખરો પડયો. બીર્બલને ત્રણ દીવસ પોતાની પાસ ના આવ્યો જાણી શાહાનશાહ તેને ખરો કાયલી સમજી તેને મકાન છડી સ્વારીએ રાતને સમય ખબર કાઢવા ચાલ્યો. તે રાજા બીર્બલને જાણ થતાં તે પોતાના મકાનને પાછલે દરવાજેથી બાહેર નીકળ્યો. તે પાદશાહી ખાસ મોહોલમાં બેધરક ઘુસ્યો. મસલહતગાહમાં પેઠો. ચાવી ખોળાખોલ કરતાં ઠોકરપર ઠોકર ખાતો જ્યાંથી ત્યાં તુટી પડતો. શાહાનશાહને ત્યાં ચોરી કરવી તે કાંઇ ધીરજ રહે ? પેલી મસનદ ઉલટ પુલટ કરી મેલી. પેલું ખુણુ ગઠમથલ કરી નાખ્યું. પેલો કોચ ઉંધો ચતો કરી દીધો. એમ દોડાદોડ કરતો થાક થાક થયો કે ચાવી નહી કેમ મલે ? અંતે મસનદના પાયાની અંદરની બાજુના ભાગમાં એક મહા કારીગરીથી ચોર ખુણું કરેલું તેમાંથી મહાયત્ને ચાવી બાહેર કાઢી

સંદુકને લગાડી તે ઉઘાડી તો તે માહેથી એક અફીકનો શીસો જડયો. તે તેને તરત રૂમાલમાં વીટાલી બગલમાં માર્‍યો. તડાક કરતી સંદુક બંધ કરી ચાવી ચોર ખુણામાં મેલી. પછે આગલ પાછલ જોયું, જ્યારે કોઇછે નહીજ એ નકી જાણ્યું, ત્યારે તે ત્યાંથી ઉતરી મોટા દરવાજામાંથી બાહેર નીકલવાને ઉંબર ઉપર પગ મેલેછે કે ત્યાં બીર્બલ ને અકબર બન્ને સામસામા મલી ઉભા રહી ગયા. બીર્બલે તો પોતાનું કામ ચોકસ કાઢી લઇ પોતાને મકાન જઇ ત્યાં શાહાનશાહનો મેલાપ કરવાની ધારણા રાખેલી પણ શાહાનશાહ તો બીર્બલના મકાને જઇ ત્યાંથી તેને જરૂરના સંદેસા સાથ પોતાને મોહોલ તરફ જવાના શમાચાર જાણી શીતાબીથી ફર્‍યો કે બીર્બલને મલે, શાહાનશાહે શીતાબી કર્‍યાનો સબબ માત્ર દેખીતો હતો., માંદો બીર્બલ જ્યાંછે ત્યાં જરૂરનાજ કારણ માટે રાત્ર વેલાએ પોતાને મકાંનથી નીકલ્યોછે. તેને હું ત્યાં નહી મલીશ તો કદાચ તે ત્યાંથી મને હ્યાં ખોળતો આવશે ને થાકસે તો વલી તે કાયલી થશે; તે પણ માહરાંજ કામમાં અડચણ; હ્યાં પાદશાહે તો બીર્બલને શીતાબ ચાલથી નીકલતો જોતાજ મેલાપ થયાથી પોતાના મનની ખુશી જાહેર કરી, પણ બીર્બલ ગભરાયલો તેવીજ ઝડપથી અકબરની ખુશીનો તોર મેલવી શકયો નહી. તે ગફલત માર્‍યો તો એક બે પલ, પણ તે એક પલ માત્ર શાહાનશાહ અકબર જેવા મહા હોસ્યાર ને ચતુર ધનશાનને શકમંદ કરવાને બસ હતી, તેમ શાહાનશાહનો વેહેમ ગયો. શાહાનશાહ ખુબ ચીપી ચીપી રાજા બીર્બલને જોતો તેટલાંમાં તેની બગલમાં કાંઇ ગોલ વીટાલેલું બંડલ જેવું મારેલુ જોઇ પુછવા લાગો "એ કયા ?" હજી પણ અકબર જાણે કે કોઇ ખાનગી સંદેસાના કાગજીઆંનો રોલ હશે, પણ બીર્બલે તો તર્ત જવાબ દીધો **"કુચ નહી."** અકબર તાજુબ થયો "કુચ નહી ? બીર્બલ સચ્ચ બોલ એ બગલમે કયા"? બીર્બલે ફરી જવાબ દીધો **"પોપટ હે."** અકબરે ફરી ગુસ્સાથી પુછયું "પોપટ હે ? બીર્બલ સચ્ચ બોલ એ બગલમે કયા ?" બીર્બલે ફરી જવાબ આપ્યો **"ઘોરા હે."** અકબરે બેહદ ગુસ્સાથી વળી પુછયું "ઘોરા હે ? સચ્ચ બોલ બીર્બલ બગલમે કયા ? સચ્ચ બોલ" બીર્બલે ફરી કહ્યું **"હાથી હે."** અકબરના ગુસ્સાનો પાર રહ્યો નહી, "હાથી હે ? ધંધા સચ્ચ બોલ એ બગલમે કયા ?" ફરી બીર્બલે જવાબ દીધો **"ધધા હે."** હવે અકબર ધાસ્તી ભરેલો થઇ પડવાની અણી ઉપર આવ્યો. એક પલમાં બીર્બલનું સર જમીન ઉપર સજ કરતું પડશેજ, એ તોર ને ગુસ્સા ગગડાટથી તેણે પોકાર માર્‍યો.

"સચ્ચ બોલ બસ એકદમ સચ્ચ બોલ એ બગલમે કયા !" આ વખ્તે તેની છડી સ્વારી સાથમાં ટોડરમલ હતો. તે પોતાની જાતના શ્રેષ્ઠ બ્રાહ્મણ વર્ણના બીર્બલથી ઘણીજ કફોડી સ્થીતીમાં આવ્યો હતો, તેટલાંમાં

જ બીર્બલે જવાબ દીધો "**શરાબ હે.**" હવે અકબરથી વધારે તામોસ થઇ નહી. તેણે તરત પોકાર માર્યો "ચોર તારી બગલમાંથી કાઢ તે ગોલ બંડલ ને દેખાડ તે છે શું ?" બીર્બલે પોતાનો રૂમાલ છોડી પેલો અફીકનો શીશો કાઢી સામે મેલ્યો. શાહાનશાહને બહુ તાજુબી ઉપજી કે હીંદુ જાત કદી શરાબને અડે નહી ને આ ઉંચ રાજદરબારી, વળી બ્રાહ્મણ, વળી શ્રેષ્ઠ ની-તીમાન, એણે મ્હારી ખાસ ચાંદીની સંદુકને ભાંજી માંહેથી શીશો ચોર્યો કે કેમ ? તે વળી ત્યાં પકડાયો ત્યારે "કુછ નહીં, પોપટ હે, ઘોડા હે; હાથી હે, ગધા હે;" એ શો ભેદછે ? તરત ત્યાંથી દીવાનખાને શાહાનશાહ ગયો તો ત્યાં સઘળી ઉથલ પાથલ થઇ રહેલી. એક જાજમો ક્યાં, તો એક સ્યાલ ક્યાં તો એક ગાદી ક્યાં, તો એક જોડો ક્યાં. ચાંદીની સંદુક પણ હાલી ખીસી ગયલી જેવી દીસતી હતી. શાહાનશાહ ગુસ્સો ભુલી ઘણોજ તાજુબ થઇ રહ્યો કે "એ બીર્બલે શો ગજબ કર્યોછે ?" ત્યાં માત્ર શાહાનશાહ, ટોડરમલ ને બીર્બલછે. શાહાનશાહે બીર્બલને ઘણાજ કરડા સ્વભાવે સવાલ નાખ્યો "બેઅદબીનો પાર રહ્યો નથી એ કીસમની હદથી જાદા તેં બેઅદબી કરીછે ને વળી તું લબાડ વાત બોલવાને પણ ડર્યો નથી. બગલમાં શરાબનો શીશો ને તું કેવી કેવી હેમકાઇની વાત બોલ્યોછે." બીર્બલ બોલ્યો, "જેહાં-પનાહ બેઅદબી માફ ચાહુંછું મગર જે મેં કહ્યું હતું તે સઘળું મ્હારી બગ-લમાં હતું." શાહાનશાહ બોલ્યો "બગલમાં હાથી ને ઘોડા ને ગધા હતા?" બીર્બલ બોલ્યો "તે સઘળા હતા બંદેનવાજ." શાહાનહશાહ બોલ્યો, "બી-ર્બલ બેશક ત્હારી લબાડ વાત સાંભળતાં મ્હારૂં શીર ફરેછે. તને એક પલ જીવતો રાખવામાં મને મોટો ડર ઉપજે છે." "જેહાંપનાહ હું જે બોલ્યો છું તેમાં એક બોલ ફેર નથી. સઘલા મારી બગલમાં મેં માર્યા હતા તે ગોળ બંડલમાં હતા, હુકમ હોય તો અબ ઘડી દેખાડી દઉં." શાહાનશાહ બોલ્યો "બીર્બલ ત્હારૂં શીર ઠેકાણે નથી. દેખાડ હાથી ઘોડા ઔર ગધા ?" બીર્બલ બોલ્યો "જેહાંપનાહ જે કોઇ શરાબનો **એક નોશ** ચઢાવે તો તેની કંઇજ અસર થતી નથી, જેવો છે તેવોજ રહે; તે ઉપરથી મેં કહ્યું "કુછ નહી" **બીજો નોશ** ચઢાવે તો બોલવે **પોપટ** બની જાયછે. તેની જબાં ઉપડેછે ને વાતમાં ખુશખુશ ખીલેછે તે ઉપરથી મેં કહ્યું હતું "પોપટ હે;" **ત્રીજો નોશ** ચઢાવે તે આદમી, **ઘોડા** માફક ખંખાર ઉપર ખંખાર માર્યો જાયછે, તે ઉપરથી મેં કહ્યું "ઘોડા હે;" **ચોથો નોશ** ચઢાવનારો **હાથી** માફક ડોલતો હીલતો થાયછે તે ઉપરથી મેં કહ્યું "હાથી હે;" **પાંચમો નોશ** ચઢાવ્યો કે તે આદમી **ગધા** માફક લાત લગાવા ને ઝાડવા મંડી જાયછે માટે મેં કહ્યું "ગધા હે;" **છઠ્ઠો નોશ** ચઢાવનારો બસ બેફામ થઇ ઉંઘેછે તે ઉપર મેં કહ્યું "શરાબ હે;" એક શીશામાંથી **છ નોશ** થાયછે. તે

છ રૂપક મેં મ્હારી બગલમાં છે કહ્યાં, તે એક શીશો શરાબ ધરાવેછે. અગર મેં એક હર્ફ જાદા કમતી કહ્યો હોય તો જેહાંપનાહ મુખત્યાર છો." શાહાનશાહે બીર્બલને સાંભળ્યો ત્યારે તેની અકલ ઉપર આફ્રીન કરી તે ફીદા થયો, તેનો ગુનો બખશ્યો. રાજા ટોડરમલ પણ દુરઅંદેશીની અવલ ખાસ્યત ઉપર આશક પડયો. શાહાનશાહે જ્યારે સઘળો ભેદ જાણ્યો કે રાજા બીર્બલ માત્ર મનના ઓચંબાનો ઉસકેરાયલો માંદગીનો તાલ લગાવી ત્યાં લગી કદમ મેલવાને હીમતવાન થયો હતો ત્યારે તો તેણે પોતાના લાયક મંત્રીને આગલા સઘળા વીશ્વાસને મરતબે રાખ્યો. શાહાનશાહે ઓરપણ તે બન્ને હીંદુઓને એ શરાબની વાત જાહેર નહી પાડવાની તાકીદ કરી.

---

## કવેત.

ગુમાન પર ગુમાન ટલી ભરજવાની તને સલામ,
ઇમાન પર ઇમાન ટલી ઓ ઇનશાની તને સલામ.
ખ્યાલ પર ખ્યાલ ટલી ઓ ખાલેશી તને સલામ,
હવાલ પર હવાલ ટલી ઓ નાકેશી તને સલામ.
ઇન્શાફ પર ઇન્શાફ ટલી ઓ તાએશી તને સલામ,
દસ્યાફ પર દસ્યાફ ટલી ઓ તાજેશી તને સલામ.
મોબત પર મોબત ટલી તને શલામ ઓ દીલરેબા,
**રૂસ્તમ** કહે જીંદગી ગુજરી ચાલીછે માહ તોબા.

વખ્ત પર જીંદગી જલી જેમ તેલપે જલી દીપ,
તખ્ત પર તારૂણી જલી જેમ ગુલપે અનદલીબ.
અહેરત પર આશનઇ જલી જેમ આતશપે લોબાન,
મરૂવતપે મોહબત જલી જેમ જોબનપે જુવાન.
અવલપે અશલ જલી જેમ ગુલજારપે બહાર,
ચમનપે ચશમ જલી જેમ પતંગપે દીપ સ્વાર.
માશુકીપે આશકી જલી જેમ ખુશબોપે રબોબા,
**રૂસ્તમ** કહે જીંદગી ગુજરી ચાલીછે માહ તોબા.

આવરે સાકી આવ હવે, લાવ એક છેલી જામ,
થઇ ચુકી થનાર એકબાલની વાહીઆદ ગુજરી તમામ.
જરીન જામ ખુશબો ગુલાબ ભરી શરબત કે શરાબ,
યા નીરમલ ઝલઝલ થતૂં મધુ મોહીની અમરત આબ.
લાવ લાવ લાવ લાવ, મુશાફર નામુરાદ ને નીરાશ
ફરેછ બામુદત મુશાફરી કરી ખાલી હાતે ખલાશ.
ખાલી હાથે ફરેછ સફરથી, બીલકુલ રેહી ના શોભા,
**રૂસ્તમ** કહે જીંદગી ગુજરી ચાલી છે માહ તોબા.

---

# ઉમરની જીકર.

શાહાનશાહ અકબર પાસે મીયાં તાનસેન આદમીની સમજ, શ્યાણુ ને ઉમરના તબક્કાનું ધ્રૃપદ ગાઇ ગયો :—

ઉમર તક સબહી હે મસ્તાન,
નર નાર બાલ વૃદ્ધ જવાન. ॥ ટેક. ॥

દસે જબાન, સોલે સ્યાન, વીસએ ગ્યાન, ત્રીસએ જવાન, ચાલીસએ પઠાણ, કહેત મીયાં તાનસેન સુન શાહ અકબર પચાસએ ગાનતાન, **સાઠએ મસાન.** ॥૧॥

આ ધૃપદ સાંભળી શાહાનશાહ દીલગીર થઇ ગયો કે "ઓ અલ્લા પચાસ પર ત્રણ સાલ ગુજર્યાંછે ને બાકી તો જુજછે. વખત નજદીક આવ્યોછે !" એ વીચારમાંછે, તેટલાં બીજુબાવરો આવ્યો, તે પાસે શાહાનશાહે પેલા ધૃપદની વાત કાઢી; તે પણ શાહાનશાહનો શોક જોઇ ગાઇ ચાલ્યો—

ઉમર તક સબહી હે મસ્તાન,
નર નાર બાલ વૃદ્ધ જવાન. ॥ ટેક. ॥

સોલે શ્યાન, વીસએ ગ્યાન, ત્રીસએ વીદ્વાન, ચાલીસએ જવાન, પચાસએ પઠાન કહેત બીજોબાવરા સુન શાહ અકબર સાઠએ ગાનતાન, **સીતેરએ મસાન.** ॥૧॥

બીજોબાવરો ગાઇ ગયા ઉપર શાહાનશાહ અકબર ખ્યાલમાં પડયો, તે દરમ્યાનમાં મીયાં તાનતરંગ આવ્યા, તે પાસ ધૃપદની વાત કાઢી તો તે શાહાનશાહને સંભળાવી ચાલ્યો ગયો—

ઉમર તક સબહી હે મસ્તાન,
નર નાર બાલ વૃદ્ધ જવાન. ॥ ટેક. ॥

સોલે શ્યાન, વીસએ ગ્યાન, ત્રીસએ ધ્યાન, ચાલીસએ જવાન, પચાસએ પઠાન, સાઠએ પહેલવાન, કહેત તાનતરંગ સુન શાહ અકબર સીતેરએ ગાનતાન, **હેંસીએ મસાન.** ॥૧॥

શાહાનશાહ, ઉસ્તાદ તાનતરંગને સાંભળી ખુશ મીજાજમાંછે કે મીયાં તાનસેન કહેછ તેમ ઉમરનો આંકો આવતો નથી, ને સાઠની ઉમરે તો પેહે-

લવાન થવાયછે તેટલાં ઓળ્યા ગોસ મહમદ આવ્યા, તે પાસ પેલા ધ્રૂપદની વાત નીકળી તો ઓલ્યા તે ગાઇ ગયા :—

'ઉમર તક સબહી હે મસ્તાન,
નર નાર બાલ વૃદ્ધ જવાન. ॥ ટેક. ॥

વીસએ સ્યાન, ત્રીસએ ગ્યાન, ચાલીસએ ધ્યાન, પચાસએ જબાન; સાઠએ જવાન, સીતેરએ પહેલવાન, કહેત ઓલીઆ ગોસ સુન શાહ અકબર હેંસીએ ગાનતાન, **નેવુંએ મસાન** ॥૧॥

અકબર તો ખુબ ખુશીમાં આવ્યો, મનમાં ઉમરની જાદતી ઉપર જાંહેરશાની કરી રહ્યોછે તેટલાં મીયાં નજીર આવ્યા તે પાસ શાહાનશાહે તે ધ્રૂપદનીવાત કાઢી તે પણ ગાઇ ચાલતો થયો—

ઉમર તક સબહી હે મસ્તાન,
નર નાર બાલ વૃદ્ધ જવાન. ॥ ટેક. ॥

વીસએ સ્યાન, ત્રીસએ ગ્યાન, ચાલીસએ વીદ્વાન, પચાસએ ધ્યાન, સાઠએ જવાન, સીતેરએ પઠાન, એંસીએ પહેલવાન, કહત મીયાં નજીર સુન શાહ અકબર નેવુંએ ગાનતાન, **સોએ કબ્રસ્તાન** ॥૧॥

નજીર ગયા પછે શાહાનશાહ ખ્યાલમાં ગરક ગયો કે કોઇ ઉસ્તાદના ધ્રૂપદમાં ધડો નથી. તાનસેન મને ડરાવા ગયો કે ઉમર થોડીછે પણ હ્યાં તો સો તલકે કબી છેડો આવે તેમ માલમ પડતું નથી. અગર આગલા હેવાલો માફક જોવુંછું તો સાતસોથી હજાર સાલની ઉમર હરદમ આદમી ભોગવી ગયાંછે.

તેટલાં નવાબ ખાનખાનાન આવ્યા તે પાસ શાહાનશાહ તાજુબ થઇ સઘળા ઉસ્તાદોએ ગાયલું ધ્રૂપદ બોલી કહેવા લાગો કે "એક, ધ્રૂપદ જુદા જુદા ઉસ્તાદે જુદી જુદી ઢપ છપે ગાયું !" ખાનખાનાન બોલ્યો "જેહાંપનાહ એમાં તાજુબી જેવું કાંઇ નથી." શાહાનશાહે કહ્યું તે કેમ ? નવાબે જવાબ દીધો એમ:—

"સઘળા પોતાની હાલત ઉપરથી આખરનો સાર ખેંચેછે. તાનસેનની ઉમર પચાસનીછે તેથી તે પચાસે ગાનતાન ને સાહઠે મસાન ગાઇ ગયો.

બીજુ બાવરાની સાહઠનીછે તેથી સાહઠે ગાનતાન સીતેરએ મસાન ગાઇ ગયો.

તાનતરંગની ઉમર સીતેરછે તેથી તે સીતેરે ગાનતાન ને હેંસીએ મસાન ગાઇ આવ્યો.

ઓલીઆ ગોસ મહમદની ઉમ્મર એંસીછે તેથી તે એંસીએ ગાનતાન સોએ કબ્રસ્તાન ગાઇ ગયો.

તેજ મુઆફેક ઉપલામાં જે ફેર પડયોછે તે ઉમરે તેઓની તેવી હાલત ને જોર ને તોર ને દબદબો હશે તે તે વીચારને આધારે ધ્રુપદ મચાવી શક્યા. આ તમામ જેહાનનો તાલુકો માત્ર પોતાની હાલત ને ઉપજ નીપજ ઉપર દસ્યોછે. પાદશાહ પોતાની હાલતે રૈયતને જોયછે ને રૈયત પોતાની હાલતે પાદશાહને સંતાપે છે."

શાહાનશાહ બોલ્યો "ખાનખાનાન એ ધ્રુપદે અજાએબ થયોસ્તું કે સાહઠે મસાન ત્યાં છેલી ધ્રુપદમાં ફકત "જવાન.!' નવાબ બોલ્યો "બંદેન-વાજ! ધ્રુપદનો પાયો ફકત આ ત્રણ નુકતા છે:—

"સોલે સ્યાન, વીસે ગ્યાન, ત્રીસે જવાન."

મગર શાહીર ને ઇલમબાજ ઉસ્તાદોએ તેનો જેહાન સાથ તાલુકો લઇને આ શીકલ આપીછે અને તે જે સઘળા ઉસ્તાદોએ ગાયું તેમ વખતે વખત જોવા ને જાણવામાં આવ્યું છે."

શાહાનશાહે પુછયું "તેની બાતેન માયેની શું?" નવાબ બોલ્યો, ગરીબનવાજ—

જ્યાં તલગ ઉમર છે ત્યાં તલગ સર્વ કોઇ ગાફેલછે પછે શું નર, નાર બાલક કે જવાન કે વૃદ્ધ, જે પણ હોય, તે તમામ જણ બેખબર છે.

સ્યાણનો તરીકો સોલ, ગ્યાનનો તરીકો વીસ, જવાનીનો તરીકો ત્રીસ ને પઠાનગીરીનો તરીકો ચાલીસ, ખુશખુશાલી એશઆરામ રંગરાગનો તાલુકો પચાસ ને સાહાઠ વર્ષની ભરતીમાં આવ્યો તે અસલમાં મલવા તૈયાર થઇ રહ્યો.

શાહાનશાહ નવાબ ખાનખાનાનને સાંભળી એ ધ્રુપદ ઉપર ખુશ ખુશ થઇ તેની બહુજ વખાણ કરવા લાગો.

---

## કવેત.

શીહા મુજ નસીબો તપકાવે લોહી લાલ,
શીહા મારો વષ્ત્ર બની શીહા ખ્યાલ.
શીહા નેન વીટલે ગવરાવેછ મરસીહા,
શીહા તે મરસીહા છાપેછ દીલ મુજ શીહા.
તેવું પાતાલ શીહા નૈ હશે કે દરયાવ,
એવી મુજ શીહા જીંદગી ખેડે શીહા નાવ.
ઉપર નીચે શીહા, શીહા કુલ આસપાસ,
શીહા જીગરથી કઢાવે શીહા શેપાસ.

---

# ઠકરાણી માણકબા ને શાહાનશાહ અકબર.

ઠકરાણી માણુકબા ઘણીજ હસમુખી હતી. શાહાનશાહ અકબરના સારા રાજ્યમાં તે બરાબર લોકોને બનાવી ચાંઇ કરવામાં કોઇ હતું નહી. તે એક વખત પોતાના પતી રાઉ ઠાકોરની રજા લઇ પોતાના ઇનામી ગામમાં થોડા દીવસ સેહેલ મારવા ગઇ હતી; ત્યાં તેના જવા પછે ઠાકોર પ્રવિણરાજ આવી લાગ્યા. તે બેચાર દીવસ ત્યાં કને હવા પાણી દાણો સારો જોઇ રહ્યા, તેમની નજરે ઠકરાણીજી પડ્યાં. ઠાકોર વૃદ્ધ અને એકલા હોવાથી તેમની ઠકરાણી સંગે પરણવાની દયાનત થઇ, તેથી ગામની એક વૃદ્ધ સ્ત્રીને બોલાવી પોતાની ઇચ્છા જણાવી તેને લાલચમાં નાખી. જો કારજ થાય અને તે ઠકરાણી તેને વરે તો કારજ કરનારીનું ઇનામ એક હજાર સોનામોહોર ! તે ઇનામમાં લલચાઇ તે વૃદ્ધ સ્ત્રી ઠકરાણીજીના મંદીરે ગઇ. ઘરડી એટલે અકલ તો લગાર ખસેલીજ હોય એટલે પુછવુંજ શું ? જે મનમાં આવ્યું તે બોલી ને ઠકરાણીજીને લક્ષ રૂપૈયાના દાગીના ને લક્ષ રૂપૈયાના લુગડાં તેમ તેનાં સગાં સંબંધીઓને મનમાગ્યાં ઇનામ અકરામ ને નજરાણા મળવાની વધાઇ દીધી. કારજ કરનારી વીષે જેઓને અનુભવછે તેઓને જુના જમાનાના આ ધુતમધાતમના વેશની ગડમથલ ને ગોટાળા સેજે સમજાશે તેમ અનેક અનેક નવી નવાઇ ને નાના પ્રકારની પરપહેરામણીના સરવાલા ઠકરાણીને દેખાડી કામનું ચોકઠું બેસાડવામાં ફતેહ પામવા જેવી ત્યાંથી ફરી.

ઠકરાણીજી તો ઠાકોરને ઓળખે ને તે તેના સગપણમાંએ ખરો; તેનું માગુ આવ્યાથી જ્યાંલગી પેલી ગામની કારજ કરનારી બુઢીઆં હતી ત્યાંલગી તો તેણે હસવું જેમ તેમ થોભાવ્યું પણ તેના જવા કેડે અધઘડી ઉપર તેનું હસવું જારી રહ્યું તે કેમ કરતાંએ દબે નહી. દાસી મનીખો વટીક કંટાળો ખાવા લાગ્યાં કે ઠકરાણીબા આ તે શી તરેહ હસેછે ? કાંઇ મગજ તો ખસ્યું નથી ? તેટલાં ઠકરાણી હસવું થોભાવતાં થોભાવતાં શાંત થયાં ત્યારે સોંગ રચ્યો કે ઠાકોરજીને વરાવીને સઘળી શોભામાં તેઓને વદાય કરવા ને કારજ કરનારીનો બોલ ઉપર રાખવો. ઠાકોરજીને મળી બુઢીઆંએ બીજે દીવસ જવાબ દેવાનું કહી ઠરાવ પ્રમાણે વળી ઠકરાણીને મળી, ને ઠકરાણીએ સઘલો રકાસ ઠીક બેસાડયો. તેણે ઠાકોરને કહાવ્યું કે મારૂં કોઇ વડીલ નથી. મારાં

વંશમાં એક હું માત્રછું માટે મને હો હા કે ઠાઠમાઠનો અનાદરછે. સાદાઇ મને પસંદછે. તેમ પેલી બુઢીઆંએ જઇ ઠાકોરજીને કહી ઠકરાણીની મરજી પ્રમાણે સઘળી પરપહેરામણી, દાગીના ને શૃંગાર, છેક ગુપચુપે નહી તેમ કાંઇ ધમાલે નહી, એમ મધ્યમસર ધામધૂમે ઠકરાણીને મંદીરે રવાના કર્યા. પાછલ દેશસ્થિતિ પ્રમાણે લગ્નવીધીમાં ઠકરાણીજી હઠ લઇ બેઠાં, કે હાલ મારૂં શીર ફરે છે, તેથી બુઢીઆંએ પોતાની નોક જાય છે જાણીજ ઠકરાણીએ જેમ કહ્યું તેમ ઠાકોરજીનો આવેલો શૃંગાર, દાગીના ને લુગડાં સજીને લાજ તાણી અને મુખડું રંગી કરી બુઢીઆં ઠાકોરજી સંગ લગને બંધાઇ! મો ઢાંક્યું તે જોય છે કોણ ? તેમ જોનાર ને હાસ્ય ને ઠઠા કરનાર માત્ર ઠકરાણી સંગ તેની દાસી મનીબો જેઓ આગલથી આ મજાદાવ માંડ્યામાં સામીલ થયલી તેથી મર્મ બંદ બસ રહ્યો હતો તોય હસાહસ ને મસ્કરીના મેહણાનો પાર નહી રહ્યો હતો. પરણી ઉઠયાં પછે ઠાકોરજી કુસંબા-માં ચીકાર મધરાત્રે પોતાના દાસ ને રક્ષકો સંગાતે પોતાને ઉતારે ગયા, તેમ પેલી બુઢીઆંનાં કચકચતા ડાચાંમાં કાંઇ ખોરાક પડયો અને અંગને આસાએસ મળ્યાથી કરાર થયો નીકર સાંજ તે લોથ થઇ મડદું પડે. બુઢીઆંએ જોયું કે આ વીધી તો વહી મગર આગલ એ લગ્નનો પાટલો કેમ ફાવશે ? માટે ઠાકોરજીને છુપું કહાવ્યું કે ઠકરાણી લગાર હટીલાંછે તેથી કાંઇ આનાકાની કરે તો તમારા માણસોએ જોરજબરીથી ઉઠાવી લઇ જવામાં આચકો ખાવી નહી. લગ્નને ત્રણ દી થયા કેડે તેમ ઠકરાણીને મંદિર ઠાકોરના જનાનાનાં માણસો આવ્યાં; તેઓએ ઠકરાણીને ચીસ ને બરાડ મેલવા છતાં જોર જબરીથી ઉઠાવી માફામાં ઘાલી અને ઝાંઝરા ને ઘુઘરાથી ગામ ગજાવતા બલદીઆને આર લગાવી કે તેઓ ઠાકોરજીના સંઘ સંગાતે થયા. ઠાકોરજી પોતાની વૃદ્ધવસ્થામાં આ ચંદ્રસ્વરૂપ ઠકરાણીજી સંગે વર્યાથી બહુ ખુશ હતા. તેઓ દીલ્હી આવી પાદશાહે રાખેલા પોતા માટેના ખાસ ઉતારામાં ઉતર્યા અને જ્યારે જનાનખાનામાં પધાર્યા ત્યારે મોહ માથે શાળુડો વીટી પડેલી પોતાની ઠકરાણીને જોઇ પ્રેમથી બોલાવી બોલાવી ઘણા મનાવ્યા છતાં કાંઇએ ઉતર નહી મલ્યાથી રોષે ભરાઇ બાંદી મનીબોને હોકમ કરવે તેઓએ મોટા આગ્રહથી ઠકરાણીને મોડેથી લુગડું ખસેડયું કે ઠાકોરજી "દગો થીયોરે દગો થીયો" બોલી ભાંય પડ્યા, સબબ ઠકરાણીતો પેલી બુઢીઆં નીકલી ! ! !

ઠાકોરજીને પેલી બુઢીઆં કારજ કરનારીએ જોરજબરીથી ઉઠાવી લઇ જવાની છુપી વાત કહાવેલી ઠકરાણીએ જાણી હતી; મસ્કરી કરવી તે કાંઇ જેવી તેવી વાત ? તેથી પલેપલની ખબર માટે ઠકરાણીના છુપા જાસુસો પેલી બુઢીઆંના એવા વીશ્વાસુ થયા હતા કે તેના મનની રગેરગની ગુપ્ત વાત

ઠકરાણી પાસ આવતી હતી. ઠકરાણીએ પોતાની દાસી ને સખીઓને બુઢીઆંની ખાસ માનીતીઓ કરીને તેનાં સઘળાં પ્રપંચ જાણી તે સમય એસતું કામ લેતી; તેથી ઠકરાણીએ જ્યારે જોયું કે ધાર્યું તેવી ગમાર બુઢીઆં નથી. એને લગ્ન તો કવસ પડ્યાથી મારે ઠાઠમાઠે શીંગાર પેહેરી ઠાકોર સંગાતે કસ્યાંછે; અને ઠાકોરજી બેખબરાછે. હવે ઠાકોરજીને વલી બીજી વેલા ઠકરાણી હઠ કરી નીરાસ કરશે તો સઘલો ભરમ ફુટી જશે તેમ ઇનામ ને માન અકરામ જેમના તેમ રહી જશે. તે વીચારે બુઢીઆંએ તર્ક તો ઠીક રચ્યોછે. એ નકી જાણીને ઠકરાણીએ કારજ કરનારીનો પુરોજ વરઘોડો ચઢાવવાને નીચે પ્રમાણે તાલ રચી તેથી બુઢીઆં ફાવી નહી, પણ ફસી પડી. ઠેરવેલે વખતે બુઢીઆં જ્યારે ઠકરાણી પાસ જતાં બોલી, કે ઠાકોરજી અબ-ઘડી પોતાના ઘરના મનીખો તેને બોલાવા મોકલેછે તે સાંભળતાંજ ઠકરાણી હસી પડી બુઢીઆંએ જેમ કહ્યું તેમ રાજી થઇ ઠાકોર સંગાત જવાની જાહેર તૈયારી કરતી હોય એવું તેણે સઘળું ડોલ ઘાલ્યું. પછે લગ્નના કપડાં કાઢીને તાલ કરી બોલી "બાઇ તમોએ તે રાત્રે આ શૃંગાર કેમ કસ્યો હતો તે લગાર સજી કરી મને દેખાડશો તેમ હું તે સજી જઇશ તો ઠાકોરજીને આપણા ગોટાલાનો કસો શક ના પડે." વાતતો ખરી તેમ બુઢીઆંને કરવામાં પોતાની પણ શોભા, માટે ભોળવાઇ. ઠકરાણીએ તરત ઠીક સમયે શીંગાર કરાવી દઇ બુઢીઆંને ટીલક કરી નક્કી ઠાઠ સાથે ચલાવી જોઇ, તેટલાં બારણે જાન આવી. ઠકરાંણી માંહે ગરી ગયાં અને શીખવેલી દાસી મનીખોએ ઇશારો કસ્યાથી ઠાકોરજીના માણસોએ ઠકરાણી બનેલી બુઢીઆં આસપાસ તેજ ઠકરાણીછે એ સમજી ફરી વળી ઠાકોરજીનો હોકમ કહ્યો. બુઢીઆં પ્રથમ તો સ્તબ્ધ થઇ પણ પછે તે દોડી ઓરડી માંહે ભરાવા જાયછે તેટલાં ઠાકો-રના માણસોએ પકડી, ચીસ બરાડા પાડ્યા છતાં તેને ઊંચકી માફામાં નાખી; એ રીતે ઠકરાણી બદલે બુઢીઆંને ઠકરાણીના શૃંગાર ને ઠાઠમાઠે લઇ ઠાકોરજી દીલ્હી આવ્યા હતા.

ઠાકોરજી લગાર સુદ્ધમાં આવ્યા કે લખ્ખો ગાલોનો વરસાત પેલી બુઢીઆં ઉપર વરસાવા લાગ્યા પછે લાગલાજ શાહાનશાહ અકબરની દરબાર ભણી ચાલ્યા કે ત્યાં જઇ પોતાની આ આફ્ત કહી કંઇ દાદ મેલવે. એ ખ્યાલે સઘલો વરઘોડો લઇ તે વૃદ્ધ ઠાકોરજી, શાહાનશાહને મોહોલ આવી લાગ્યા. તે ખબર થતાંજ શાહાનશાહે પોતાના ખાસ મંત્રીઓ તેમને લેવા મોકલ્યા, ઠાકોરજી તેઓ સંગ દરબારમાં આવી બેઠા ને કાંઇ પણ ખેર આફીઅતની વાત થવા પહેલાં શાહાનશાહ હજુર પોતાનો ઉપલો કીસ્સો માંડી કહી બખાણ્યા "ખુદાવંદના રાજ્યમાં મારી ગેરઆબરૂ થઇ છે અને મને એક સ્ત્રીએ ઠગી જીતી લીધોછે, મને ઠગી પોતાનો ધણી કરવાનું બીડું ઝડફ્યું છે.

મારાં મોટી કીંમતનાં નજરાણા ને પહેરામણી આ કનિષ્ટ બુઢીઆં ઠગી કરી લઇ ગઇ છે. મારી ઉપર મોટી કમબખતી વરશી છે."

શાહાનશાહ અકબર દરબારમાં આ વખત ખાસ અમીરો ને સરદારો સંગાતે લડાઇની વાતના તડાકા લગાવતો હતો. ત્યાં રાજ્ય ગવૈયા મીયાં તાનસેનની ગેરહાજરીમાં તાનતરંગ ધૃપદ લંબાવતો હતો. તે, છેલી લડાઇમાં રોહીલા ને ભીલોએ કરેલાં નામ છતાં પાદશાહના નશીબાની બલિહારી ને કીર્ત સમાયલો હતો. તેના જોડનાર ઉપર ટીકા ને પ્રસંસા બન્ને ભેલસેલ ઉલટા સુલટી વરસતી હતી. શાહાનશાહ પોતાના દુધભાઇ જૈનખાન તથા રાજા બીર્બલ અને પોતાના ઘણા થોડા લશકર સાથ જે છેલાં બચ્યો તે માત્ર પોતાની જવાંમરદી તેમ જયપુરના રાજા ભગવાનસીંહના અથાગ જોરથીજ ત્યાં તે નશીબો પામ્યાની જીકર બોલતો હતો; આ ગપ્પો ચાલતી હતી, તેથી તે ઠાકોરજીની વાત સાંભળી પેલી બુઢીઆં ઉપર બહુ કોપ્યો. તરત શાહાનશાહે તે બુઢીઆંને દરબારમાં બેઆબરૂ કરી બુઢા ઠાકોરજીનું માન જાળવવાને ઠરાવ કર્યો તેટલાં બીરબલ બોલ્યો, ઠાકોરજીને મોટો જબરો ફટકો પડયો કે એઓની ભરજવાનીને માહ અપસુકન થયાછે. બીરબલ જેવોજ જૈનખાન પણ મશકેરો હતો તે વચ્ચે બોલ્યો કે ઠાકોરજીના માહાતાપથી જવાન બાળા બળીને થોડા વખતમાં બુઢીઆં સ્વરૂપ થઇહોય તો બને તેમછે. ઠાકોરજી બોલ્યા શાહજાદા જૈનખાનના કહ્યા પ્રમાણે મને મારા પોતાના રોબ ઉપર વીચાર કરવાને કારણ મલ્યું છે, મગર આ બુઢીઆં તો તે છે કે જેણે પ્રથમથીજ ઠકરાણી સંગાતે મારૂં કારજ કરવાનું માથે લીધેલું; તેથી તે ભરજોબન હતીજ નહી કે મારા માહતાપે તેના આબને જલાવ્યું હોય! ભોલા ઠાકોરજીને સાંભળી દરબારમાં સરદાર દાઉદ હતો તેનેથી હસી પડાયું તે ઉપર પાદશાહની ઇતરાજી થાત પણ તે વખત આરમાં રાજા ભગવાનસીંહ પુરાઇ બોલ્યા "ખુદાવંદને ખબર નથી કે પલકમાં મદનમસ્ત નવજોબન પાકી જઇ બુઢું ખખ થાયછે. ચીતોડના જયમલની બળવાન ફોજ સગની જંગમાં મારાં એક જવાન સરદારને દુશમનના હલ્લા થવાના સમાચાર મળવે પોતાના બચાવની એટલી ફીકર પડી કે સવારમાં જ્યારે હું તેને મલ્યો ત્યારે તેને તેના માટેજ પુછવા લાગ્યો; જેના ઉતરમાં તેણે મને નમી સલામ કરી! તાજુબીનો પાર નહી રહ્યો જ્યારે મેં તેને બરાબર ન્યાલતાંએ બરી મુશકેલીથી પીછાન્યો. ઘણી વેળા એમ બનેછે. પાદશાહના સસરા જયપુરના વૃદ્ધ રાજા બહારમલ્લ-ત્યાં હતા તેઓ લગાર હાસ્ય મુખે બોલ્યા કે ઠાકોરજીના તાપની વાત બહુ બોલાયછે કે વર્ષ અધવર્ષમાં એઓના તાપે ગમે એવી નવજોબનાને વૃદ્ધતા વ્યાપે છે. ઠાકોરજી બોલ્યા ત્યારે તો ગજબ થીયો છે. રાજા ટોડરમલ્લ બહુ ગંભીર રાજદરબારી હતો તેને આ ઠઠાબાજી પસંદ આવી

નહી. તેણે ઠાકોરજીને ઠરી જવા કહીને બાદશાહને ઉશકેર્યા કે બુઢીઆંની જુબાની લેવી. આ ઉશકેરણીથી તરત અકબરે પોકાર માર્યો અને બુઢીઆં ધ્રુજીને જે ખરી વાત હતી તે બોલી ક્ષમા માંગવા લાગી. સભામાં ઠકરાણીના પતિ રાઠ ઠાકોર પણ હતા તે પોતાની સ્ત્રીની આ વાત સાંભળી હસતાં હસતાં આંખ્યોમાંથી આશું પાડવા લાગ્યા. તે બોલ્યો "જેહાંપનાહ મારી ઠકરાણીથી મેં હાથ જોડ્યા છે તે કોઇને પણ બનાવવામાં આઘું પાછું જોતી નથી. હું મર્મ સમજ્યો. તેણીએ આ નાટક વૃદ્ધ ઠાકોરજીનો મુખરો લેવા રચ્યોછે." રાજા બીર્બલ બોલ્યો ઠકરાણીએ ગયે વર્ષે બીજુબાવરાને એવો બનાવ્યો હતો કે તે મધરાત્ર તલગ ઠકરાણીના મોહોલના દરવાજે સુરસાગર લઇ ફરતો ને પ્રેમના ધૃપદ ગાતો ગાતો દરબાનોના ધબ્બા ખાતો હતો. પાદશાહ ને સભા બુદ્ધા ગવૈયાની હાંસીની વાત સાંભલી ખુબ હસ્યા પણ બીજુબાવરો પોતે ત્યાં હતો તે તો પોતાની એબ વાત જાહેર પડ્યાથી પાણી પાણી થઇ ગયો ને બીર્બલ ઉપર ભુખ્યા સીંહ મીશાલ દાંત્યાં કચકચાવા લાગ્યો. દગાખોર અબદુલખાન પણ ત્યાં હતો. તે બોલ્યો કે બંદેનવાજ મારાં મગજમાં વાત ઉતરતી નથી કે એક સાદી રજપુતાણી જે ખંડણ્યા રાજાની પાયરીથી ઉતરતા ઠાકોરની બાયડી એવી અઠંગ ટકોરબાજ ને હસમુખી હોય ? અગર તેવી હોય તો તેની નીતી જોખમાયલી તો ખરી. બલવાન રાઠ ઠાકોર તલવાર ઉપર હાથ નાખતો ઉઠયો કે પાદશાહની મીજલસમાં અદબ શીખવાની હજી બાકીછે અબદુલા; તે તને ઇચ્છા હોય તો કાંઇ શીખવી દઉં. રાજા ભગવાનસીંહ વચ્ચે પડ્યા કે હસ્યાનું ખસ્યું કરવા જેવું કાંઇ સરદારનું બોલવું નથી. ઠાકોરજી માઠુ મા લીયો. વૃદ્ધ ઠાકોર બોલ્યા મ્હારો ઝગડો પતાવવાની જગો વધારવાની વાત કોઇ મા કરો. પાદશાહ મારે માત્ર મારી સઘળી ખોવાયલી માલમતા મળવા સાથ કામ છે. થવાનું તેતો થીયું બસ. પાદશાહ બોલ્યા તાજુબી કે લડાઇ ને શમશેરમાં કુસળ ઠાકોરજીને એક સાદી બાયડી ઠગે ? અરર, ઠાકોર બોલ્યા તેતો થીયું પણ ફોકટમાં જે જાયછે તે મલ્યું તો તેમાં પ્રતિષ્ટા જળવાય છે. રાજા બીર્બલ બોલ્યા કે ચીતોડને સુરંગ પાડી લેવા જેવી આ યુક્તી છે. જે તેમ કરવાવાલાઓને નડશે. પાદશાહ બોલ્યા "બીર્બલ તું શું બોલ્યો ? સુરંગ તો મેં પોતે ખોદાવી કીલો લેવાને યત્ન કર્યો તે અફલ જતાં સામી ઉડીને મારી ખાસ ફોજનો ઘાણ કાઢયામાં પંકાઇછે." બીર્બલ બોલ્યો જેહાંપનાહ તેમજ તો. રાજા ભગવાનસીંહ બોલ્યા જેહાંપનાહ બેઅદબી માફછે. બીર્બલનો કહેવાનો બાયદ માત્ર ઠકરાણીથી આપણે હારશું. જીતનાર નહી. પાદશાહ બોલ્યા બીર્બલ મને એક માસમાં તે માજરો અજમુદા થશે નહી તો તને જીવતો મેલનાર નહી. તેં મારૂં અપમાન કર્યું છે. રાજા બીર્બલ

બોલ્યો ગરીબનવાજ હું કાંઇ તેવું બોલ્યો નથી. પાદશાહ બોલ્યો, "રાજા ભગવાનસીંહ બોલ્યો તે મારા મનમાં ઉતર્યુંછે."

એ રીતે મહીનામાં ઠકરાણીની સરસાઇનો દાવ નહી જણાયો તો રાજા બીર્બલ ફોકટ સંકટમાં ગીરફતાર થાય એ કરાર થઇને મીજલસ બરખાસ થઇ. સઘળા પોતાને મોહોલે ચાલ્યા. ઠાકોરજી ને પેલી નવી ઠકરાણી એકલાં પાદશાહ હજુર રહ્યાં. ઠાકોરજી બોલ્યા આ બલાને હું ક્યાં લઇ જાવું? પાદશાહ હસ્યો પણ ઠાકોરજીની આબરૂ રાખી લીધી. પોતાના જનાના મેહેલ રાણીઓની દારી દરમીયાન નજર કેદ કરી હાલ તરત તો એ પંચાત પતાવી. પેલી ઠકરાણીને વૃદ્ધ ઠાકોરજીની સઘળી બીના જાણ થઇ અને નકામો બીર્બલ પંચાતમાં આવ્યાથી તે પોતાને મન દહાઝી. ઠકરાણીએ પોતાને મન દૃઢ વીચાર કર્યો કે કાંઇએ કરીને પાદશાહને બનાવવો ને તેનો મદ ઉતારવો.

આ વીચારે તે પોતાને ગામથી ધારેલા વખત પેહેલાં દીલ્હી આવી. જાણે કસ્સામાં નથી ત્યમ તે પેંહેલાં માફક પાદશાહનાં જનાનામાં જાવ આવ કરવા લાગી, અને સઘળી રાણી ને શાહજાદી દરમ્યાન એટલી હળી ગઇ કે કોઇએ તેને પળ પણ નજરથી વેગળી કરવા ચાહી નહી. ઘણી વખત મેહેલમાં પાદશાહ અકબર સાથ તે રાણી ભેગી મળી વાતચીત કરી પરોટાયળી, તે તેને હાલના મનસુબામાં બહુ અનુકુળ થઇ પડયું. ધારેલી રીતેજ મેહેલમાં આવ જાવ કરતાં તે ઠાકોરને બનાવ્યાની પંચાત પછે દસ દીવસ ભાગ્યે થયાં તેટલાં પાદશાહ સામે મળી ચોંકી હોય તેવો ઠણકો કરી હસી પડીને બોલી "મોટાનાં નશીબજ મોટાં."

પાદશાહ તે સાંભળતાં બોલ્યો "એટલે?"

ઠકરાણી બોલી "બેઅદબી થઇ તે માફ કરો તો કહું."

પાદશાહ બોલ્યો "તને માફ છે, બોલ."

ઠકરાણી બોલ્યાં, "ધર્મરાજ તમો જયપુરજાયીના સમ લીયો."

"તેના સમ" પાદશાહ બોલ્યો.

ઠકરાણી બોલી "મને લાજ લાગેછે કહેતાં."

પાદશાહ બોલ્યો "તું મારી શાહજાદી માફકછે."

ઠકરાણી બોલી "તે કોણ ના પાડે છે? પણ કહેવાની વાત લગાર નીતીભંગ છે."

પાદશાહ વીચારમાં પડયો કે કેવી વાત હશે કે ઠકરાણી શરમાય છે. લગાર ઉશકેરાઇ "બસ તું બોલ મારૂં અભયવચન છે."

ઠકરાણી લજવાતી ને તલાજ ખેંચતી જમીનમાં આંખ્યો ભોંકી નીચી ડોકે બોલ્યાં "હું તમારા નામથી સરત રમી તે જીતી છું તે આપ કબુલ કરો. મારેથી તમારે નામે થયલી જીત રખાતી નથી."

પાદશાહ ખુશ ખુશ થઇ "શું જીતીછે?"

"ચીતોડનું સારૂં અરણ્ય!" ઠકરાણી બોલ્યાં.

"ઠીક થયું મારે ચઢાઇ કરવી છે ચીતોડના ઉદયસિંહ ઉપર માટે તે અરણ્ય કીમતી જીત થઇ છે. ત્યાં મારી ફોજ પોતાના ડેરા તાણશે" પાદશાહ બોલ્યો.

તે સાંભળી ઠકરાણી કાગલનો રૂકો જે ઉપર તે જીતનો પરવાનો થયો હતો તે હજુર મેલી પોતાની દાસી સંગાતે મેહેલ બાહેર નીસરી ગઇ.

જ્યારે દરબારમાં રાજા બીર્બલ, રાજા ભગવાનસીંહ વગેરે સઘળા મોટા રાજદરબારીઓ મલ્યા તે વખતે તે જીતના પરવાનાની વાત ને પોતાના નશીબાનો ચઢતો સેતારો વખાણીને પાદશાહ ગર્વે ફુલાયો. ગવૈયાએ તે વખાણનો ખ્યાલ ગાયો. ભાટ ને શાએરોએ વાઃવાની બેચાર કવિતાને બેત જોડી કહી કરી અકબરને સાતમે આસમાને ચઢાવ્યો. ઠાકોર અજબ થઇ રહ્યા કે ચીતોડના અરણ્યની તે આ શી ખુશાલી. રાજા બીર્બલે પાદશાહાને આ અમુલ્ય જીત માટે મોટી મુબારકબાદી નવાજી ને તે કલાક દોહોડ કલાક રાજ્ય દરબારમાં શું એક મસ મોટી બડાઇ ને ઉકમાઇ થવા લાગી. વાજીંત્રો પણ વાગી રહ્યાં.

વલી સાત દીવસ બીજા ગયા કેડે રાણીજીની વર્ષગાંઠની ખુશાલીનું મોહોલમાં સ્ત્રીમંડળ થયું તેમાં સઘળી પાદશાહી નાજનીનો સંગાતે ઠકરાણી પણ બીરાજ્યાં હતાં. તે હસી હસી સઘળાને મન વસી જઇ સઘળા સાથ વાત કરવામાં અવલ રેહતાં; વલી પાદશાહ અકબરને નજદીક જોઇ બોલ્યાં કે "ધર્મરાજ, બીજી તજદી છે."

પાદશાહ તો ઠકરાણી ઉપર ખુશ ખુશ એટલે આંધળાને જાલી કાંઇ દીસે? "ઠકરાણીજી બેદહેસત અરજ કહો." પાદશાહ બોલ્યો.

"મારી ઉપર રીસે મા ભરાશો" ઠકરાણી બોલ્યાં.

પાદશાહ બોલ્યો, "તમારી ઉપર કોણ રીશ કરેછે કે હું ગુસ્સો કરીશ?"

ઠકરાણી બોલી "મેં ગઇ રાતના આપના નામથી દસ હજાર મેંઢાં જીત્યાં છે તે સામી ઇદ આવીછે તેમાં કામ લાગશે તે લિયો."

"એ અલ્લા" પાદશાહ બોલ્યા "તુ મોટી શ્યાણીછે કે હાલના દુકાળ્યા વખતમાં તેં મને આ કીમતી જીત કરી આપીછે."

તે હીંગામમાં બોકડજાતમાં કોઇ રોગ ફેલાયાથી ગોસ સોધ્યું મલતું નહીં, તે વખતે દસ હજાર મેંઢા ચરબીદાર માટેલા ફરબે દુમ્બાની જીત એ તો અવધી થઇ. પાદશાહ બેહદ ખુશીથી એટલા પગળ્યાછે કે ઠકરાણી જો હોસ્યારી વાપરી દુર ખસી જતે નહી તો કંઇક શાહજાદી, રાણી ને ઠકરાણી વગેરે મોટા મોટા ઓધેદારોની સ્ત્રીઓ વચ્ચે ઉપકારનો બદલો વાળવામાં ભેટી

પડતે. ઠકરાણી દુર ખશ્યા સાથ ચતુરાઇથી તે જીતનો ને તે ક્યાંથી લેવા તેનો પુરજો હજુર મેલી પોતાના ચાંદીના માફે ચઢી પોતાને મહેલ નીકળી આવ્યાં.

આ વાત રાજદરબારમાં થઇ. શૂર રાઉ ઠાકોર પોતાની સ્ત્રીની આ વાતથી લગાર ખીન્ન થયા. પેલા વૃદ્ધ ઠાકોરજી તો પોતાની હસીના ભોગમાં આ ભોગ લાગ્યાથી જુના માટીના કોર્યાં જેવું મોહ કરી રહ્યા હતા.

શાહાનશાહ અકબરની ઇદની દરબાર ભરાઇ છે. ચો તરફથી ઉમદા નજરાણા ને શોગાતો આવી દરબારમાં કીડીને ચાલવાની જગ્યો મળતી નથી. મોટા મોટા રાજા, ઠાકોર, નવાબો ને ખાનો વગેરે સરદાર લોકો ને સોદાગરોના તરેહવાર પોશાગો ને નોકર નફરોએ ધરેલા ચાંદી ને સોનાના પાદશાહી નજરાણાના ચીકાર ખુમચાથી ત્યાંનો મહીમા બેશક દબદબો મારે છે. ભાટો મળ્યા છે. શાએરો જમા થયા છે. પદવીથી ઉતરેલા પણ સલામ બજાવવા આવ્યા છે. દેશ દેશ ને મુલકે મુલકથી માનપત્રો ને માન અક્રામનાં નીશાનો ત્યાં ઉડયાં છે. વાજીંત્રો ખુશ શરોદમાં શાહાનશાહને મુબારકબાદી દીયે છે. રઇયત તેના દીદાર જોવાને તુટાતુટ કરી રહી છે તેટલાં એક સુફયાણી માફો ખનનન ખનનન કરતો રાજમોહોલ દ્વારે અવ્યો. તે માંહેથી એક ખુશ મીજાજવાળી ખુબસુરત ઓરત બીજી પાંચ સાત સંગાતે કુદી સીડી ઉપર ચઢી. સ્ત્રી જાત ને વળી ઠાઠમાઠે રાણી સમાન તેને સઘળાથી જગા મળી. તે પલક વચે ઠઠ દરબારમાં આવી હાજર થતાં બોલી "ધર્મરાજ, મારી લાજ જાયછે! મારી આં ઘડી લાજ જાયછે! મને બચાવો."

શાહાનશાહે તરત તેના જવાબમાં કહ્યું "કોઇ કાળે તાહરી લાજ જનાર નથી, બોલ શું છે?"

"બંદેનવાજ થઇ ચુકું છે જો આપ તે ના પાડશો તો માહરો દેહ પાડવો પડશે." ઠકરાણી બોલ્યાં.

પાદશાહ બોલ્યો "બોલ તને કહુંછું. તાજ ને તખ્તના કસમ લઇ કહું છું કે બોલ હું તારો બોલ હેઠો નહી પાડીશ."

"અરે હું સરતમાં દીલ્હી હારી છું આપ નામે ઓ શાહાનશાહ!"

રાજા બીર્બલ સીતાબ ત્યાં ઉઠી આવી બોલ્યો "ઠકરાણીજી ગભરાવો મા. શું છે તે બરાબર કહો કે દીલ્હી કેમ હાર્યાં છો?"

"અરે વીરા બીર્બલ ગઇ રાતના હું જેમ હમારી ખાનગી સભામાં આગળ પાદશાહને નામની સરત લગાવ્યાથી બેવાર જીતી હતી અને તે જીત મેં પાદશાહને સ્વાધીન કરી હતી તેમ આજની રાતના ત્યાં પાદશાહને નામની સરતમાં કાશમીર ને દીલ્હી સામસામા મેલાઇ; તેમાં કાસમીરવાળી જીતી ને હું દીલ્હી હારી છું, તે પાદશાહે અબઘડી આ હાલતમાંજ તે મેલી પોતાના માત્ર કબીલા ને અમલદાર સંગાતે સેજ કલાકમાં ત્યાંથી નીકળી જવું જોઇએ. તેમ ના થશે તો મારે દેહ પાડવો પડશે."

બીર્બલ બોલ્યો "શું પાદશાહે બેવાર જીતેલી સરત કબુલ કરી છે? તેમ હોય તો ચાલો દીલ્હી ખાલી કરી જવું જોઇયે"

શાહાનશાહ અકબર બોલ્યો "બીર્બલ બે સરત મેં લીધી છે; આજે હજાર મેંઢા જબે થયાં છે તે જીતમાં મળેલાં છે. નાસ્તો પણ કરયો નથી. ઠકરાણીનું ખાનું ખરાબ થાય એ ઓરતજાતને દીલ્હીની સરત મારવાનું કોણે કહ્યું કે તેમ સરતમાં મારી રાજધાની મેલી?"

ઠકરાણી બોલી, "પાદશાહ સલામત મને ખબર હતે કે પાદશાહનો નસીબો ઉલટાયોછે ને હારમાં આવ્યો છે તો હું તેની સરત ના રમતે."

શાહાનશાહ, રાજા ટોડરમલ તરફ જોઇ બોલ્યો "ટોડર ગજબ થયો."

જૈનખાન બોલ્યો "જેહાંપનાહ એ તમામ પીતનો આ બુઢા ઠાકોરે કસ્યો છે. એ હાં પંચાત લાવે નહી તો એ હાલની આફત આવે નહી."

રાજા બીર્બલ બોલ્યા "જેહાંપનાહ ઉઠો. સરત બજા લાવો. ઠકરાણીએ આપના નામે જીતેલી સરત કબુલ રાખી તો હારેલી સરત પણ કબુલ રાખો."

પાદશાહ બોલ્યો "તે સરત હું પાછી વાળું, કહે તો, પણ દીલ્હી કેમ મેલી નીકળી જાઉં."

બીર્બલ બોલ્યો "એક વાત નકી થઇ છે કે મારી જોખમદારી ટળીછે."

આ સાંભલતાંજ ઠકરાણી હસીને તરત ત્યાંથી ઉતરી ચાલ્યાં ને તે મોટી ઠઠ ને તમામ મોહોલ ને રઇયત ઠકરાણીએ શાહાનશાહને બનાવ્યાથી જે હસાહસમાં પડી તેનો જે ગોંગાટ થયો તેનો ખ્યાલ કોણને આવશે?

પાદશાહ અકબર પોતાને પણ બન્યાની વાત જાણી હસતાં હસતાં બેજાર થયો. રાણી ને શાહજાદી વગેરે સઘળી વરણની સ્ત્રીઓમાં ઠકરાણીના બેહદ વખાણ ને શાહાનશાહનો હુસ્યો થયો. અરે તે ઇદ જેવી કોઇ ઇદ તે આગળ કે તે પાછળ દીલ્હી શેહેરમાં મચીજ નહી. પાદશાહે મોટાં નજરાણા ને જાગીર વગેરે મોટી બક્ષેસ ઠકરાણીને કરીને તે દીવસથી ઓરતજાત બાબેના પોતાના છાલકાં મતનો નાશ કરયો.

છેલે શાહનશાહ બોલ્યો "બીર્બલ એ તમામ તારો પ્રપંચ."

બીર્બલ બોલ્યો "બંદે નવાજ જેણે વૃદ્ધ ઠાકોરજીની બુદ્ધી ઠેકાણે આંણી કે હેંસી વર્ષના આયુષ્યમાં ચંદ્રમાને તોલની તારૂણી ઉપર પરણવાનું લક્ષ પકડયું તો તે સભામાં થયલા વાદવીવાદથી અજાણી રેહશે? અને ત્યાં ચાલેલી પંચાતથી ગફલત રહી નાહકમાં માર્યા જતા બીર્બલના કુટુંબની હાયનો બોજો પોતાને સર ઉપાડશે? એમ કેમ બને?"

અકબર બોલ્યો "બડો ઓચંબો થયો કે ઠકરાણીએ મારો મુગટ નમાવ્યો કે ઇદને દીનજ દીલ્હી ખાલી કરાવવાનું તુફાન કરયું."

ખાનખાનાન એટલો હસ્યો કે તે બેઠક ઉપરથી હેઠો પડયો હતે જો શોદાગર ખાજાજંગે તેને મદદ ના કરી હતે. એ રીતે ઠકરાણી માણુકબાથી શાહાનશાહ અકબર બની ગયો!

---

# શાહાનશાહ અકબર ને કવી ગંગ.

શાહાનશાહ અકબરે કાશમીર જીત્યાની ખુશાલીમાં પોતાના રંગમોહોલમાંહે પોતાની રાણીઓ તથા શાહજાદીઓનો એક ખાસ મેલાવડો રચ્યો હતો. આ મેલાવડામાં માત્ર અદબ અદાનો રંગ રાગ ને હદસરની ખુશ મશ્કરી ચાલુ થઇ રહી હતી. ત્યાં શાહનશાહ પોતે ઇંદ્ર સમાન ઠાઠમાઠે બીરાજી મોહબત ને મોટાઇના આવભાવમાં ગરક ગયો હતો. ખુશાલી ને રંગ ઉપજાવનારી રાણીઓ પણ ઇંદ્રાસનની અપ્છરા મીસાલના શૃંગારે ત્યાં કંઇ બેસુમાર નાજ નખ્રાં ને હાસ્ય ફરી રહીછે. કોઇ પોતાના હલકથી તો કોઇ પોતાની આંગળીથી રાગના ઉંચી પ્રકારના સ્વરૂપ ખેંચેછે. તેટલાં શાહાનશાહની સર્વેથી જાદા માનીતી રાણી કમલાએ આ કલ્યાણનો ટપ્પો ગાયો.

**કલ્યાણ ટપ્પો.**

કોઇ સમજાવો, યા પીયાકું કોઇ,
એ કેહતે સરફ રંગ સબ ગુનીઅન
મીલે મીલે, ગાવોરી બજાવો રીજાવો. ॥ ટેક. ॥

અબ સમજે સમજો સબ કોઇ કહે, ઓર સમજો કછુ ના જાએ;
સમજુસે સમજુ મીલે, તબ કુછ સમજો જાએ.—યા પીયાકુ. ॥ ૧ ॥
અબ પીતંમ પત્યાં તો લીખું, જો કછુ અંતર હોય;
તુમ હમ જીયરા એક હે, સો મીલનકે તન દોય.—યા પીયાકુ. ॥ ૨ ॥
પીતંમ પત્યાં તો લીખું, જો તુમ હો રે બદેશ;
તન મનમે છાંએ રહે, વ્હાં ક્યા ક્યા કહું સંધેસ.—યા પીયાકુ. ॥ ૩ ॥

આ ટપ્પો ગાવામાં રાણી કમલા મારફતે આ મોહીની મંડળે જે આશા બાંધી તે માત્ર શાહનશાહને હરદમ પોતાના રંગ મહોલમાં પોતાની પાસે રાખી રાજદરબારીઓને મુઝવવાનીજ, તેથી જ્યારે શાહનશાહે આ ટપ્પાનો અર્થ પુછયો ત્યારે એક નખ્રાંબાજ પદ્મનીએ ઉઠી તે કહી સંભળાવ્યો:—

"પાદશાહ, આ ગેરઇન્શાફ નથી કે આપ હરદમ લડાઇમાં ગુંટાઇ રહો ને અમને વીસારી મેલો ? આજ તો કાશમીર જેવા આર્ય સત્તાધારી

દેશની જીત મેળવી વર્ષ ઉપર મુદતે અમને દર્શન દીધાંછે તો વર્ષ બે વર્ષ અ-મારા સમાગમ માહે રીઝી રહો. એમ જાણો કે આપ કોઇ અસાધારણ યુદ્ધમાંહે રોકાયાછો ને રાજધાનીએં આવી શક્યા નથી. અમારો અભીલાશ પુર્ણ કરો. ત્યાં રાતદન રહી ગાનતાન માંહે જેમ ઇંદ્ર પોતાના ઇંદ્રાસનમાંહે પરીએ પાસ ગાયન ને રંગ ઉમંગ ભેગા રીઝી પડ્યા રહેછે તેમ રીઝી રહો તો કેમ?"

શાહાનશાહ બોલ્યા "પાદશાહાતનું શું થાય? મ્હારી પ્રજાની દાદને કોણ પોંહોંચે? પખવાડીયું કે મહીનો હોય તેની વાત જુદીછે મગર આ વર્ષ બે વર્ષની મુદત તો મ્હારા શાહજાદા ને સરદારો ને રાજદરબારીઓને મ્હારેથી નાફરમાન ને બળવાખોર કરે. વખતે મ્હારી સત્તાને પણ ધોકો પોંહોંચે."

રાણી કમલા બોલી "ત્યારે શું અમારા શખુનો હેઠા પડે ને અમો અપમાન પામીએ? શું અમારી એટલી પણ ઉમેદ આપ પાર પાડવાને અશક્ત છો? એક નીરજીવમાં નીરજીવ દરબારીને તેની ગમે એવી ઇચ્છા બક્ષવામાં આવે ને જે આપના જાન મીસાલની જીવલગ રાણીઓ તેની એક નીરજીવ પણ મરજીનો ટેક જળવાય નહી? જ્યારે આપ જંગમાં શામીલ હો ત્યારે રાત્રદીવસ અમારા જીવ ધુંજે. અમને પલ પણ આપ વના ચેન પડે નહી. જ્યારે રાજધાનીમાં હો ત્યારે પણ આપ રાજદરબાર ને રૈયતના કલ્યાણમાં ગુંથ્યા રહો ને અમો ક્યાં પશુના અવતારે મહેલના બંદીખાને પડ્યાં છૈયે તેની રેસ દયા કે લાગણી નહી; એ તે શું શાહાનશાહની અવલ પ્રકારની દાદ ને અદલ સત્તા! ના, અમો તો આજ પછે આપને ત્યાંથી પગલુંએ બાહેર ખસવા દેનાર નહી."

રાણી નુરમાહ બોલી "શાહાનશાહ તો ઘણા માયાળુ ને મહેરબાન છે. કમલા પદ્મની, તમો નકામી જીકર કરોછો. લો હું સરત મારૂંછું મ્હારાં જોબનની કે જેહાંપનાહ આપણ પાસથી પલ પણ જુદા થનાર નથી." એ પ્રેમ વળગણ તે રાણીએ પોતાના શીતારા નેણની અદાથી પુર્ણ ભજવતાં ત્યાં આ સોહેની ગાઇ સમપુર્ણ કર્યુ :—

આલીરી સજની ઓ પ્યારે પતી હસ રહોછે,
આજે દીલદાર છંદ લાગો.—આલીરી સજની.—॥ટેક.॥
બેર બેર ગરહું લગાય લગાય પ્રેમાધીન ફસ રહોછે.—આલીરી સજની.—॥૧॥

રાણી મલીકા બોલી "નુર બોલવામાં આબાદ ઉતરી છે. હું શાહની મુછના બાલમાં આપણી મરજી બક્ષવાનું ચીન્હ જોઉંછું. જેહાંપનાહની ચશ્મમાં જે ફીદાગીનો ઝળકાટ તલુ થયોછે તે શું આપણી મુરાદ પુર્ણ બર આવ્યાની સાબેતી નથી?" તેણે પણ આ પ્રેમ પમાડક ઘડીનો અવસર ઠીક દીપવવા આ રાગણી ગાઇ;—

પીયા સરસ રૂત મીલનકી, એરી સખી મન જીવનકી,
પ્રેમ ભર નેનન દરસનકી.—પીયા સરસ. ।।ટેક.।।
સદા રંગ ઉમંગ પીયા મીલન, જીયા પીયા જીયા જીવન,
શાહાનશાહ અકબર રોશન તેજ મોરે અખીઅનકી.
પીયા સરસ રૂત મીલનકી—।।૧।।

શાહાનશાહ બોલ્યા "મ્હારા રંગ સીતારાઓ, તમારા આગ્રહ પાસ હું નાચાર છું. આજથી હું તમારા હોકમસર ચાલનાર ને તમ પાસ ઘાં રહી જે તમો તમામ ખુબસુરતીઓ ચાહશો તે મુરાદ બક્ષનાર.

રાણીઓ આ ખુશ શખુનોનો કોલ સાંભળતાંજ નાજ નખ્યાં ને ફીદાગીથી શાહાનશાહ ઉપર મોતી માણુક ને હીરોઝાનો વધાવો કરી રહી. ત્યાંજ તે વખ્તે સઘળી સુંદરીઓએ એકસંપ થઇ પોતપોતામાહે મકમ એકરાર કર્યો. સઘળી મળી શાહાનશાહ અકબરની નવ રાણી હતી. તે દરેકે અકેક અઠવાડયું શાહાનશાહને પોતાની ખાસ પરોણાગત માંહે રાખતા જવું. જે રાણીની વારી આવે, તે જ્યાં શાહાનશાહ પરોણાગતમાં હોય ત્યાં તેને પોતાની ખાસ બાંદીઓ સાથ એસતેકબાલ લેવા જાય અને મોટી ધામધુમ ને અદા અદબથી એક સરઘસ જેવા દમદમામે તમામ રંગ મ્હોલ ફેરવ્યાપછે પોતાના ખાસ ખેલવત દીવાનખાને દાખલ કરે ને ત્યાં તે નામદાર જનાબ તેની ખીદમતમાં તેની મરજી ને હોકમસર અમલ કરે. આ રીતે શાહાનશાહ અકબર એક રાણીથી બીજી રાણી ને બીજી રાણીથી ત્રીજી વગેરે નવે રાણીની પરોણાગત ને પ્યારમાં મચ્યા રહ્યા તે એટલે લગી કે લગભગ નવ મહીના થઇ ગયા શાહાનશાહ નથી પોતાની રાજદરબાર ભરતો કે, નથી રાજ્યની ખબર મંગાવતો કે નથી રૈયતની દાદ લેતો. રાજા બીર્બલ ને રાજા ટોડરમલ આ રીતની પોતાંના શાહાનશાહની ગેરહાજરી તેમ રાજ્ય તરફની બેદરકારી ને ગફલતીનું મોટું જોખમ સમજવા લાગા. શાહાનશાહનો દુધમલભાઇ જૈનખાન તો પોતાના શાહાનશાહની ગેરહાજરીથી પુકાર મારી બોલ્યો કે "પેલી ડાકણો મ્હારા શાહાનશાહ ભાઇને ગળી ગઇ કે કેમ ?" નવાબ ખાનખાનાન તો લશકરની બેદીલી જાણી ઘણો ધાસ્તીમાં પડયો. ભગવાનસીંગ તો એટલો રાણી કમલા ઉપર ગુસ્સે થયો કે તેની આ ચાલનો છડેછોક તીરસ્કાર કરી રહ્યો. રાજા માનસીંગ તો પોતાની તલવારની મુઠ ઉપર હાથ નાખી બોલ્યો કે "માલક વના તું શું કરીશ અહો મ્હારી શમશેર ?"

ઉસ્તાદ તાનસેન કહેવા લાગો "શાહાનશાહ કયાં છે કે હું મ્હારી મધુરસ ધ્રુપદ ગાઇ સંભળાવું ?" નવાબ અબુફઝલ તો કપાળને અંગોઠો ટેકાવી કલાકના કલાક ખાલી ગાદી સામે બેસી રહેવા લાગો. કવી ફેઝીએ તે

શાહાનશાહ વગર કવીતા કરવાને કસમ લીધા. મુલ્લાં ફ્રુઝુખાને તો શાહાનશાહની જુદઇમાં મક્કે હઝ કરવાનો સરનજામ તૈયાર કરયો કે "શાહાનશાહ વગર ચાલે કેમ ? મ્હારી કદરશનાશી કોણ કરે ?" લબ્વો હરદાસ કહે "હાયહાય શાહાનશાહ સુંદરીઓના પાસામાં લુટાયછે." કવી ગંગ રોજ રોજ આવે ને શાહાનશાહને નહી દેખી આંખ્યો હથેલીએ ચોળી ચોળી લાલચોળ કરી ઉઠે: તે ઘણી પણ તલાસ કરે કે શાહાનશાહ છે કયાં ? પણ કાંઇ પત્તો લાગે નહી. રાણીઓએ સંપ કરેલોજ કે રાજદરબારીઓને પુર્ણે મુઝવવા ને બનાવવા. વલી આ રાણીઓને બીર્બલ ને ગંગનો મોટો અનુભવ કે એ માહ પોંહોંચેલ બુદ્દીઓ અગર શાહનશાહ આકાશ જઇ ભરાયો હોય તો ત્યાંથી પણ તેને ખોળી કાઢે. એ વીચારે રાણીઓએ શાહાનશાહનો ઓળો પણ ક્યાંઇ પડવા દેવો નહી એ નકીજ ઠેરાવ રાખેલો; તેથી જે પણ રાણીના કાબુમાં અકબ્બર, તે પોતાનો જોખમ અચ્છી પેર સમજી હોસ્યારીથી કામ લેતી. એમ તે શાહનશાહની ઘણીજ હોસ્યારી ને ડાવકાપણાથી બરદાસ લેવાતી. મધરાત્ર ઉપર બે વાગાને સુમારે પાદશાહને પોતાની દીવાનખાનાને લગતી અગાસીએ દાતણ પાણી વગેરે તમામ અંગ ક્રીયા કરાવી શ્યાલ ઓઢાડી દીવાનખાને આસને બીરાજમાન રાખતી હતી. તે વખ્તથીજ રંગ રાગ ને પાદશાહી ઉમદા શોખ ને ખાનપાન જારી રખાવતી હતી. પોતે તેમ પોતાની ખાસ દાસી પાસ ત્યાં ગાયન પણ એવું મધુર ચાલુ રાખતી કે અકબ્બર તાનસેનને તો ભુલીજ ગયો. આ રીતે છુપાછુપ કામ લેવાતું રહ્યાથી કોઇના બાલને પણ ખબર પડે નહી કે શાહનશાહ કયે ખુણે કે ખીણે કે કોહમાં જઇ છુપાયાછે? નવ માસ દીલ્લીની શાહનશાહાતનું તખ્ત શાહાનશાહ વગર ખાલી રહે, એ તો તાજુબી. પ્રજા શાહનશાહને જોવા માંગે. અમીરો મુલાકાત કરવા માંગે, એલચીઓ પોતાના શાહનશાહોના નામા જનાબ મેલવા માગે, કાજીઓ ને નવાબો અગતના કામની મસલહત જાણવા માગે, પણ શાહનશાહ તો શું પણ તેનો ઓળો પણ કોઇ જગ્યો દીસતો નથી. પ્રદેશો ઉપર ચઢાઇ ગયલી ત્યાની વ્યવસ્થાનું શું કરવું ? નાફરમાન થયલા ને ફરી બેઠેલા સરદારો ઉપર કયો માર્ગ લેવો ? કંઇ કંઇ દેશ બંડ ઉઠયાં માહે કેમ માથું ખોસવું ? અને એવી અનેક બીનાનો નીકાલ ખુદ પાદશાહ વગર આવે તે કેમ ? ને લાવે તે કોણ ? એ મોટી મુશકેલીમાંહે તમામ દીલ્લી રાજ્યદરબાર આવીછે. ઘણા પણ છુપી બાતમી મેળવનારા રેપુઓ શાહનશાહને ખોળી કાઢવા સારૂ મેલાયાછે પણ કોઇને પણ તેની નીશાન મળતી નથી કે શાહાનશાહ છે ક્યાં ? સર્વે જાહેર મકાન ને મેહેલો તો જોઇ વલ્યા. સઘળાં બીજાં પણ ખાંનગી મકાનો માહે ખોળ થઇ; માત્ર જનાના મહેલ એક બાકી, જ્યાં સર્વે અમીર ઉમરાવ, નવાબ, ખાન ઠાકોર વગેરેની ઉમેદ બંધાઇ, પણ કોણ

એવો અવલ પ્રકારનો શુરવીર પોતાનું સર આપવાને નીડર ત્યાં જઇ શાહા-નશાહનો પત્તો પામી રાજ્યની પાયામાલી થતી અટકાવે?

અંતે એક દીન રાજા બીર્બલે તમામ રાજા, નવાબ, ઠાકોર, અમીર, ઉમરાવ, કવી, મુલ્લાં, કાજી વગેરે રાજદરબારીઓની દરબાર ભરી. ત્યાં આ તકરાર કાઢી, કે પાદશાહને ગમે તે જોખમે પણ જલદી લાવી તખ્તે બેસાડી તમામ ખલકને તેના દીદાર દેખાડી ધીરજ દેવી જોઇયે. તેમ સઘળા ચઢી ગયલાં કામકાજ ને લડાઇના નીકાલા કરી બીજાં રાજ્યવાળાઓની ખાત્રી કરવી જોઇયે, નીકર તો સઘળો મામલો ગુંચવાઇ ચોતરફથી દુશમનોની ફોજે ઉતરી પડી દીલ્લીની શાહાનશાહાત જોખમમાં આવી પડવાને કસો વીલંબ નથી. જ્યાંલગી શાહાનશાહ ગુમ થયાની ખબર આસપાસના રાજ્ય-માહે ફેલાઇ નથી ત્યાંલગી ઉપાય હાથ છે. પછે તો સમાધાની થતા માહે હજારો ઉમદા જાનોની ખુવારી થનારછે. આ રવેસની જીકરમાં રાજા બીર્બલ, રાજા ટોડરમલ ને નવાબ અબુફઝલ ગુંટાયાછે. તેટલાં કવીગંગે, ત્યાં કદમબકદમ ચાલતા ને બુઢાપાના સબબે લાંબી વાંસની લાકડી હાથ ધરેલી તે ધટાક ધટાક અફાળતા, આવી પોતાની બેઠકે બેઠા. ગંગને દેખતાંજ બીર્બલને મન જુગતી નીકલી. "કવીરાજેન્દ્ર, આપણા નામદાર શાહાનશાહ વના તો શાહનશાહાત મોટી જોખમમાં આવી પડવા જેવો રંગ દીસેછે." ગંગ બોલ્યો "રાજાજી, મને તો રાત્ર દીવસ નીંદ હરામ થઇ છે. હું આજ એક માસ થયો જેહાંપનાહની ખોળમાં તનમન પ્રાણે મંડયોછું. એક માસ લગી હું જ્યારે રાત્ર દીવસ એ ઉદ્યોગમાં મકમ મચ્યો ત્યારે મને ગઇ મધરાત્રે એક કલાકને અમલે આપ-ણા ધર્માવતાર શાહાનશાહનાં દર્શન થયાં, પણ ધર્માવતારને તેની કસી ખબર નથી. હું મ્હારી ચબરાકી તેમ જાન સટોસટના જોખમે આ કામ કર્યાથી માહ આનંદ પામ્યોછું. મગર શાહાનશાહને મેં જ્યાં જોયાછે ત્યાંથી બાહેર કાઢી શાહનશાહત ઉપર અવલ પ્રમાણે કાયમ લગાડવા એ તો માહ બીકટ કામછે. જ્યાં બ્રહ્મા ને વીષ્ણુ જેવા એકવાર ગુલતાન થયા તો ફરી છુટા થઇ નીક-ળવા મુશકેલ તો પછે જેહાંપનાહ તો ના, ના, ને ના, નીકળનાર." બીર્બલ બોલ્યો "ત્યારે શાહાનશાહ, રંગ મહોલમાં બંધાયા છે?" ગંગ બોલ્યો "તેજ તો." ટોડરૂમલ બોલ્યો "ગંગ આ તો અમર યશ ખાટવાનું તમારે નસીબે આવ્યું છે" ખાનખાનાન બોલ્યો "બેશક ઉમદા નામદારી મેળવવાની આ તક છે." ગંગ બોલ્યો " બેશક સર મેલી દેવા સારૂ અછી હીમતનું કામ છે." મુલ્લાં ફઝુ બોલ્યો "ગંગ જેહાંપનાહની પીઠ પાછળ બદગોઇ કરવી નહી. ખબરદાર શાહાનશાહ હાજર નથી તોય છે, એ ખુબ ધ્યાન રાખ, પછે બોલ. શું જેહાનપનાહ હકનાહક કોઇ બેગુનાહના ખુનો કરવાવાળા છે કે તું બેમુલાઝે જબાનદરાઝી કરેછે?" કવી ફેજી બોલ્યો "મુલ્લાં, હાલ નકામી જીકર ને ઊંધી

અકલ ઘુમાવવાનો વખ્ત નથી. કવીરાજ, અગર બંદેનવાજ કફા થશે તોપણ બુઢાપા તરફ જોઇ તે દરગુજર કરશે. કામ તો જસ ખાટવાનું છે. પ્રજા ને શાહનશાહાતની દાદ લેવા જેવું ઉમદા કામ છે.” ગંગ બોલ્યો “રાણીઓ ઘણીજ બદજાત છે. વળી કાગનો વાઘ કરી નાખવાવાળીઓ છે. વળી એવી મધુરી બોલી બોલનારી છે કે બસ સાંભળનારને તેની અસર થઇને અનર્થ કરવા શીવાય બીજું કાંઇ ધ્યાન રહેતું નથી. હજી સીંહ સામે બાથ ભીડાય, પણ જેહાંપનાહના જનાના સામે નેધાએ ના થાય. એક લાખ શૂરા શીપાઇઓ સામે ઉભું રહેવાય, પણ અરે આ તો માહ અગ્ની, પલ વચે વ્યાપી સેજજ રાખ ખાકનો ઢગલો કરી દે. આ મ્હારી વૃદ્ધાવસ્થામાહે સર જાય તે તો સમજ્યા પણ કલંક ચઢે તેનું કેમ? રાણીઓને ઓળખોછો ? ખડખડ હસી હસી બોર બોર જેવાં આસું પાડનારી છે. ને જ્યાં આપણને હેરાન કરવાની નેમજ ટાંકીછે તો પછે તુત તો એવું ઉઠાવે કે મ્હારી પાછળ મ્હારા કબીલાનું મનુષ્ય તો જીવતું રહ્યું પણ મ્હારા ઘરનું પશુએ ના સલામત રહે. ભાઇઓ મને ક્ષમા કરો.” ભગવાનસીંગ ને માનસીંગ બન્ને સંગાત બોલ્યા, “કવીરાજ થઇ આ નાહીમતના વીચાર કરોછો ? આગલા જમાનામાં તો કવીઓએ માહ પરાક્રમ કરીને પોતાના રાજા માહરાજાઓના ભલામાં તન મન ને પ્રાણ ફીદા કર્યા છે.” બીર્બલ બોલ્યો “શ્રેષ્ઠ આર્યો શાબાસ, આપણા શાહાનશાહને રઇઅતની દાદે વળગાવવા ને પાદશાહાતની આબાદી કરવા સારૂ આજ કવીરાજ એટલા કેમ પછાત? ઇશ્વરને માલમ.” ગંગ બોલ્યો “બીર્બલ તું બોલેછ ને મ્હારા મનમાં મોટી ફાળ પડેછ. તું ના બોલ, ત્હારી બોલી સાંભળુંછું કે હું જાળમાં ફસુછું. તું દુરનો દુર ને અળગામા અળગો રહી મને ત્હારી સેજ મતલબ સરતી હોય તો આખોને આખો મસાણ પોંહોંચાડી દે તેવો, મ્હારા બુઢાપાને તો નેધા કર. અરે મ્હારૂં સર જાય તેનું કેમ ? તેનું કોઇ કહેછ કે અમો આ કરીશું? કોઇ કાંઇ પણ ખાત્રી દેનાર છે? ” બીર્બલે એ સાંભળતાં સઘળાને આંખનો પલકારો મારી સમજાવ્યા કે સઘળી દરબાર બોલી ઉઠી “અમો સઘળા તમારા સરના જામીન કવીરાજ.” બીર્બલ બોલ્યો “કવીરાજ જોયું તમારી ઉપર આ દરબારનું ઉત્તમ હેત? તમારા જાનને અલવલ આવે તો પછે આ દીલ્લીની દરબારનું નાક રહેશે ? કવીરાજ કંઇ કરી તમો જે વખ્તે ગઇ રાત્રે જેહાંપનાહને જોયાછે તેવે વખ્તે ફરી એકવાર જઇ કાંઇ એવી યુકતી કરો કે શાહાનશાહ તે સુંદરીઓના વીલાસથી જાગૃત થાય ને પાહાદશાહાતની આબાદીમાં ફરી મચે. કવીરાજ આ સારી દરબારનું નાક તમારા હાથમાં છે.” ગંગ બોલ્યો “બીર્બલ, તું જે બોલેછ તેમાહે મને ભરૂસો પડતો નથી. મને આજ જેટલો ત્હારા શબ્દનો ડર કોઇ વખ્ત પેદા થયો નથી. રાજાજી તમે કેમ ના એ કામ પોતાને માથે

ઉઠાવી લઇ જગત જશ ખાટતા ને પાદશાહાત જાળવનાર કહેવાતા?" બીર્બલે સર્વને ઇશારામાં ચેતવ્યું કે આ ગરમી નરમ પડી તો વાત હાથથી ગઇ. તેથી સઘળાએ કવીગંગને માહ આગ્રહ ને તેની દાઢી માહે હાથ ખોસી આર્જવ કરયો. તેના સરની જામીનગીરી ને કબીલાની સંભાળ લેવાનું ખાત્રી પુર્વક ભાષણ કર્યું, એથી કવીરાજ ભુલ્યા. તેણે શાહાનશાહને જનાના મહેલમાંથી બાહેરકાઢવાનું બીડું ઝડપ્યું. દરબાર ખુશખુશ થઇ. દીલ્હીની ખલક જે બાહેર જમાવ થઇ હતી તે પણ એ સમાચાર જાણી આનંદ પામી વીખરાઇ ગઇ.

કવી ગંગે બીડું ઝડપ્યું તે રાત્રેજ તેણે પોતાના મન સાથ મનસુબો બાંધ્યો. "અગર ડેર લગાડુછું તો વળી આ બાજુ નખ્રાં ને નાઝમાં કૌતુક રચતી રાણીઓ છે, તે ચતુરોને મ્હારા મનસુબાનો સુગંધ આવ્યો તો વળી કોણને ખબર છે કે શાહાનશાહને ક્યાં લઇ જઇ છુપાવી દેશે? 'તરત દાન ને માહ પુન' પ્રમાણે કામે મંડવું જોઇયેછે." તે મધરાત્રે પીર મુરસદના ઝભ્ભા જેવો પીછોડો અંગ ઉપર નાખી લઇ તેમ પગમાં મ્હોટા ખડાઉ ઘાલી કરી મસ રાક્ષસ સમાન ડોળ ને આકારે પોતાની હવેલીમાંથી બાહેર નીકલ્યો. હાથમાં મોટી ડાંગ, માથે મોટું ભીક્ષુકનું ટોપ ને તેનો જમીન ઉપર રોડવાઇ રહેતો ઝભ્ભાસાહી પીછોડો, એથી કવીગંગ કીસ્સા કહાણીમાના પીર કે જીન જેવા રસ્તામાં ચાલતા નજરે પડતા હતા. જમાનોજ ન્યારો ને ખુદઇ કરામત ને મોજેજાના યકીનવાલો તેથી જેની પણ નજરે ગંગ પડતો તે તેનેથી ડર પકડી છુપાતોજ કે દુર ખસી જતો. આ ત્રાસદાયક સ્વરૂપે તે મધરાત્ર ઉપર બે કલાકને અમલે પાદશાહી જનાના રંગ મહોલને લગતાં સુગંધી વીખરતા અલૌકીક બગીચામાં દાખલ થયા ત્યાં. સેજ બેચાર પલક આજુ-બાજુ નજર ફેંકેછે, તેટલાં તેને આસ્માને લાગેલા કંગુરાની અગાસીએ કોઇ દાતણ કરતો ને ખંખાર મારતો જોયો. જ્યાં આ આકાર દીસ્તો ત્યાં આસેપાસે ચંદ્રમાહને ટક્કર દેનાર ને સીતારાઓને મસ્તક શોભાવનાર સુંદર અબછરાઓ ઉભીછે. બેસુમાર મોતી માણકના ચકચકીત શૃંગાર ને બેસુમાર ખુબસુ-રતી ધરાવનાર મુખડાઓથી ત્યાં કોઇ આકાસી અબછરા પ્રકાશમાન મંડળ આવી ઉતર્યું હોય તેવો રંગ જામ્યોછે. વળી ત્યાં સીતાર ને સારંગી ચાલી રહીછે તે મધુ રાર્ગ ફુકન, આ એકાંત સમય પોતાની શીરીની હદ બાહેર બાહારમાં ગમે એવા ગર્વિષ્ટ યા બેદરકારને આશક બનાવાને ફાવે છે. ત્યાં પાંચ પલ કવી ગંગની નેધા ઠરી, કે તેને મન શાહાનાશાહની સ્થીતી સારૂ અદેખાઇ ઉપજી, "હાયરે આ સુખ ને વૈભવ ને વીલાસ કોણ એવો મુર્ખ છે કે મેલી સૃષ્ટીની પંચાતમાં સર ખોસે? હાય રે મ્હારા ધર્મરાજ, આ હાલત ને આ મોહબત તો ઇંદ્ર પણ ક્યાં ના પાડે કે આપ એ ચંદ્રકાન્તીઓના

પ્રેમ ને નેનન શેનનનો વીયોગ ચાહો?" તેટલાં અકબરે ખંખાર મારતા આસ્માન તરફ ડોક ઉંચી કરી કે તે તકનો લાભ કવી ગંગે લેવાને પોતાને ભાગ્યશાલી માન્યો. તરત તે ઝડપથી શાહાનશાહ ના દેખે તેમ નજદીક બાજુ નીચે આવી ઉભો. અગાસીને જે ખુણે શાહાનશાહ બેઠો હતો ત્યાં પાસની બારીએ બરાબર નીચે ઠરી રહેતાં તે આ દુહો બાગેબુલંદ બોલ્યો:—

"અકબર રે અકબરશાહ, સબી નરોકે નર;
કોઇ કહે ગધા, કોઇ કહે ઘોડા, એ મર્મ ક્યાસ કર."

કવી ગંગ આ દુહો પુકાર્યા સાથજ ત્યાંથી ગુમ થઇ ગયો હોય એવો નાઠો. પણ શાહાનશાહે તે સાંભળતાં પોતાના ગુસ્સાદાર હોકમ કર્યો "કોઇ છે? એક પળ ડેર નહી, જે પણ હોય તેને તરત કતલ કર." દુહો એવી તો સફા જબાન ને બુલંદ બાંગે બોલ્યો હતો કે તે શાહાનશાહે સમપુર્ણ સાભળ્યો હતો. ગધા ને ઘોડાના એલકાબનું જેટલું અકબરને લાગ્યું તેટલુંજ જ્યાં આસ્માનીઓને આવવાને મગદુર નહી ત્યાં આ રંગમ્હોલ નીચે કોઇ તીરાયત મર્દજાત આવ્યાથી માઠું લાગ્યું હતું. ગંગે બાજી જીવે ખેલી તેમ તે જીવ ઉપર આવી યાહુમ ત્યાંથી પવન મીસાલે નાઠો તોય ત્યાંના શૂરા ને પુર્વીણ ચોકીદારોના હાથમાં સપડાયો. તેઓએ જ્યારે આ તુફાન રચનારો કોઇ બળવાખોર નહી પણ જાણીતા કવીગંગને જાણ્યો ત્યારે તેઓએ દુરઅંદેશી કરી તરત તેને શખ્ત ચોકી પહેરામાં બંદ કર્યો. ગમે તે થયું ગંગનું, પણ ગંગના તુરંગે રચેલી જુગ્તીથી શાહાનશાહ બડી બામદાદમાં ગુસ્સાથી ગજબ સ્વરૂપ થયલા સીંહ મીસાલે રંગમ્હોલથી બાહેર નીસર્યો. રાણીઓએ ઘણીપણ લાલચ ને નાઝના મારા ખેલ્યા પણ સર્વ ફોકટ. લખ્ખો ગાળ રાણીઓએ કવી ગંગને ચોપડી ને રાજા બીર્બલે ક્યાં ગાળોથી બચ્યો? બાજી હાથથી ગઇ ને રાણીઓ હાથ ચોળતી રહી ગઇ. સઘળી સાથ બોલી "આપણે સઘળી ચતુર છતાં પેલા કસરેવઝોથી હારી ગયાં. બની ચુકી. હવે ફોકટ અફસોસમાં માલ નથી, પણ બીડું ઝડપનાર ગરદન મરાશે તેથી બીજી ફેર કોઇ એવું જોખમ સીર ખેડશે નહી એ ત્રાસ તો નકી પડશે. રાણીઓ ગમે તે દીલાસો લે, પણ પક્ષી પાંજરેથી ઉડયું તે તો ઉડયુંજ. બીજી ફેરીની વાત બીજી ફેરી.

સુરજ ઊંગતાજ શાહાનશાહના ખાસ નામની મનાદી રાજધાનીમાં ફરી, અને બેસબર થયલી ખલક તે સારા સુકનની વધાઇમાં આનંદભેર થઇછે. સર્વ રાજ્યદરબારીઓ ખુશાલીમાં હદ બાહેર આવ્યા છે. અમીર ઉમરાંવ ને ઠાકોર નવાબો આ ઓચીંતી ફરેલી મનાદીથી તાજુબ થયાછે. તે સઘળા આજ નવ માસે હરામખોરી ને ઊંઘથી જાગી ઉઠયા છે ને સર્વ

પોતાના દરજ્જાના શીરેપાવ ને ચાન માન સંગાતે રાજ્યદરબાર માહે આવી શાહાનશાહના દીદાર જોવાની તૈઆરીમાં છે.

વખ્તસર રાજ્ય મ્હોલના મોટા દીવાનખાનામાં દરબાર ભરાઇ. શાહાનશાહ શીહાસન ઉપર આવી બીરાજ્યો, તેનો ચેહેરો ગુસ્સાના આતશી રંગથી ઘેરો મારી ગયોછે. તેના વીસાળ લોચનો જ્યાં ત્યાં કફ્રા દીસેછે. તે ત્રાસભેર જ્યાં ત્યાં પોતાના દરબારીઓ ઉપર નેધા કરેછે. બોલ બોલતામાં રાજ્ય દરબાર ચીકાર થઇછે. એક પણ રાજ્ય ખટપટી કે અમલદાર ગેરહાજર નથી. વળી રાજ્યમોહોલ ચોગાનમાં હજારો ખલકલોક પોતાના માનીતા શાહાનશાહનો દીદાર જોવા સારૂ જમાવ થયુંછે; તે પોતાના શાહાનશાહના તાજનો ચળકાટ જોઇ સલામ અલેકુમ બજાવતું ખુશ છે. તેટલાં ત્યાં શખ્ત ચોકી પહેરામાં કવી ગંગને શીકડેલો આવતો જોઇ તે આલમ છક થઇછે. રાજદરબારે જ્યારે કવીને જોયા ત્યારે તે વચ્ચે પડવાનું જોખમ જાન જવાનો શોદોજ સમજી ચુપ થઇ ગઇ છે. શાહાનશાહે તો પ્રથમ કવીગંગને બરાબર પીછાન્યોએ નહી. કવી કોઇ અબલીસ માફક પેલો પીરાનપીર જેવો પીછોડો હોઢીને ખડાઉ ઉપર ઉભા છે. વળી તે ટેકો લઇ ચાલવાના હાથમાના મોટી ડાંગ સાથ તે સીકડાયલોછે. તેને જોતાંજ અવલ તો અકબર તાજુબ થઇ પુકાર્યો "આ કોઇ દોજખનો પલીત છે કે દુન્યાનો આદમી?" પણ તેટલાં કવીનો ટોપ ખસ્યો ને તેણે તાબેદારીનું નમન કર્યું; તે જોતાંજ શાહાનશાહે કવી ગંગને પીછાન્યો. શાહાનશાહ બોલ્યો "ગંગ મ્હારા ખાંનગી જનાના મહેલમાં તેં પ્રવેશ કર્યો માટે તું શીતાબ મલકોલ મોતને તાબે થવાની શીક્ષા યોગ્ય છે." આ હોકમ સાંભળી મુસ્કે તંગ કવીગંગ શાહ હજુર મુગોજ ઉભો. પણ જેવી જલાદોએ શમશેર ખેંચી કે તેનો હોશ ઉડયો. તે સઘળી દરબારમાં પોતાની નજર ફેરવવા લાગ્યો. તે દરેક દરબારીને ડોકાં ઉંચાં નીચાં ને ડોળાના ઇશારા કરી પોતાના આ બારીક વખ્તે બચાવની મદદ માંગવા લાગ્યો. તે આ બાજુથી તે બાજુ ને તે બાજુથી આ બાજુ, સઘળાને પોતાની ડાઢીસાથનાં ડોકાંને ઝોંક આપી આપી તેઓની કબુલાતની યાદ દેવાડવા લાગ્યો "અરે હું આ જગતમાંહેથી ચાલ્યો, કાંઇ બોલો ને મ્હારો જાન ઉગારો તો" એ હાલત ઘણીએ ઇશારાથી સમજાવે. રાજા બીર્બલ ને રાજા ટોડેરમલ ને કવી ફેઝી ને નવાબ અબુફજલ વગેરે મોટ મોટા રાજ્ય ઓધેદારોને પોતાના આપેલા કોલની પોતાનાં ડોકાના ઝોંકે ઘણીએ યાદ આપે પણ કોઇ તે સામે બરાબર જોયે રે! કોઇજ નહી! કોણ આજ શાહાનશાહના આતશી કોપમાં આવી જાન ખોહી બેસવાની હીમત કરે? કોઇ નહી. અકબર જોયછે કે ગંગ આ જાન જવાની છેલી પળે સારી દરબારના દરબારીઓ તરફ ડોકયાં કેમ કરેછે ને ડોળાના ચાળા ને ડાઢીના

ઓંકાથી એ શું નાચ નાચી રહ્યોછે? તેથી તાજુબ થઇ શાહાનશાહે પુછયું "ગંગ એ કયો ઢોંગ લગાવ્યોછે?" ગંગે જોયું કે વખ્ત મોતનો છે. આવી તો બની છે. વળી તે સઘળા મીત્રોના દેખાવે દંગ થયો હતો કે હજી સર વાહડનારા શત્રુ ભલા કે તે આપણને જાણીતા હોયાને સબબે તેથી છક્કડ કે ખતા ખાવાની કાંઇ સાવચેતી રખાય; પણ આ તો દોસ્તો ને વળી મને મોટી ભલ ભલામણ કરી આ ખાડામાં ઉતારનારા ને ફસાવી પાડનારા." એ વીચારે તે નીડર થયો. મોત તો નકી છે પણ મીત્ર ડોળના શત્રુના ચેહરાનું કાંઇ સ્વરૂપ આપવા વના મર્ણને તાબે થવું એ કાંઇ ખરા કવીનું કામ નહી તેમ શાહાનશાહનો સવાલ સાંભળી તેને બોલવાની તકે મલી. તે આ બોલ્યો:—

"અલ્લાવતાર,

કબી ના ગંડીએ રંગ ચઢે, કબી ના બાજે બંગ;
સકલ સભાયસે આજ, બીડાય હોત કવી ગંગ."

આ જે દુહો બોલ્યો તે સારી સભાને હાથ દેખાડતો ને દરબારીના મોહ ઉપર તીરસ્કારનો ડોળો ફેરવતોજ બોલ્યો હતો. શાહાનશાહ એ દુહાથી વળી અફસોસ ને હાસ્ય વચ્ચે કવીને પુછવા લાગો તો ગંગ બોલ્યો:— "ધર્મરાજ આજ જે હું મોતને તાબે થયોછું તે કારસ્તાન, આ સઘળા મોટા રાજ્યાધીકારીઓએ મને ખાડમાં ઉતાર્યાથીજ આ હાલતને પોંહોંચ્યોછું." પછે અવલથી આખર લગી કવી ગંગે શાહાનશાહ અકબરને પોતાનો કીસ્સો કહી સંભળાવ્યો ને બીડું ઝડપ્યાની ભલામણ ને પટામણ કરી તેના જાનના જોખમ વખતે તેને બચાવી લેવાની પુર્ણ કબુલાત આપ્યા પછે આ રવેસ તે સઘલા રાજ્યાધીકારીઓએ અળગાપણુ પકડ્યાની ઘણીજ કડવી ફર્યાદ કરી. આ સાંભળતાં શાહાનશાહ અકબરને ભોળા કવીની ફસી પડ્યાની હાલત ઉપર હસવું આવ્યું ને બહુ રમુજ પડી. શાહાનશાહ પોતાના રાજદરબારીઓએ ભોળા કવીને હૈડે હાથ દઇ આ જોખમભર્યા કામમાં હોમાવી એનવખ્તે જાણે જાણતાજ નથી ને કસામાં છે નહી એ ડોળે તેની તરફ જોતા પણ નહી તેથી તેના હાસ્યની હદ રહી નહી. કવી ગંગના મોતની સજા માનઅકરામ ને ઇજત મરતબામાં બદલાઇ. તર્ત શાહાનશાહે તેને એક અચ્છા સરપાવથી નવાજ્યા સાથ આ નશીહત કહી કે "વખ્ત પંડે ત્યારે કોઇ કામ આવનાર નથી. માટે કોઇના મધુરા શખુન કે વીશ્વાસના ટેકા ઉપર ત્હારે આધાર પકડી યાહુમ કોઇ કાતેલ જોખમમાં હોમાવવું નહી." પછે પોતાના તમામ દરબારીઓને ઠપકો દીધો "આ બુઢા કવીને દીન દુન્યાથી ઉપાડી નાખવાની આગેવાની કરી તો આખર કાંઇ કારગાહ ઉપાય લઇ તેને બચાવવાની સાધારણ લાગણી પણ તમો સઘળામાંથી કેમ બાદ

થઇ ?" આ સાંભળી ભોળા કવી ગંગ બોલ્યા "આલમપરવર જોવો તો સહી, આજ જો આપ મ્હારા હેવાલથી વાકેફ ના થતે તો શું હું શમશેરને ઝટકે નાહક માર્યો ના ગયો હતે ?" આ વળી હાસ્ય ઉપજાવતું વાક્ય સાંભળ્યાથી શાહાનશાહ પહેલાં ને પછે સઘળી દરબારના મોહમાં હસવું ખણખણી રહ્યું. આજથી શાહાનશાહ હમેશના રાબેતા પ્રમાણે તખતનશીન થઇ પોતાની રઇયતની દાદ ને રાજની આબાદાનીમાં ધ્યાન આપવા લાગ્યો. એ રીતે રાણીઓએ રચેલાં તરકટનો છેડો આવ્યો.

---

## કવેત.

હું પતંગ નથી કે બસ પલમાં જલું, તું મને મલ ફરી એકવાર;
છૌં હું દીપક સારી રેન છું જલું, તું મને મલ ફરી એકવાર;
નથી હું બુલબુલ તન ચુંઠી ન્હાસું, તું મને મલ ફરી એકવાર;
છૌં હું ગુલાબ સાબુત દોસ્તી રાખું, તું મને મલ ફરી એકવાર.
નથી હું ચાંદી પરસ્નેહ સંગ હલું, તું મને મલ ફરી એકવાર;
છૌં હું રત્ન અમૂલ્ય નીર્મલ ઝલકું, તું મને મલ ફરી એકવાર;
હું ચંદ નથી જઇ વાદલીમાં છપું, તું મને મલ ફરી એકવાર;
છૌં ચકોર ઇમાનદાર જન્મ ટકું, તું મને મલ ફરી એકવાર.
કર યાદ ત્હારો હું હમેશનો શીકાર, તું મને મલ ફરી એકવાર;
ગમ ગજબ સુબોસબ ગીર્ફતાર, તું મને મલ ફરી એકવાર;
અફસોસ ને આફત મેદાન પડયો છું, તું મને મલ ફરી એકવાર;
ગમ ને ઉમેદ દરયાવ ડુબ્યો છું, તું મને મલ ફરી એકવાર;
ત્હારી કદરનો ચમકયો છે તારો, તું મને મલ પરી એકવાર;
તું માહરી બાજુ, છાતીનો ચીતારો, તું મને મલ ફરી એકવાર.
વેરાંન છે બ્હોલું ને હું તે દરમ્યાન, તું મને મલ ફરી એકવાર;
જુદઇ દરયાવને કેનારો ના જાણ, તું મને મલ ફરી એકવાર;
અંધકારમાં દીપે જ્યમ દીપ દીપકદાર, તું મને મલ ફરી એકવાર;
તેમ હું ગોયા અંધકારીનો દીદાર, તું મને મલ ફરી એકવાર;
સઉને દીયેછે મજો બસંતનો બ્હાર, તું મને મલ ફરી એકવાર;
રૂત બસંત મને તું યાદ નો પ્યાર, તું મને મલ ફરી એકવાર;
થતી નહી તુંજ જુદઇ મુસે દરગુજર, તું મને મલ ફરી એકવાર;
જાહેરછે જબાનમાં છે ઓ દીલ અંદર, તું મને મલ ફરી એકવાર;
કર યાદ તે કોલ ડોલ દમ સૂમાર, તું મને મલ ફરી એકવાર;
હું દીવાના **રૂસ્તમના** પીલસુપી સાર, તું મને મલ ફરી એરવાર;

---

# શાહાનશાહ અકબરનો ગાદીવારસ.

હીંદુસ્થાનના શાહાનશાહ અકબરને એક વખત પોતાની ગાદીના વારસ શાહાજાદા સેલીમ ઉપર મોટો ગુસ્સો છુટો. નાફરમાની સાથ દારૂનું વ્યસન શાહજાદામાં બીસ્યાર લાગુ થયલું સાબેત થયાથી તેમજ નુરજેહાનની મોબતના જાબજા મીજલસ દરમ્યાન ગપાટા ચાલવાથી શાહાનશાહનો મીજાજ ફટકયો. તેણે પોતાના મોટા ઉમરાવોની એક ખાનગી મીજલસ ભરી મસલહત કરી તો શાહજાદાને ડરાવા ને ગભરાવા ખાતર ખાસ ઢંઢેરો પીટાવ્યો જે "કોઇ જવાન છોકરો દરબારમાં સવાલ જવાબમાં અવલ ને પેહેલી પદવીએ આવશે તેને રાજપદ ધારણ કરનારો હકદાર વારસ ઠરાવ્યામાં આવશે." એ ઠરાવ નકી થયાથી અને તેમ અમલ કર્યાથી રાજધાનીમાં સઘળે હોહોકાર મચી રહ્યો. ઘણાક અમીર ઉમરાવ તેમ રાજવંશીઓના કાબેલ છોકરાઓ તે માટે પોતાનો નશીબ અજમાવવાને તૈયાર થયા. મીજલસ મોટા મોટા ઓલમાં આલેમોની ભરાઇ અને શાહાનશાહ તખ્ત ઉપર આવી બીરાજ્યો. બીર્બલ, અબુફજલ, ટોડરમલ, ફેજી, ખાજાજંગ, ખાનખાનાન ને ગંગ પરીક્ષકો ઠર્યા. દરબારમાં જેઓ મત આપવાને હાજર થયલા તેઓમાં મોટ મોટા કવી પંડીત ને પુરાણીઓ હતા. ત્યાં ખંડણ્યા સઘળા રાજા, નીજામ, નવાબ ને ઓમરાવો બીરાજ્યા હતા. ત્યાં શાહજાદો સેલીમ પણ અચ્છાં સ્યાણપણાથી પોતાના હરીફને જોવા પોતાના બાપ શાહાનશાહ અકબરથીજ ઉતરતાં સીંહાસન ઉપર આવી બીરાજ્યો હતો. આલમ પણ ઠીક મળી હતી. ઉમેદવાર શાહજાદા ને રાજપુત્રો પણ જોઇયે તેવા આવ્યા હતા, પણ તેમાંહે એક પગે માથે બોડો છોકરો પણ સલામ કરી ભેળાયો હતો. કવી ગંગે પ્રથમમાં સભા હજુર કવિત બોલી પ્રશ્ન મેલ્યો કેઃ—

**આકાશ ઉપર કેટલા તારા છે?**

આ સવાલમાં જેટલા બાતલ ઠરશે તેટલા બાદ થતાં બાકીના ઉમેદવારો કહેવાશે.

સઘળા શાહજાદા ને રાજપુત્રો સાથ અમીર ઉમરાવજાદાઓએ જવાબ તો આપ્યા પણ તે પરીક્ષકોની નજરમાં બરાબર ઉતર્યા નહી તેટલાંઃ—

"જેટલા દુનિયામાં બેવકુફો છે તેટલા."

એ વાક્ય મોટે સાદે જાહેર મેલાયો ને મીજલસ ગંભીરાઇથી બોલનાર માટે બોળમાં પડી. સવાલ એવો હતો કે કોઇ પણ જવાબ ઠીક ના બેસતાં શાહાજાદા સેલીમની ચઢતી ને શાહાનશાહની નાશીપાસી કરવાનીજ નેમ ફકત કવીગંગની હતી; તે આ જવાબથી ચોંકી ચુપજ થઇ રહ્યો. જ્યારે તે ઉત્તર દેનાર પેલો પગે માથેનો બોડકો છોકરો નકી ઠર્યો, ત્યારે કવીગંગ ફીકો પડયોજ.

બીર્બલે જોયું કે નાક જાય છે ને મીજલસમાં ઠઠ્ઠા થાયછે તેથી ઝડપમાંજ પેલા ગરીબ છોકરાને સવાલ કર્યો કે:—

**"તને ખબર છે દરીઆની રેતીના દાણા કેટલા તે?"**

બીર્બલનો હજી ઉત્તર પુરો થવાને તો વીલંબ છે તેટલાંજ છોકરાએ જવાબ દીધો કે:—

"જેહાનમાં હાલ જેટલાં આદમીઓ હૈયાત છે તેટલાં તમામના બદન પરના રૂવાં જેટલા!"

બીર્બલનું ફુલસુગણ જવાની કાંઇ બાકી નથી તે જોતાંજ સૌદાગર ખાજાજંગ દબદબાથી આગળ નીકળીને સવાલ પુછવા લાગા:—

"એ કંગાલ તને ખબર છે–બોલ તને ખબર છે? **શાહાજાદા ને ગુલામમાં તફાવત શું તે?"**

"જેટલો અબલીસ ને ઇનશાનમાં તેટલો."

શરમે ખાજાજંગ ભોંયમાં ગરક જતા હોય તેવા થઇ હઠી બેઠા કે મોટા અંદેશાથી ટોડરમલે પેલા જબરા છોકરાને સવાલ કર્યો કે:—

**"ઓ ગાદીના ઉમીદવાર તને માલમ છે દરીઆમાં મોતીની સીપ કેટલી છે તે?**

"જેહાનના હાલમાં બરકરાર આદમીઓની તમામ ચશમ જેટલી!"

તાજુબ થઇને ટોડરમલ પોતાની બેઠક ઉપરથી ઉઠયો હતો તે ઉભેલોજ રહ્યો અને પેલો છોકરો બોલ્યો કે એવા આસાન સવાલની મેં કદી આશા રાખી હતી નહીં!

છોકરાનો તાનો સાંભળી અબુફજલે તરત તેને સવાલ કર્યો કે:—

**"તું કેહશે જે હાલમાં કેટલી રજ હવામાં ઉડે છે?"**

હસીને "હયાત આલમના મનમાં હાલ ઉપજતા કુલે અંદેશા જેટલી!"

ફરી અબુફજલે સવાલ પુછયો:—

**"આપણી ફાની જેહાનમાં મોટામાં મોટો ભરમ શું છે?"**

"દીન"

"આફરીન" કહી અબુફજલે પોતાની બેઠક લીધી અને મુલ્લાંફેજીએ

ઉઠી ઘણીજ ઇજ્જત પેલા કંગાલ પણ મોટી કાબેલિઅત ધરાવનાર છોકરાને આપી પુછ્યું, "હું તને ત્રણ સવાલ પુછું તેનો તું બરાબર જવાબ દેશે?"

છોકરાએ અદબથી ડોકી નમાવી.

મુલાંફીજીનો સવાલ પેહેલો: **"કેહશે તું આ જેહાનમાં હરામખોર કયા વસેછે?"**

"સેહતાન ઉપર લ્યાનત નાખનારા."

મુલાંફીજીનો સવાલ બીજો: **"અલ્લાનો રોજ કયો?"**

"રસ્તાખેજ."

મુલાંફીજીનો સવાલ ત્રીજો: **"હેમકોની મકતબ કેઇ, કેહશે?"**

"પાદશાહ ને પીરોની દરગાહ."

મુલાંફીજીથી વધુ બોલાયું નહીં, ઊંચું જોવાયું નહીં ને તેની અક્કલ ગુમ થઇ. આ છોકરો છે કે કોઇ મલકજાદો?

આ રીતે દરબારનો ફેસતો થતો જોઇ તથા પાદશાહનું મોહ ઉતરેલું જાણી તાનસેન બાહેર આવ્યો, ને બોલ્યો મને આ સવાલનો જવાબ આપ:—

**"રાગ ને ફાગમાં શો તફાવત?"**

"નાગ ને કાગ જેટલો"

તાનસેન તે જવાબ સાંભળી એ છોકરાને સવાલ મુકવાનું મારૂં કામ નહીં કહીને પોતાનો સુરસાગર હાથ ધરી બેઠા, કે ફરી કવીગંગ હીમતથી ઉઠયા કે:—

**"અલ્લા અકબર ને શાહ અકબરમાં શો ફેર?"**

"જાન ને બદન જેટલો."

વળી કવીગંગ મનમાં પસ્તાઇ પોતાની જગોએ પાછા બેઠા.

પાદશાહ અકબર આ જવાબથી બહુ તાજુબ થયો. તે બોલ્યો— એનો માયનો શું?

નવાબ ખાનખાનાને જવાબ દીધો કે "જેહાંપનાહ દરબારમાં ઓલમાઓની કાંઇ કમી નથી, એનો ખુલાસો સેજ છે. જાન વગર બદન શું બીસાત છે? બદનને જાનની જરૂર છે કાંઇ જાનને બદનની જરૂર નથી. બદન ફના છે; જાન અમર છે. જાન તે અલાઓતાલાની પોતે ગોયા ઓળખ છે; બદન તેની બનાવટ છે. જાન શકતી છે; બદન નબળાઇ છે. જાન નુર છે; બદન ખાક છે. જાન અસલ છે; બદન નકલ છે. જાન કાયમ કયામત છે; બદન એક ખાબનું બખતર છે. વગેરે વગેરે હજાર મીસાલ મોજુદ છે. જેહાંપનાહ આ છોકરો મોટો ઓલમા જણાય છે. એને દરબારની ઠઠ્ઠા કરી છે, દરબાર મજાકમાં આવીછે." પાદશાહ બોલ્યો "ખાન મને ઘણા દીવસ થયા એક અંદેશો આવ્યો છે "આ જેહાનની હસતીની

મુદ્દત કેટલી છે ?" ખાનખાનાન તો ચુપ થઇ ગયો. "જેહાંપનાહ એ ખ્યાલ બીલકુલ ફના ઇનશાને કરવામાં કસો ફીનારો હાથ આવનાર નથી. એ પડદો પરવરદેગારે મલકમાં પણ છુપો રાખ્યોછે. તો ઇનશાન કીસ ગણતરી?" પાદશાહ બોલ્યો, " નહીં નહીં સઘળાનો ખુલાસો છે, અક્કલ પાસ એનો પણ ખુલાસો આસાન હોય ખરો." ખાનાન બોલ્યો " બંદેનવાજ બેઅદબી માફ છે. લેકીન એ સવાલ આ છોકરાને પુછવા લાયક છે." દરબાર આ તકરાર સાંભળતી હતી. તે સમજી કે એ સવાલમાં આ છોકરાએ હાર ખાધી. ખાનખાનાન બોલ્યો ; છોકરા **"જેહાનની હસતીની મુદ્દત કેટલી ?"**

" મોત જેટલી."

પાદશાહ તાજુબ થઇ પોકારવા લાગો કે " મોત તો પાયમાલી કરેછે તો તે સાથ હસતીને શું તાલુકો છે ?"

છોકરો બોલ્યો " ગરીબ પરવર જ્યાં તલગ મોત કાયમ છે ત્યાં તલગ જેહાન કાયમ છે."

શાહાનશાહ બોલ્યો " ખાનખાનાન એ છોકરો તાજુબયત છે કે કોઇ પણ સવાલનો જવાબ આપવાને પા પલ પણ ડેર કરતો નથી ? તું પણ કોઇ સવાલ પુછ." ખાનાન બોલ્યો "બંદે નવાજ તાબેદાર હાજર છે.''

"છોકરા તું મને રાસ્ત કેહ **હરફ કયો નેક ને વાજેબ છે ?"**

" બીસમીલ્લાહ હીર રહમાને રહીમ."

" છોકરા કેહશે તું **પાદશાહના ગુસ્સાનું રૂપ સ્વરૂપ ?"**

" લાગેલી આગ."

" છોકરા કેહશે **હાલે જેહાંનમાંના કુલે આદમોના સાસનો આંકડો ?"**

" જેહાનની શીરૂઆતથી તે આજતલગનાં તમામ ખલકના મુડદાં જેટલો."

નવાબ ખાનખાનાન તે છોકરાના આ જવાબથી તે ઉપર બહુજ ખુશ થયો, અને ઘણીજ મોહબતથી માન દેઇ તેને કેહવા લાગો કે " એની સરેહ કર." -

છોકરાએ ખાનખાનાનને ભેદ કહ્યો કે " આજ તલગ જેહાનમાં જેટલી આદમ આલમ, જેટલી હેવાન આલમ, જેટલી પક્ષી આલમ, જેટલી જાહેર છુપી કીર મુગસ આલમ, જેટલી દરીઆવની માહી આલમ, જેટલી હવામાંની પરીજીન અફરીત ગોલમા પલીત આલમ, જેટલી સંગમાં ભીતર રેહતી આલમ અને જેટલી પણ ને જેપણ આકારે જીવવાળી ખપે તેટલી તમામ હાલ તલગ ગુજરેલી આલમના મુડદાંનો હીસાબ નીકળેછે તેટલા હાલની ઇનશાન આલમના સાસ ચાલે છે."

શાહાનશાહ ને તેના દરબારીઓ તે છોકરાની ચંચળાઇ ને હાજર જવાબી ઉપર ફીદા થઇ રહ્યા. શાહાનશાહે તે છોકરાને કહ્યું કે "તું જે ચાહે તે મારી પાસે માંગી લે." છોકરો બોલ્યો " જેહાંપનાહ હું એક સવાલ દરબારને મુકવાનો માંગી લેઉછું અગર તે કરમ બક્ષેસ ઉતરે તો હું તે સવાલ મેલી મ્હારે કામે ચાલ્યો જાઉં. હું આપઅખતીઆર નથી કે બીજા નસીબવાન છોકરા મીસાલે મારો વખત મારી મરજી પ્રમાણે ગુજારૂં." પાદશાહ બોલ્યા " ઓ શાહજાદા ચાહે તે સવાલ પુછ." છોકરો બોલ્યો " શાહજાદો થયો તો મારી અક્કલ કમી થશે બંદેનવાજ, કોઇ એવો છે આ હીંદુસ્થાનની મોટા શાહાનશાહની દરગાહમાં પુરણ લાલ કે મારા હાથમાંના આ શેરડીનાં પેરીઆંની વાંસળી બનાવે ?" એ કહી શેરડીનું પેરીયું તે મળેલી દરબારની ઠઠ વચ્ચે મેલ્યું ને જતી વખતે બોલ્યો: " એની સુંદર સરોદ કાઢનારી વાંસળી બને તો હું એક વગર ઓળખ ને અસબાબ વનાનો ગરીબ છોકરો શાહાનશાહ બનું ! મારી ખાતરી છે કોઇપણ ઇશ્વરનો લાલ કે અલ્લાનો ઓલીયો તેટલી તાકાત ધરાવતો નથી તો પછે મને ઠાલી ઉમેદમાં કેમ રેહવું જોયે ?" એ કેહતોજ કે તે છોકરો તે દરબાર વચ્ચેથી નીકળી ગુમ થયો અને શાહજાદા સેલીમની ચઢતી થઇ. શાહાનશાહ અકબરે તે છોકરાને ઘણો ઢુંડાવ્યો. ચોંગરદમ ખોળમાં દીલ્લીની પોલીસને મેલી પણ પોલીસ ખરા અંતઃકરણથી તે કામમાં ચઢે તેવો કોઇ તે છોકરો માલદાર હતો નહીં. મતલબ ને ઇનામ મળવા જેવો સંયોગ હોય તો જોઇ લેવી પોલીસની ચબરાકી ! તેમ તે છોકરો ફરી શાહાનશાહે જોયો નહીં.

---

## ગજલ.

જ્યાં જેને જેની વસ નથી ના થા તેનો તું હરગેઝ સાથી,
માર્યો જશે ભર ચોગાનમાં, પામશે ના કપાસ કે ક્રીયા કે માટી.
પીછાને ના જે આપ બેરખા કે વેરી કે પૂત કે પીતા,
બેશરમ તેવા સંતાન માનવીની સાંધ ના પળ પણ છાતી.
મન જે હાંકે એક લાકડીએ સંધા સંબંધ શું અતલગ કે અલગ,
નામ તે બોલવાથી પણ બંધ રહે તું ત્હારી સારી હૈયાતી.
ગોશપંદે બજાવી મોબત મુદ્દત તલગ આપી દુધ કસાઇસે,
ફૂરએ જોતાં ઉઠાવ્યો છરો લોભે રંગી લીલી જમીન રાતી.
સ્વાર્થ થયો ને જે જણાય જુદો ને જુદાઇ મોભો દેખાડનાર,
**કહે રૂસ્તમ** અનુભવતે સમજ કે તે વના બહેતર જીંદગી જાતી.

---

# શાહાનશાહ અકબર ને જયમલસીંહ.

**"જમલા કર અકબર ધરયો, મોત્યન બરસત નીર;
જા સર છત્ર દાલીદ્રકો, બુંદ ઠરે ન શરીર."**

શાહાનશાહ અકબર એક દીવસ કમળા રાણીને મ્હોલ છે. રાણીની ખુબસુરત દાસીઓ ત્યાં ખીદમતમાં હાજર છે. ખાનપાન ને હાસ્યબાજી ચાલી છે. ત્યાં રંગ મ્હોલનાં દીવાનખાના માંહે તરાંહ તરાંહના ખેંચાયલા ચીતાર ને આરસપહાણના મેલાયલાં છકેલ પુતળાં જોઇ શાહાનશાહની ખુશાલીની હદ રહી નથી. રાણી ઊંચ રજપુત વંશની હોવાથી તેના નાઝ-નાખરાં ને રસાલંકારની હદ રહી નથી. તે પલકે પલક અમુલ્યાં રત્ન વરસાવી પોતાના ખાવીંદને રીજવી લાડ લડાવે છે. તેની પરીજાદ બાંદીઓ શાહાનશાહ સામે નાચ કરી ગાયન ગાયછે. જેટલી પણ આ ખાલી જીંદગીને ભાવતી મજો તે સઘળી ત્યાં માહ ચાતુર્યથી ભજી દેખાડ્યામાં આવે છે. શરબતના સોનેરી પ્યાલા વખતે વખત શાહાનશાહના હાથમાં મેલાઇ રહેછે જે શાહાનશાહ પોતાની રાણીના પ્યાર ને હેતના સોગનથી પીતાં પીતાં બેજાર થાયછે. કમળા પદ્મની તેના જમાનાની બેહદ ખુબસુરત ને પુર્ણ સ્ત્રી હતી, તેના પ્રેમ આવભાવ એવા તો ઉત્તમ પ્રકારે તેમ પાદશાહી છાજતી ઢપ છપે શાહાનશાહ ઉપર વરસે છે, કે શાહાનશાહ પોતાની રાણી ઉપર કુરબાન થઇ ગયો છે. રાણી આ સુવર્ણ અવસર જોઇ પોતાના મનમાં સદાનું સળગતું ભાષણ જે જ્યારે પણ ફાવતાં શાહાનશાહને કહી ઠાયર કરતી હતી, તે બોલી:—જેહાંપનાહ ખાવીંદ, ભલાભલા રાજા, ઠાકોર, નવાબ, અમીર ઉમરાવ ને વજીરને માન આદર અને જાગીરો બખશો છો, અને મ્હારા પોતાનાજ ભાંઇને તમો કાંઇ કામ કે મેહરબાની બતાવતા નથી. જ્યાં સેંહેકડો ખપે છે, ત્યાં એક વધતો;" પણ અકબર પોતાની રાણીને ઘણું સમજાવીને કેહકે ત્હારે જોઇએ તે ત્હારે હાથે ત્હારા ભાઇને ઉંચકીને આપ, જોઇએ તો રાજ બખશ, પણ મને તું કંટાળો ના આપ. અકબરના આ ડાહાપણ ભરેલા ચુકાદાને રાણી બાહનુ સમજી રોજ રીશાણી રેહ, આ વખત શાહાનશાહ પુર ખુશીમાં તે વખ્તે કમળાએ વળી તેની તે વાત છેડી. તે સાંભળતાંજ એક દ્વારરખ પાસે જમલાને કહાવ્યું, કે "શાહાનશાહ તુને રાજ્ય ખાશ પોશાગ સાથ રંગ દેવાનખાનામાં બોલાવે છે." તે પેગામથી

તરતજ શૂરો જમલો પોતાના રાજવંશી પોશાગમાં તે શાહાનશાહ પાસ બીરાજ્યો; તેને તરત દરજ્જાવાલી ખુરસી અપાવી પોતાની રાણી કમળાને બેમુલાં મોતીથી થાળ ભરી લાવી તેની ઉપર વધાવા ફરમાવ્યું. કમળાએ બહુ મગન થઇ મોતીથી ભરેલી થાળ લાવી પોતાના ભાઇના સર ઉપર વધાવી. તે વખ્તે શાહાનશાહ અકબર બોલ્યો "જમલા જેટલાં મોતી ત્હારાં બદન કે શીરપેજ કે કોલાહમાં ઠરે તે તું માહરી તરફથી મેહરબાની તરીકે કબુલ કરજે." નસીબનો જોઇએ તેવો ખીલેલો તેથી એકબી મોતી તેના આખાં બદન કે માથાં કે કશા માંહે ઠર્યું નહી. કમળા રાણીના કંટાળાથી વળી એક વખતે અકબરે પોતાના સાળા જમલાને મુએલો હાથી ગજગોરસ્થાનમાં દાટવા લઇ જવા તાકીદે ફરમાવ્યું, તે દાટીને તેનો ખરચ ખજાનચી પાસે જમલાએ લીધો. રાણી મનમાં બહુ ખીજાણી, કે મ્હારા ભાઇને મુવેલો હાથી દાટવા આપ્યો, એ રકઝક ચાલી હતી, તેટલા અરસામાં બીજો હાથી મુઆના સમાચાર અકબરને મલ્યાથી તરત શાહાનશાહે બીર્બલને તે હાથી દાટવાને હોકમ દીધો. તેજ બુદ્ધીનો અને મોટો અજમાએશી બીર્બલ તે હાથીને જે ગલીઓમાં સાઉકારોના મોટાં ઘરો, ત્યાં લઇ જઇ ભરત ભરાવી પછે તે ઘરો ભાંજવાનો હોકમ કરતાં તેવા સાઉકારો પાસ પુશ્કળ લાલચ મેળવતો, જ્યાંથી લખો મળે ત્યાંથી વળી તે મુએલો હાથી ઉચકાવી બીજી ગલીમાં લઇ જતાં, રસ્તો તો સાંકડોજ, તેથી વલી બીજા સાઉકારની હવેળી ભાંજી રસતો પાડવા કેહતા, તે વળી મન મનાવતાં બીજીગમ જઇ કોઇનો બાગ, જમીન બરાબર કરવા માટે માણસ લગાડવાની ગત, તાલ, હેકમતથી, જાણે રસ્તો મળતોજ નથી!—પાદશાહનોજ હાથી, તેથી કોઇની મગદુર શું કે કાંઇ બોલે. માત્ર ગુપચુપ મોટી રકમથી તે પીડાને બીજીગમ કાઢે તેજ તો. એમ સાંજ પડતાં બીર્બલ હાથીને દાટયા આગળ ખજાનાની થેલીઓ લાવી દરબારમાં ઉતર્યો તે જોઇ રાણી બોલી, કે એ ગંજ કાંહાંથી લાવ્યો! આજે તું તો હાથી દાટવા ગયો હતો, ત્યાંથી એ શું સરપાવ લાવ્યો? ત્યારે અકબર બોલ્યો, કમળા એ કોતુક જો, કે ફકત મુએલા હાથીને દાટવાનું કામ સોંપવાથી હું મારા અમીરો ઉપર કેટલી મેહેરબાની કરનાર કેહવાયો છું? ત્હારા ભાઇને હાથી દાટવા આપ્યો, તો ઉલટો ગોરસ્થાનના ખરચનો આંકડો ચુકવવા માટે મ્હારા ખજાનચીને ચેતવણી મળી હતી. બીર્બલ ઉલટો તેના બદલાથી મારે માટે ભેટ લાવ્યો છે. એટલામાં બીર્બલે હજુર આવી શાહાનશાહને ખજાનો નજર કીધો. તે બોલ્યો "નામદાર શાહાનશાહ હજી હું હાથીને ગજશાળાથી ૪૦ ગજ દુર લઇ ગયો નથી. તેટલામાં મને આ રવેશની આપ મેહેરબાનીનો લતીજો મલ્યો છે!" આ સાંભળી રાણીએ પોતાના ભાઇ જમલા ઉપર મેહરબાન થવાની અકબર સાથની જીકરને મેલી દીધી.

# શાહાનશાહ અકબર ને રાજા બાર્બલ વચ્ચે 'પીર સરસ કે યકીન' તે બાબે જીકર.

શાહાનશાહ અકબર સુલતાની નવરોજની મીજલસ બનાવી પોતાની ખલકના આલા ને અદનાઓના નજરાણા ને સલામ લે છે. પાદશાહી મેહેલના મોટા દીવાનખાને મોરના તખ્ત ઉપર તે હીંદુસ્થાનનો મોટો શાહાનશાહ અલૌકીક અવતાર બની જઇ શોભી રહ્યો છે. તેની દરબાર તે કાળના મોટા યુદ્ધા રજપુતો ને બ્રાહ્મણો સંગે મોગલો, અફગાનો, બલુચીઓ, મુલતાનીઓ વગેરે સઘળી પચરંગી જાતના પ્રમુખોથી માહ પ્રકાશમાન થઇ છે. તરેહવાર જાતીના રાજા, ને ઠાકોર ને ફોજના સરદારોના આભુષણોના શૃંગારથી તે મોગલ શાહાનશાહનો અદલ સલતનતનો દબદબો મારી રહ્યો છે. તાનસેન, બીજુબાવરા, તાનતરંગ, લાડ ને કપૂર વગેરે કંઇક સંગીત ઉસ્તાદોના તોર ભરેલા રાગ પ્રકાશ દેખાવથી તે દરબાર સારી ભરતખંડમાં સંગીન ગણાઇ વખણાય છે. ખાનખાનાન ને અબુલફઝલ જેવા પાદશાહાતના રત્નો જોયાથી ત્યાં ખલકને સંતોષ મળતો થયોછે. ફૈજી જેવા કવી ને ફજ્જુ જેવા જેહાનના મશહુર લબાડ વગેરે તાજુબ શક્તીના સાહેબોની હાજરીથી ખુદ શાહાનશાહ પોતે મગરૂર થતો હોય એવો દમામ તેના મોહના રંગમાં ખીલતો જણાયછે. આ નવરોજ સભામાં રાજા ટોડરમલ ને કવીગંગ ભાટ જેવા બાલ જેટલી બારીકીનો ખ્યાલ કરનારા વીદ્વાનોથી હીંદુસ્થાનમાં એ મોગલાઇ સલતનત ઉપર મોટો વીશ્વાસ બ્હાજ્યો છે. લબ્વા હરદાસનો તો હીંદુસ્થાનમાં તે વેળા કોઇ જોડીઓ હતો નહીં. તેવા માહ ચબરાક લબ્વાની હાજરીથી દરબારમાં દરેક રાજદરબારી તલવારની ધાર ઉપર બેઠેલા દીસેછે. દીવાનખાનાનો ઠાઠ ને ફુલોનો નેશાર જોતાં તે સમય પરીસ્તાનનોજ નકશો તે દરબાર હોય એવો આનંદ પંથરાયો છે. ઝવાહેર ને સોના સીવાય ત્યાં બીજી આદરમાન આપવાની રૂઢીજ દાખલ થઇ નથી. એક જાય ને બીજો શીઆલ દુશાલા ને શોભીતા લેબાસે શાહાનશાહના કદમ પાસ નમી નજરાણું મેલે. નવરોજ રસમ એ રવેસ ઠરેલી દરમ્યાન નજરાણાને દસ્ત લગાડતા શાહનશાહ પોતાની તમામ ઉમેદવાર ખલકની સલામ ને સરફરાજીમાં ખુશાલ થઇ ચેન મારી રહ્યો છે. દરબારને દરવાજે તે કાળના વાજીંત્રોના શરોદ

ચાલુ થયલા છે અને સુલતાની નવરોજની મુબારકબાદીની ગજલો તાન સૂર અલાપથી લંબાઇ રહેલી છે. ખેરખેરાત પણ ચોતરફ ચાલુ થઇછે. મોલવી ને મુલ્લાંઓ વગેરે તમામ દીનઆઇનના થામો ઉપર દરજ્જા મીશાલની આશીર્વાદ વરશે છે. ત્યાં રાજા બીર્બલ શાહાનશાહના સીધા હાથ ઉપર ગંભીર ઉભો ઉભો તે મોટા ઝભ્ભા ને ઉંચી કોલાહવાળાઓની પડતી ધમાલ ને દોડાદોડ જોઇ એલમની કંગાલીઅતનો દીલગીરી ભરેલો નબલો પાસો જોઇ મુજાય છે. તેવામાં પાદશાહનો પીર પોતાના પાંચ ચેલાઓ સાથ તખ્ત હજુર અહંકાર ભરેલા ચેહેરાથી આવ્યો. તેને શાહાનશાહે સોનાની ખુરશી આપી. તે ઉપર તે બેઠો. તેણે દુવાના પાંચ શખુનોનું નજરાણું જમશેદી નવરોજની મુબારકબાદીમાં શાહાનશાહ ઉપર વરશાવ્યું. શાહાનશાહે પોતાના પીરને પાદશાહી ખેરાત નવાજી બાઆબરૂ રવાના કર્યો. તે ઢોંગ જોઇ રાજા બીર્બલ ચુંચી આંખ કરી રહ્યોછે તે ગાફેલ સમયે શાહાનશાહે તે મોટાં રાજદરબારીને સવાલ નાખ્યો. "બીર્બલ પીર સરસ કે યકીન ?" બીર્બલે આનાકાની તો કરી જવાબ આપવાની, મગર સેવટે શાહાનશાહે બીજી વાર તે સવાલ પુછતાંજ તે નાચારીએ બોલ્યો "ધર્મરાજ, યકીન." શાહાનશાહ ખાનખાનાન તરફ નજર કરી બોલ્યો. "ખાનાન જોયું એ હીંદુ આપણા ઇશલામ ધર્મની અદેખાઇ કરેછે? બીર્બલ સાબેત કર યકીન કેમ સરસ પીર કરતાં ?" બીર્બલ આગળથીજ જાણતો હતો કે બોલ્યા કે ફસ્યા છતાં કર જોડી કહેવા લાગ્યો. "છત્રપતી મને મહેતલ આપો તો હું તે સાબેત કરીશ કે પીર નહીં પણ યકીન સરસ." શાહાનશાહ બોલ્યો "એક મહીનાની મેહેતલ મેં આપી તે દરમ્યાન પીર સરસ નહીં ને યકીન સરસ એ સાબેત કર્યું તો ઠીકછે નીકર સુળીને સ્વાધીન થયો એમ જાણ." બીર્બલે એ પંચાતમાંથી નીકળી જવાને ઘણાં ચોકટાં બેસાડ્યાં પણ લવ્વાની તરાય થતી આંખો જોઇ શાહાનશાહે બીર્બલને પીર કરતાં યકીન સરસ સાબેત કરવાના જોખમમાંથી છટકવા દીધો નહીં. શાહાનશાહે પોતાની ભરચક દરબારમાં અમીર જૈનખાનને શીતાબ હોકમ કર્યો કે "આજથી તું એ ઇસલામના વેરી બીર્બલની દેખરેખ રાખજે. જો એ રાજધાની મેલી ગુમ થઇ જાય નહીં." એ પ્રમાણે લેવાનાદેવા જેવી પંચાતમાં એક બાજુ ઉભેલા બીર્બલે સુતેલો દૈત્ય જગાડયો. ફજુ લબાડે તો બાંગે બુલંદ પોકાર માર્યો "જેહાંપનાહને બીલકુલ લાજમ નથી કે આપણા પીરાનપીર ઉપર બેમલાયજાનો હરફ ફેંકી રીસ્યારી મારતા કૂફરને જીવતો જવા દેવો !" કવી ફૈજી બોલ્યો. "ઇનસાફ વગર ઇસલામી મહજબનો દોર આપણી સલતનતને નબળી કરી નાખે, માટે રાજા બીર્બલના બાલને પણ જ્યાં લગી તેને પુરતી મેહેતલ મેલી યકીન સરસ પુરવાર કરવાને આપએખત્યાર છુટ મળી નથી

ત્યાં લગી એલજામ પોંહોંચવો જોઇતો નથી." અબૂફ્જલે પોતાના બીરાદરના ઉપલા સાફ શખુનો માટે શાબાસી પોકારી "બેશક રાજા બીર્બલને પોતે જણાવેલું મત પુરવાર કરવા બાબે પુરતી મેહેતલ આપવી જોઇયે છે. જેહાંપનાહ બેઅદબી માફ ચાહુંછું મગર એક માહની મેહેતલ ઘણીજ જુજ છે. ઓછામાં ઓછી એ સાબેત કરવા માટે ત્રણ માહની મેહેતલ આપવી ઇનસાફથી વાજબી છે" ફજુખાંન ફરી બોલ્યો "ઇસતફરલ્લા જ્યાં ઇસલામીઓ ખુદબખુદ ફૂફરોના કામ કરે ત્યાં પછે મહજબનો દબદબો ઝાંખો પડયોજ. આલમ પરવર મને તો તે હીંદુની જબાંનજ તેના મોહમાં રાખવી વાજબી દીસ્તી નથી. અરે આપણા નબીની ખુદ આલ ઓલાદના વારસ પીરાનપીર બાબે ઇનશાન જાતની મગદુર શું કે એક હર્ફ પણ ઉચારે? અને સુલતાની નવરોજ જેવા મોટા તેહવારના રોશન રોજે આપણા પીરસાહેબ ઉપર બીર્બલબલા ઉલટે? એ અલ્લા ત્હારો કોફ મુકરર ઉતરવાનેજ આ આગળથી જાહેર આવેલી આગાઇ છે કે શું?" શાહાનશાહ બોલ્યો મુલ્લાં, તું બેફીકર રેહ બીર્બલ જાયછે કયાં? એ કહેછ તે મેહેતલમાં સાબેત શું કરેછે તે તો આપણે જોઇશું? એ પોતાની મેળે પોતાનો ભોગ થાયછે તો પછે સેજ ડેર માટે અફસોસ કરવાની કસી જરૂર નથી." ફજુ બોલ્યો "આલમ પનાહ અબલીસને ફુરસદ મળી એટલેજ અલ્લાને જેહામત વધી" ખાજાજંગ બોલ્યો "બેશક મુલ્લાં ફજ્જુખાં તરફ મહજબની મદદ છે. મગર રાજા બીર્બલ મહીનો આગળ કે મહીનો પાછળ પીરના પ્રતાપે મશાણુમાંહે તો પોંહોંચ્યો છે." આખરે એક માહ મેહેતલે રાજા બીર્બલ પીર નહીં પણ યકીન સરસ સાબેત કરવાની આફ્ત પોતાને સર હોરી પોતાને મકાન રવાના થયો.

રાજા બીર્બલે પંચાત તો હોરી પણ તેનો ઉપાય કરવાને તે મંડયો. પ્રથમ તે શેહેરના એક જુના જૈફ કસાઇને મળ્યો. તેને મુલ્લાંનો બેતાબ બક્ષવાની ખુશ ખબર કહી રીજવી પોતાના કહ્યા સરનો તાબેદાર કર્યો. પછે તે પાસ એક મુએલા "ગધેડા"નું ડોકું અરકમાં પચાવી શેહેરની એક એલાયદી પડત જમીનમાં દટાવ્યું. તે ઉપર ન્હાની જેવી ઘોર ઉઠાવી ત્યાં પેલાને મુલ્લાં બીસમીલાના એલકાબે નેમ્યો. બીર્બલનો તે મુલ્લાં શાહેબને એટલોજ હોકમ "જે કોઇ પણ ત્યાં આવે તે સાથે ચુપકીદીથી કામ લેવું. ઘોરના પથ્થર ઉપર 'ઓલીઆ ખરશાહ!' કસાઇ બડો બાજંદો ને વળી જંજાળ કે જેહેમતથી ડરી જાય તેવો નહીં. તે ખાજા ખરશાહના થાનક ઉપર મુલ્લાં બનીને બેઠો. ત્યાંથી રાજા બીર્બલે પાંચ પચાશ રખડતા મુસલમાન ફકીરોને ઉલકાવ્યા કે 'ઓલીઆ ખરશાહની જારત કરી આવ્યામાં દીલની તમામ મુરાદ હાંશીલ થાય છે. તમો તેના ઓરસમાં જાવો છો?' ફકીરોને

ખેજાલત પોંહોંચી તેથી બોલ્યા "હા હમો ઓરસમાં જઇયે છૈયે." બચારા-ઓએ "ઓલીઆ ખરશાહ" નામજ આજે સાંભળેલું તેથી તે મકાન ક્યાંથી જાણે ? તે પણ બીર્બલે વાતમાં ઇશારો જણાવી દીધો. બીજી ગમથી શેહેરના રમકડાં ને મીઠાઇવાળાઓને ત્યાં જવાનો હોકમ કર્યો ! એ રીતે એકથી હજાર ને હજારથી લાખ મોહડે ઓલીઆ ખરશાહનો ઓરસ આશકારા થતાં સારી રાજધાની ત્યાં મેળામાં ચાલી. "ઓલીઆ ખરશાહ"ના મુતવળી મુલ્લાં સાહેબે ઓરસ ભરવાની તમામ રચના મોટા પાયા ઉપર મોટી ધામધુમથી જારી કીધી. ત્યાં જેને જેમ ફાવ્યું ને ભાવ્યું તેમ તે બેહેસ્તી ઓલીઆ સાહેબના મોજેજા ને પ્રતાપની અજાયબ શક્તી માટે તારીફ ચાલી, તેવી તલેસમાત તરીકાની મરહુમ ઓલીઆ ખરશાહની વાતમાં વેહેમીઓ લેવાયા કે માનતા ચઢવાની જારી થઇ. એકે દુશમનને જીરજબર કરવા માટે સોનાની મુઠની તલવાર ચઢાવી. બીજાએ બાપનો દલ્લો પામવાની ઉમેદે સોનાની સમેદાની ચઢાવી. એકે બેટાની ઉમેદવારીમાં પાંચ ઝુમર ચઢાવ્યાં. બીજાએ દોસ્તનો ભાગ પડાવી લઇ પચાવવાને સો મોહોર ને બે શ્યાલ ત્યાં મેલી : એકે ભાઇની ઓરતને રડાવવાની દયાનતે ઊંચા ગલીચા ત્યાં પથરાવ્યા. બીજાએ કાકાના છોકરાંઓની મીરાસનો માલેક થવામાં ફરતી દુમાસ ચઢાવી. એકે મણ સુખડ ને મણ અગર ઓલીઆની ઘોર પર ખુશબો ફેલાવા ચઢાવી. એ મતલબ કે દોસ્તની ખુબસુરત બાનુંને તલાક અપાવી પોતે નેકા કરે. એ વગેરે કોઇ કંઇ ને કોઇ કંઇ પોતાની મતલબ પ્રમાણે હજારો માનતા ને મુરાદના લતીજા ત્યાં ચઢવા લાગા. મુલ્લાંના બદન ઉપર ઓછામાં ઓછા નવા વેહેમીઓથી બખશેશ થયલા સો જામા ! સો શ્યાલ ! તે સાથ તેનો દેખાવ જોયો હોય તો જંગલી હાથીજ જોઇ લેવો. હજારો હજાર તરેહના સરસામાનથી ત્યાં એક અજાયબ રચના બની ગઇ; તે એવી કે જેનું નામ ઓરસ. આ ઓરસની વાત જુગ્તીથી રાજદરબારમાં રાજા બીર્બલે ચલાવી. જાણે જુના વખતથીજ "ઓલીઆ ખરશાહ ઓરસ" ભરાતો હોય તેમ તે વાત ને મહીમાનું બયાન કરી સઘળી પાદશાહી દરબાર સાથ શાહનશાહને તે ઓલીઆને ઇજત બક્ષવા જવાને લોભાવ્યો. જે પણ દરબારીને શાહાનશાહ પુછવા લાગો તે ઓલીઆ સાહેબ માટે શું એક માહેતગાર હોય અને તેના પ્રતાપ સાંભળતાં સાંભળતાં મોટો થયો હોય તેમ તેના મરતબાની મોજેજાતી વાત બોલવા લાગો. એક પાછળ બીજો ને બીજા પાછળ ત્રીજો એમ દેખાદેખીની દમફાસ ચાલી. મુલ્લાં ફજુખાં તો બોલ્યો "મ્હારા પેદરને મરહુમ ઓલીઆ ઉપર ઘણુંજ ઓમદા મત. તેઓ પણ ઓલીઆ જેવાજ, તેઓ એક વખત બોલ્યા હતા કે શાહાનશાહ બાબર પાણીપતની જંગ વખતે એ ઓલીઆ પીર ખરશાહની જારતે ગયા. તે શાહાનશાહ, પોતાની જીત થાય

તેનો લતીજો એના પર કર્યા પછે બંદગી કરતા હતા, તેટલાં ઓલીઆએ કબ્બરમાંથી અવાજ કાઢયો. "બાબર તેરી જીત." એ સાંભળતાંજ તે શાહાનશાહ દોજાનું બેસી જઇ કબ્બર પર સર મેલી ઉઠયા. પછે તે સાંજના પાણીપતની લડાઇ જીત્યા ને દીલ્હીમાં તખ્તનશીન થયા !" શાહાનશાહ અકબર બોલ્યો "ત્યારે તો હાલની લડાઇની જીત થાય તેનું નજરાણું હું એનાયત કરૂં ને ઓલીઆની કબ્બર ઉપર જરીનો ખેસ બીછાવું. ચાલ ઓરસમાં બીર્બલ તું પણ સાથ આવ. પાદશાહી સ્વારી કાઢ ને તે મરહુમ પીરાનપીરની દરગાહને મરૂવત ને લાયક દબદબાથી ઇજત દે." બીર્બલ બોલ્યો "બંદેનવાજ બેહેતર ખુબ" પછે રાજધાનીમાં મનાદી ફરી "શાહાનશાહ ખાસ સવારી સાથ ઓલીઆ ખરશાહની દરગાહનો ઓરસ જોવા જનાર છે. તમામ રાજકારોબાર ખાતાં ઓરસની રજાથી બંધ રેહનાર છે. ખલકે સાત દીવસ ઓરસની ખુશાલી ખુરરમી ગુજારવી." શાહાનશાહ પોતાના તમામ અમીર ઉમરાવ ને ખંડણીઆ રાજા સરદારો ને નવાબો લઇ તે ઓલીઆની દરગાહમાં ગયો. રાજા બીર્બલે તે દરગાહે જૈફ મુલ્લાંને તવાજોથી કહ્યું. "શાહાનશાહની માનતા સાંભળો ને ઇજતથી મરહુમ ઓલીઆ ખરશાહને જેહાંપનાહની અરજ કહી સંભળાવો." શાહાનશાહને ચીડ તો લાગી કે અહીં કદમ મેલ્યાને એક પલક થઇ નથી ને બીર્બલ એ શો પ્રપંચ કરેછે પણ લડાઇ ઘણીજ આકળી તેમ હારના સમાચારથી પાદશાહાતમાં ચોતરફ શાહાનશાહના એકબાલના પડતા શીતારાની ચરચા ચાલી રહેલી માટે તરત ઓલીઆને શાહાનશાહની માનત ચઢી. બે કીમતી જરીખેસ પેર્લા ઘોર ઉપર બીછાવ્યા. રાજધાની બાહેરનાં ગામની પાંચ વરશની આમદાની એનાયત થઇ. મુરાદ, ફકત લડાઇમાં જીત ચાહી. રાજા બીર્બલે દરગાહના રખવાલ જૈફ મુલ્લાં ને મોટો મરતબો આપ્યો. શાહાનશાહ ઓલીઆ ખરશાહની કબરને પગે પડ્યા. તે પાછળ અમીર ઉમરાવ નવાબ વગેરે તમામ રાજદરબારીઓએ પોતાના સર તે કબરની મીતી ઉપર મેળ્યાં. ફકત એક બીર્બલ ખડો ને ખડો ઉભો. શાહાનશાહને રાજા બીર્બલની હેંકરાઇ ઉપર બેહદ કેહેર છુટો, પણ બેદરકાર રહ્યો. પછે ઓરસ જોવા સ્વારી ફરી. શાહાનશાહની સવારીની વાત જાણીને તાંહાં તે વેરાન પડત જમીન ઉપર રાજધાનીની સઘળી ઉમદા દુકાનો ને શેઠ સૌકારો આવી ઠરેલા હતા, તે મહીમા જોઇ અકબર બોલ્યો. "બીર્બલ એવો ઓરસ તો મેં કોઇ પીરની દરગાહનો જોયો નથી. જ્યાં તમામ ખુદાની ખલક જમાવ થઇ છે. જેહાનની ઉમદામાં ઉમદાઇ ને તોફા જોયામાં આવે છે. અજબ ઓરસ એ." "જેહાંપનાહ "ઓલીઆ ખરશાહ" મોટા અજમતી ઇન્શાન થઇ ગયા છે તેની તારીફ હીંદુસ્થાનના એક નાંકેથી છેક બીજાં નાકાં લગી એટલી આશકારાછે કે પારણામાં હીંજ ખાતું છેક બચું પણ એ

માહાન ઓલીઆની ઓળખથી અજાણું નથી.” બીર્બલે કહ્યું. શાહાનશાહ બોલ્યો “તાજુબ છે કે મ્હારી એટલી ઉમર ગુજરતાં છતાં મેં એ મોજે-જાતી ઓલીઆ બાબે જાણ્યું નહી!” “ધર્મરાજ, રાજખટપટ” બીર્બલે કહ્યું. તે ઓરસમાંથી શાહાનશાહે ઘણી કીમતી ખરીદી કરી ત્યાંજ દુકાનદારોને ન્યાલ કર્યા. દુકાનદારો પણ તે બરકત ઓલીઆ ખરશાહથી જાણી પોતપોતાની કમાઇના પ્રમાણમાં સોગાત મેલવા લાગા. ઓરસ ઓલીઆ ખરશાહનો ધુમસર ધીકયો છે. બે રોજ ગુજર્યા છે. રાજધાની નવરી નવરી લાગેછે. શાહાનશાહી જનાનો પણ ઓરસ જોવા દર સવારમાં જાયછે. શાહાનશાહ પણ રાજકચેરી સાથ દર સાંજના; તેટલાં બીર્બલ ત્રીજી સાંજના હાંફતો હાંફતો આવી ખુશાલીનો ગરકાવ શાહાનશાહને સલામ બજાવી લડાઇ જીત્યાની વધાઇ કહી ઉભો છે. શાહાનશાહ તાજુબ ને ખુશાલી વચ્ચે છક થઇ બેઠો છે. તેનેથી એક બોલ બોલાતો નથી. જે લડાઇએ તેના લશ્કરના ઘણા નામીચા સરદારો ને સીપાઇઓનો ભોગ લીધો હતો. જે જંગે હમેશની ફીકર તેના જીગરમાં જગાડી હતી તેનો નીકાલો, તે પણ ફતેહથી એટલો જલદી આવ્યો! તેના આનંદમાં અકબ્બર બસ મસ્તાન થઇ ગયો. પા કલાક લગી તો તેણે પોતાની પાદશાહી ફોજના વડાની સહીનો પરવાનોજ વાંચ્યો! જ્યારે તે બોલ્યો ત્યારે ‘અજબ ઓલીઆ ખરશાહની મદદગારી!’ દરબાર, અમીર ઉમરાવ નવાબ ઠાકોર વગેરે તમામ પાદશાહી મરતબાવાળાઓથી ચીકાર છે, તમામની મરહુમ ઓલીઆના પ્રતાપ માટે ખાતરી થઇ રહીછે. ખુશાલીથી દરેક જનના મોહડાના રંગમાં શોરખી આમેજ થઇછે. સઘળી સભા વાહવા વાહવા શાબાસ શાબાસ કહી શાહાનશાહને તે ફતેહની મુબારકબાદી દે છે તેટલાં શાહનશાહને યાદ આવ્યાથી “બીર્બલ કેમ પીર સરસ કે યકીન? હવે તું હાર્યો કે નહીં?” બીર્બલ સર નમાવી કેહવા લાગો “બંદેનવાજ બેશક યકીન સરસ ઠર્યું છે!” અકબર બોલ્યો “હેમક આ પીરના પ્રતાપનો મુસ્તકીમ દાખલો જોતાં પણ તું શું એમ કહી શકસે કે યકીન સરસ?” બીર્બલ બોલ્યો “બેશક બંદેનવાજ યકીન સરસ!” અકબ્બરે પોતાનો મીજાજ ખોહી દઇ “અબઘડી ત્હારાં યકીનની સરસાઇ સાબેત કર નીકર જલાદ તને સફા કરશે તે બેશક ખુબ ખાતરીથી જાણ” બીર્બલ બોલ્યો જેહાંપનાહ પેહેલાં મને કહી શકસો ઓલીઆ ખરશાહ કયા જમાનામાં જન્મયા ને ક્યા જમાનામાં મરણ પામ્યા?” અકબ્બર બોલ્યો, “બીર્બલ દીવાનો થયોછે. સમાલજો એ નાહાસ ભાગ નહીં કરે. જે દરગાહમાં હજાર મુલ્લાં ભણુતર બંદગી ને નીમાજ પઢેછે. જેના ઓરસમાં હૅસી હજાર તો ફકીર દુરવેશો સામેલ થયાછે. જ્યાં દર કલાકે કલાક હજાર સોના અશરફીની માનતા ચઢે છે. જેના ઓરસથી મ્હારી અક્કલ છક થઇ ગઇછે. મ્હારી રાજધાની ત્યાં જઇ વસી હોય

તેમ તેની દરગાહના ઓરસમાં વસ્તી પંથરાઇ છે. તમામ પાદશાહી ને અમીરી જનાના જે દરગાહમાં પોતાની મકશદની માનતા ને મુરાદની શીક્રા-રસ પોંહોંચાડે છે. મુલ્લાં ફજ્જુ જેવા જેહાન આશકારા મ્હારા મુશાફ્ર દરબારીની સાહાદત મોજુદ છે કે "મ્હારો બપાવો શાહાનશાહ બાબર એ ઓલીઆની મદદે દીલ્હીનું તખ્ત પામ્યો." મગર આ કૂફ્રને પીર ઉપર ઇમાન આવતું નથી ને એટલી તાજી શાહાદતો ને પુરાવા જોતાં વળી પોતે પોતાની ચશમે મોટા ઓલીઆ સાહેબની મોજેજા શક્તી જોઇ તાજુબી દેખા-ડીછે તે છતાં ખુદાને ખબર એ બેઅકલીના દીમાગમાં દરદ પેદા થયુંછે કે કેમ, કે એ રવેસ હુજત ને હેંકારનો લબઝ કાઢેછે?" બીર્બલે થંડે પેટે જે શાહાનશાહે કહ્યું તે સાંભળ્યું, પછે દસ્ત જોડી સર લંબાવી અરજ કરવા લાગો "જેહાંપનાહ જે બોલ્યા તે તમામ રાસ્ત છે, મગર એ તમામ પ્રતાપ ઓલીઆ ખરશાહનો તો નહીં પણ યકીનનો છે." મુલ્લાં ફ્જુ શીતાબ પોકાર મારી ઉઠયો "એ જુદદીનની જબાં કોઇ તાણી કાઢો રે" એ બોલતોજ ભર સભામાં દોજાનું બેસી મરહુમ પ્રીર ખરશાહથી માફ્ ચાહવા નીમાજ પઢવા લાગો. તે જોતાં તમામ ભોળાં ને મોટા દીલના મુસલમીન અમીર ઉમરા-વોને ફ્રરજ પડી. તેઓ પણ નીમાજ પઢવા પડતા હતા, તે જોઇ અકબર બખાસ્યો "એ પાદશાહી દરબારછે કાંઇ ઓલીઆની દરગાહ કે પાક મસજી-દનું મકાન નથી કે નીમાજ પઢવા મંડી જાઓછો? બીર્બલ જબાં બંધ કર. જલાદ શીતાબ એ દીન દુશમન હીંદુવાને પકડ" શાહાનશાહનો મીજાજ બરખેલાફ્ થયો કે પછે કોણની મકદુર કે એક હરફ્ બોલે? મગર હીંમતનો પર્વતજ બીર્બલ હોય તેમ હસતે મોહોડે તે બોલ્યો "ઓલીઆ ખરશાહને હું પણ માનતા ચઢાવુંછું કે જીવતો રહીશ તો ત્યાં મોટી મશીદ બંધાવી શાહા-નશાહને તે એનાયત કરીશ." શાહાનશાહ હશી પડયો, સારી દરબાર હસા-હસ કરી રહી. તમામ દરબારીઓના હસતાં હસતાં દમ જવા લાગા. અરધો કલાક લગી તે ખુશાલીમાં બીર્બલની માનતાનો હુરસ્યો થઇ રહ્યો. શાહાનશાહ બોલ્યો "બીર્બલ મેં તે મોટા ઓલીઆ ખરશાહના મુબારક ને મોજેજાઇ નામના પ્રતાપેજ તને જીવતદાન બખશ્યું છે." સાંજનો વખત પણ થયો હતો, તેથી તે ખુશાલી ભરેલી તમામ કચેરી બરખાસ્ત થઇ. શાહનશાહ પોતાની ખાસ સવારી સાથ રાજા બીર્બલને લઇ ઓલીઆની દરગાહમાં આવ્યો. ત્યાં પોતાના તમામ અમીર ઉમરાવ નવાબ વગેરે સઘળા રાજદરબારીઓ સાથ પોતાની મુરાદ બર આવ્યાની નીમાજ પઢયો. મોટી સોગાત ને ખેરાત ત્યાં જમાવ થયલાં મુલ્લાં ને ફ્કીરો ને દરવીશોને નવાજી. ઓલીઆની પાક ઘોર ઉપર મોટી મોતીની ચાદર બીછાવી. દસ ગામની આમદાની તે દરગાહને નામે ચઢાવી, પછે શાહાનશાહ બીર્બલને કેહવા લાગો.

"બીર્બલ ત્હારી માનતા ચઢાવ" "બંદેનવાજ તાબે છું." બીર્બલે એ કેહતાંજ પ્રથમ પેલો જૈફ કસાઇ જે ત્યાં મોટો અખત્યારવાળો મુલ્લાં નેમાયો હતો તેને બોલાવી શાહાનશાહને કદંમ સર મેલવા કહ્યું. તે મુલ્લાં પગે પડેછે તે તાજુ-બીમાં શાહાનશાહ છે તેટલાં બીર્બલ બોલ્યો "જેહાંપનાહ એ આપણાં મુએલાં ખર દાટનારો જૈફ કસાઇ જે જૈરીની નાતવાનીથી પશુ હલાલ કરવાથી બાતલ થયો તે છે! એને મુલ્લાઆન મુલ્લાનો ખેતાબ બક્ષો." પછે ઘોરનો પથરો ઉચકાવી અંદરથી અરકમાં પચાવેલા ગધેડાનું ડોકું કાઢી શાહાનશાહ સામે મેલાવ્યું! "એ આપણા માહાન ઓલીઆ સાહેબ ખરશાહ, જેને આપને તેમ મને અને તમામ ખલકની મુરાદો બખશવાનો મોજેજો કર્યો છે! માટે હું આ જગો મશીદ બંધાવી આપને એનાયત કરવાને કબુલ થાવુંછું. બંદેનવાજ બેઅદબી માફ મગર "પીર નહી પણ યકીન સરસ" સાબેત થયુંછે." શાહાનશાહ, રાજા બીર્બલથી બની ગયાથી પેહેલાં તો ડોલા કાઢી જોવા-લાગ્યો પણ પછે હશી પડયો. તેની સાથની તમામ સ્વારી પોતાનો રકાસ થયામાં ખસ્યાણી પડી. મુલ્લાં ફજ્જુ તો ત્યાંથી ઘોડો મારી ગુમજ થઇ ગયો. શાહાનશાહ બોલ્યો. "બીર્બલ આગળથી મને તો જરા ચેતાવવો હતો કે તું ખરના સરનો ઓરસ ભરવાનો ઢોંગ કરવાનો છે?" યકીન સાબેત થયાની મશીદ બંધાઇ. કેમકે ઓલીઆ ખરશાહને લગભગ ચાર પાંચ લાખ અશરફીની માનતા ચઢી ખજાનાનો ત્યાં ઢગ ઉઠયો હતો. પેલા કસાઇને મુલ્લાંનો ખેતાબ ને ગામની જાગીર એનાયત થઇ મગર રાજ, ધાનીમાં રેહવાની બંધી થઇ. એ રવેસ રાજા બીર્બલે સાબેત કર્યું:—

**"પીર નહી પણ યકીન સરસ."**

---

## ગજલ.

માશુકના મુકામની રાહ ભુલ્યો હું એવી તો ઓ યાર,
ના તે પામ્યો ફરી એક વાર, ના હું મલ્યો એક નેજાર.
હસ્તી તે નીસતી થઇ ગયી, ખરેખરો તે થયોજ ખાબ,
મુદત બા મુદત મુરત તે મોહ્યો આજ તે સખી ખ્યાલ ગંજદાર.
હજારો સખી સેતારા વચ્ચે તે માશુક હતી ચમકતી ચાન,
ભોળવાઇ જતો દરમીઆંન તે ગયો તે કાંહાં ખેલ પાયદાર.
પલ પણુ નૈ હતી ફરસુદ એવો હતો મસ્ત મોહોલ મોહેની,
અરે તે કાંહાં અરે હું કાંહાં અરે કાંહાં તે દેખાવ ઝમકાર.
હતો ખુશાલ ને હતો બગળ ચમન ફરી ગુલલાલા તોડી,
દિવાનો બીરાનો થઇ આજ હું બદલ તે નુર કેમ હારમાર?
શું તકદીર ને શું તદબીર, કેવી ચઢતી ને કેવી પડતી,
ગોહર અંગુઠી જતી રહીને સંગની દીપે આંગળીએ બહાર.
મોતી આપી મોતી લીધું અસલબી ગયું નકલબી ગયું,
થયો નાદાર બીન તે યાર જીંદગી સારી વળી થઇ ખુવાર.
જલેહમાં જલેહ અંધકારમાં અંધકાર જીંદગી મુજ નમુનો;
બતાવે **રૂસ્તમ** નરબેજાર રડતો ટવળતો તેને અખતેઆર.

---

# શાહાનશાહ અકબર ને રાજા બીર્બલ વચ્ચે કોશીસ સરસ કે કીશમત, તેની જીકર.

---

શાહાનશાહ અકબરની એ ચાલ હતી કે હમેશાં ફકીરનો પોશાક કરી રાત્રે નગરની ગલીએ ગલી ને નાકે નાકે રાજા બીર્બલને સાથ લઇ ફરતો હતો. તે દરમ્યાન જે કાંઇ નવી નવાઇ કે દુ:ખ દર્દ જોવામાં આવતું તે નીવારણ કરવામાં ખંતી રહેતો હતો. કોઇ કંગાલ ને ભીખારી મળતો તો તેનો ભેદ જાણી લઇ બીજે દીવસે તેની ઘટતી દાદને પોંહોંચતો, તેમ લફંગા ને લુટારા, રૈયતના જાનમાલનો ખરાબો કરનારા જણાતા તેઓને ઘટતું શાસન કરી દેશપાર કે બંદીખાને પુરી દેતો હતો. એક રાત્રે શાહાનશાહ અકબર રાજા બીર્બલને લઇ નગરની ચર્ચા જોતો જોતો સાઉકારવાડમાં આવી લાગોછે. બાર ઉપર કલાકનો અમલ થયોછે. સર્વે રસ્તો રહુનકાર છે. રાત્રપણ કાળી છે. કોઇની આવજાવ કે કોઇ જાગૃત પણ નથી. ત્યાં એક મોટી હવેલીમાં ભાંયતળીયે એક દીપક ઝક ઝક થાયછે. તે પાસ એક નવજોબના સુંદરી ઉભીછે. તે આંખ્યોથી આસું પાડતી ને મુખથી રૂદન ગાતી જણાયછે. તે જોતાં બીર્બલને કહ્યું "બીર્બલ એ ઓરતને શું આફત હશે?" બીર્બલ બોલ્યો "બંદેનવાજ, ચાલ્યું જાયછે. એવી કાંઇએક હશે! દીલ્હી જેવા મોટા પાદશાહી શહેરમાં એવી તો કંઇ હજારો અફસોસ પઢતી હશે." શાહાનશાહ બોલ્યો "બીર્બલ, આપણે તેનો ભેદ જાણવો જોઇયે. ચાલ આપણે તે પાસ જઇ ભીક્ષા માગીએ. જો તે અનાથ હશે તો આપણ સાથ વાત કરશે ને આપણે તેના દીલના ભેદથી વાકેફ થઇ તેને કાંઇ મદદ આપી તેના આસું બંધ કરીશું તો મ્હારા ઇન્શાફની મહત્વત્તા તો ગવાશે." પછે તે વીલાપ કરતી ઓરત પાસ બીર્બલે ભીક્ષા માંગી, તે તેને આપવા આવી. ત્યાં શાહાનશાહ, બીર્બલ પાછળ ઉભો હતો તેણે તે સુંદરીને પુછ્યું "તું રડેછે કેમ?" સુંદરી બોલી "મ્હારો સ્વામી બાર વર્ષ થયાં વાહાણ લઇ વણજવેપાર કરવા ગયોછે, તેના આજ સુધી કસા સમાચાર મને મલ્યા નથી, જેથી તેની ખોળની હું તૈયારી કરૂંછું, પણ વળી મ્હરા મનમાં વીચારૂંછું, કે અગર હું આંથી બાહેર પડી ને મ્હારો સ્વામી આવી લાગો તો કેમ? જેમ

તે બાર વર્ષ લગી વણજવેપારે મ્હારી ખબર ભુલ્યો છે તેમ હું તેને દેશેદેશ ખોળતી બાર વર્ષ લગી ગુંટાઇ ગઇ તો પછે મ્હારો ને તેનો મેળો કેમ બને? જેમ હું તેની રાહ જોઇ અધીરી પડી તેની ખોળમાં નીકળુંછું તેમ તે મ્હારી રાહ જોઇ નીરાસ થઇ મ્હારી નીતી ઉપર શકમંદ થાય તો પછે સ્વદેશ તરક કરી બીજે દેશ જઇ કોઇ બીજી નારી સાથ શાદી કરે તો? એવા અનેક વી-ચારોથી મન ઉસકેરાયુંછે તેથી મ્હારી આંખ્યોથી આસું વહેછે ને જીભથી વીયોગ ગવાયછે." શાહાનશાહ બોલ્યો "બેટા તું લ્યાં ત્હારા કીશમત ઉપર સ-બર અખત્યાર કરી રહેશે તો તે સેજ દીવસમાં આવી મળશે." સુંદરી બોલી "મૌલા સાહેબ, એ પ્રમાણેના વીચારથી સબર કરી આજ બાર વર્ષ લગી હું કીશમત ઉપર બેઠી મગર તેની મદદગારીથી બેનસીબ છું, માટે હવે કો-શીસ કરવી સજાવાર થઇ પડીછે. જે કીશમતે બાર બાર વર્ષ લગી મને એક પળ પણ ઉમેદ નવાજી નથી તે ઉપરથી મ્હારો સઘળો ભરૂસો ઉઠી ગયોછે. હું તો કીશમતને કોઇ ઠગઇ સ્વરૂપ માનવી ભક્ષક ભય સમજુછું. કીશમત કુછ બીસાત નથી, કોશીસ સર્વ સૃષ્ટી સાધન છે, માટે હવે કીશમ-તનો પલ્લો તરક કરીને કોશીસને શરણુ જાઊંછું." શાહાનશાહ તે સુંદરીની જુબાની સાંભળી તાજુબ થયો તોય બોલ્યો "બેટા, કોઇપણુ કામમાં કીશ-મતની મદદ વના તે પાર પડતું નથી. કોશીસ માત્ર તેની ગુલામગીરી કર-નારૂં હડપ્યું છે. તું કીશમત ઉપર ત્હારો સઘળો એતબાર રાખ, તું પાર પડશે" સુંદરી બોલી "મૌલા સાહેબ, તે હશે પણુ હવે વધારે જુદઇ સહન કરવાની મ્હારામાં તાકત રહી નથી. વળી મેં મ્હારા વ્હાલા સ્વામીને ખોળી કાઢવા માટે મ્હારા માબાપ, સગાં વહાલાં વગેરે સર્વેની રજા મેળવીછે. તૈયારી પણ સઘળી નક્કી થઇછે. આજ પાછલી રાત્રે હું મ્હારાં વીશ્વાસુ ને યોગ્ય સખી, સાથ ને નોકરો લઇ લ્યાંથી કુચ કરી જઇશ; માટે દીલગીર છું કે આપના દીલાસાને હું મંજુર રાખી તાબે થઇ શક્તી નથી." હઇંથી આગળ ચાલ્યો શાહાનશાહ પોતાના ચતુર વજીર બીર્બલ સાથ, તો વળી તેના જો-વામાં એક રોનકદાર મકાનને પહેલે માળે સુંદર સ્ત્રી આવી, જે બારીએ રડતી ઉભી ઉભી આ દુહો બોલેછેઃ—

"હોનેહાર હીર્દે બસે, બિસર જાય સબ સૂદ્ધ,
જૈસિ હોનિ હોનાર હે, વૈસી ઉપજત બૂદ્ધ."

"બીર્બલ, આ વળી બીજી કોઇ કરમની ફુટેલી ફુટડીનો ફેસ્તો! ચાલ જલદી ભીક્ષા માંગ" શાહાનશાહ બોલ્યો, તેને રાજા બીર્બલે તાબે થઇ, સુંદરી સામે જઇ ભીક્ષા માંગી. તે તેને આપવા બારીએથી વાંકી વળી, તો બીર્બલ પાછળ ઉભેલા શાહાનશાહે તે સ્ત્રીને સવાલ પુછ્યો "બેટા, તું રડેછે કેમ?" સ્ત્રી બોલી "સાંઇ સાહેબ, મ્હારા સ્વામી ને મ્હારી વચ્ચે સેજ વાતચીતમાં

હસ્યાનું ખસ્યું થઇ ગયુછે. તે મને મેલી આજ બાર વર્ષ થયાં જતો રહ્યોછે. ક્યાં ગયો છે તેની કસી પણ ખબર નથી, તેમ તેની ને મ્હારી પંચાત, ના મેં મ્હારા માબાપ કે ના, તેનાં માબાપને પડવા દીધીછે. તેની ગેરહાજરી મેં માત્ર વેપાર અર્થે પ્રદેશ ગયાની વાત ફેલાવી યોગ્ય સત્કારે શોભાવીછે. હવે જાદા તેની જુદાઇ જેમ મને તેમ મ્હારાં ને તેનાં વૃદ્ધ માબાપને બહુ દુખી કરેછે. તેના વિયોગની લાહ્ય હું જાદા સહન કરૂં એવી મ્હારામાં હવે શક્તી રહી નથી. નથી મને તે વના કસું પસંદ પડતું તેમ મ્હારા મનનો ભેદ અગર કોઇ બેખબરા વખતે મ્હારા મુખથી જાહેર થાયછે તો મ્હારી ફજેતીની હદ રેહતી નથી ત્યારે નાહક બીન ગુનાહ ફોકટમાં જીવ ઉપર કરી મરવું પડેજ. આ ખ્યાલમાં હું હાલ મધ્ય રાત્રે આકાસ તરફ જોઇ તે સાહેબ પાસે સહાયતા માંગુછું. અહો પ્રાણુરક્ષક મ્હારી અબળાની લાજ રાખ." આ ઘણોજ મનભેદક શોક સાંભળી શાહાનશાહ બોલ્યો "બેટા, કીશમત ઉપર ઇતબાર રાખ, તમામ ફીકર દુર થશે." સ્ત્રી બોલી "સાંઇ સાહેબ, એક સેજ વાતના જોરસાએ બાર વર્ષ મેંમ્હારા કીશમતને તાબે રહી ધીરજ સાચવી, હવે મ્હારામાં તે બળ રહ્યું નથી કે જાદા તે માહે નીભું. ઇશ્વરને ખબર, કીસ્મત ક્યાંથી આવી માનવીના મુખમાં વસ્યું કે એના કાવત્રાંથી હજારો ઉમેદભર માનવીની માયા તુટેછે ને લાજ લુટાયછે. બાર વર્ષ લગીમાં કીશમતે જો મને પલ આશાયશ નવાજી નથી તો પછે એ શબ્દ કેવળ ઠગઇ સ્વરૂપ માનવી પીંડ પીસનારો પલીત હોય એવો મને લો તેનું નામ સાંભળતાંજ ત્રાસ પડે છે." શાહનશાહ બોલ્યો "બેટા ત્યારે તું એનો ઇલાજ કેમ કરશે?" "સાંઇ સાહેબ, એનો ઇલાજ હું ધારૂંછું કે કોશીસ કરીશ તો ક્યાંથી પણ મ્હારા વ્હાલા સ્વામીને ધુંડી કાઢીશ ને મનાવી ઘેર લાવીશ. એ ખ્યાલમાંછું. ઇશ્વર કરશે તો કોશીસથી મ્હારૂં અબળાનું કાંઇ આબ સચવાય ને તુટેલું દીલ ફરી સંધાય ખરૂં." આ ભાષણ સાંભળી શાહાનશાહ, રાજા બીર્બલને લઇ આગળ ચાલ્યો તો એક ઉમદા પાદશાહી મહેલ મીસાલના મકાન પાસથી જતાં ત્યાં ગડબડ સંભળાઇ. શાહાનશાહે બીર્બલને કહ્યું, "જો ત્યાં આ શી શોકની ગડબડ છે?" બીર્બલે પોતાના શાહાનશાહના કહ્યા પ્રમાણે ચાલી ત્યાં પાદશાહી હવેલીનો દરવાજો ઠોકયો, તો માંહેથી પુછવામાં આવ્યું, "કોણ છે કે એવડી રાત્રે તું એક અનાથ અબળાને દરવાજે આવ્યો છે?" બીર્બલે કહ્યું, "ભીશકીન ફકીર છૈયે ને ત્યાં ભીક્ષા માગવા આવ્યા છૈયે. આ મોહોલામાં જ્યાં જોઇયે છૈયે ત્યાં તમામ મકાન બંધ ને તેના વસનારા ભર ઊંઘમાં પડ્યા છે. ત્યાં માત્ર સેજ ગડબડ સંભળાયાથીજ, કોઇ જાગેછે એ ધારી ભીખ માંગવા આવ્યા છૈયે ને શેહેરથી બેખબરા છૈયે." માંહેથી જવાબ નીકળ્યો "ફકીરોને ભીક્ષા આપનારો મ્હારો સ્વામી ગેરહાજર છે અને હું પડદેનશીન ઓરતજાત

છું માટે મ્હારાથી આ કાળી રાત્રે દાન કયમ અપાય? હું વળી એવી હાલતમાં નથી કે ઉઠી શકું!" શાહાનશાહે કહ્યું "બેટા, ખેરખેરાત કરવામાં તો નથી પડદો આડે આવતો કે નથી કાળી રાત્ર નડતી, ઓરતને તો બેહદ દયા રહે છે તે તો ગરીબની પાળનાર ને કદરની ખાનાર હોય છે." માંહેથી અવાજ આવ્યો "આજ બે વર્ષ થયાં આ મહેલનો દરવાજો ઊઘડયો નથી કે નથી કોઇને એક પૈનું દાન થયું. જે દીવસથી મ્હારા સ્વામી, મ્હારા લગ્નની રાત્રના શાહાનશાહના હોકમથી લડાઇમાં લશકર લઇ સધાવ્યાછે તે દીવસથી નથી મેં સુર્યને જોયો કે નથી મેં કોઇ મરદ મૂખ નીહાળ્યું. વળી હું વિયોગથી એટલી અબળ ને અશક્ત થઇછું કે શું કહું?" શાહાનશાહ તાજુબ થયો. તે બોલ્યો "બેટા, તું અશક્ત છે મગર બીજું કોઇ મહેલમાં છે તે પાસ કાંઇ ખેરાત ફેંકાવ." માંહેથી જવાબ આવ્યો "ફકીર, તે સર્વે મ્હારી ચાકરી કરતાં કરતાં થાકી લોટપોટ થઇ ઊંઘાયાં છે." શાહાનશાહ બોલ્યો, "આ રવેસ, જે મેહેલથી ખેરખેરાત બંધ તેનું કીશમત કેમ રોશન રહે?" માંહેથી જવાબ નીકલ્યો "ફકીર, કીશમતને આગ લગાડ. જો મેં કીશમત ઉપર આધાર નહી રાખ્યો હતે ને મેં તરત કોશીસ કરી શાહાનશાહ જનાબ લગ્ન પોશાક ને આભુષણોમાં ચીકાર જઇ દાદ ચાહી હતે ને દયા માગી હતે તો હું મ્હારા સ્વામીથી આ રવેસ ભર ઉમેદ જુદી પડી જીંદગીથી હાથ ધોત નહીં. અરે મને મ્હારા લગ્ન ઓત્સવ સ્વરૂપમાં શાહાનશાહ જોતે તો મ્હારી ઉમેદ ઉપર ખેદ સ્વારી લેતે નહી, પણ કીશમતને શરણુ રહી, સ્વામીને આલીંગન કરી રજા દઇ, 'આજ આવેછ, કાલ આવેછ', એ ઉમેદે આંધળી થઇછું, બબ્બે વર્ષ થયાં તે મ્હારો વ્હાલો સ્વામી રૂધીરની હોળી ખેલેછે. હું હઇ વીલાપનો ગુલાલ લઉછું. પહેલા છ માસ તો મને ઉલટ રહી પણ પછીથી ના તેનો પત્ર કે સંધેસો આવતો થયોછે. કીશમતને આગ લગાડ. કીશમતના શબ્દ ઉપર સૃષ્ટીમાં છેકો પડે તો રોજબરોજ તેને ભરૂસે સેંકડો મન શીકાર થાય છે તે ના થાય ને કાંઇ નોખો ટાળો મળી જીવની વાખવાખ અંકાય." શાહાનશાહ કીશમત ઉપર ખાસડાંનો માર પડતો જોઇ આગલા ઓલમાઓએ કીશમતની ગાયલી બલિહારી માટે શકમાં પડયો. તે બોલ્યો "બેટા, તું એ પ્રમાણે અધીરી ના પડ પણ કીશમત ઉપર સબર અખત્યાર કર, ફકીરોને ખેરાત કર, પવિત્ર મકાનોની મુલાકાત લે ને ગરીબોની દુવા ચાખ કે ત્હારો સંસાર તાજો થશે ને તું મન પુરતી ઉમેદ પામી રાજી થશે." માંહેથી જવાબ નીકળ્યો, "ફકીર તું કોઇ કમઅકલ યા તો ભોળો જણાય છે. તને આ દુનીઆનો કસો અનુભવ દીસ્તો નથી, નહીંતો જે સ્રીને લગ્ન અવસરથી કીશમતે કાયર કરી હાર મારીછે અને સદનતર સંસાર ડુબોછે. તેને હવે કીશમત તે કેવું ને સંસાર તે કયો હોય?

ઉધો ભીત્તર દવ જલે, ખરખર પડે અંગાર,
જીસકી હેલી હર ગયી, ઉસકા ક્યા સંસાર ?"

ત્યાંથી શાહાનશાહ આગળ ચાલ્યો, તો અમીરપુરામાં રાજા બીર્બલ સાથ દાખલ થયો. ત્યાં પહેલેજ નાકે અમીર મુઝફ્ફરનો મહેલ હજારો ચેરાગ રોશન થઇ ગોયા ફરદુશખાનું ઝળકતું હતું. સારંગીનો સુસ્વર, સુરસાગરના સપ્તસુર ઉલટ પુલટ કરતા માંહે, તબલાની થાપ ને ગાનારની તાલ સાથ, આસમાન લગી રંગ ઉડાવેછે. ત્યાં આ રોશની ને ખુશાલીની મહેમાનીની મીજલસમાં પાદશાહાતના ઊંચા દરજ્જાવાળા બીરાજ્યાછે. ઉસ્તાદો બીજુ-બાવરો ને તાનસેન પણ ત્યાં છે. કવીગંગ ને રાજા ટોડરમલ જેવા માહન પુરૂષો તે મેલાવડામાં ખુબ દબદબાએ બીરાજમાન છે. મુલ્લાં ફૈઝુ ને કવી ફૈઝી જેવા જમાનાના મશહુર ઓલમાઓ રાગણીની આશકીમાં વાહવાહ પોકારે છે. આ ઢંગ ને નવરંગ જોઇ શાહાનશાહે બીર્બલને પુછયું " આ શી ખુશાલી ખુર્રમી છે ?" રાજા બીર્બલ બોલ્યો "જેહાંપનાહ, આજ આપના દુધમલ ભાઇ જૈનખાનની શાદીનું સાટું નક્કી થયાનો દીવસ છે. તે અમીર મુઝફ્ફર પોતાની બેટીનો આ સુભ દીવસ મોટી લગ્નસરા મીસાલે ગુજારે છે. ત્યાં પાદશાહાતના તમામ અવલ દરજ્જેના સરદારો વગેરે હાજર થયા છે." તેટલાંત્યાં તાનસેને અમીર મુઝફ્ફરની ફરમાયશ થયાથી કેદારો રાગ લંબાવ્યો:–

તેરેરી બદન કમળપર શાંમ સુંદર પીય રીઝ રહે એક ઠોર. ॥ ટેક ॥
બીન દેખે નેન, જીયાકુ ન પરે ચેન, બોલત ઓર કે ઓર. ॥ ૧ ॥
ઘરી ઘરી પલછન કર ન પરત હે ઓર ન સુઝત કોઉ ઠોર. ॥ ૨ ॥
તાનસેનકે પીયાસો ઉઠ હીલમીલ કરો નેહારત દોર. ॥ ૩ ॥

આ ધ્રૂપદનો અલાપ ઘુમતો ઘુમતો એટલો તેના ઉઠાવમાં વધી ગયો કે ત્યાંના તમામ બીરાજકોના દીલ ઉસ્તાદ તાનસેનના ગળામાં જપટ થયાં. સઘળા એક વખ્ત વાહવાહ પુકાર્યાથી અમીરપુરામાં રાગ રાગણીની જવાળા પ્રગટી હોય તેવું ઉજ્યાલું પ્રકાશ્યું. ઉસ્તાદ બીજુબાવરો પણ તાન-સેન ઉપર એટલો ખુશ થયો કે તેણે પણ તે વાહવાહના વરસાદના મસ ઝાપટામાં એક વાંદળું વરસાવ્યું. આ રવેસ અમીર મુઝફ્ફરનો મહેલ ગોયા માહતાબનો ટુકડો હોય તેમ રોશની ને રાગણીમાં અવલ આબ ઝળકી રહ્યોછે. ત્યાં થયલી રોશની એટલી બીશ્યાર છે કે તમામ અમીરપુરો હવે-લીએ હવેલી ને આગણે આગણે દીવસ મીસાલે પ્રકાશમાન છે, તેથી તે મહે-લથી સેજ દુર એક નાઝની ઓરત તમામ જર ઝવેરમાં ગરક આંગણે ઉભી રહેછે, ને વખતે વખતે ડોકયું તાણી રસ્તામાં જોયછે. તે જોતાંજ શાહાનશાહે બીર્બલને કહ્યું " પેલી ઓરત પાસ ચાલ, ભીખ માંગ." ત્યાં બીર્બલે જઇ

ભીક્ષા માગી, તો તે ખુબસુરતીની શીકલે જવાબ આપ્યો, "મારાં કરમ ફુટાં તો ખાવીંદ જગો ભીખારી દરવાજામાં આવી ઉભોછે." તે સાંભળી શાહાનશાહ પાછળ આવતો હંતો તેણે કહ્યું, "બેટા, ફકીરને નારાજ કરવો નહીં." તે સોળેશૃંગારની ખુબસુરતાએ નમી જવાબ વાલ્યો "દરવેશ સાહેબ, હું જીગરની જખમી છું, મ્હારા બાપના મહેલમાં જાઓ, તમને તમામ રીતે ભરપુર કરશે. આપણા શાહાનશાહનો ધારો નથી કે વગર શાદીની જવાન ઓરતે કોઇ તીરાયત સાથ ગુફ્તેગુ કરવી." શાહાનશાહ બોલ્યો "બેટા તે ધારો રાસ્ત છે, મગર ફકીરો, જેઓ આ જહાનમાં ગોયા નેકબખતીની શીકલ ને તે જેહાન મલક, તેવા ખુદાના પ્યારા લાલો સાથ ગુફ્તેગુ કરવાને કસી હરકત નથી." તે લખ્ખોની કીંમતના ધરેણા ને પોશાકમાં ગરક ગયલી ગોરીએ જવાબ આપ્યો "દરવેશ સાહેબ, મને કોઇ પણ જાતની ગુફ્તેગુ કરવાની તાકાત નથી ને હું કીશમતની પાયામાલ છું. જોઇએ, મ્હારા બાપ પાસ જાઓ, જોઇયે ના જાઓ પણ હું જ્યાં લગી કીશમતની આબાદ થાઊં નહીં ત્યાં લગી હું ફીરેસ્તાને પણ દમડીની ખેરાત કરનાર નહીં." શાહાનશાહે પુછયું "બેટા ત્હારો શો હેવાલછે? ખુદાના લાલને સંભળાવ કે તે ત્હારા હકમાં અલ્લાની હજુર દુવાનો દસ્ત લંબાવે." માહતાબને ટક્કર મારનારી ખુબસુરતાએ કહ્યું' 'દરવેશ સાહેબ, હું મોટા અમીર મુઝફ્ફરશાહનું એક પુરૂં ફરજંદ છુ. મ્હારી શાદીનું આજ નામ પડયુંછે તે શાહાનશાહના દુધમલભાઇ જૈનખાન સાથ; જે મને બીલકુલ પસંદ નથી. એ વાત ચરવાઇ ત્યારની હું એ આદમી ઉપર નારાજ છું, પણ કીશમત ઉપર આધાર રાખી રહી તો આજ જે મને ગમે એટલી મહેરબાની કે દીલાવરી કે ગંઝ ખજાનાથી બીલકુલ પસંદ આવનાર નથી, તે સાથ હમેશાની પાયામલ થઇછું. મેં આજથી મ્હારા તમામ દબદબા ને જાવોજલાલી સાથ ફકીરી અવતાર લીધોછે. વખતે હું મ્હારી શાદીને દીવસે ઘોરમાં જાઊં એવી કાંઇ તદબીર કરવાની યુક્તીમાંછું. જે શખ્સ વરસના ત્રણસે સાઠ દીવસ પાદશાહી દરબારનો ગુલામ, તે સાથ મ્હારા જેવી બીચારી જવાન ને ભોળી ઓરતનો શો આશરો?" શાહાનશાહ બોલ્યા "બેટા સબર પકડ ને કીશમત જે કરે તે જોયા કર" ખુબસુરત બોલી "દરવેશ સાહેબ, કીશમતે જે કામ બજાવ્યું, તે મેં જોયું. હવે વધુ જોવાનું રહ્યું નથી. કીશમતે જેટલું મ્હારૂં નખોદ વળાયું તેટલું વાળ્યું છે, મગર મેં કીશમતનો ભરૂસો ના પકડી જો કોશીસનો આશરો લીધો હતેને કોઇ તદબીર કરી શાહાનશાહ અકબર, જે આ જમાંનાનો અદલ નોશીરવાન છે, તે પાસ મ્હારા જીગરની ઉમેદ રજુ કરી હતે ને ત્યાં મ્હારી આસુંએ ગળતીઆંખો ને આજેજીએ ધ્રુજતા હાથોએ અરજ ગુજારી હતે તો આજ જે મ્હારી આ અમુલ્ય જીંદગાનીની ખરાબી થઇ ગઇ છે, તે ના

થતાં ઓર મ્હારા જુનાં ખાનદાનનો મહેલ, મોહબ્બત ને મજોથી દીલ્હીની શાહાનશાહાતનો દબદબો નોંધાતે."

ચંદ બીન કૈસી ચાંદની? મોતી બીન કૈસો હાર?
કાજલ બીન કૈસી કામ'ની? પી બીન કૈસો શૃંગાર?

શાહાનશાહ આ ખુબસુરત અમીરજાદીને સાંભળી આગળ ચાલ્યો પણ તેટલાં લગભગ પ્રભાત સમય પ્રગટવાનો આકાસ ઉપર ઊત્સવ ઝળકયો તેથી પોતાને મહેલ આવ્યો. બીર્બલ પણ પોતાને મકાન ગયો. શાહાનશાહે ઘણી કોશીસ કરી કે બે ઘડી નીંદ કાઢી તાજો થાય મગર ખ્યાલ ભરપુર મને તેની આ કોશીસ રદ કરી. અંતે શાહાનશાહે બેકરાર દીલે રાજ્ય કચેરીમાં હાજર થઇ સઘળા જરૂર કામના ફેસલા કસ્યા પછે એકલો રાજા બીર્બલ પોતાની પાસ હાજરછે તે સાથ રાત્રીની ચર્ચાની વાત ઉપરથી વાત ચલાવતાં આ સવાલ નાખ્યો "બીર્બલ, કીશમત સરસ કે કોશીસ?" "બંદેનવાજ બેશક કીશમત સરસ, કોશીસ તો કીશમતના એકુ પુછડાંનો એક બાલ પણ નથી." એટલાંમાં ત્યાં સલામ અલેકુમ બજાવવા મોટો ખાનખાનાન આવ્યો; તે પાસ શાહાનશાહે જીકર કાઢી તેને એ બીર્બલનો જવાબ કહ્યો, તો ખાનખાનાન બોલવા લાગ્યો. "આલમપરવર, બીર્બલે તે સાબેત કરવું જોઇયે." તેટલાં ત્યાં લબાડ ફઝુખાં આવી કુનસ બજાવી દરજ્જા પ્રમાણે દોજાનું બેઠો. તે પાસ શાહાનશાહે એ વાત ભેદમાં છેડી ને બીર્બલનો જવાબ કહી પુછયું "ફઝુ, ત્હારો શો વીચાર?" લબાડ ફઝુખાં બીર્બલનો જવાબ સાંભળતાંજ તે ઉપર લાલપીળો થઇ ગયો "અરે આ બંમન થઇ જેહાનને ઠગવાનોજ પેસો કરે છે કે કેમ? અરે કીશમત કરામત ધરાવતું હતે તો હું આજ વીશ વર્ષ થયાં જેહાનને એક નાકેથી તે બીજા નાંકા લગી ફરી વળવાને નાહકની જેહમત ખેંચતે? શ્રી લંકાને તેના દેવ દૈત્યોની ગુફામાં દીવસોના દીવસો પુરાના લેખ ઉકલાવામાં મ્હારો વખ્ત ગુમાવતે? જેહાંપનાહ, બીર્બલ જેવો કમઅકલ સારી શાહાનશાહતમાં કોઇ નથી કે તે અલ્લાના હદીઆનો ઇન્કાર કરવામાં અઝાઝીલની આંટનો ખપેછે" તેટલાં ત્યાં રાજા ટોડરમલ આવ્યો, તે પાસ શાહાનશાહે સર્વે જીકર ભેદમાં જણાવી દઇ રાજા બીર્બલનો મત જાહેર કરી તે બાબે તેને પુછયું, તો રાજા ટોડરમલ બોલ્યો "રાજા બીર્બલે જે મત જાહેર કર્યું છે તેનો તે પાસ કાંઇ સાબુત પુરાવાનો પાયો હશે. જેહાન પણ કીશમતનો હવાલો જ્યાં ત્યાં આપીને ફાની જીંદગીની ઉપજ નીપજ ઉપર આનંદ ને ધીરજથી જોઇ રહે છે" તેટલાં ત્યાં ઉસ્તાદ તાનસેન "બંદેનવાજ' કેહેતાં સર નમાવી કચેરીમાં દાખલ થયો. તે પાસ શાહાનશાહે જીકર ઉઠાવી તેનો વીચાર પુછયો તો તે મોટા ઉસ્તાદે આ પદ ગાયું:—

અરે મન કાયકું સોચ કરે,
સોચ કરે કછુ બન નહીં આવે; ધીરજ ક્યું ન ધરે ? ॥ ટેક.॥
તુલસી રેખા કર્મકી, મિટા ના સકે રામ,
મિટાવે તો બિલમ નહીં, સમજ કિયો હે કામ;
જો કછુ લેખા લેખ વીધાતા, ટારી ના રેખ ટરે.
અરે મન કાયકું સોચ કરે. ॥ ૧ ॥

"બંદેનવાજ, કીશમત સરસ કે કોશીસ, એ જીકર બેસુમાર બારીક છે. મગર રાજા બીર્બલ બોલ્યા છે, તે તેની મોટી અજમાયશ ઉપરથીજ કહેવાને શક્તીવાન થયા હશે. હું તો રાત્ર દીવસ કોશીસ કરૂંછું. ને સંગીત ઉપર શક્તી ખેંચુછું તો આજની આ ઉતમતાને પામ્યોછુ" તેટલાં ઉસ્તાદ બીજુબાવરો, ઉસ્તાદ તાનતરંગ સાથ દબદબાથી શાહાનશાહને સલામ અલેકુમ બજાવી જનાબ આવી બેઠો; તે બન્ને સંગીત શાસ્ત્રીઓને શાહાનશાહે રાજા બીર્બલને પોતાની જીકર કહી સંભળાવી તેઓનું મત જાણવા ચાહ્યું. ઉસ્તાદ બીજુબાવરો તે સાંભળી ઉસ્તાદ તાનતરંગનું મોહ જોવા લાગો. ઉસ્તાદ તાનતરંગે આ પદનો છપ્પો ગાયો, તેમાં ઉસ્તાદ બીજુબાવરો ઠીક અલ્લાપનો રંગ પુરવા લાગોઃ—

## પ્રીયા પત્ર છપ્પો.

"સુના ન મીલા, ન પીયુ મીલે, સ્હુના કર ગયે દેશ ;
સુના લેને પીયુ ગયે જ્હાં રૂપા હો ગયે કેશ ;
રૂપા હો ગયે કેશ, રોય રોય રંગ રૂપ ગુમાયો ;
બાલ્લમ ગયે પ્રદેશ, દેશસેં લીખો ના આયો ;
તલપ જીયરા જવાલા માહે, લુન બીન ભયે અલુના ;
જલ જાવો વ્હાં વસતી જ્યાં નીપજત હે સુના"

## પીયા પત્ર છપ્પો.

"કામની કંથ ચલ્યો પરદેશ, ફીર્યો કરનાટક લાહોર આયો ;
શહેલ કીઇ કછુ દખણકી, ઉત્તર ઘાટ ઉજ્જૈન સીધાયો ;
કાસી મથુરા ફીર્યો મુલતાંન, લાભ લે કછુ બંદર આયો ;
તલપજીયરા મીલઆમે, ભાયગ બીન નર કોડી ના પાયો"

"ધર્માવતાર, એમ છે તો ખરૂં, પણ પ્રાલબ્ધ કેવળ દીલાસાનો શબ્દ ને હરામખોરીનો ગોટાળો છે. ઉસ્તાદ બીજુબાવરાએ ફરી આ ઓલમાના વચનનું તાન લંબાવ્યું :—

"જીતે તો હમે ગિરદેશી અફલાકને ખાયા,
બાદ બચે એ દીલકુ ફીર ખાકને ખાયા."

તેટલાં ત્યાં કવી ફેઝી પાદશાહી અદબો અદાથી શાહાનશાહના કદમ પાસ આવી ઠર્યો. કવીને જોતાં પણ શાહાનશાહે કીશમત ને કોશીસની જીકરનો મુકદ્દમો કહી તેનું મત પુછ્યું, તો તે મોટો કવી આ રોબાઇ બોલ્યોઃ—

"શબ જો કાકુલકે તારમે ગુજરે, સુબોહ રૂખશાર યારમે ગુજરે;
ઉમર દો રોજ હે મીયાં અપની, ઇસીહી લયલો નહારમે ગુજરે."

"બંદેનવાજ જીકર આસાન નથી. મુશકેલછે, મગર જે સાથ જીકર ઉઠીછે તે જે કહેશે તે પોતાની ઉમદા અજમાયશને આધારે કહેશે. આગલા દાનાવોને કોશીસ ઉપર મોટો ધીક્કાર હતો, તેમ હાલના જમાનાના નવા જવાનીઆઓને કીશમત ઉપર ધીક્કાર ઉપજ્યો છે. તેઓ કોશીસને કાયમ સાધન ને શક્તી જાણેછે." તેટલાં ત્યાં વીદ્વાનોના મનરંજન કરનારો કવી ગંગ આવ્યો. તેણે શાહાનશાહને સર નમાવી સલામ કરી આશીરવાદના શ્લોકોથી વધાવી લીધો. શાહાનશાહે તેને પણ પોતાની ને બીર્બલની કીશમત ને કોશીસની લડાઇ કહી સંભળાવી મત માંગ્યું. કવી ગંગ કાંઇ કાચા નહી કે સીધા ઉતરે. વળી તે બુઢાને હમણા હમણા ઠીક અકલ આવતી ગઇ હતી કે સેજ વાતમાં કેવી ઘાત સર હોરાય છેતેથી તેતો ભલતોજ દુહો ગગડાવા મંડી ગયોઃ—

"બપઇકે મન ધીર હે, દેખ દયાલકો કામ,
અજગર ડસ્યો પારધી, ઉડ ગયો ચતુરસુજાન"

શાહાનશાહ બોલ્યો "ગંગ એ બકબકે મેલ, ધીરેથી સીધી રાહે ઉતરી મત જણાવ." ગંગ બોલ્યો "ધર્માવતાર, એ વાત એવી છે કે સેજ પણ એની આશ્નાઇમાં લાત ખાવાની બાજી સર ઉપર આવી જાય. "ગુરૂ ગુરૂ વીદ્યા ને મન મન બુદ્ધી" જેવો જેનો મત, તેવો તેને ઘેર રહ્યો; એટલે થયું. એ જીકર કાંઇ રાજકીય તકરાર શોભાવતી નથી. એતો મંદીર ને મસીદના વૃદ્ધ રૂષી ને બુઢા મુલ્લાંઓને છાજતી જીકર છે. આ ભરતખંડની અવલ દરબાર, જ્યાં જગતપતી જેવો શાહનશાહ અકબર બીરાજ્યોછે. વળીઃ—

ગંગ તુરંગ પ્રવાસ ચલો, તબ કુપકો નીર પીયો ન પીયો,
જબ હીર્દે ભગવંત બસે, તબ ઓરકો નામ લીયો ન લીયો,
કરમ સુભાગ સુપાત્ર મીલો, કુપાત્રકુ દાન દીયો ન દીયો,
કવીગંગ કહે સુન શાહ અકબર, કરમ પાસ કોશીસ કીયો ન કીયો?

તેટલાં ત્યાં મોટા ભગવાનસીંહ આવ્યા, તે સાથ શાહાનશાહે યોગ્ય માન સન્માન મુલાકાત કર્યા પછે કીશમત ને કોશીસની જીકર બયાન કરી પુછ્યું. "રાજાજી આપનો શો મત?" "શાહનશાહની જનાબ એ જીકરમાં મ્હોટી પુંજી નહી કે મત ઓચરૂં, તોય આ તો નક્કીછે અગર છેલ્લા ચીતોડ-

ના યુદ્ધમાં આપણે કોશીસ કરી ના'હોત તો જબરી હાર ને નામોશી ને ખુવારીથી દીલ્હી શાહનશાહાતને દાગ લ્હોંટી રાજમાં આસેપાસે બહુ ખરાબી ફેલાત." તેટલાં જૈનખાન ખુબ ખુશીમાં તેમ રાજ્યાલંકાર પુર તે કચેરીમાં દાખલ થયો. શાહાનશાહ ને તે વચ્ચે, તેમ સઘળા રાજદરબારીઓ સાથ ખેર આફીયત પુછાઇ. તે પાસ પણ શાહાનશાહે કીશમત ને કોશીસની જીકર ભેદમાં કહી તેનું પણ મત માંગ્યું. જૈનખાન બહુ છકી ગયલો લડાયક સરદાર હતો. તે શાહાનશાહને પણ ક્યાં ખાતરમાં લાવતો કેમકે તેની માના દુધે શાહ અકબર પોશાયો હતો. તેવો બેપરવા રાજ્યાધીકારી, વળી પોતાના ઇસલામી મહજબનું પણ જાદા ગુમાન જાળવનાર, તે તરત બોલી ઉઠયો "આલમ પરવર, એ જીકરની ફીકર માત્ર સાબેતી ઉપર પાયદાર સ્વરૂપ રાખે છે. એનો સાદો ને આસાન મારગ એ છે કે બીર્બલ બોલ્યો તે સાબેત કરી આપે અગર નહી તો તે પોતાની ગરદન હારે. કીશમત શું કરી શકસે. જો કીશમત ઉપર આધાર પકડી અગર મોટો શાહાનશાહ બાબર ખોરાસાનના જંગલમાં રખડ્યા કરતે તો આજની આ હીંદુસ્થાનની શાહાનશાહાત ઉપર આપ નામદારી ને અદલ ઇનશાફની શોભા વધારવાને ફાવતે? આજ પણ કીશમત ઉપર કાયમ રહો તો પછે રજપુતાનાના જોરાવર રજપુતો એક પણ ઇસલામીને આ ભરતખંડની ભુમી ઉપર જીવતો ફરવા દેશે ? કોશીસ, કોશીસ ફકત કોશીસથીજ આ જેહાન આજ મીસાલની બુલંદી ઉપર આવીછે. કીશમત આળસુ ને હરામખોરોની પુંજી છે. આજ શેહેરમાં લગભગ એક લાખ ફકીરો દીંગમસ્તાનીથી ફરે છે તે કીશમતનો નાટક છે. કીશમતનો શખુન ને દીલાસો, જેઓને પારકા ઉપર જીંદગીનો આધાર રાખવાની તબે પડીછે જેઓ જાતે સારી જીંદગાનીમાં કાંઇજ નહી ને સઘળો ખરાબો રચવાવાળા છે તેઓનાજ મુખમાં સમાયોછે. કોશેસની એક માત્ર ફુકનો સપાટો હીમાલય પર્વત જેવો કીશમતનો અખંડ બુટ્ટો ક્યાંનો ક્યાં ધસડી જાયછે. કીશમત ઉપર અગર અલ્લાતાલા આધાર રાખતે તો આજ સેતાનને મારી હટાવી ફીરદુશ જેહાનથી નાબુદ કર્યોછે તે બન્યું ના હતે. કરોડો ફીરેસ્તાઓના લશ્કર સાથ રાત્ર દીવસ માહ માહ કોશીસ તે કરીમે કારસાજે જારી રાખી તો અઝાઝીલ ઊંધો પડયો ને સેતાન આસમાન ઉપરથી બાતલ થયોછે." શાહાનશાહે જૈનખાનને સાંભળી રાજા બીર્બલને કહ્યું અગર તું કીશમત અવલ ને સર્વ જેહાનની જીંદગાનીનો પાસો નાખનાર સાધન છે તેં આજથી છ માસમાં સોબત ના કર્યું તો હું તને સારી ભરતખંડમાં મનાદી ફેરવી સુળીએ ચઢાવીશ. મ્હારી નેધામાં પણ કોશીસ શીવાય કીશમતની એક રજ પણ કાયમ થતી નથી. જો કીશમત જોરાવર છે ને તે સર્વે સાર અસાર ઉપજ નીપજ કરનહાર છે તો પછે આપણુને લખ્ખો દેલા-

વર સીપાહી મોકલી દુશમનનો મુલક કેમ જીતવો જોઇયે? કીશમત છે તો આપો આપ કેમ નથી મળતો?"

બીર્બલ બોલ્યો "કીશમત કાયમ કબુલાત છે. એ બલીહારી સારી ખલકતના ખોળીઆમાં ખાસ સમાઇ છે. ઉસ્તાદ તાનસેનની એક પુરબી રાગણીનું ધ્રુપદ મને યાદ આવ્યુંછે. બંદેનવાજ કીશમતની લડાઇ ઉપર જેહાન રોજ રોજ તરેહવાર ઉલટ પુલટ કરે છે:—

સુદામાકે દાલીદ્ર ભન્જન અન્તર જામી નીરન્જન ॥ટેક॥
દ્રૌપદી સુતા નીવારણ, ધૃજન પ્રહલાદ તારન,
કુમ્ભકરન પીડા મારન, દસ સીસકો ગર્વ ભન્જન. ॥૧॥
ભભીખનકુ રાજ દીનો, કંસજન માર લીનો હો હો દયાલ
તાનસેનકે પ્રભુ તુમ બહો નાયક સબહીકે દ્રગ અન્જન. ॥૨॥

વળી માહ કવી સુરદાસનું આ કવિત અચુક છે:—

"જા દીન પાણી મેં પીંડ બનિયો હે,
બીચ લીંખોહી લેખ તદહી સરમે;
સંપત બીપત ઉપજત નીપજત,
બઢે ના ઘટે એક તલહી તલમે;
સદેશ ફીરો ક્યા પરદેશ ફીરો,
ક્યા બૈઠ રહો અપને ઘરમે;
સુરદાસ કહે ઇતનો સમજકે,
ચીત ધરો હરકે ચરને."

આ સર્વે મહીમા માત્ર કર્મરેખા સાધન બલીહારી છે." શાહાનશાહ બોલ્યો "બીર્બલ, તું ડરેછ કેમ જ્યારે તું દ્દઢતાથી અનુભવ જાણેછે ત્યારે? તું સાબેત કર કે કોશીસ નહીં, કીશમતજ જેહાનની પાદશાહી છે" એ કહ્યા પછે શાહાનશાહે પોતાની ખાસ રાજ્ય મોહોરની વીંટી રાજા બીર્બલને હવાલે કરી. રાત્ર ચાંદનીની હતી, વળી આ જીકર રસ ને તેજ ઉપર હદ વનાની ઉછળી હતી. સઘળા ખાસ કચેરીના દરબારીઓ શાહાનશાહ સાથ ગોયા બરાબરીમાં હોય તેમ ખાનગી મીજલસમાં આપએખત્યારીનો દોર મચ્યો હતો. રાજા બીર્બલ જેવા ચતુર ઉસ્તાદ નીર્જીવ પંચાતમાં ફસાઇ પડનાર નથી માટે કવી ગંગ જેવા પણ આ ચાંદનીની મજોહ મારવાને ખુશીથી સામેલગીરી કરવા ચાહે છે; તેટલાં શાહાનશાહનો હોકમ મોટા નાખોદાને થયો કે પલ દરમ્યાન તે સઘળા દીલ્હીની શાહાનશાહાતના અવલ આબદાર દરબારીઓ પોતાના શાહાનશાહ સાથ પાદશાહી "મોજગ્રાઝ" માં ચઢી જઇ જમના નદીનાં શીતળ શરીર ઉપર સ્વાર થયા.

"મોજઝાઝ" નદીમાં સેહેલ મારનારૂં શાહાનશાહ અકબરનું બહેશત મીસાલનું ખાસ પાદશાહી હોકમથી બનેલું વહાણ હતું. જે દરમ્યાન તમામ આરાસ્તાગી એક શાહાનશાહી મેહેલ મીસાલે રચાઇ હતી. ત્યાં અવલ પ્રકારના પાદશાહી લાયક સામાનથી બેસુમાર દીવાનખાના બનાવ્યાં હતાં. ત્યાં એક મોટી દરબારનો દબદબો કુછ બીસાતમાં આવે નહીં એવો એક ઉમદા પાદશાહી કચેરીનો દીવાન રચાયો હતો. તે દરમ્યાન મોટું તખ્ત વચ્ચે મેલાઇ ચારે બાજુ ફરતી સુના ને ઝવેરોની બેઠકો મેલાઇ હતી. ત્યાં શરબતના સટ મેલાયલાં સંગે મરમરના ગોળ સ્ટાંન્ડ દરેક બેઠક પાસ ગોઠવાયાં હતાં. ત્યાં એક બાજુ સાત બેઠક તો ઉસ્તાદ ગવૈયાઓની તેઓના ધર્મને અનુસરતી ચોખાઇ સાથ ગોઠવાઇ હતી. સોના રૂપાની સમેદાની ને હાથીદાંતની પીકદાની તો ઢગનાઢગ હારેદોર મેલાઇ હતી. ત્યાં શાહાનશાહ તખ્ત ઉપર બીરાજ્યો હતો ને બીજા રાજા અમીરો વગેરે પોતાના દરજ્જાની બેઠકો ઉપર સર્વે માયા મોજ ને આશાનીમાં ચીકાર હતા; શરબતની જામ ત્યાં રૂપાના રંગની ચામડીવાળી ચતુરાઓ સૈન માગનારાના ઇશારે તે પાસ લઇ જઇ હાજર કરતી, તેમ હીંદુ દરબારીઓમાં મધુ ભાંગની કનક પ્યાલીઓ ભટાણીઓ લઇ જઇ હાથ માંહે આપતી હતી. ઢગનાઢગ મધુરાં ફળ ને ફુલોની તો ત્યાં વૃષ્ટીજ જારી થઇ હતી. શાહાનશાહ અકબર એક ઝવેરના પ્યાલામાં શરબત પી રહ્યા પછે બોલ્યો "બીર્બલ અગર હું કોશીસ ના કરતે ને મ્હારા નાખોદાને ના હોકમ આપતે તો આ ચાંદનીની મોજ કોણ ભોગવતે? શું ત્યાં કીશમતે કામ કર્યુંછે તે તો તું મને કાંઇ સમજાવ?" બીર્બલને બદલે લબાડ ફઝુએ શાહાનશાહનો જવાબ આપ્યો. "જેહાન પરવર એ બ્રંમનને સેજમાં આ પાદશાહી દરબારમાં અવલ દરજ્જો મલ્યોછે તેથી તેને કીશમતનો કાબુ કુલે કોશીસની જેહેમત કરતાં જાદા જણાય છે. મગર એ કહી શકસે કે જો જેહાંનને રોશન ઇનશાફ આપનારા નામદાર શાહાનશાહે પોતાનો અથાગ ખજાનો ખરચી આ "મોજઝાઝ" ના બંધાવ્યું હતે તો તે આજ આ ભરતખંડની મોટી નદી જમનાના પેટ ઉપર બેસવાને ફાવતે?" જૈનખાન બોલ્યો "જેહાનમાં મુલ્લાં ફઝુખાન જેવા કોઇ અજમાયશી નથી. એ મુલ્લાંનો મત અલબત તકાવર ગણાય, એ નામદાર મુલ્લાંએ હજારો મુલકોની મુસાફરી ને હજારો રાજા ને પાદશાહોના મેહેલમાં મેહેમાનગીરી કરીછે; તે અગર કીશમત ઉપર ઇતબાર રાખી દીલ્હી દરમ્યાન પડયો રહેતે તો તે આજ જેહાન જોઇવળેલો મુસાફર મસ્હુર થયોછે તે ખેતાબ તે પામતે?" કવીગંગ બોલ્યો. "ધર્માવતાર, મુલ્લાંફઝુ ને સરદાર જૈનખાનની અકલ માત્ર મતલબના મરપાણા ઉપર મચીછે. રાજા બીર્બલ સાથ જેઓની બરાબરી આ અવતારમાં તો થનાર નથીજ,

ને સામે ઉસકેરણી ચલાવેછે; મગર બલીહારી કીશમતની કે કોશીસની તે સમજ આપવાનું કામ રૂષીઓનું છે." રાજા ટોડરમલ બોલ્યો "જેહાંપનાહ, ઝીકર માત્ર ઉઠીછે તે જ્યાં સાબેત કરવાની ફીકર પેસાડેછે ત્યાંથીજ તે તેનો પાકો મુદ્દો જાહેર લાવશે. વચ્ચે બોલી ઉઠવાનો ઘેલો કાનુન રાજદરબારીઓનો હોય નહીં" શાહાનશાહ બોલ્યો " ટોડર, તું કહે છે તે સીધો મારગ છે. મને પણ બીર્બલ સીવાય બીજાઓ વગર બોલાવવે ઝીકરનો ટાળો બીગાડતા જણાય છે: બીર્બલ, ફરી હું પુછુંછું કે કીશમત સરસ કે કોશીસ? તે મને ખુબ ગોર કરી જણાવ." બીર્બલ બોલ્યો "પૃથ્વીપતી, મરદનું એક વચન હોયછે. બેશક કીશમત સરસ." શાહાનશાહ બોલ્યો "ત્યારે તું મ્હારી સરત કબુલ કરેછે કે આજથી એક માસમાં તું તે મને સાબેત કરી આપે યા તો સુળીએ ચઢે?" બીર્બલ બોલ્યો " જેહાંપનાહ જનાબ મ્હારી શક્તી ફક્ત હોકમને તાબે થયા સીવાય બીજી શી બીસાત?" શાહાનશાહ બોલ્યો "તું હમેશાં અદબનો જાળવનારછે. બીર્બલ પેલી તને મેં નવાજેલી મ્હારી ખાસ મોહોરની વીંટી ત્હારી આંગળીએ છે કે?" બીર્બલ પામી ગયો કે પુરી કમબખતી, જો કરમ ઉલટું નીવડયું તો, પણ કરે શું? તે બોલ્યો "જેહાપનાહ બંદો હાજર છે" એ કહી પોતાની પેલી વીંટી પેહેરેલી આંગળી શાહનશાહના કદમ પાસ મેલી. શાહાનશાહે હસીને તે આંગળી પોતાના દસ્તમાં ધરી, અને વીંટી કાઢી ખુબ ખુશ ખુશ થઇ બોલ્યો "બીર્બલ જો કોશીસ સરસ નથી ને કીશમત સરસછે, એ જો તું સાબેત કરે તો તને હું બેકીમતી શીરેપાવ બક્ષીશ. આ વીંટી હું આ જમના નદીમાં નાખુછું. એ એક માસમાં મને લાવી આપે તો ત્હારી ઝીકર કીશમત સરસની સાબેત થઇ; અગર નહી તો તું હારીને સુળીએ ચઢયો જાણ." એ કહી શાહનશાહે વીંટી તરત જમનામાં ફેંકી દીધી કે સર્વે ખુશાલી ઝાંખી મારી. શાહાનશાહની ખાસ મોહોરની વીંટી જે ઉપર તેનાજ હરફો લખાઇ તે માહ કારીગરોથી કોતરાયલા; તે આ જમનાના પાતાળ પેટામાંથી કેમ આવે? ને કીશમત કેમ સાબેત થાય! આ કઢંગી પરીક્ષાથી તો એક બે નહી પણ સઘળા ત્યાં હાજર મુસલમીન ને હીંદુ રાજદરબારીઓના મોહ કુમળાયાં. સઘળાઓ આજથી બીર્બલને છેલી સલામ કરી. આ જગતથી વીદાય કરતા હોય એવો શોકાતુર દેખાવ થઇ રહ્યો. શાહાનશાહ આ વખ્ત ઘણો કરડો ને સખ્ત નજરનો થયો હતો. તેણે સઘળા રાજ દરબારીઓ સાથ બોલવું બંધ કરી નાખ્યું. શાહાનશાહે પોતાની પદવી પ્રમાણે એવો રોબ ને ચેહેરો કર્યો કે તેને તેના દરબારીઓના દરજ્જા વચે મોટો અંતર પડી ગયો. શાહાનશાહ, ગોયા માહતાબ ને દરબારીઓ ગોયા સેતારા હોય એ પ્રમાણે

અંતર પડ્યામાં પણ ઓર જાદા અંતર જ્યારે શાહાનશાહે નાખોદાને "મોજઝાઝ" કીનારે ફેરવવાનો હોકમ કર્યો ત્યારે ખુલ્લો થઇ બીર્બલ ઘણી કઢંગી હાલતમાં મેલાયો. શાહાનશાહે કીનારે પગ મેલતાં રાજા બીર્બલ ઉપર તરત પાદશાહી ચોકી મેલી ને શેહેરથી એક કદમ બાહેર મેલે નહીં તે માટેનો હોકમ કર્યો.

આજે દીલ્હી શેહેરમાં દરેક જણ દલગીર ને મોહ ઉતરેલે ઢંગ ટોળે ટોળાં શાહાનશાહ અકબરના ખાસ પાદશાહી મહેલ સામે જઇ ઉભાં રહેતાં સેજ ઘડી બે ઘડીમાં તમામ ખલક ત્યાં જમાવ થઇછે. સબબ આજે બીર્બલને કીશમત સરસ તે સાબેત કરવાને અશક્ત થઇ સરત હાર્યાથી સુળીએ ચઢવાનો દીવસ છે. શાહાનશાહનો મેહેલ તમામ ખુલ્લો થયોછે, ત્યાં તે મોગલ શાહાનશાહ પોતાના તમામ અમીર ઉમરાવો સાથ બીર્બલની ફાંસી જોવા હાજર રહ્યોછે. વળી તે મહેલના બીજા માળ ઉપર તમામ મોટે ખાંચરેની સુંદરીઓ શાહાનશાહના જનાના સાથ આવી ઉભી છે. સઘળી ખલક, શું મરદ કે ઓરત, શું બચ્ચાં કે બુઢાં વગેરેની આંખમાં બીર્બલની દુર્દશા થવાની વાતે આંસુંઓ આવી રહ્યાંછે. તેટલાં બીર્બલ પોતાની બાયડી ને બચ્ચાં સાથ ઉંટ ઉપર બેસી પાદશાહી ચોકીદારો સાથ સુળીની જગાએ આવ્યો. ત્યાં તેણે શાહાનશાહ ને કચેરીને જોઇ રાહરસમ માફક સલામ અલેકુમ રેનકે સર નમાવ્યું. પછે તેમે ચાહનારી તમામ ખલકને બબ્બે હાથે સલામ કરી. પછે તેણે પોતાની બાયડી છોકરાંઓ સાથ છેલી મુલાકાત કરી. આ વખ્તે જુદા પડતાં તેની બાયડીએ જે ચીસ મેલી તેથી તો સઘળી ખલકે પણ તેના શોકમાં ભાગ લઇ વધતી ઓછી ચીસ મેલી દીધી. શાહાનશાહના દરબારીઓ પણ તે વખ્તે બચ્ચાં મીસાલે ગગડી ગયા. રાણી વગેરે સઘળા અમીર ઓમરાવના જનાનાની આંખોથી મોતી જેવાં આસું ગરયાં પણ શાહાનશાહના મોહ ઉપર ગુસ્સો ને ત્રાસ, કે એક બીર્બલના મોહ ઉપર સાંતી ને બેદરકારી. બીર્બલ પોતાના નશીબાને આધીન થયલો .સુળી દેનારા સરદારના તાબેદાર જેવો સુળીના માચડા પાસ ચાલ્યો આવેછે, તેટલાં એક ફકીર તે સઘળી ખલક વચ્ચેથી બાહેર નીકલી આવ્યો. ખુદા ખબર શો નીશો કરેલો, કે ના તેને ત્યાં મળેલી કીડી મીસાલની ખલકની ખબર કે ના શાહાનશાહ ને તેની દરબારની કાંઇ દેહસત ! તે બેધડક બીર્બલ સામે ધસી આવી પોકારવા લાગો. "એ બીર્બલ તું કોઇ દીન તો ખેરાત કર ને ફકીરની દાદને પોંહોંચ? અરે તું ઇન્શાન હોય તો અલ્લાને સમજે ને અલ્લાના નબીના કલામો પઢે ? બીર્બલ આજ તું મલકોલ મોતનો તાબેદાર થવા જાયછે, તો તે આગળ એક તો ખેરાતનું ખોદાપસંદ કામ કર ?"

બીર્બલ બોલ્યો "ફકીર, કયું કામ?" ફકીર બોલ્યો "બીર્બલ, આજ મને તારે હાથ એક અછી મચ્છી સફા કરી પકાવી ખીલાવ." બીર્બલ બોલ્યો "ઓ ફકીર, હું બંમન, તું મુસલમીન, એ કેમ બને? હું મચ્છી પાસ ઉભો રહું તો મ્હારો ધર્મ વટલે!" ફકીર તગાદો કરી બોલ્યો 'બંમન, તું જમના નદીમાં સ્નાન કરેછે તે સર્વે મચ્છીનું મુત છે. મોત વખત તો કાંઇ ખેરાતનો તોસો મેળવ, એક અછી મચ્છી ત્હારે દસ્ત સફા કરી મને પકાવી ખીલાવ!" ફકીર ને બીર્બલ વચ્ચે તકરાર તો બેહદ ચાલી પણ જ્યારે ફકીરે તાનો માર્યો કે જે આદમી કીશમત સરસ ને કોશીસ નરસ કહેછે, તે જ્યારે નીર્જીવ ધર્મ બહાને કોશીસનો આશક જણાય ત્યારે તેને સુળી નહીં તો બીજું કયું મોત સજાવાર છે?" આ તાના ઉપર બીર્બલને કીશમતની કરામતની સરસાઇ સાબુત કરવા જગો ફકીર માટે મચ્છી સફા કરવાંનું કામ માથે ઉઠાવવાની ફરજ પડી. સુળીએ જવાની ઘડીને હજી આખા બે કલાક લગાવેલી સરતમાં બાકીછે. તેથી બીર્બલ પાદશાહી ચોકી ને ખલક સન્મુખ પેલા ફકીર સારૂ મચ્છીની તલાસ કરે શું કે ત્યાં તે ખલક દરમ્યાન ભાંયમાંથી કોઇ માછી એક મસ રામસ લઇ ફુટી નીકલ્યો હોય તેમ કૌતુક બન્યું. ફકીરને પણ તે મચ્છી પસંદ પડી. તે મચ્છી ખરીદ કરી બીર્બલ તેને પોતાને હાથે સમારવા જાયછે તેટલાં તે મચ્છીના આંતરડાંમાંથી ઝળક ઝળક થતી કાંઇ વસ્તુ નીકળી! તે બીર્બલ હેરત થઇ ધોઇ સફા કરેછે તો શાહાનશાહની ખાસ મોહોરની વીંટી! એ જોતાં તે ઘડીભર હર્ખ ને આનંદમાં ગાંડો બન્યો હોય એમ થોડો વખત તો નાચી કુદી રહ્યો. ફકીરને મચ્છી હવાલે કરી. પોતે જમનામાં સ્નાન કરી ઇશ્વરનું સ્મરણ પઢયો. આ ઢંગની ચકચાળ ખલક તેમ શાહાનશાહ ને તેની કચેરીમાં ચાલી. શાહાનશાહ પોતે પોતાના તમામ દરબારીઓ સાથ સુળીની જગોએ આવ્યો. ત્યાં સ્નાન કરી પવિત્ર થયલા બીર્બલે જનાબ સર નમાવી "કોશીસ નહી પણ બેશક કીશમત સરસ" એ કહી પેલી મચ્છીમાંથી મળેલી ખાસ પાદશાહી મોહોરની વીંટી શાહાનશાહના દસ્તમાં આપી, એથી સર્વે વીરૂધ દરબારીઓના મોંહ ઝાંખાં પડયાં. શાહનશાહે વાહ રે કીસમત ત્હારી બલીહારી, એ બોલી રાજા બીર્બલને ખાસ ઉમદા શરેપાવ નવાજ્યો. બીર્બલે એ કીશમત સરસની સરત જીત્યાની ખુશાલીની રાજધાનીને સાત દીવસની છુટી મળી.

આપ બડાઇ તું કયા કરે મૂર્ખ,<br>
કર્મ કરે સો કોઇ ના ઉલટાવે;<br>
કર્મ ફુટો દસ મૂખી રાવન<br>
સોનેકી લંક પલ બીચ લૂટાવે;<br>
કર્મ પ્રતાપસે સબી ફૂલ પાવત,<br>
કર્મસે નર છત્રપતી કહેલાવે;<br>
ચંદ બારોટ કહે સુન પૃથુરાજ,<br>
કર્મ લીખે ઘર બૈઠેહી આવે.

# શાહાનશાહ અકબર, લબાડ, લવ્વો ને કવી.

એક વખત શાહાનશાહ અકબર પોતાના પાદશાહી દીવાનખાનામાં તખ્તે બીરાજયોછે. ત્યાં મોગલ શાહાનશાહાતના સેતારાઓ ખુબ દબદબાથી ઝળકાટ મારી રહ્યાછે. જે રાજદરબારીઓ મળ્યા હતા તે સઘળા મળી ભાએગે દર્જન માત્ર અમીર ઉમરાવ છે. તાનસેન, બીજુબાવરે, લાડ ને કપૂર જેવા હીંદુસ્થાનના પ્રખ્યાત સંગીત શાસ્ત્રના ઉસ્તાંદો ત્યાં હાજર છે. રાજા બીર્બલ ત્યાં શાહાનશાહની પાસે ઉભોછે. રાજ્ય લવ્વો સામે ફરસ ઉપર બેઠો છે. રાણો ભગવાનસીંહ પણ ત્યાં છે. રાજા ટોડરમલ પણ બને તો ગંભીર મસલહત આપવા માટે ત્યાં આવ્યોછે. રાઉ ઠાકોર પણ છ માસ પોતાને સ્વદેશ જવા ચાહેછે તેથી ત્યાં શાહાનશાહની છેલ્લી મુલાકાતે આવ્યાછે. રાજવંશી મંડળ, વળી શાહાનશાહના પુરા વફાદાર ખેરખાહો, એથી ત્યાં કાંઇએ જુદાઇ જેવો રંગ કે શંકા જેવો ઢચુપચુ ડોળ જણાતો નથી. વળી ત્યાં કોઇ અગત્યની વાત કે ગંભીર ખ્યાલની મસલહત પણ થતી નથી. માત્ર વખતે વખત લવ્વો શાહાનશાહને પોતાના મજાકી વચનથી હાસ્ય ઉપજાવેછે. વખતે બીર્બલ લવ્વાને તેની મસ્કરી દરમ્યાન બનાવી દેછે; તેથી બાજી રસ ઉપર ચઢી પરસ્પર શબ્દ સૈનની લડાઇ ચાલીને ત્યાંના બીરાજકોની અક્કલ ને તેજી વ્યાપેછે. સઘળા હાજર દરબારીઓમાં કોઇ કવી કે ભાટ હાજર ના હતો, તેની રાહ ત્યાં સર્વે જોતા; અને કવી વના એવી દરબારની રોશની ઝાંખી માલમ પડતી. તેટલાં ત્યાં મુલ્લાં ફૈઝી તાજીમ તવાજો બજાવતાં શાહાનશાહ સામે આવી ઉભા અને તેને રાજા બીર્બલ આવકારથી યોગ્ય આસન આપેછે તે ઘડીએજ રાજ્ય લબાડ મુલ્લાં ફજ્જુ મોટા ખાજાના ઝબા ને કોલાહલમાં ત્યાં ગુમાન ને બડાઇ કરતાં તેમ દરબારમાંના સઘળાને કાંઇ પણ વજન ના આપતાં સમાન ડોળે શાહાનશાહને તાજીમ બજાવતાંજ પોતાની બેઠક લઇ બીરાજયા. લવ્વાએ લબાડને જોતાંજ મોહ કુમલાવ્યું. તેણે આજ કાંઇ નવી જુની હોસાતોસીનું વાદળ ચઢી રંગમાં ભંગ થવાનો સરવાળો ખેંચ્યો. મુલ્લાં ફજ્જુ દરબારને ચોગરદમ નજર ફેરવી મોટા ગર્વથી જોઇ રહેતાં, લવ્વા ઉપર ડોળા કાઢેછે ને જેમ લવ્વાએ તેનો અણુગમો મન માંહે આંકયોછે તેમ તેણે પણ

લબ્બાની હાજરી જોતાંજ પોતાને અપસુકન જાણુવાને હોસ્યારી પકડીછે. આ રીતે દરબાર રંગ બેરંગ મન તુરંગ માંહે છે, તે સમય રાજા બીરબલે મુલ્લાં ફેઝીને માન સન્માન દઇ બેસાડતાંજ તેના હાથમાં કીતાબ જોયાથી સેજ પુછયું "કવીરાજ આ કેઇ કીતાબ છે? શું કોઇ નવી બનાવીછે?" આ સવાલથી શાહનશાહનું ધ્યાન પુરતું શાહેર ફેઝી ઉપર ખેંચાયું. શાહાન-શાહે પણ તે કીતાબ બાબે સવાલ કર્યો. "કેઇ કીતાબ છે શાહેર?" મોટા શાહેર ફેઝીએ શાહાનશાહને ઉંડી તાજીમ બજાવી જવાબ દીધો. "ગરીબ પરવર આ નવી કીતાબ મેં 'કીસ્સએ કીમીયાગર' એ નામની બેતમાં જોડી છે. આ કીતાબમાં જે કીસ્સો સમાયોછે તે માત્ર સાધારણ બનાવમાંથી મે ઉપજાવ્યોછે પણ એના જુસ્સાના રંગ ને લાગણીની ઝમક મેં બનતાં તલગ નવી ઢપથી ને નવા પ્રકાશથી ભરીછે." રાજા ટોડરમલને મુલ્લાં ફેઝી બાબે મોટું મત તેથી તે કીતાબ તેણે કવીના હાથમાંથી લીધી ને પેહલો એક સફો નીકલ્યો તેની પેહલી પાંચસાત ખુદા શીફત બેત વાંચી; તે તરજુમો:—

ચાહે જો તું હીલે પહાન, ચાહે ના તું હીલે ના પાન,
ચાહે ખર બને પ્હેલવાન, ચાહે ના પ્હેલવાં થાય હવાન.
તુંથી કંકર પર્વત લ્યાં બને, તુંથી પર્વત સાગર લ્યાં બને,
તુંથી પામવે મોત મળે ફળ, તુંથી જીવવે નખોદ વળે પલ.

સઘળી દરબાર તે બેત રચનાની ખુબસુરતી ને ઝમકથી દંગ થઇ ઉસ્તાદ તાનસેન બોલ્યા "કવીએ ખુબ માલ પુર્યો છે." ગવૈયા લાડ કપૂર હતા તેઓ બોલ્યા "જો એ ભેરવનો ખ્યાલ થાય તો શ્રીરાગનો શૃંગાર કહેવાય." નવાબ ખાનખાનાન આફરીન કરતા બોલ્યા "આ બેતના માવામાં **વાહાઅની** હદ રહી નથી." ખાજાજંગ બોલ્યો "આ એક બેતની સતર ગોયા એક સફલ સફર." લબ્બો બોલ્યો "મજાક મશ્કરીની સરદારી આ બેતને છાજે છે એવી ઉમદા શીફત સમાઇ છે." લબાડ બોલ્યો "આ બેત મહારી છે. મેં શાહેર સાથ આજ દસ વર્ષ ઉપર જે ગુફતગુ કરી હતી તેમાં મેં સેજજ એ રવેસ કાંધ્યુ કહી દીધું હતું!" લબ્બો બોલ્યો "બેહદ તાજુબી કે મુલ્લાં ફઝુની કીર્તી કવી ફેઝી લુટેછે!" લબાડ ગગડાટ કરતો ઉઠયો કે "લબ્બાને માહાન ઓલમાઓ દરમ્યાન દમ મારવાને હીંમત કરવામાં આયન્દે ખતા છે. મ્હારી ને શાહેરની દોસ્તી સર્વને રોશન છે અને મેં હીંદુસ્થાનના ખુણે ખુણા જોઇ તથા દરેક રજવાડાની મુલાકાત લઇ ઘણાંક રંગરસ ભરેલા કીસ્સા જમાવ કર્યાની કોણુને ખબર નથી? આ સઘળી શોધ ને જેહેમત મ્હારી મેં સેજ શાહેરને જોવા આપી હતી તેમાંનો આ એક કીસ્સો હોવોજ જોઇયે. એ વગર એવી રંગીની ને નકશી શાહેરથી આવે કેમ? અને વળી એ કીમીયા-

ગરનો હેવાલ લાવે ક્યાંથી; એને તે જેહાંનના દાવ પેચ ને કપટ પલટાનો ભંડોળ આપનાર કોણ'?" શાહેર ફૈઝી તો લબાડીની વાત સાંભળી દંગજ થઇ રહ્યો છે. શાહાનશાહ અકબર બોલ્યો "મુલ્લાં ફજ્જુ આ કીતાબ, જ્યાં તલગ તેં જણાવ્યું નહીં ત્યાં તલગ તો મેં એમજ જાણ્યું કે, મુલ્લાં ફૈઝીએ મોટી મનશક્તી વાપરી ઉપજાવી બનાવી છે" મુલ્લાં ફજ્જુ બોલ્યો "બદેનવાજ જોઇયે તેમ પુછો શાહેરનું મોહડુંછે. હું એના મોહ ઉપર બોલું છું કાંઇ પીઠે તો નીંદા નથી કરતો ને આળ મેલતો? એને પુછો કે તેં કયા કીમીયાગર સાથ દોસ્તી બાંધી કે કેઇ કીમીયાબાજીનો કાબુ મેળવ્યો? ગરીબ પરવર, બંદો તો આજ નવ નવ વર્ષ થયાં ના દેશ કે કોમનો દાહ કે ના ખુદાનો ડર કે નાબુઢાં માબાપ જનની તંખો પરવા ધરતો! એ મીસાલે સર્વે મેલીને તન મન ધનથી મુસાફરી ને કીમીયાના શ્રમમાં મચ્યો રહ્યો, તે એટલે તલગ કે જેહાંપનાહ માહ બ માહ દીવસે જો સુરજ જોયો હોય તો હરામ. જે પણ હોય તે રાત્રે, તે પણ મોડી રાત્રથી મ્હારો ઉદ્યોગ શરૂ. પછે મુસાફરી કહો, પુસ્તકો કહો, કીમીયું કહો, જે પણ કહો તે સઘળું મેં એ ધોરણે સારી જેહાનનો જુમ્મો મ્હારે સર ઉઠાવ્યો અને આજ મ્હારો જોડીઓ જુઓ કોઇ કેથે છે? બાકી મુલ્લાં કે શાહેર કે પછે જોઇયે તે એલકાબથી ફૈઝીને આસમાન ઉપર ચઢાવો; પણ એમાં એ પાણી નહીં નહીં ને નહીંજ." લબ્વો બોલ્યો "આજ લગી શાહેરાન શાહેરે જે પણ કીતાબો ને કીસ્સાઓ બનાવ્યા તે નેક બખ્ત મુલ્લાં ફજ્જુના ખાસ ઉપજાવેલા લીધા છતાં આફરીન છે કે આ માહાન ઓલમાએ તેની રજ ભાર પરવા કરી નહી એ બેહદ મોટું મન!" લબાડ બોલ્યો "અરે પણ ફૈઝીને હાલ તરત તો જબાનનું ભંડોળ ક્યાં ઠાવકું છે? દર પાંચ પંદર પચીસ બેતે ખસુસ બીજી ભલતી જબાનના લોગતો ભેળી નાખ્યા છે. હા, ના નથી પાડતો એ કીસ્સા કે વાત જોડેછે પણ મગદુર છે આ કીસ્સો એનો પોતાનો છે તે કેહશે?" મુલ્લાં ફૈઝીને આ સાંભળતાંજ મસ્તકે લોહી ચઢયા જેવો જુસ્સો ગુસ્સો ઉપજવા લાગો. તે બેહદ મોટે સાદે લબાડ ઉપર લ્યાનતનો વરસાદ વરસાવા લાગો. તે ક્યાં છે તે પણ ગતી ભુલ્યો અને જો ત્યાં રાજા બીર્બલ ને રાજા ટોડરમલ વચ્ચે ના આવ્યા હોત તો લબાડ સાથ દસ્તબદસ્ત થઇ જાત. શાહાનશાહ બોલ્યો "આ મ્હારૂં ખાસ દીવાનખાનું છે કાંઇ તાલીમખાનું નથી?" ફૈઝી તોપણ બોમા બોમ પાડી ઉઠયો "જેહાંપનાહની હજુરમાં મને લબાડે લુટયોછે, મ્હારી તારીફને શીહા કરી છે. મ્હારી તમામ નામદારીના તોરનો તુરરો તે પોતાની કોલાહમાં ખોસી દેવાને બીલકુલ લજવાયો નથી, મ્હારા કીસ્સા સાથ એને તાલુકો નથી તો નથી પણ મ્હારી શક્તીને પોંહોંચવાને દશાવતારે પણ આ ગળેપડુ ને જુઠ વચનનો બોલનાર આવનાર

નથી. એને મુસાફ્રી કરયા સાથ મને કસું લાગતું વળગતું નથી. એનો કીમીયાનો લખ ને રખડનું વ્યસન એને મુબારક ; પણ આ કીસ્સો જે મેં દસ વર્ષ ઉપર લગોલગ તમામ કરેલો તેની આજ આ સેજ બાકી નક્કી કરી દરબાર હજુર લાવ્યામાં એ કોઇ પલીદનો અવતાર છે તોજ આ તુત ઉડી ઉભું કરી સાવ પાક બેહયાઇ પકડી બેઠો છે.” મુલ્લાં ફજ્જુ બોલ્યો “આલમ પરવર ઇન્સાફ, ઇન્સાફ મ્હારો ઇન્સાફ થવો જોઇયેછે. હજરત કાજી એનો ચુકાદો કરે તે ખરૂં પણ હાલ તરત આ રવેસ હદ બાહેર મ્હારી ઉપર આપ નામદાર શાહાનશાહ જનાબ જે શખુનો વપરાયાછે તેથી એમ જણાયછે કે કોઇનો પણ આ દરબારમાં મોભો નથી. ફરીને હું કહુંછું જેહાંપનાહ કે ફેઝીએ મને જે બદ કહ્યું તે તેને પોતાને માટે છે; જો એનામાં સચ્ચાઇ છે અને એ કીસ્સો એણે પોતે પોતાની મનશક્તીથી જોડયોછે, તો એ કેમ નહી સરત લગાવતો પર્વતની ટોંચ ઉપરથી ગગડી હેઠો પડવાને ? જો એ સાબુત છે અને સાચો પણ છે તો પછે એને કસો એલજામ નહી પોંહોંચ્યો તો હું કહું છું તે રદ બાતલ ને એ કહેછે તે મંજુર ને સાચું.” લવ્વો બોલ્યો, “ધર્મરાજ તેમ અગર મુલ્લાંફેઝી પણ કહે તો તે વાત વાજબી કેમ ના કહેવાય ? એ સરત મુલ્લા ફજ્જુ પોતે બજાવે ને સાબુત રહે તો મુલ્લાં ફેઝી કીસ્સએ કીમીયાગરનો દાવો તેનો કબુલ રાખે છે.” બીર્બલ બોલ્યો “જેહાંપનાહ મુલ્લાંફેઝીને મુલ્લાં ફજ્જુખાને ઠીક ઠોકર દેવી જોઇયે. ગીરી ઉપરથી ગગડી પડી, અગર ફેઝી પોતાની સચ્ચાઇ સાબેત ના કરે તો તેણે પોતે તે સરત બજાવી શાહેરને હેઠો પાડવો.” નવાબ ખાનખાનાનથી હસવું તો થોભાયું નહી કે લબાડ પોતાની જીભના અંકોસ વગર પોતેજ બલા માહે ગરયોછે. તે ત્યાં બોલ્યો “આલમ પનાહ હાલની વાતે વાજબી કદમ ભરીને, સચ્ચાઇની શીકલ શોરખરૂ કરવા માટે, આ અચ્છો તલેસમ રચ્યોછે. ઇનશાલા મુલ્લાંફજ્જુખાનની ફતેહ થાઓ ; સબબ સચ્ચાઇનો તો તે દોસ્તજ છે.” શાહાનશાહ બોલ્યો “ખાનખાનાન, ફેઝીએ મારી દરબારમાં જે બેઅદબ ચાલ ચલાવી છે તે જોતાં તો તુરત એ મુલ્લાં ફેઝીનાં બાંગમાં જંજીર પેહેરાવી દેવી લાજમછે, પણ આજ તલગ એ શાહેરની તારીફ લાયક ચાલથીજ એ તકશીરની જીકર મેં હાલ એકબાજુ પડતી નાખીછે. મુલ્લાંફજ્જુ કહેછે તે સરત મ્હારા મનમાં ઉતરી તે વખ્તે અગર ફેઝી આ સરત બજાવાને ના કબુલ થાય તો ફજ્જુએ બજાવી પોતાની સચ્ચાઇનો મોજેજો દેખાડવો, એ ખ્યાલ મ્હારા મગજમાં આવ્યો હતો નહીં પણ લવ્વાની દુરઅંદેશી કોઇ વખત ઓર અચ્છી ને સીધી શાહ દેખાડેછે, તેમ તેનું પણ મત મ્હારા મનમાં વજન પામ્યું છે. અને હું રાજા બીર્બલને હોકમ ફરમાવુંછું, કે શેહેરમાં મનાદી ફે-

રવી ફેઝી ને ફજ્જુ વચ્ચે લાગેલી ગીરી ઉપરથી ગગડવાની સરત જાબજા જાહીર કરે અને કાલનો રોજ તહેવાર મીસાલે પાળવા અને આ સચ્ચાઇની સરત જોવાના તમાસામાં સામીલ થવા સારૂ રૈયતને બનતી સઘળી સગવડની રજા બક્ષે. કેમ મુલ્લાં ફજ્જુખાન ત્હારો શો ઇરાદો છે?" "જેહાપનાહ" ફજ્જુખાન બોલ્યો " તાબેદારી ને તકાવરી સીવાય મ્હારો બીજો શો ઇરાદો હોય? બેશક ફેઝી પોતાની સચ્ચાઇ માટે લથડયોછે; અગર નહી તો તે પોતેજ એકલો આ સરત બજાવવાની બાથ ભીડતે ને નકામી પત્રાજ કરનારા લબ્બાના મોહના દાંત ના રાખતે; હવે જ્યારે ફેઝી તકલીદી થયોછે ત્યારે જો કે મને ગીરી સાથ કસો તાલુકો રેહતો નથી મગર ઇનશાલાતાલા બંદે-નવાજના મુબારક એકબાલના જોરે કાલ રોજ સાંજને સમય હું ગીરી ઉપર ચઢી ટોંચથી સરી ગગડું ને સારી જેહાનમાં સચ્ચાઇનો મોજેજો આ-સકારા કરૂં. સચ્ચાઇ ખાતર અગર મને કોઇ કેહેશે કે તું આતશના દરીઆવમાં જઇ પડ ને તરી નીકળ, તો તે હું એક લેહજામાં કરી રોશન થાઉં, તો આ કામ તે શી બીસાત? આસમાન સાથ લાગેલા મસ કોહેકાફ ઉપરથી આ કીસ્સાની સચ્ચાઇ માટે ગગડી સાબેત કરવું હોય તો ત્યાં પણ હું તલ હીં-મત હારનાર નથી. ખુદાતાલા મોટો કાદેર છે. સેજ કલાકમાં સચ્ચાઇની રો-શનીનો પ્રતાપ પ્રકાશમાન થનાર છે." શાહાનશાહ બોલ્યો "આફરીન મૂલ્લાં ફજ્જુ ત્હારી દીલાવરી તેમ સચ્ચાઇ સાબેત કરવાના સલુખ બાબે; તેં મ્હારી સન્મૂખ આજ અપાર ઇજતનો સરોપાવ મેળવ્યોછે."

આ વખત શાહાનશાહની શીકલ ઘણીજ કરડી ને તેજ થયલી તેથી કોઇથી ત્યાં કસો પણ દમ મરાયો નહી. નવાબ ખાનખાનાન પણ ચુપ તા-જીમ બજાવી ચાલ્યો. તે પાછળ એક પછે એક રાજ્યના તુરરા સલામ બ-જાવી વીદાય થતા ચાલ્યા; જો કે સભાને રાહ ઉપર લાવવાને તાનસેને ખુબ ધુમ મચાવી ને લાડ તો બસ ગાયનમાં એક પ્રવાહી પદાર્થ હોય તેમ તાન ઉપર તાનમાં રેડ્યો પણ મીથ્યા. આખરે શાહનશાહ ને રાજા બીર્બલ બે માત્ર ત્યાં રહ્યા. છેલ્લાં બીર્બલ જવાને તવાજો બજાવે છે ત્યારે શાહાનશાહ બોલ્યો "બીચારા મુલ્લાંફજ્જુને ઘણોજ ગેરઇન્શાફ થયોછે કે સારી જે-હાનની મુસાફરી કરી તે બે પાંચ વર્ષે એકાદ ફેરો મને મુલાકાતે આવેછે, તેવા બીનગરજુ ઉપર ફેઝી કોણ કે એક શખુન પણ આડો ભાંડે? અને તે જેવા જેહાંદીદેને લ્યાનતના વરસાદથી ખેજાલત પ્હોંચાડવાને મ્હારી ખાસ દરબારમાં ઉલટ લે?" રાજા બીર્બલ શાહાનશાહના જુસામાં ચીકાર થયલાં દીલને, જો કાંઇપણ હર્ફ કહેછે તો વધું જોસ ચઢેછે, તેથી દમજ મારી ગયો અને ડોકું નમાવ્રતોજ ગુપચુપ ત્યાંથી ચાલ્યો. લબાડે આ રંગ

ચઢાવ્યો ને નાહકની પંચાતમાં શાહેરને નાખ્યો. લબ્બો ગમે એવો હીંમતવાન, વળી સઘળીજ વખતે બોલવામાં હોસ્યાર, વળી જ્યારે પણ બોલે ત્યારે તેની ટોલટકોરને વજન મળે છતાં, તે હરદમ લબાડથી બેહદ ડરતો હતો. ખુશમશ્કરી ને કરપીણુ લબાડીને કાંઇ સેજ સંબંધ છે; તેથી તે ખુશ મશ્કરી કોઇ વેળા પોતાની બાજીમાં નીશફળ ગઇ તો લબાડીમાં બદલાઇજ. જે લબાડીથી કસું નુકસાન થતું નથી ને હસાહસ થાય છે ને ગમત મળે છે તે મશ્કરીમાં ગણાયછે; એથી લબ્બો બનતાં તલગ લબાડ સંગાત દરબારમાં સાથ નહી થવાને બેહદ કાળજી ધરાવતો, તે આ પ્રમાણેનાં બની જતા ઉલટા સુલટા મામલાની ફીકરથીજ.

મનાદી ફરી ને રૈયત સરતની વાત જાણી પોતાના કામકાજ મેલી મોજ મેળવવાની આશાએ તે સરત લાગવાની જગ્યા, જ્યાં રાજ્યતંબુ નખાયછે, અને ચોતરફથી તૈયારી થાયછે ત્યાં જઇ જેમ ફાવે તેમ ઠીક બેઠક ઘેરી લેતી હતી. સઘળું દીલ્હી શેહેર પર્વત ઉપર ને વચ્ચે ને બાજુએ ઉતર ચઢ આવી જઇ વસ્યું હોય તેમ ત્યાં અઢારે વરણનો મેળો મળ્યો. સાંજના પાંચ વાગે શાહનશાહ પોતાના અમીર ઉમરાવ સાથ ત્યાં આવી સઘળી તરફનો તમાસો દેખાય તેવી બાજુએ નખાયલા તેના ખાશ માંડવામાં દાખલ થઇ તખ્ત ઉપર ચઢી બીરાજ્યો કે સઘળા દરબારીઓ ત્યાં તેઓની બેઠકે આવી બેઠા. આ રાજ્ય મીજલસમાં તે વખ્તના દીલ્હી આગ્રામાંના તમામ હાજર અમીર ઉમરાવ, નવાબ, ઠાકોર, સોદાગર ને સરદારો વગેરે જમાવ થયા હતા. બીજા રાજ્ય મંડપમાંહે સઘળો રાજ્ય જનાનો ને સઘળા અમીર ઉમરાના જનાના બીરાજ્યા હતા. આ વખ્તે સઘળા રાજ્ય દરબારી સાથ રાજા બીર્બલ પોતે પણ યુક્તીમાં હતો કે કોઇ પણ દેખાવની વાત શાહનશાહ કાઢે તો તે ઉપરથી તોડ લગાવી આ નાહકની પંચાતનો છેડો કોઇ ખુશાલીમાં લાવી મેલે, મગર સઘળો રંગ ચુપ ને ત્રાસ પમાડતોજ ત્યાં મચ્યો. આખરે મુલ્લાં ફેઝી આલમની મળેલી ઠઠ માંહેથી ગમખાર મુખડે એક બંદવા સમાન અવતારનોજ આવી ઉભો; તે દેખાવથી રૈયત તેમ દૂરબારી સઘળાજ ગમખાર સુન્ય જેવા બેફામ ને ફીકા થયા. સ્ત્રી મંડળ પણ શાહેર ફેઝીની હાલત ઉપર શોક કરતું હોય તેવું ઉદાશીન દીસ્તુ હતું. મુલ્લાંફેઝી મોગલ શાહાનશાહાતનો તે કાળનો મોટો શાહેર ને રૈયતનો માનીતો હતો; વળી તેની કવીતાનો રસ કે જોશ સઘળી વરણને ભાવ ઉપજાવતો હતો. વળી તે ઊંડાણુ ભેદ દર્શાવનાર ને મનશક્તીમાં એક્કો હતો. એવા અચ્છા શાહેર ઉપરના ઉઠેલા આળમાં સઘળી આલમ પોતાની રાજીખુશીથીજ ભાગ લેતું ને તેને માટે મોહબ્બતનો ઉભરો કાઢતું

હતું ; તેવા માંહે ત્યાં એક બુઢો મુલ્લાં હાથમાં રૂકો લઇ ખાસ તંબુમાં દાખલ થયો તેણે શાહાનશાહના કદમે પોતાનું સર નમાવી બેહદ તવાજેથી એક રૂકો જનાબ મેળ્યો.' તે બોલ્યો "આલમ પરવર શાહાનશાહ આ રૂકો જેહાનના મુસાફર મુલ્લાં ફજ્જુખાને એકાએક પ્રવાસ કરવાને નીકળી પડયા-ના કારણે લખી, ફીદવી મારફતે આપ હોમાયુન જનાબ રવાના કર્યો છે. રૂકામાં લખાણ કર્યું હતું તેઃ—

"જેહાં પરવર શાહાનશાહ, હાલસુધી મેં દરેક કામમાં અક્કલનો પાયો અવલ દરજ્જાનો સ્થાપ્યોછે. તેથી સરત બજાવવાના કામમાં વ્યર્થ મથવા માટે હું માલ જોતો નથી, જો કે સર્વે આલમને તો રોશનછે કે સચ્ચાઇ મ્હારી પોતાની છે. સાચને આંચ છેજ નહીં તોય રોશનબખ્ત શાહાનશાહના પ્રતાપે એકબારગી એ સરત પ્રમાણે પાહાડ ઉપરથી ગગડી પડતે મગર મને હાલ તેમ કરવાને બને નહી તેનો આ સંગીન સબબ ખુલ્લો છે કે મેં લંકાના શેઠ સાઉકારો ને વેપારીઓને તે પુરાના શેહેરમાં રાવણના જમાના-ની મને સોધ ખોળ કરવામાં મદદ આપવાના કાગળો લખ્યાં હતાં. તેનો સઘળાંનો સામટો જવાબ ગઇ રાતના કાસદો મારફતે તે શેહેરના વેપારી માહજન તરફથી મને મળ્યોછે ; તેમાં વેપારી માહજને મને તાકીદ કરી બોલાવ્યોછે અને મ્હારા આવકાર માટે ત્યાં સારી લંકાએ રોશની કરી દીપાવા-નો ઇરાદો જણાવ્યોછે. ભલા આદમીઓએ દીવસ મુકરર કર્યો માટેજ અગરજો બરાબર મુદતમાં ત્યાં નહી પ્હોંચાય તો ઠીક લાગે નહીં, તેથી મેં રાતોરાત કુચ કરીછે. મ્હારી કુચ આ રૂકો જનાબ મેલાશે તેટલા વખ્તમાં તો, પચીસ પચાસ કોસ વધી ગઇજ જાણવી. લંકામાં રાવણ ને રામની જંગ આગળના ઘણા જુના જમાનાની ખોળ આજના જમાનામાં એક હું શીવાય કોઇ કરી શકે તેવો પાકો નર દીસ્તો નથી, તેથી તે સંગીન જેહમત મેં મારે સર ઉઠાવીછે ; તે પાર પાડવાની મારી ઇનતેજારી ઇનશાલા શાહા-નશાહના રોશન તાલેના સાહ્યાથી બેશક આશાન ઉતરશે. આ કામ સરનજામ પ્હોંચાડી રાજધાનીમાં આવ્યો કે પછે મને આ સરતની સાબેતીમાં જે પણ હોકમ હશે તેમ સાબેતી રજુ કરવાને મ્હારે કસી અડચણ નથી. મ્હારી સચ્ચાઈ તે એકસો એક ટચની સચ્ચાઇજ છે તે માટે જે શક લાવે તે પોતે બેશક બેઇમાન ને તકશીરવાર આદમી છે. મ્હારી સચ્ચાઇનો તાબ એટલો છે કે જો તે જાહેર કરવાની જરૂરજ હોય તો મ્હારી જગ્યો આપણા લબ્વાને લઇ જઇ ગગડાવો ને તે જો ગગડી પડયા પછે તેને કસી પણ ઇજા પ્હોંચે તો પછે મ્હારો દાવો રદ થયો એટલુંજ નહીં પણ આ હોનારતના બાબમાં જેટલો પણ દંડ રાજ્યથી નખાય તે લબ્વાને ભરી આપવા હું મારા બાપ-

દાદાના બોલ સાથ કબુલ થાઊંછું.

**સહી જનાબનો તાબેદાર ફજ્જુ."**

રૂક્કો સાંભળી સારી દરબાર દંગ થઇ. લવ્વાના હોસ લેવાયા. તેણે જોયું ત્યાં શાહનશાહ સાથ કામ આવ્યુંછે. અગર જનાબે હઠ પકડી તો લેવા–ના–દેવા થયા જાણુ. તેથી તે બોલ્યો "ધર્મરાજ, મુલ્લાં ફજ્જુજ છે, એનો ઇલકાબજ લબાડનો, તો એ જન્મના લબાડનો પક્ષ ધરી જે પણ પર્વતની ટોંચ ઉપરથી ગગડી પડે તો તે નહીં મરશે એ જામીનગીરીજ નથી. લંકા શી ને મહાજન શી ને પ્રવાસ કોણુના બાપનો? ત્યાં શેહેર માંજ કોઇ હલકા લત્તા ઉપર એક કોટડી લઇ છુપાઇ રહી, વર્ષ બે વર્ષ રાત્રે ભલતા પોશાકે નીકળી, ફરી વળી જ્યારે મન થયું ત્યારે પ્રવાસથી આવ્યાની બુમ ફેલાવી, અસલ સ્વરૂપે હાજર થવું; એવા અલેલ ટપ્પૂની આંટ તે શી ને સત્ય તો શબ્દમાંજ માત્ર જાણે તે શીવાય જેણે એનો ભરોસો કર્યો તે તો સાવ ઉલો વહેરાયોજ." રાજા બીર્બલે જોયું કે એક નેમમાં બે કાજ થાયછે તે બોલ્યો "હજરત મુલ્લાં ફજ્જુનો રૂક્કો સલતા સ્વતાં પ્રગટ થઇજ તેવો હાક બોલાવેછે. તે મોભાદાર મુસાફર મુલ્લાંની વાતને લેશમાત્ર ઓછી જાણુવી નહી. તે રૂક્કામાં કહે છે તેમ આપણા લવ્વાને મોજેજો સાબેત કરવા માટે ગીરી ઉપરથી ગગડાવ્યામાં કાંઇ અડચણ નથી." જૈનખાન ત્યાં હતો. તે વળી બીર્બલ કરતાં પણ જાદા ઊંડાણુબાજી ખેલવાને લલચાયો. તે બોલ્યો "બંદેનવાજ, રાજા બીર્બલ દુરંદેશ છે." શાહાનશાહ બોલ્યો "મ્હારો પણુ એ મત છે." લવ્વાએ મનમાં વીચાર્યું, આ સઘળા મ્હારો ઘાટ ઘડવા મ્હારી ઉપર ઉલટયા છે, માત્ર શાહાનશાહ એક ભોળો છે; તેથી તે બોલ્યો "ધર્મરાજ સત્યવાત ત્યાં હા કહેવું માહપુન્ય છે. પુન્ય માટે તો સારી સૃષ્ટી ઉલટ પુલટ થાય છે. તે સ્વર્ગ સ્વરૂપ દુનિઆ હોરી લેવા માટે હું ના પાડું તો મ્હારા ભાઇ બીજા બહુએ હાજર છે. બીર્બલ પોતે કયાં ના પાડે છે કે મ્હારી હઠ પકડો છો?" શાહાનશાહ બોલ્યો "સચ્ચ બીર્બલ લવ્વો કહે છે તે મ્હારા મનમાં ઉતર્યું. તું પોતેજ મુલ્લાં ફજ્જુનું સત્ય શાબેત કરી જશ ખાટ." બીર્બલ મનમાં બોલ્યો કમબખ્તી. ફાંસી ગળે ઓલવાઇજ? પણુ જાતે અવલ ચતુરાઇ ને કીરતીવાળો, તે તાબેદારી દેખાડી જુગતીથી બોલ્યો "જેહાપનાહ જેનો દાવો તે હાજર નથી તો તેના નામની જીકરમા મજો હોય શેની? જે આ ભારે ઠઠ મળી તે માત્ર મુલ્લા ફજ્જુખાનના સત્ય અખતરા માટે મળી તે જ્યારે રાતોરાત લંકાનાં પુરાના શીલા લેખ ને જંગ ને દેવદેહરાંના જમાનાની સોધમાં ચાલ્યો ગયો તો પછે આપણુને કયાં તેની સાબેતી બીજા તીરાયતથી લેવાની જરૂરછે? તે તે માત્ર તેની પાસથી લેવામાં તેની પોતાની લાજ જળવાય છે. બીજો પડયો ને

સાબુત રહ્યો કે ભુત થયો તેમાં મુલ્લા ફ્જ્જુની સચાઇને શો સંબંધ ?” વળી શાહાનશાહનું મન ફર્યું “ સચ્ચ બીર્બલ સચ્ચ, આ જીકર હાલ તરત મુલતવી રાખ ને જ્યારે મુલ્લાં પ્રવાસ કરી આવે ત્યારે એ સરતનો નીકાલ લાવવાની તદબીર કરજે.” આ રવેસ મુલ્લાં ફ્જ્જુ ને મુલ્લાં ફેઝી વચ્ચેની હરીફાઇ જેમનીતેમ મુલતવી રહી ને સરતની રચના ખાની પીની ને રંગ રાગ રામશનીમાં બદલાઇ. શાહાનશાહનો હોકમ થતાં ત્યાંથી તે શેહેરની ભાગળ લગી રોશનાઇ લાગી. આફતનો દીન એશઆરામમાં ફેરવાયો' પણ મુલ્લાં ફેઝી ઉપર શાહાનશાહ શકમંદ થયોછે કે જ્યાં છે ત્યાં મુલ્લા ફ્જ્જુની માહા જેહમતનો ભોગ લીધો છે તેટલાં એક બીજો ખુદો જનાબ જમીનમાંથી ફુટી નીકળ્યો હોય તેમ એકાએક હાજર થઇ કદમ ઉપર સર મેલી ઉઠયો. તેણે એક રૂક્કો ધરયો; તે રૂક્કાનો સાર આઃ—

“જેહાપનાહના શીતારાની રોશનાઇના પ્રતાપે ‘કીસ્સા એ કીમીઆગર'ના સઘળા મુદ્દા ને પુરાવા હું જનાબ હાજર કરી આ કીતાબની બેતેબેત બંદાની ખાસ જેહમતનો ખજાનો છે, તે આઉડનો દરેક ખેડુત પણ જાહેર કરવાને પોતાની ફરજ વીચારે છે. આઉડમાં મ્હારા પ્રવાસની કારકીરદીના ગુજારેલાં સાત વર્ષમાં મને ત્યાંનો અદનામાં અદના પણ પીછાને છે કે આ નામદાર મુલ્લાં ફ્જ્જુખાન; મગર દીલગીર છું કે હાલતરત મને માહા બીકટ કામ પરોપકાર અર્થે સર ઉઠાવાની શરમ છંડાઈ નથી. મારા જેવા સરમાળ ને લંકાના ખુણે ખુણાની હકીકત ને રાવણના પણ કાળ આગળની સોધ ખોળ મેળવતાં ઓછામાં ઓછા નાખી દેતાં સાતથી આઠ વર્ષ થશે; પણ મ્હારી ખંત ને આગ્રહે થતી મેહનતે તે મેળવી રહ્યો કે પલ પણ નકામી ના જવી જોઇયે તેમ માહ ખંતે મને હ્યાંથી બાહરોબાહર ફરંગીસ્થાન જવું ઠરયુંછે ત્યાં મને જે ખટપટ કરવી છે તે ઘણા મ્હોટા પાયા ઉપર આપણી શાહાનશાહતના બાબમાં જીકર ઉઠી છે. તે બારીક બીનાની તકરાર ઉઠાવી સઘળી હીંદની આલમનું ભલું કરવા માટે જાન સટોસટની બાજી હાર પાડવી છે. આ કામ વખતે ત્રણ વર્ષના સેજ અરસામાં બની જાય ને વખતે દસ પંદર વર્ષ જતાં કદાચ બેડો પાર પડે.”

શાહાનશાહ, મુલ્લાંના માહભારતપણા ઉપર ને તેના બજાવા ધારેલાં પરાક્રમ માટે ઊંચું મત બાંધી બેહદ ખુશીમાં આવ્યા છે ને તે માટે મગરૂર થયલા દેખાયછે તેટલા રાજા બીર્બલે તાલ કરી ખુદાને કહ્યું “મુલ્લાં ફ્જ્જુ ખાનને કહેજો કે રાજા બીર્બલ જેહાંપનાહ તરફનો જવાબ લઇ રાતના આપને મૂકામે મળશે.” ખુદો રાજા બીર્બલનું મોહ જોયા કરે છે! “જરૂર જણાવજે” બીર્બલ ફરી બોલ્યો; સાંભળી ખુદો બોલ્યો “પણ મને પોતે ઘરમાં છે એમ જણાવા સાવ ના પાડી છે ને હોકમ કરયો છે કે જે પણ પુછે

તેને કહેવું કે શ્રી લંકાની મુશાફરીએ ગયા છે." બુઢાના આ ભાષણથી શાહનશાહ ને મંડપ બીરાજકો હસ્તાં હસ્તાં કમાન મીસાલે વાંકા વળી દીવાના બની ગયા છે. સ્ત્રી મંડળે ફજ્જુખાનનો ફજેતો જોઇ બુઢાની રેવડી કરવાને બાકી રાખી નહીં. રઇયત સઘળી ફેઝીની ફતેહ ને ફઝુની ફજેતી થયાથી ખુશીમાં આવી જઇ હસતી હસતી આમથી તેમ લપેરા ખાય છે; તેવામાં ત્યાં એક સાંઢનો શીકાર કર્યા જેવી ચીસ પડી! સઘળા ઘડીભર દંગ થયા પણ પછે જે હસાહસ થઇ તેનો પાર રહ્યોજ નહી. સબબ બીર્બલે લવ્વાને શીખવી ફજ્જુખાનના બુઢાની ગરદન ઉપર તેના ધણીની લબાડીના ઇનામમાં એક અંગારો મેલાવ્યો હતો. જ્યારે શાહાનશાહ અકબરે આ બનાવ જાણ્યો કે લબાડના બુઢાના ડોળાપર ડોળા ફરી ગયા છે ને તે તે લવ્વાની મશકરીથી ઘણોજ ખીજવાયો છે અને ખુન ઉપર આવ્યો છે ત્યારે તો શાહાનશાહને હસ્તાં હસ્તાં તખ્ત ઉપરથી ગગડી પડવાને બાકીજ ના હતી, જો મુલ્લા ફેઝીએ બચાવ ના કરયો હતે તો! એ મીસાલે લબાડ ને કવી વચ્ચેની સરતનો આંકો આવ્યો અને મુલાં ફેઝીને શાહનશાહ અકબરે જેટલો એઈજત કરયો ને શકથી જોયો હતો તેટલો જાદા મરતબો નવાજી તેને ઇજત ને ઇનામથી નેહાલ કરયો.

---

## ગજલ.

કીધો મેં સેજડો સનમ ત્હારા નુરી દેદારને,
કોટી નુર ભર્યા અવતારને સોહામના ગોળાકારને.
ઝલકી ત્હારા રોબની બલીહારી મ્હારાં સર પર,
આબાદ રહો આબાદી તલગ નુરદાર શેરયારને.
રહીછે કંગાલમાં કંગાલપે મેહરબાની તુજ વરસી,
સીહામાં સીહા સ્વરૂપ છુપામાં છુપા છુપાયલા આકારને.
તું નીકલેછે ઝલકી પુર રોબથી થાયછ આલમને શાદી,
ખુશાલી મચેછ ખરી દેલને જેહાંગારમાં જેહાંગારને.
કરેછ બગલગીરી ત્હારા એકજ નેજારાથી રોસની ખલકને,
તાબેદારીથી ફરમાબરદારીથી તાબેદારને ફરમાબરદારને.
આશક છે તાહરાં હોસ્ન પર કુલ આલમ ચરંદે પરંદે,
આબી આગી કરેછ ગેળ ગમન જોઇ તું મેહેરયારને.
તું ખુશાલી છે એવી કે એજગેબી સીવાય ના મેલવાય,
એકીમતી છતાં બીન કીંમતે તું મલેછ હરએક અવતારને.
ન્હાનાને પણ, મ્હોટાને પણ, ઝલકતાને પણ, કાલાને પણ એકસમાંન,
તાજુબી કે બીન રાખ રખાવત કરેછ ઝલકતી કુલ અંધકારને.
તાહરા મહીમાપર મોહી મરેછે મજોએ મલાજે **રૂસ્તમ**,
બરા શાખી નુર મહીમા સલામ પોંહોચો તુ અમર નુરદારને.

---

# શાહાનશાહ અકબરની દરબારમાં દખણના ઉસ્તાદ ગોપાલ નાયક ને મીયા તાનસેન વચ્ચે રાગ વીધાની સરત.

શાહાનશાહ અકબર પોતાના શ્રી આગ્રાના મહેલમાં બીરાજયો છે. આ મહેલ શ્રી જમના નદીને કાંઠે પોતાનું સર્વેથી મોટું સોનેરી ગુમ્બજ આકાસ સાથ લગાડી ત્યાંના સર્વે બીજા મહેલોનો સરદાર હોય એવો રોબ મારેછે. આ મહેલ આસપાસ જમનાના નીરમળ નીરની લહેર, વળ ખાઇ ખાઇ ઝકઝક થઇ રહી છે. આ મહેલને ન્હાના મોટા મળી પચાસ ગોળાકાર ગુમ્બજો સીખરે ઉઠયા છે. આ મહેલનું ચોગાનવાળું મેદાન તરહેવાર અજાયબ રંગ બેરંગીન ફુલો લાગીને તે કોઇ અલૌકીક હોય એવું શોભાયમાન થયું છે. આ મહેલનો મસ દરવાજો ઉગમણુ તરફ છે. તેની સંભાળ ને રખેવાળીમાં હજાર સરસ શુરા પચરંગી સીપાઇ ત્યાં રાત્ર દીવસ હાજર છે. ત્યાં જ્યારે પણ શાહાનશાહ લૂડાઈ જીત્યાની, કીંવા કોઇ બળવાખોર સરદારને જેર કર્યાની, ખુશાલી ગુજારવા આવતો હતો ત્યારે ત્યારે તે પોતાની પાદશાહાતના સંગીત શાસ્ત્રના નવ રત્નમાંથી ઓછામાં ઓછા ત્રણને તો સંગાતે લાવતો હતો. વળી ત્યાંની હવા ઘણીજ મનરીઝ ને સુખાકારી ઉપજાવતી હોવાથી જરૂર બાજરૂર મનની ચીંતાએ લેવાતા રાજ્યાધિકારીઓને પણ ત્યાં સાથ લાવી અચ્છી તરતીબથી રાખતો અને હકીમને ઔશધીની રામબાણ તરતીબ કરાવતો હતો. ત્યાં મહેલમાં જે આનંદ ને ઉમંગના ઉત્તમ સાધન હાજરના હાજર, તેથી ગમે એવો મુડદાલ કે મંદ મગજનો માનવી તે વૈભવ ભોગવી તનદરોસ્ત ને તકાવર થઇ જવાને લીલંબ લગાડતો નહી. ત્યાં તરવાના હોજ ને નાહવાના નવીન યુક્તીના હમામખાનાથી વળી કીંકર જેવા બેબીસાત થયલાં બદન ફરી પાહાડ જેવા પુષ્ટ ને પહાણ જેવા પહેલવાની બનતાં. ત્યાં ચોગાનના મેદાનમાં સંગેમરમરના ફરતા ફુવારા, કોઇ તે માહે પરી તો કોઇ પેહલવાન મેલાઇ, તેશેનકથી નાનાપ્રકારના પ્રતાપ પ્રગટ થતા હતા. એક ફુવારામાં સીતાર પકડેલી નાયકા, જ્યારે પણ પાણીની શહર ફુટી ત્યાં આસપાસ છંટકાવ થતો ત્યારે, તેમાંથી સપ્તસૂરના સરોદ ચાલી વાયુ ને સીતળતા માહે જાદુઇ ઝમક ઉપજાવતી હતી. એ મેદાનના ચોગરદમ

ચકરાવામાં એટલાં તો ઉત્તમ જાતના ફળનાં ઝાડો લાગાં હતાં કે મોહસમે તે પોતાના નવીન ફળના ઝુંમખાથી ગાનધર્વને લલચાવનારા થયા સમાન ઝોંકાં ખાતાં હતાં. તે માહેથી સુગંધી પમરતી, તે ત્યાંના તરેહવાર સેંકડો જાતીના ફુલના પમરાટ સંગાતે ભેળ થઇ દીવ્ય દોર ફેલાવતી હતી. ત્યાં વળી અકબરના સરસ શોખને અનુસરતાં પસુ પક્ષીનો સંગ્રહ થયલો હોયાથી બસંત વખતે નવા ફુલની સુંગધીને તે પક્ષીઓના સુંદર સરોદ વધામણી દેતા માંહે ખુદરતી ગાયનની શીફ્ત જે સહરાગાત મારતી તે મહા વીસ્મયકારક હતી. વીચીત્ર વીશ્રામ આ આગ્રાનો જમના નદી કાંઠેનો શાહાનશાહી મહેલ ગોયા આ ફાની જેહાનનો સરસ નમુનો હોય અને તેની બરોબરીનો કોઇ ખાબ પણ ના હોય એવી તે તેની બાંધણી ને ખુદરતી જગ્યાથી અંકાયો હતો.

જ્યારે આ મેહલમાં શાહાનશાહ આવતો ત્યારેજ દેશના ઉત્તમ કારીગરો પોતાના હુન્નર અજમાવવા ત્યાં શાહાનશાહ અકબર પાસ આવતા હતા. ત્યાં શાહાનશાહને એશ આરામમાંજ માત્ર વખ્ત ગુમાવવો એટલે નવી નવાઇ જોવા, અજમાવવા ને તેની કદરસ્નાસી કરવાને ઠીક બનતું. ગવૈયા દેશદેશથી પોતાના રેસાલા સંગાતે આવી રાગ રાગણીની સરતમાં ઉતરતા ને નાયકા પોતાના નખસીખ નખરાં ને આવભાવના નાચ ને નેનકળા કરવામાં પોતાની વીદ્યા વખણાવવાને બીડું ઝડપતી હતી. આ મહેલમાં અનેક દીવાનખાના હતાં પણ એક મોટું દીવાનખાનું જ્યાં કસબી ને મખમલના ગાલીચા બીછાવેલા હતા. જ્યાં શ્યાલના અસતર ને મોતીની ઝાલર સાથના તકીયા ફરતા મેલાયલા હતા. જ્યાં મોતીના જોડા ને મોતીની ટોપીઓ દરેક તકીયા આગળ મેલાયલી હતી. જ્યાં મોતીની પીકદાની ને મોતીની ગુલાબદાની હારેહાર ગોઠવાયલી હતી. ત્યાં શાહાનશાહ માટે લગાર ઉંચી મખમલની ગાદી મેલાઇ, ત્યાં મેલાયલા ફરતા મોતીના તકીયા માહ કીંમતી હતા. આ દીવાનખાનામાં દરરાત્રે એશઅશરત મીજલસ મળતી ને ત્યાં ઉસ્તાદ તાનસેન કે બીજુબાવરો કે લાડ કપુર કે તાનતરગ પછે જે પણ હાજર હોય તે સંગીત કળાની કુશળતાની અવધી કરી મેલતો હતો. આ મહેલ માત્ર રાજવંશી પરોણા કે પદવીવાળાઓનેજ દાખલ થવા ખાતર હતો બાકી કોઇ સાધારણ પ્રજા કે તીરાયતને ત્યાં ફટકવાની પણ તાકાત નહી. ત્યાં જે અણબોલાવેલ દીસ્યો તે રાજનો બંધવો થયોજ.

આ એશઅશરતના ખાસ મહેલમાં શાહાનશાહ અકબર પોતાના વીણી કાઢેલા રાજ્યાધીકારીઓ સાથ છે. ત્યાં કોઇ ખબર લાવ્યું કે "દખણનો મોટો ઉસ્તાદ ગવૈયો ગોપાલ નાયક પોતાના રાજ્ય ઢપના રસાલા સાથ દેશદેશના ગાનારા ઉસ્તાદ ગવૈયાઓને રાગ વીદ્યામાં જીતતો ને દરબારે દરબારના ઇનામ મેળવતો ત્યાં શાહાનશાહની દરબારમાં સરત મારવા આવે

છે." આ વાત ઉડી, તે કરતાંએ સેજ વખ્તમાં તો, શ્રી આગ્રામાં ગોપાલ નાયક દાખલ થયો. ગોપાલ નાયક માહારાજાના ડોળે એક ઘણુંજ કીંમતી હાથી ઉપર રૂપાંની અંબાડીમાં પોતાનો સુરસાગર લઇ બેઠો છે. તે પાછળ બીજા દસ હાથી તેના સંગીત શાસ્ત્રના ઓજારો ઉપાડી જવાન માવતોના અંકોસથી ચાલેછે. તે પાછળ સો ઘોડા ઉપર તેની સાથના માણસો સ્વાર થયા છે. પચીસ ઉંટ તે રસાલાનો સઘળો સરસામન ખટલો ઉપાડી પાછળ ચાલે છે. વળી ખચ્ચર ને બળદ ને ગાય ને બકરીઓ પણ પુશકળ છે. બે હાથીના બચ્ચાં તો તેણે મેળવેલાં ઇનામના સોના રૂપાના તોરા ને કસબી ને રેસમી છત્રો સાથના શીરોપાવો ઉઠાવી તે સઘળા રસાલા વચ્ચે ખુબ ડામાડોલ ઢપે ડોલતાં ચાલેછે; ને તે બચ્ચાંઓનાં લાડ જોતાં આગ્રાવાસીઓ તો શીદા શીદા થઇ ગયા છે. વળી આ સર્વે રસાલાની રણસીંગ હરોલમાં વાજીંત્રાના સરોદો તણાઇ રહ્યા છે; એથી સર્વે જણ જાણીતું થયું કે દખણનો મોટો ઉસ્તાદ ગોપાલ નાયક આપણા રાજ્ય ઉસ્તાદ ગવૈયાઓ સાથ રાગ શાસ્ત્રની સરત લગાવવા ને પોતાનું આબ દાખવવા છેક દુર પંથથી લ્હાં લગી જંજાળ ખેંચતો આવ્યોછે. તેણે માર્ગમાનાં સર્વ રાજ્યના ઉસ્તાદ ગવૈયાઓને જીતી સારા ભરતખંડમાં અમર નામના ઉઠાવી છે. આખરે ગોપાલ નાયકની સ્વારીની ખબર શાહાનશાહને પડતાં તરત તેને રાજ્ય આવકારથી પોતાનો પરોણો કર્યો, અને પોતાના એશઆરામના ખાસ મહેલમાં તેને નોતર્યો. જ્યારે ગોપાલ નાયક પોતાના સૂરસાગર સાથ દરબાર દરવાજે આવ્યો ત્યારે ઉસ્તાદ તાનસેને એશતકબાલ જઇ તેને યોગ્ય સન્માનથી દરબારમાં દાખલ કર્યો. બીજુબાવરાએ તેની ને શાહનશાહની પીછાનત કરાવી. પછે સર્વે ઉમરાવ, અમીરો, નવાબો, ખાનો, મુલ્લાં, ઠાકોરો ને રાજા વગેરેથી જેગોપાલ થઇ કે તે એક બાજુ રાજ્ય ઢપછપે જઇ બેઠો. ગોપાલ નાયકની બેસવાની ઢપ ને બોલવાની મધુરસ લઢણે શાહાનશાહ તે ઉપર ખુશ થયો. વળી તે દીલે મજબુત બાંધાનો કદાવર ને ગરદનનો લાંબો ને ચહેરાનો દીલજીતક હોયાથી તે ત્યાનાં સઘળાઓના દીલમાં સારૂં મત બેસાડી શકયો.

આ સમય રાત્ર સીરૂ થઈ હતી. વસંતના ઝમકારો મંદ મંદ સુગંધી વાયુમાં વહેતા હોય એવો, જેને સંગીતનો સમુળો ભાસ છે તેને દીસ્યા કરે. વળી ગોપાલ નાયકના હાથનો સુરસાગર તેને ખબર નથી તેમ તેના હાથની આંગળી, તેના તારને લાગી, આ વસંત સારીગમ ચાલતી હતી.

**"સા રીગ મ ધપ મપ મગમ મધમધ નીધધનીમમ મમગગરીમનીમ નીધ મધ પગ નીધ ધનીમમ મનીધમ મપ, સમમ મગરીમ મ નીધપમપ મગમ ધપ મમપ મગમ મગગરીસ."**

આ જે સૂરસાગરના પેટમાંથી પ્રેમ ઉપજાવતાં મધુરને ગોપાલ નાયકની આંગળી ખેંચતી તેથી ત્યાં બેઠેલા ઉસ્તાદોના દીલ રંગાયાં. આ હીંગામને આનંદનો જાણી સર્વે વ્યર્થ ખુશ થતા હતા પણ બીજુબાવરો, તાનસેન ને તાનતરંગ તે આંગળીનો ઝટકો વખત આવે તો કેવો જબરો થઇને સરસાઇ મેળવી જાય, તે ખ્યાલે ગંભીર થઇ બેઠા છે. શાહાનશાહને પોતાના ઉસ્તાદો હારે કે જીતે તેની કેટલી દાઝ હોય? તેથી તે તો ગોપાલ નાયકને, ત્યાં કોઇ ઉમદા ચીજ ગાવાની ફરમાસ ખાનખાનાન પાસ કરાવા ખાતર તે દરબારી સાથ વાત કરે છે. આ બન્નેને કાને લાગેલા જોઇ તાનસેન તેઓની આબાદ વાત સમજી ઉસ્તાદ ગવૈયાઓના સરદાર જેવા બીજુબાવરાને કહે છે "ઉસ્તાદજી, શાહાનશાહ ફરમાયશ કરવાનો હોકમ ખાનખાનાનને આપશે ને ગોપાલ અગર આજને આજ સંગીત ઉપર સરત લગાવશે તો ઠીક નહીં." બીજુ બોલ્યો "તાનસેન 'હોની પ્રબળ' પણ અવલ તાનતરંગ સામે રહે કે આપણે તેની ગાયન કળા ને અલાપનો અનુભવ પામીએ તો પછે થઇ રહેશે." તાનસેન કહેવા લાગો "ઉસ્તાદજી, એ બીજી જાતનો ગાયન કરવાવાળો મેં સાંભળ્યો છે. એ રાગરાગણીના રૂપક સાક્ષાત ઉભાં કરે છે, તે અલોપ થયા પાછળ તે લઇ આવવાની સરતમાં ઉતરે છે ને સામાને જીતે છે. એ કાંઇ કાન ને માન ઉપર પોતાની સંગીત વીધા વ્યર્થ પચવા દેતો નથી" તેટલાં ખાનખાનાને મીજલસની અદબે ગોપાલનાયકને કોઇ અછી ચીજ ગાવાની ફરમાયશ કરી.

શાહાનશાહ તરફથી ફરમાયશ કહેનાર ખાનખાનાનને સાંભળતાંજ ગોપાલ નાયક દરમાંથી ઓચીંતા નીકળી વીષ ફુંકતા નાગ મીસાલે સુર ભેર તરો થયો. તરત તેના સાજીઓ તે પાસ આવી બેઠા કે તે મુકામ, ચમત્કાર ને નવીનતાનો પ્રકાસ પામ્યું. તરત તબલાએ ઉસ્તાદ બજાવનારની થાપમાં, જેમ મદારીની વાંસળી ઊપર નાગણ ફેણ ઉઠાવે તેમ, નાચવાનું સરૂ કર્યું. તેને રંગરાગનો ભુખો જોતાંજ સારંગીએ મધુસુર ખેંચાણ લઇ તે મસ દીવાનખાનું સાકરનું સરોવર હોય તેમ મનપસંદ પ્રસંગ મચાવ્યો, કે ગોપાલે શામ કલ્યાણનું ધ્રૃપદ ઘુમાવ્યુ.

તેરોહી ધ્યાન ધરત બ્રહ્મા શિવ બ્યાસ ભાલ નારદ મુની,
સનકાદીક શેશ સો રેશ જપત રટત રહત નીસ બાસર. ॥ ટેક ॥
ચંદ સુરજ ઔર તારાયણ ધૃમેહ પવન પાની પસુ પંખી,
જલ થલકે ધન દામની આ આ આ નાર નર. ॥ ૧ ॥
દીનાબંધુ દીનાનાથ, દીનદયાલ જગજીવન જગન્નાથ,
કેરતાર ભરન પોખન બસન નાથ સતત સમ્પતધર. ॥ ૨ ॥
સબ સુખ સન્માન દીજે ગોપાલ દીન દીન પરોપકાર કરન,
હાર પરતી પાલ પ્રમેશ પ્રમાનંદ બ્રહ્મા વિષ્ણુ શંકર. ॥ ૩ ॥

ગોપાલ નાયકે આ ધ્રુપદ નહી ગાયું પણ ધરતીકંપ કરયો હોય એવો તે અલાપ માંહે ધુમતો, ધુમતો કોટીકોટી તાનસન્માન માંહે મચ્યો કે બીજુબાવરાએ પોતાના બન્ને કર મોહ ઉપર મારચા. તાનસેન તો ત્યાં સુનકાર જેવો બન્યો. તાનતરંગની તો જીભ લુલી તોતળી થઈ હોય તેવો અર્ધ ખુલી ગયલા મુખે તેને જોતો રહ્યો. લાડ ને કપુર તો એટલા ઝાંખા પડયા કે કયાં મગરમછ ને મગત્રું એટલી પોતાની ગાયન કળા ને ગોપાલ નાયકનો સંગીન રોબ જોયો. શોબહાનખાન પણ ગોપાલ નાયકની અરધી કળાએ ના પોંહોચવાનું પોતાના મનમાં ચેતી ત્યાં ધુવડ બન્યો. ચાનખાન તો ગોપાલની સંગીત વીધા જોઇ પોતાના ગળાંને લાખોલાખ ગાળ દેતો ત્યાં ચીડાયો જેવો બેઠો છે. સુરજખાન તો ખાનખાનાનને કાને લાગી કહેવા લાગો. "આજ લગીના સાંભળેલા ઉસ્તાદ ગવૈયાઓમાં ગોપાલ નાયક અવલ કનૈયો દીસેછે." રાજ્ય લબાડ ફજ્જુખાં તો ત્યાં પાનનું બીડું ચાવતાં ચાવતાં એટલી બોબડી વાહવા વાહવા બોલ્યો કે તેની આ નાલાયક બેઅદબ ચાલનો ત્યાંના સર્વે હાજર અમીર જનોએ તીરસ્કાર કર્યોજ. રાજ્ય લવ્વો એટલે લગી બોલ્યો "ગોપાલ નાયકના ગાયલા ગાયનના ગમનમાં મુલ્લાંફજ્જુ, હજ કરતા હોય એવા લીન થઇ ગયલા દીસેછે." કવી ગંગથી તો પોતાના ભોળા દીલથી ત્યાં જે સાચી ધારી, તે વાત કહેવાઇ; "ધર્માવતાર, આ ઉસ્તાદ કેવળ ઇંદ્રાસનની ગાયનકળા દરસાવનારો કોઇ ગાંધર્વ જણાયછે." કવી ફૈઝી અલાપ, તાન ને ધૃપદની રચના ત્રંણે સરસ કહી બોલ્યો "પણ જેહાંપનાહની દરબાર એ નાયક જીતી જવા દે, તેવો એ સબળ નથી." આ મત કવી ફૈઝી બોલ્યો, તે સાંભળતાંજ ઉસ્તાદ તબલચીએ એક ઝપાટ તબલા ઉપર એવી લગાવી કે સારૂ દીવાનખાનું તેના શોહોરથી ચમકયું. શાહાનશાહ પોતે પણ લગાર ઉછળયો કે શી બલા ઉલટી ! સર્વે રાજા, નવાબ, ઠાકોર વગરે શૂરવીરો ગોપાલ નાયકના ચમત્કારી તબલચીથી એટલા ચોંક્યા કે તેઓને આ તેની થાપ કોઇ તુફાની સમાના ધ્વનના ગગડાટ જેવી ત્રાસદાયક માલમ પડી. તબલચીની આ થાપે ગોપાલ નાયકના ગાયન ઊપર કાંઇ હલકુ બોલવાની ખુબ ચોકસી રાખવાની ચેતવણી આપી હોય એવો તેની ગરજનાથી કવી ફૈઝી ખસીઆણો પડી ગયો. તે આગળ કાંઇ બોલતે પણ એ ઝપાટાની ઝોમે તેના મગજને ડામાડોલ ને ઝેરી કર્યાથી તે ગરમાઇમાં તેની યાદદાસ્ત સાધારણ માર્ગ ચુકી ભલતીમાં ભમાઇ ગઇ. આ તબલચીની દૈત્યા થાપથી રાજ્ય લબાડ ફઝુખાંથી તો મીજલસમાં બેધડક મોટેથી બોલાયું "ઇસતફ્રરઅલ્લા આ સમય શામકલ્યાણ છે કે શામ સહેતાન? એક ફકત થાપના ઠઠારાએ રણસગ્રામના શૂરવીરોની શોરખી સફા થઇ!" પણ તે તો માત્ર એક થાપ ને ઝપાટ હતી પણ હવે તો તેવી

અનેક થાપ ને ઝપાટનું લશકર ચઢી આવ્યું હોય તેમ તે શાહાનશાહ અકબ્બરની મીજલસમાં ગોપાલ નાયકના છેડાયલા ઉસ્તાદ તબલચીઓથી રમખાણુ મચ્યું. તે તબલાના રમખાણને પુર તેજ કરવા ઉસ્તાદ સારંગીઆએ એવા તાર ખેંચ્યા કે ત્યાં શ્રીજમનાની સર્વ પાતાળ્ય અબછરા, તે રંગ મધુરથી નીકળી આવી હોય એવો ત્યાં સુસ્વરનો પ્રકાશ જામ્યો. શૂરવીરોને જ્યમ નાજનીન સુંદરીઓ નખ્રાં ના પલટા કરી હદમા વસ રાખે તેમ તે સારંગી નાજનીન તારના નખ્રા ને મધુરના વસીકરણથી તબલો પોતાના ઢંગનાં નીશામાં ચકચુર ઉછળ્યો જતો હોય તેવો નવરંગ બની ગયો. આ રંગઢંગ ને મધુ ઉમંગ માહે જીવ મેલવાને ગોપાલ નાયકે સુરસાગર ખેંચ્યો કે તેના ગળાંએ પોતાના ૬૪ મીત્રના માનમાં કનૈયાની વાંસળી ઘડીભર ન્યાલન કરે તેવું ગાયન, બીજું શામકલ્યાણની ચીજનું, ચલાવ્યું.

> આ શામ, શામ કલ્યાણ હોત, હમીર હોત નીધ્યાન ॥ ટેક ॥
> ચલ દરબારી હોત કાહાનરે નાયક નાયકી હોત જેજેવંતી
> ભયી આધીન, પરજ કેદારા હોત બેહાગ લગે કારી,
> શોહેની બાજે, મોહેની બાજે રાગ ભયરવ
> લલત બેભાસ હોત અંતરજામી ગોપાલ મીધ્યાન ॥ ૧ ॥

સંગીત શાસ્ત્રની ચીજો ઔર પણ મંત્ર શાસ્ત્રના ભેદથી જાદા વસીકરણ ઉઠાવન હોયા કારણે આ સ્વરે જે અવધી કરી, તેથી ત્યાં તે અકબરના રંગ મહેલ સામે શ્રી જમના ઉપર ઇંદ્ર પોતાની સર્વ મીજલસ સાથે તે મહીમાં જોવા ઉતરી ઠસ્યા હોય એવી ત્યાંની સીતળતાની સુંદરતા ઝળકી રહી છે. આ એક શામ કલ્યાણની ચીજ, અલાપ ને તાનમાં લલકારતાં લગભગ એક આખો કલાક તે શ્રી દખણના મોટા ઉસ્તાદે કાઢયો તોય ત્યાંના બેઠેલા કોઇનો તેના ગાયન ઉપરથી કાન ને ડોળો ખસ્યો નહીં. જાણે ગોપાલ નાયક એક માત્ર પોતાના વાજીંત્રબાજો સાથ ત્યાં કોઇ અદભુત્તતા પ્રગટ થઇ હોય તેવો જીવતો માનવી દીસ્તો ને શાહાનશાહ અકબરને બીજા સર્વ દરબાર બીરાજકો કોઇ અચેતન વસ્તુ પુતળાં ત્યાં મેલાયાં હોય, જેઓના અલાપના ઓચંબાથી ડાચાં વકાસાઇ ગયલાં ને ડોળા ફાટી રહેલા હતા. શાહાનશાહના માત્ર ઉસ્તાદ ગવૈઆઓ પોતાના પુર એલમના ટેકે ને લબાડ ફજુખાં બીલકુલ ખરખસલતે ત્યાં જીવતા જેવા દીસ્તા હતા. બીજુ, તાનસેન, આસોફખાન વગેરે તેના ગાયનની કુનેહ ઉપર ધ્યાનમાં પડ્યા હતા તેથી તથા ગોપાલ નાયક શી શક્તી પોતાના હુનરની બતાવે છે તેથી સાવ બેભાન રાજ્ય લબાડ ફજુ એક ત્યાં આમ તેમ જોતો ને "ઠીક ઠીક" કહેતો હાલે છે. અર્ધ ઉપર કલાક તો ગાયનનું ઘુંઘુંઘું મીજલસના કાનથી ખસ્યું

નહીં એવો તે બળવંત નાદનો અલાપ લંબાયો હતો કે બંધ થયા પછે પણ તે લંબાયછેજ એવું ગુમાન ચાલું રહ્યું! શાહનશાહ, ગોપાલ નાયકને સાંભળી એટલો તે ઉપર ફીદા થઇ ગયો કે ખાનખાનાન સાથ વાત કરયા પછે તે દખણના સંગીત શાસ્ત્રીને કહેવા લાગો "ગોપાલ, હું તારી ફકત બે ચીજ સાંભળી ખુશ છું માટે તને જે જોઇએ તે માગ" ગોપાલરાવ આ ખુશાલીના વાક્યનીજ રાહ જોતો, તે પ્રમાણે તરત ઝડપથી તે ત્યાં ઉઠીને નમ્યો ને હાથ જોડી આ એક વચન માગવા લાગો "જગતપતી, હું શ્રી દખણનો ગોપાલ નાયક સર્વે દેશદેશ સંગીત શાસ્ત્રની સરતમાં અવલ નીકળી માન ને ઇનામથી પુર થયલો ત્યાં લગી મ્હારા તમામ રસાલા સાથ આવ્યો છું તે માત્ર આ એક આશાથીજ કે જનાબના ઉસ્તાદ ગવૈઆઓ સાથ સરત લગાવું ને સરસ ખપું તો ઇનામ ને માન મેળવી તે સરસાઇનાં ભલામણરૂકા સાથ મ્હારે સ્વદેશ વીદાય થાઉં અગર હારૂં તો આ સર્વસ્વ જીતેલું વીત ઇનામો ને રૂક્કા ત્યાં જીતનાર ઉસ્તાદને સ્વાધીન કરી તેના ચરણ ચુમી પછે આ મ્હારા હુંનરથી હાથ ઉઠાવું ને પછીનો બાકી જન્મ સન્યાસી થઇ શ્રી કાસીના એક મંદીરમાં પડયો રહું" શાહનશાહ, ગોપાલ નાયકને સાભળતાં, લખોનો સરોપાવ કે ઇનામ માગી લેવાને બદલે આ તેની કઠણ સરત મારવાની આશા જાણી, માહ ચતુર તેથી દીલગીર થયો. તે નામદાર તુરત પોતાની દરબારના મોટા ઉસ્તાદો બીજુ તથા તાનસેન તરફ નેત્રા ફેંકી જોય છે તો તેઓ પોતપોતાની મસલહતે લાગાછે ને મોહ ફીકાં મારયાં છે. વળી સભા તરફ નજર કરી તો દરેક દરબારી આ વખ્તે સેજ જાદા કે કમી ગોપાલ નાયકની માગણીએ ખેદ પામ્યો છે; પણ રાજ્ય લબાડને તો ખેદ જગ્યો ખુરરંમી આવી ગયી છે. તે બીજુબાવરો ને તાનસેન વગેરે સંગીત શાસ્ત્રીઓને જોઇ ખુશ ખુશ થાયછે કે "આજ એ બેઠા ખાનારા તુમ તુમ કરનારાઓને હલાલ મહેનતમાં ઉતરી જે તે પાર ઉપર પોંહોંચવું પડશે." વળી કવી ફેજી ને મોટો અબુફજલ, સર્વેથી જેટલા જાદા દીલગીર જણાયછે તેટલો રાજા બીરબલ કે મોટો ટોડર જણાતા નથી. તેઓને જેમ ભરતખંડમાં પોતાની પાદશાહાત ને પાદશાહ ને રાજદરબારીઓમાં અવલ ભરૂસો છે તેટલોજ પોતાના રાજ્યના ઉસ્તાદ ગવૈયાઓમાં; માટે તેઓ ધીરતા તથા દીર્ધ દ્દષ્ટી માહે ચકચુર હતા. એટલામાં બીજુબાવરો શાહાશાહને તવાજો કરી ઉભો "બંદેનવાજ, ઉસ્તાદ ગોપાલ નાયક જે કહેછે તે સરત વગરં પણ તે ત્યાં પોતાની યોગ્યતા દેખાડી નામના કાઢશે. અમારી કોઇ ઉસ્તાદોની એવી મરજી નથી કે એ જેવો નામીચો દખણી ઉસ્તાદ સરત હારી જોગી થઇ જાય. તેની મરજી છે તો સાદી સરતથી તેની ઉમેદ બર આવશે! શાહાનશાહ બીજુબાવરાને સાંભળી પોતાની દરબારના ગવૈઆ ઉસ્તાદો માટે

મોટું મત બાંધી ખુશ થયો. વળી એ સુચના તે શાહાનશાહને પણ ખુબ જણાવાથી તે નામદારે પણ ગોપાલને ઇલતેમાસ કરી કે "ગોપાલ તું સર્વથી સરસ ઠરે તો હું તને ચાહું ઇનામ ને અવલ ઉસ્તાદગીરીની સનદ આપી સંતોખું. તું બીજો ઠરે તોય તને તેટલું ઈનામ આપી અવલ ઉસ્તાદો દરમ્યાનનો એક મોટો ઉસ્તાદ એ એલકાબ નવાજું. નાહક તું એ કઠણ સરત કરી નકામો માનવી થઇ જવાથી હાથ ઉઠાવ" ગોપાલે માહ મુશકેલે એ સરત કબુલ કરી, પણ ઇનામ લેવું ના લેવું તેમ પોતાનાં જીતેલાં ઇનામ બક્ષવા ના બક્ષવા પોતાના વીચાર ઉપર રાખ્યું.

સરત રાતના બારને અમલે સરૂ થઇ. તેના ગાયન સાંભળ્યાં હતાં તેથી બીજુ કે તાનસેન વગર બીજા તો કોઇ તે સામે તાન લંબાવેજ કેમ? પણ ખુબ તાકીદ થયાથી ને તાનસેને કહ્યું કે હું ત્હારી પાછળ છું એથી, તાનતરંગ અવલ તે સામે બેઠો. તોય ગોપાલ નાયકેજ અવલ તો ગાયું. તાનતરંગને પોતા સામે જોતાં તે ઉસ્તાદને છેક માઠું ના લાગે માટે તરત કોઇના જોવામાં ના આવે તેવી એક ઇસારત પોતાના સાજનદાઓને કરી કે તેઓ બેસુરા થઇ ગયા, તબલો જે અવાજ કરે તેને સારંગી હરાજ કરે, ને પખવાજ ધુળ મેળવે ને સુરસાગર તે ઉપર પવન નાખે, એવું ચેટક મચાવ્યું. અંતની જગ્યો આદી ને આદીની જગ્યો અંત. ના સુરની ચોકસાઇ કે ના ચીજની સુંદરતા, એવી એક તાલબેતાલ ને વખત બેવખત ગૌરીની ચીજ ગાઇ.

જે સુમરત શિવ શિવ શિવ કરત, દેવ તેત્રીસકરોડ માહદેવ તેહારો
નામ જપત્ત પારવતી પતીત પાવન પતરગરહે તીઉં તનકી ॥ ટેક ॥
ત્રીયલોચન ત્રીય તાપહર ત્રીસુલધર ત્રીયમુખેસ ત્રીપુરારી મનમહેશ
દેશ દેશ કે નરનરેશ જોઇ જોઇ ધાવત સોઇ ફળ પાવત હે તું આરતત ॥૧॥

આ ગૌરી રાગણીની ચીજ જોકે કુતાલ કવખ્ત ગાઇ ને સર્વ સાજ બેઅવાજ ને બેતાલ ચાલ્યો તોય તેમાં ઓર મધુરતા ઘુમાઇ, એથી તાનતરંગ પોતાને ભુલ્યો ને અબઘડી જીત્યોજ તેમ ના ગોપાળના ગાઇ રહ્યાની વાટ જોઇ કે ના ગાવા આગળ પોતાની બરાબરીના ને જાદા સકતીના ઉશ્તાદોને નમી સરૂઆત કરી. ના તબલચીને રાગની ચેતવણી દીધી કે ના સારંગીવાળાને જોયો. બસ જેમ આંધળું ઢોર ચાલે તેમ તે તો પોતાની શકતી ઉપરાંતના મેદાનમાં ઘુમ્યો, ગોપાલે તેને બનાવ્યો તેમ તે બન્યો. મધ્યરાતના એકનો અમલ થવા આવ્યો તોય તેને યમન કલ્યાણનો સમય જણાયો તેથી યમન કલ્યાણની ચીજ:—

"આલીરી કર શૃંગાર સાંયકાળ ચલી બ્રજબાલ પીયા દરસનકુ" વાળી ગાઇ પડયો.

ગોપાલે તો જાણી જોઇને ઉલટું ગાયું, તેથી તેનો રસ છુટયો નહી પણ આ તો ભુલ્યો ને ગાયું તેથી જોકે સાજંદાઓએ બનતી સર્વે કળા તેને સમો કરવા વાપરી પણ વ્યર્થ; તે બેસુર, કંટાળા ભરેલો ને કદી પોતાના સારા જન્મમાં ના ગાયું તેવો ગાઇ ઉઠયો ને પોતેજ લાજ્યો, "અરે આ મેં મ્હારો રકાસ કર્યો ?" તેને માહ માઠું લાગું તેથી તે ઉસ્તાદો દરમ્યાનથી છેક દૂર સાદા ઉમરાવોમાં જઇ ભરાયો; જોકે એવો તે પોતાના ગાયનથી પોતે લાજી રહ્યોછે છતાં લબાડફજુખાં તો તે શું એક સરત જીતી ગયો હોય તેવો તેને સાબાસી આપેછે ને શાહાનશાહને મુબારકબાદી બોલેછે "જેહાંપનાહ, હું જ્યારે છેલ્લો દખણના કરણાટકી ગુફામાં જુના લેખોની સોધમાં મચ્યો હતો ત્યારે ત્યાં જે મોટા ઉસ્તાદોને સાંભલ્યા હતા તેની યાદ આજે આપણા ઉસ્તાદ તાનતરંગે દેવાડીછે. સાદ પણ આબાદ ને સુર પણ તે, રસ પણ તે, અલાપ પણ તે, એવી તો આ રાગણી મચી કે એ સાંભળતાં હું હાલ કરણાટકમાં હોવું એવું મને ભાન થાયછે. હાઃ હાઃ શો તે હીંદુઓનો અસલ દેશ." શાહાનશાહે આ ભગ્રાઇ લાંજ કરડી ચીમકી લગાવી બંધ પાડી. "ફઝૂ ચુપ તું નીમાજ પડવા જા ઉઠ. હઇં તું નકામો છે." તાનતરંગની વગર પંચાતે આપઇ આપ હાર થઇ તેથી દરબારના શ્યાણાઓનાં દીલ દહાજ્યાં. આ નામોસી ટાળવાને ખુદરતી ઉલટ ઉસ્તાદ ચાનખાનને થઇ, તેથી તે અખાડામાં આવી બેઠો. સર્વને યોગ્ય આદર સનમાન દીધું. સાજનદાઓને રાગનું માન ચેતવ્યું. ગોપાલને હસી ડોકું હલાવીને નટની મધુરસ ચીજ લલકારી:—

સુરતમે સુરજ, મુરતમે મોહીની બાન, બાદલમે ઇંદ્ર બલવાન તૈસો અકબ્બર જગતપતી ખલકે જેહાન ॥ ટેક.॥

કાબુલ હટયો, ખુરાસાન ખુટયો, ક્યાશમીર ચરન પડયો ઐસોરી મેરો બલવાન શાહે અકબ્બર કહે ચાનખાન અય ગોપાલ તું પીછાન ॥ ૧ ॥

મધુર ને રસની મણા રહી નહી ને સુર પણ સમ એવાં એકબીજામાં ભેરવૈ ભેરવૈ, મદ છકીણતા માહે મચ્યાં કે સાધારણ તો શું પણ અસાધારણ સંગીતનો ઉસ્તાદ ગુંચવાય પણ ગોપાલ હસ્યો ને ઉઠયો "નાથ મ્હારી મશકરી થાય છે. જેવા મેં કોઇ કાળ મ્હારા બાળપણુમાંએ કબુલ રાખ્યા નથી તેવા ગવૈયા મ્હારી સામે આવી માહારી તો નહી પણ બેઅદબી માફ ચાહી સર નમાવું છું કે, દીલ્હીની માહાન શાહાનશાહાતની દરબારની મજાક વર્તાય છે! મને કાંઇ નથી. હું તો લાં ફરમાવેલો બેઠો છું" આ છેલ્લી તાણાજનીથી શાહાનશાહનો ચહેરો ગુસ્સાએ કાળો કાજળ રંગાયો. શાહાનશાહનુ આ સ્વરૂપ જોતાં તરત ઉસ્તાદ બીજુબાવરો ઉસ્તાદ તાનસેન પાસથી કુદી ત્યાં ગોપાલ સામે આવ્યો. ચાનખાનને ખસાડતાં બ્રહ્માસ્વરૂપ તે વૃદ્ધ ઉસ્તાદની આકૃતી દીપવા લાગી. આવતાં વાર તેણે પોતાનો સુરસાગર એવી તો

વીચીત્રતાથી વજાડયો કે ગોપાલ નાયકના દીલમાંના દરેક રોમેરોમ તેની અસરની ઠણુક ચમકી; બીજુબાવરાનું મુખ જાણે કનૈયાનો હીંડોલ હોય તેમ લહરાં ખાય છે. તેટલાં તો તેમાંથી સુર પ્રગટયાં કે તે માહેથી અનેક બ્રહ્માના સ્વરૂપ ઉઠતાં હોય તેમ ગોપાલના ચક્ષુમાં ચાળા નાચેછે. હજી તે વીચીત્ર ભણકારાનો રોબ દખણના મોટા ઉસ્તાદના મસ્તકને મસ્તાન કરે છે તેટલાં તો વાજીંત્રોના સામટા સ્વરથી ત્યાં ઇંદ્રાસન ઉલટયું હોય તેવો મેળો ગોપાલ જોય છે. ઉસ્તાદને ઉસ્તાદ સાથ કામ છે તેથી ઉસ્તાદની ઉસ્તાદી ફક્ત ઉસ્તાદજ જોઇ શકે છે. આ રંગસભા રોહીના ઉપર માયાનો છાપો મારે તેવી ખીલી જઇ ગોપાલના દીલને પોતાના ફાંસમાં બાંધતો જાદા ને જાદા વધે છે તેટલાં હીંડોલના ધ્રૃપદનો નાદ થયો ને બીજુબાવરો, બ્રહ્માવતાર બન્યો !

ન્યાલન ન્યાલન એઇ રૂતમાન રાગ પયચાન

બ્રહ્મા વહાન બેઠે હીંડોલ ઝુકાવન ॥ ટેક ॥

ઝુલાવત બ્હાં, ક્રીષ્ણુ જ્ગેપાલ આનંદ શોહે આનંદ મોહે ના સમજ હે તોયે એ અનજન દ્રગન સમારત ચીતવન ઉઠત રંગ બસન દ્રપન કર લે શ્રીજગજીવાવન ॥ ૧ ॥

આ ધ્રૃપદ મચ્યું, તે મહીમા આકાસના દેવતા સમાનના શાહાનશાહ અકબરના માહ દરબારીઓ સુણતાંજ ઉઠી ઉભા થયા. બેચાર એફ્રામો, જેમાં લબાડ ફઝુખાં તો અવલ દરજ્જે, ત્યાં નીંદ્રાવસ થયલા ગોયા ખર ધુરકતા હતા. સર્વે બીજુબાવરાને યોગ્ય આદરમાન દઇ તેને ઉસ્તાદ માની બેઠા. ગોપાલ કાંઇ ઉઠયો નહીં પણ ત્યાં પોતાની પુર્ણ હોશીઆરીમાં હોય એ માટે શક હતો. પણ તેટલાં તેણે આ માલકોસ ઘુમાવ્યો તે વખતે તે કોઇ અદ્ભુત શકતી બન્યો હોય તેવો વીક્રાળ થઇ ગયો હતો.

નાદકો બીસ્તાર કરકે સુનાવે તુંહીં જાનુ બડે ગ્યાની ॥ ટેક ॥

જે જે ગુની તે તે જાનત હે કહન બાત ગાન્ધર્વ દેવ મુની ॥ ૧ ॥

શબ્દ ત્યારે ગણુત્રીના ને મર્મ ત્યારે ખાકીમાંથી આકાસીમાં ધુસી ગયલો. વળી સુર ત્યારે ગણુત્રીના પણ કોટી સૂર લાજે, તેવાં તે ધુમી જઇ ઘડીભર અકબર ગંભીર થઇ ગયો કે આ રાગ કે આગ ? પણ આ બે લીટી એટલા ઉંચા સૂર ને લાંબી તાનમાં, અલાછલ લંબાઇ કે એ પાસ પચાસ લીટીની ચીજ ને અવલ ઉસ્તાદની યોગ્યતા ઢંકાઇ જાય. તાનસેને ગોપાલની વખતે વખતની જાદા ને જાદા, સરસ રીતે ફટકાવી કાઢવાની રૂઢીથી અગમચેતી કરી, કે “ હાલ તો ઉસ્તાદ બીજુ તેની બરાબરીમાં છે ને વખતે ઘડી લગી રહેશે. પણ એ પછે તે પોતાના બળમાં વીખરાઇ ગયો તો હાથમાં રેહવો મુશકેલ, ને જીતાવો તો નારદથી પણ કઠીણ ; એને તો અવલથીજ ઢીલો

કરવો જોઇયે." એ વીચારે તાનસેન મોટી ચતુરાઇ વાપરીને પોતે અખાડામાં બેઠો. "મોટા ઉસ્તાદને આખરે મેદાન માહે મચવું ન જોઇયે. અમારા જેવા કઇંક જ્યાં બાજુએ પડેલા ત્યાં વૃદ્ધ ઉસ્તાદને તસદી લેવી જોઇતી નથી." એમ બીજુને કહી ગોપાલ નાયકને મોટા ભાવથી જેગોપાલ કરી ત્યાં સામે બેઠો. પછે પોતાના શાહાનશાહ તરફ જોઇ બોલ્યો "મને આજ્ઞા છે જેહાંપનાહ?" શાહાનશાહ છેલ્લી રાગણીના રોબથી એટલો અજાયબ થઇ રહ્યો હતો, કે શું જવાબ આપવો? તોય બોલ્યો. "ઠીક" એ સાંભળતાંજ તાનસેન બોલ્યો "આપણી સરસાઇ કેમ આ સભા જાણસે ગોપાલ?" "તાનસેન તું બેફીકર રેહ, તેનો આપહી આપ ફડચો થશે." ગોપાલ બોલ્યો. તાનસેન બોલ્યો "ઠીક છે" પછી તાનસેને વખત પ્રમાણે માલકોસ ગાયો.

તેરી ગત અપાર, મોપે બરની ન જાત, નીરન્જન નારાયન. ॥ ટેક ॥
તુંહી ચાંદ, તુંહી સુરજ, તુંહી પવન, તુંહી પાની, તુંહી ગગન, તુંહી તારાયન. ॥ ૧ ॥
તુંહી બ્રહ્મા, તુંહી બીશ્નું, તુંહી અગમ, તુંહી નીગમ, તુંહી સુજત પરાયન, તાનસેન કે પ્રભુ તોહી કીધાવત સુમર સુમર ભય પારાયન ॥ ૨ ॥

તાનસેને પોતાના પ્રભુને યાદ કરી જે તે કરશે તે બરહક, એ ખ્યાલ ગોપાલ નાયકને આપીને જેટલી તેની માહ શકતી, તે સર્વ સુર તાન અલાપ માહે ભેળી દઇ ત્યાંની ભરચક ઉસ્તાદો ને ઉમરાવોની મીજલસમાં ઝલકાવી. તાનસેનનો સુરસાગર તેથી જાદા મધુરસ તેનું ગળું, ને તેથી જાદા મધુરસ તેની અલાપ લેવાની કળા એથી તો ગોપાલની બુદ્ધી છક થઇ ગઇ. તેણે સાફ જાણ્યું કે તે જીતીને જાય એ તો ઇશ્વરી ચમત્કાર, પણ કોણને પોતાની શકતીની મસ્તી ને હાવકી દૃઢતા ના હોય? તેમાં વળી કોઇ પણ દેશ કે વેશવાળો ઉસ્તાદ તે પાસ તેની અરધીએ બરોબરીવાળો નીકલ્યો નહી તેથી તે છકયો હતો. તેણે ઉસ્તાદ તાનસેનને કહ્યું " તું જ્યારે અવલ શકતીની આરાધના બોલે છે ત્યારે મને પણ જેવું તેવું બોલવું જોઇયે. સાંભળ, બીભાસ"

કરના કરમ હમ પર સજન, ફીર હમ કહાં ઔર તુમ કહાં? ॥ ટેક ॥
તું મેરા મહેબુબ હે, તુંસે મેરા મતલુબ હે એ કહા તલે ના ખુબ હે.
ફીર હમ કહાં ઔર તુમ કહાં? ॥ ૧ ॥
ગલે ગલેસેં લાગના, નહી દોસ્તીસે ભાગના, સદા સમરન રાખના,
ફીર હમ કહાં ઔર તુમ કહાં? ॥ ૨ ॥

આ ચીજ હલકી તેમાં ઉસ્તાદે અવધી કરી પણ કથીરને કન્ચન કર્યા બરાબર કામ થયું. એ સાંભળતાં તાનસેને ગોપાલ ઉપર ડોળા કાઢ્યા, સબબ આ રાગની ચીજમાં તેણે પોતાની મશકરી કરેલી ધારી, તરત તાનસેને

બીભાસનુ ધ્રુપદ ગજાવ્યું. ધ્રુપદ તો એવું ગજાવ્યું કે અકબરે પોતાનો ખાસ ગળાનો હાર ત્યાંને ત્યાં તાનસેનની ગરદને ઓલવ્યો ને દરેક અમીર ઉમરાએ કાંઇ ને કાંઇ પોતાની પ્યારી યાદદાસ્તની ત્યાં સોગાત મેલી. મુલાંફૈઝી બોલ્યા "એ અલ્લા ગાયન માત્ર તને ઓળખવા ખાતર ખાસ શાસ્ત્ર કરી તેં આદમી દરમ્યાન ફેંકયુંછે." બીભાસ ધ્રુપદ સાંભળતાં ગોપાલની ખાત્રી થઇ કે વધુ વખત મંદીમાં રહ્યો તો નાક ગુમાવ્યું. તાનસેનનું બીભાસી ધ્રુપદ તે આઃ—

બીઘા ધર ગુનીયનસે કયું વરીયે ગુન ચર્ચાકી લરાઇ લરીયે. ॥ ટેક ॥
જો કછુ જાનીયે તવયે ના બોલીયે દ્વાર ગુનીયનકે ચરનન પરીયે. ॥ ૧ ॥
તેરો મેરો ન્યાય નીરનજન આગે ચનદન બાબુલ કેસે એક ઘોરીયે,
તાનકુ ઝગરો, માનકુ પગરો કહેતે તાનસેન સુન ગોપાલ તાનનસુ તરીયે. ॥ ૨ ॥

પાછલી રાત, વળી શ્રી જમનાનો સીતળ વાયુ, વળી ગાયન ગાનધર્વીક, સભા શાહાનશાહી, વળી સરત-ઉસ્તાદગીરીની ત્યાં પછે આ મધુ સમયની શોભાને કયા વર્ણનથી લંબાવાય ?. સરસમાં સરસ સુંદરતા માનવી મુખોની, માનવી હલકોની, માનવી યોગ્યતાની, માનવી શૂરાતનની, માનવી પ્રતાપની વગેરે ઝળ ઝળ થઇ રહેલી; જ્યાં આકાસના રહીશોની સરસાઇ હેઠી પડેલી ને જ્યાં ઇંદ્રની રંભાઓ કુચા જેવી નીવડેલી. ત્યાંની ઉત્તમતા માત્ર ઉસ્તાદ ચીત્રતાજ દાખવી શકે. આ રંગ કટોકટ મચ્યો છે ને પ્રભાત થવાને ભાયગે પા ઘડી બાકી, તેટલાં ગોપાલ નાયકે સુરસાગરને કપાળ સંગાતે ધર્યો કે તેના સાજનદાઓ તરત ચેત્યા કે વાત રસપર ચઢી. તાનસેનનો તાનો તેને અંગ એવો લાગો કે પલ વચ્ચે તેણે પોતાની સરસાઇનો છાપ મારી દેવાને વીલંબ રાખ્યો નહી. પ્રભાતનું પહેલું કીરણ પ્રકાસ્યું. અરર કરતો ગોપાલ મરડાયો, તેણે સંગીતના પાયાની મોટી દેવતાઇ પ્રાર્થના ઉઠાવી. પર્વત ફાટે તેવી મસતાની ઘુમાવી પણ રસની અવધીજ. તાન ઘુમાવી તે એવી કે અબઘડી આકાસ ભુમી ઉપર ઢળી પડે ને પાતાળય આકાશ ઉપર ચઢી જાય. અકબર ને તેના દરબારીઓ ને સર્વે ઉસ્તાદ ગવૈયા મીયાં તાનસેન સાથ, દગાઇજ ગયા. વેર ને વીખમાં તે એટલો ભરપૂર થઇ ગયો કે તાનસેનને પણ પોતાના મારેલા તાનાની અયોગ્યતા જણાઇ આવી. બનનાર બની ને ગોપાલ નાયકે આંધળું ભૈરવનું ધ્રુપદ ગાયું :—

બન બન બન બન બન બન મૃગન મૂકતા માલ સજન વન ॥ ટેક ॥
વન વન વન વન વન વન મોતન મોહીના મોહીન મન ધન ॥ ૧ ॥
ધન ધન ધન ધન ધન ધન લોટન લોચીના લોભીન તનતન.
કહે ગોપાલ નાયક સુન ઓ તાનસેન મૃગના મેરી મોતન દેખ દ્રગન, ॥ ૨ ॥

આંધળા ધ્રૃપદે, શાહાનશાહ ને તેના દરબારીઓ આંધળા થઇ ગયા હોય તેમ ત્યાં પોતા સામે ત્રણ હરણો, જેની ખુબસુરતી પરી કરતાં જાદા ને અવયવો કેવળ વીજળી ઝડપના જોઇ દંગ થયા. આ ત્રણ હરણોમાં બે હરણા ને એક હરણી હતી. બે હરણાની ગરદન ખાલી ને હરણીની ગરદનમાં અનમોલ મોતીની માળા લટકતી, જેના એકેક મોતી મસ ખજુરતરના એડાં જેવડાં! તે જોઇ તમામ મોટા રાજેન્દ્રો મીસાલના શાહાનશાહના ઉમરાવો, નવાબો, ઠાકોરો વગેરે દંગ થયા. તાનસેન નેતરના ઝાડ મીસાલે ધ્રુંજવા લાગો. બીજુબાવરો મુર્છા પામ્યો. તાનતરંગ ત્યાં જમીન ઉપર પડયો. બાઝબાધર, ચાનખાન વગેરે બીજા ગવૈઆ ઉસ્તાદોના મગજ ખસ્યાં હોય, તેમ તે હરણને પકડવા દોડાદોડમાં પડયા. શાહાનશાહ પોતે માળાવાળાં હરણની ખુબસુરતી ઉપર આશક પડયો હોય તેવો બેફામ બન્યો છે. મુલાં ફૈઝી તે ખુબસુરત હરણોને જોઇ કોઇ બેતની રચના વીચારે છે. કવિગંગ "અહો ઇશ્વર, આ ત્હારો કોઇ અલૌકીક દુત છે કે કોણ" એ બકબકમાં પડયોછે. રાજા ટોડરમલ ને નવાબ અબુફજલ જેવા કોટી બુદ્ધીના બુઢ્ઢાઓ, હોઠ વચ્ચે અંગોઠો ખોસી રહ્યાછે. હજારો બીજાં હાજર રહેલાં હલકાં ઇન્શાનો આ હર્ણો ઉપજી આવ્યાથી ગોપાલ નાયકને દેવતા જાણી પગે પડેછે. ગોપાલ પોતે પણ આંધળો હોય તેવો ત્યાં સુન થઇ બેઠોછે. તાનસેન ને તેની દ્રષ્ટી અર્ધ કલાકે એક થઇ, તે વખતે ગોપાલ બોલ્યો "આ મૃગણા જો. બળ હોય તો એ હ્યાંથી ગયા કેડે તું બોલાવી મને પાછો દેખાડે તો તું ગાયનમાં સરસ ને મ્હારો ઉસ્તાદ, નીકર આજથી શાહાનશાહની દરબારના સર્વે ઉસ્તાદો મ્હારા નોકર." ગોપાલ નાયક એ વચન બોલી રહ્યો ને હરણો પણ ગુમ થયાં! પા કલાક પછે તે અંધાપાની સમાધ ઉતરી ને સર્વે અસલી અવસ્તામાં આવ્યાં. ગોપાલ ઉઠયો. શાહાનશાહને નમ્યો ને પોતાના સાજનદા ને રસલા સાથ ઉતારે ચાલ્યો. હ્યાં પણ સર્વે જન સુર્યે પ્રકાશ જોતાં ઉઠયા, એ પ્રમાણે ગોપાલ નાયક શાહાનશાહ અકબરની દરબારમાં પોતાની સંગીત વીદ્યાનો સીક્કો બજાવી સરત જીત્યા જેવા દબદબાએ પંકાયો.

રાત્ર થતાંજ ફ્રરી શ્રી આગ્રાનો મહેલ દીપકોની લંકા લાગીને તેના મોટાં દીવાનખાનામાં મીજલસ મંડાઇ, ને હમેશાંની લઢણે ત્યાં સઘળા રાજ્યદરબારીઓ, ઠાકોરો, નવાબો, રાજાઓ, સોદાગરો ને સરદારો પોતપોતાની બેઠકે બેઠા. શાહાનશાહ પોતાના જરીજભ્ભા માહે ડોલતી ચાલે ઇંદ્ર સમાન ઠાઠમાઠે ઉંચા આસન ઉપર આવી બીરાજ્યો, કે જોઇ લેવી મહેલ બાહેર સઘળી વરણની ભીડ. ચોકીદારો જગેજગ હથિયાર કાઢી ઉભા કે સભામાહે ઓચીંતી ગડબડ ઉઠી. ગોપાલ નાયક પોતાના પુરણ દબદબાથી આગલી રૂઢીએ શભામાં આવી, શાહાનશાહની એક બાજુ દુરથી મીજલસ વચ્ચે

ગાંધર્વ સમાન બેસતાં આબ મારી રહ્યો. પાછળ બીજુબાવરો ને પછે તાનસેન બન્ને ઘણાજ ચીંતાતુર ને ગંભીર, તોય દેવતા સ્વરૂપ શોભી રહ્યા. તાનસેન સૂરસાગર ઠીક કરવા મંડયો તેઠલાં બીજુબાવરાએ શકમાં પડેલી દરબારને આ શ્રી રાગના ધ્રૃપદથી છક કરી.

પ્રથમ મુની ઑંકાર, દેલમુની મહાદેવ, ધ્યાનમુની ગોરખ, બેદમુની બ્રહ્મા ॥ટેક॥
બીદ્યામુની સરસ્વતી, નદીમુની ગંગા, સાજમુની મીરદંગ, નીરતમુની રંભા. ॥૧॥
ગીતકી સંગીત મુની, સંગીતકી સુર મુની, સુરકી અછરમુની તારીલગંબા,
કહે બીજુબાવરા સુનો હો ગોપાળ નાયક, દીનમુની સુરજ રેનમુની ચંદા. ॥૨॥

બીજુબાવરો આ ગાઇ રહ્યો કે તાનસેને પોતાનો સૂરસાગર પ્રર્વતના પેટામાહેનો છુપેલો જવાળા ફાટવાને તલપ કરે તેમ અધીરતા ભેર ચલાવ્યો. પ્રથમ સભા દરમ્યાન પોતાના શાહાનશાહ અકબરની વખાણનું આ અડાણા રાગનુ ધ્રૃપદ ગાયુ.

મુલક મુલતાન, મીસર કાશ્મીર, રૂમશામ સાગર
સારંગ દીલ્હી જામે બસત સુલતાન ॥ ટેક ॥

શ્રી બનારસી લખનોર પાટન સુરત બીજાપૂર અંદર બીદુર રૂપ-નગર મથુરા બીંદ્રાવન રસકી ખાન ॥ ૧ ॥

અજમેર સો મેરે સોહત દખણ દલ ભારે ચીતોડ રજવાર મારવાર મુખલમીદ સાહે બખાન બખાન કરત, કહે મીયાં તાનસેન સુનો હો ગોપાલ નાયક શાહેશાહાન અકબર તખત સોહતજાગુલસ્તાન ॥ ૨ ॥

આ વખાણ ધ્રૃપદ રંગમાં ત્યાં એવી અદા ને ઉસ્તાદીથી ગવાયું કે સર્વે સભાના બીરાજકોના મોંહ તે વખતની દ્દપેજ રહી ગયાં. બાહેરની ખ-લક પણ સ્હુન મારી ગઇ, પવન પણ થમ થઇ ગયો ને આકાસનો ચંદ્ર જા-ણે તે ગાયનની સોભામાહે લીન થઇ ગયો હોય તેવો એક જગ્યો ઠરી ગયો. ગોપાલ નાયક વાંકી ડોકે ઘડીભર ઝોક ખાઇ મૂર્છાંગત થતો હોય, તેવો આ ધ્રૃપદના મસ્ત સ્વરે તેના મસ્તકને અસર કરી. પણ જ્યારે કાહાનડાનુ ધ્રૃપદ તાનસેને ગજાવ્યું ત્યારે તો તમામ મીજલસ સાથ ગોપાલનાયક ઉંઘતો બન્યો.

તેરે મનમે કેતે એક ગુણ રેજો જાણે તુ પ્રકાશ કર રે ॥ ટેક ॥

સપ્તસુર, તીનગ્રામ, એકવીસ મોરછન, ઉનનચાસ કોટ તાન તામે સુર ભરરે ॥ ૧ ॥

હરન બોલાયો, પાહાન પગરાયો, મેહ બરખાયો સરસતીબરરે ગાવે મીયાં તાનસેન; સુનોજી ગોપાલ નાયક દોરગુનીયનકે તું પાય પરરે ॥ ૨ ॥

અકબરે પોતાના નવ રત્નોમાનુ એક રત્ન જે તાનસેન તેની સંગીત વીદ્યાનો પ્રકાશ, આજે જે માહાન મહીમા ભેર જોયો, તેવો કોઇ કાળે જોયો

કે સાંભળ્યો હતો નહી. દરબારના દરેક જણની ચશમમાં તો આતશ પ્રગટયો. ને ગોપાલ નાયક હાલના મસ્ત અલાપથી ધ્રુજ્યો. જ્યાં ઇંદ્રાસનની અપ્છરાના મુખ લેવાય ને ઇંદ્ર ઇર્ષાભેર ઝાંખો પડે, એવી તાનસેનની સંગીત અલાપ લેવાની નવીન કળા હતી. પણ જ્યારે મધુરસ તોડી રાગણીનું આ ધ્રુપદ ગાયું ત્યારે તે માહે સમાયલી સુવર્ણ શકતી ને અમુલ્ય આબથી તરત સાધારણમાં સાધારણને પણ ગોપાલ ને તાનસેનમાં શો ફરક છે તે સમજાયોજ.

નાદ નગર બસાયો, સુરપતી મહેલ છાયો
ઉનનચાસ કોટી તાન તામે અછર બીશ્રામ પાયો. ॥ ટેક ॥

ગીત છંદ તતબીતત ધારૂ કન્ચન અલાપ તાલ કાલકે કીંવાર લાગે હીરાપત કુંચી ખરજ જંજીર તામદ ધ્રુપદ સો નંગ છુપયો ॥ ૧ ॥

અસતાઇ સનચાઇ સાચોઇ સાચો જવાહર અરબ ખરબ કરોર કોટ કહે મીયાં તાનસેન સુનો હો ગોપાલ નાયક યાકો મુલ શાહે અકબર પાયો ॥ ૨ ॥

આ ધ્રુપદની મીઠ્ઠાસ, તાન ને અલાપથી શ્રી આગ્રાનો તમામ કોટ જમીન ઉપર નાચતો હોય, ને ત્યાંના રહીશોની બુદ્ધી લુંટતો હોય એવો અલૌકીક ત્રાસ વર્તાયો. આ ગાયને જે અવધી કરી તેથી બાગના ઝાડના પાત્રાં હીલતાં થમ થયા. બોલતાં માણુસ મૂંગા થયાં, ચાલતાં આદમી અટકી ગયાં. હસતાં જન ઝુંપી ગયાં ને મુડદાલો મસ્તાનીમાં આવ્યા. પણ તાનસેનને જે પોતાની સરસાઇ દેખાડવી હતી, તે ગાયન વીદ્યાથી ગોપાલના હરણો બોલાવી તેને હવાલે કર્‌યામાંજ સમાઇ હતી. તે ગમે એટલો આકાશ લગી અલાપે કીંવા પાતાળ લગી ખરજમાં ઉતરે તેમાં હતી નહી. માટે તેની સરૂઆત જે રચાઇ તે હાલમાં તાનસેને પોતાના ઇશ્વરની સ્તુતી કર્‌યામાં. તરત સુરસાગર તેના આંગળાંએ ચંડોલના મધુરસ્વરને ઝાંખો પાડે તેવો ચલાવ્યો. તેણે કાહાનડા રાગમાં ઇશ્વર મહીમાં ગાવો સરૂ કરયો.

હે વાર વાર કાંહાં વિનતી કરૂં બેસતાર, અપનોહી નીકે જાનુ, જગતગોર જગનેસતાર જગત આધાર. ॥ ટેક ॥

નીસદીન રહત તોરે દરબાર, તું કીજે સંભાર, શ્રેષ્ટ સરકાર, હીત સહીત ઉગાર તેહારરે બંદાકુ કેરતાર. ॥ ૧ ॥

સકલ જાનકુ અકલ દીજે સકલ ધ્યાનકુ પાન માહ ગ્યાન દીજે રખ લે માન ગાએ તાનસેન ગુની તું અગમ અગોચર અપરમપાર સકલ ત્રૈપૃથ્વીકો ઉદ્ધાર. ॥ ૨ ॥

ઇશ્વર મહીમાનું ધૃપદ સાંભળનારાઓને કસો પણ અવકાસ દીધાવન આ દેવતઇ ધૃપદ ચાલુ કર્યું.

એક તન એક મન જપત રહત હો હું તો તેરે સેવક તું મેરે પતી હો ||ટેક||

હું તો તેહારી આશા લાગ રહી કાહેકું એતની દુરાઇ કરત ગતી હો || ૧ ||

હું તમે ચાહાત, તુમ ચીતવત નાહી, ચંદ ચકોર ગત મેરી ભયી હો જુ તાનસેન કે પ્રભુ કીરપા કીજીયે, મૃગના ભેજીએ ગોપાલકું દીજીએ મોતન માલા સેતી હો. || ૨ ||

તાનસેન આ ધ્રુપદ ગાઇ રહ્યો કે અકબર ને તેની સારી દરબારના ઓચંબા વચ્ચે ત્યાં ત્રણ હરણી ને છ હરણા આવી નાચવા લાગાં. ત્રણે હરણીઓના ગળામાં મોતીની માળા ને દરેક હરણીની ડાબા જમણી બાજુ બબ્બે હરણા એ મીસાલનો તમાસો મચ્યો જોઇ ગોપાલ નાયક કહેવા લાગો "પણ મ્હારી હરણી કયાં છે?" તાનસેન બોલ્યો "શક્તી હોય તો એમાંથી તાહારી હરણી હરણા ખોળી લે." એ સાંભળતાં ગોપાલ નાયક ઝાંખો પડયો. તેણે શાહાનશાહ હજુર પોતાનો સવા હજાર તોલા સોનાનો તુરો કાઢી તાનસેનને નજર કરયો, ને નમ્યો. એ રીતે ગોપાલ નાયક ને તાનસેનની લાગેલી સરતમાં તાનસેન જીત્યો ને ગોપાલ હારયો.

---

## કવેત.

આબ ઉતરચું મોતીનું જોયે નાખ આતશ કે પાણીમાં,
આબ ઉરતચું હીરાનું જોયે નાખ ભઠ્ઠી કે ધાણીમાં,
આબ ઉતરચું મોહીનીનું જોયે દે માગણ કે ધ્યાણીમાં,
આબ ઉતરચું સ્યાણીનું જોયે દે સજન કે દાનીમાં,
આબ ઉતરચું સત્યાણીનું જોયે દે હેમ કે હાનીમાં,
આબ ઉતરચું જવાનીનું જોયે નાખ નૂર કે ફાનીમાં,
આબ ઉતરચું રસ જુબાનીનુ જોયે દે તણા કે તાનીમાં,
**રૂસ્તમ** કહે આબ હીન અવતાર તુરબીન નીરજીવ ફાનીમાં.
આબ હીન ખવીસ ખુટયો જાણ કેવલ સુકકુ નીરજીવ પાન,
આબ હીન ગોયા ધોલા કેસ સમ સમાધી ખેંચેલ સુરત આધામ,
આબ હીન દૈત્ય થર થર ધ્રુજંત ખુની સમાન ભોગી છે પ્રાણ,
આબ હીન બ્રહ્મહત્યા સમ છે ભોલો છતાં રાહુ પ્રમાન,
આબ હીન કુજોગ સમ વેણા નેણા વૃદ્ધ તૃણ યોગ સમાન,
આબ હીન છે તુર બીન રેની જ્યમ ત્રાસી રહે છે અઘોર રાન,
આબ હીન ગુણ બીન ગ્યાન સમાન પ્રસીદ્ધી બીન વીદ્વાન,
**રૂસ્તમ** કહે આબ હીન ખપ્યો છે સાચામાં ખોટો નીધ્યાન.

---

# શાહાનશાહ અકબર, કવી ગંગ સાથની ગમતમાં સોદાગર ને ગુલામનો ફેસલો રાજા બીર્બલ પાસે કરાવેછે.

શાહાનશાહ અકબર એક રાત્રે હાસ્ય છંદમાં ગુલતાન બનીને બે ઘડી ગપ્પાંની મજોનું સુખ લેતો હતો. તાનસેન એક બાજુ બેઠો હતો, તેની સામે કવી ગંગ બીજી બાજુ બેઠો હતો. ત્યાં રાજા બીર્બલ વૃદ્ધ ગંગને બનાવી કાંઇ ઉમદા કવિત બોલાવાની તાલ રમતોજ દોસ્તીની તકલીદી ઉપર પોતાની અક્કલનું બળ ખર્ચેછે, તેટલાં લબાડ ફૈજ્જુખાન સલામઅલેકુમ બજાવતો તે મજે-મીજલસમાં નવાબ ખાનખાનાન સાથ દાખલ થયો. તેની નેત્રા કવિ ગંગ ઉપર પડયાથી તે બોલ્યો "ભાટ માત્ર લબાડ વાતનાં ટાયલાં લંબાવ્યા શીવાય બીજો કોઇ ગુણ ધરાવતો નથી. એને કવિ કોણે કર્યો ? ખરો કવિ તો હું પોતે છું, મગર હીરો પોતાને મુખ ક્યાં પોતાનું મુલ આંકેછે ?" તે સાંભળતાંજ રાજા બીર્બલે શું એક ગંગની પક્ષ ખેંચતો હોય તેમ ડોળ ઘાલીને કહ્યું "મુલ્લાં ફૈજ્જુ આપે જે બોલ્યા તે જુબાનદરાજી ફકત જેહાંનપનાહ જનાબ ચાલી શકે. મગર જો ઇન્સાફ સમજો તો ગંગ પોતે અવતર્યોછે તે દીથી કવિરાજ કહેવાયોછે. એની શક્તી જાહેર દીસ્તી તેમ બાતેન અગમચેતીની સરખી ખબરદારી ધરાવનાર, તેમ અજાયબ કરનારી છે." મીયાં તાનસેનને પણ આ વાતમાં ગમત પડયાથી ને બોલ્યો "જેહાંપનાહ જનાબ બેઅદબી માફ છે મગર આ જગતમાં આજ કવિ ગંગનો કોઇ જોડીયો નથી કે તેની રૂઢીએ પા ભાગ પણ કવિતા બોલવાની ને બનાવાની ચબરાકી ધરાવતો હોય. મુલાં ફૈજ્જુખાન તો કવિ છે તે કોઇ ના પાડશે નહીં, કેમકે એતો જે આલમાઓની કીતાબો પઢયોછે તે મોહ ઉપર રહ્યાથી બેશક પોતાના બાપનું કરી જાણેછે." તાનસેને લબાડ ફૈજ્જુને ફફડાવ્યો તે દાવ જાદા લંબાવાની નવાબ ખાનખાનાનની મરજી હોવાથી તે બુજોરગ બોલી ઉઠયો "બંદે નવાજ આજ શ્રી હિંદુસ્થાનથી તે ખોરાશાન લગીની સર જમીનમાં મુલ્લાં ફૈજુખાન સમાન કોઇ શાહેરે શાહેરાન નજર આવતો નથી તો નથી, મગર એનાં મનના ગુમાનની વાત એટલી લંબાઇ છે કે જેહાનમાં તે એક ફકત એલમશનાશ ને આલમાંઓનાં લખાણુ સમજનાર છે. તે શીવાય બીજાને તે ગુજરેલા આલેમોનાં લખાણુ સમજવાની હવાએ લાગી

નથી." શાહાનશાહ બોલ્યો "બેશક મુલ્લાં ફજ્જુ તો મ્હારી રાજધાનીનું ગોયા ખુશબોદાર ચમન છે." બીર્બલે જોયું કે વાત નાહક બોટી થાયછે તેથી તંરત વચ્ચેજ ટાપસી પુરી ઉઠ્યો "ધર્માવતાર, મુલ્લાં ફજ્જુ તો આ જેહાનમાં એક નંગ પેદા થયાછે. મગર ગંગ તો ગર્ભ કવિ છે." મીયાં તાનસેને રાજા બીર્બલની બાજીને ટેકો દીધો "સત્ય એ ભાટની માહ શક્તીની સારા ભરતખંડમાં કીર્તી ગવાયછે કે તે વિચિત્ર કવિતો બોલબોલતાં બનાવી શકેછે." આ વાતના પુરાવામાં ખુબ કોમળતાથી તાનસેન આગળ કાંઇ લંબાવા જાયછે; તેટલાં શાહેર ફેઝી શાહાનશાહ જનાબ તસલીમ બજાવી પોતાના દરજ્જાની રૂઢીએ આવી બેઠો, તે આ વાતનો ભેદ સમજી કવિ ગંગની શક્તી જોવા સારૂ તારીફ કરવા લાગો "આલમ પરવર રાજા બીર્બલ કવિ ગંગ માટે જે કહેછે ને મીયાં તાનસેનં જે મત જાહેર કરેછે તે ફીદવી જણેજણ મોહ સાંભળેછે." શાહાનશાહ બોલ્યો " ગંગ આ તો ત્હારી તારીફ સાતમા આસ્માન તલગ ચઢીછે અને સર્વે આસ્બો તો ત્હારા નામને કામ તેમ કવિતા શક્તીથી તને અમર બનાવા ચાહેછે તો સંભળાવ કે પૃથ્વી ઉપર મ્હારા સમાન કોઇ રાજા, માહરાજા કે બાદશાહ છે ?" કવિ ગગ આ સાભળતાં તેમ આગળ રાજા બીર્બલ, મીયાં ને મુલ્લાંવગેરેની ખુસામતી જીભથી છકયો હતો તે બોલ્યો. "ધર્માવતાર, જેની દરબારની ચીમટી ખાક પણુ આપ નથી; તે સર્વથી શ્રેષ્ઠ સૃષ્ટી સરકાર.,

ઓઇ પ્રતીપાલ ઓઇ પાલનહારા, ઓઇ સબ સૃષ્ટી માયા રચનહારા,
ઓઇ જાણે મનૂ હાલ અંધારા, ઓઇ ધીરવીર ધ્યાન દેવનહારા.
ઓઇ નૂર સબ નૂરકે અજવાલા, ઓઇ ગૂપ્ત ભેદ ખેદ સુનનેવાલા,
કવિ ગંગ કહે સુન શાહ અકબર; ઓઇ સબ રાજ માહરાજ સ્વારા."

શાહનશાહ અકબર ને તેની મીજલસના હાજર દરબારીઓ વાહવા વાહવાની શાબાસી દઇ રહ્યા. તાનસેને તો ધન્ય ગંગ કહી આનંદ જણાવ્યો. મુલ્લાં ફજ્જુ બોલ્યો, "કુચ માલ નહીં" તે સાંભળતાંજ કવિ ગંગ ખુબ તાર ઉપર ચઢયા હતા તે ફજ્જુ ઉપર ટીકામાં બોલ્યા:—

"મતલબકે સબ લાલોમે ખુબ, અવલ અવલમે બહાર ભરે હેં;
અવલ અવલમે હસવા બકવા, સબ મંડલમે મદાર ભરે હેં;
જબ થપ્પડ મીલે તબ ચાલ ફીરે, બાત બાતન ફેરફાર ભરે હેં;
કવિ ગંગ કહે સુન શાહ અકબર, મતલબ કે લાલોમે ન લાઝ ભરે હેં"

રાજા બીર્બલ બોલ્યો "અવતાર તો કવિ ગંગનોજ, બાકી કેવળ વેઠ કે વંટોળીઆ, આજ કાલ શાંતી ને સત્ય ફકત કવિ જન્મ ધરાવે છે" આ સાંભળતાંજ ખુશ ખુશ થઇ ગંગે વળી એક કવિત આ વાત બેસ્તું ગગડાવ્યું :—

"એક દીલ દગા, એક દીલ ચંગા, એક દીલ દીલદારીકા તાસા;
એક દીલ દુલ્લા, એક દીલ તંગા, એક દીલ દીલગીરીકા બાસા;
એક દીલ આલા, એક દીલ નંગા, એક દીલ દીલાવરી તમાસા;
કવિ ગંગ કહે સુન શાહ અકબર, એક દીલ દરીઆફ્કા દીલાસા."

શાહાનશાહ અકબર તો આ ઉપરાસાપરી કવિતનો વરસાદ વરસતો જોઇ તાજુબ થયો. તેને તે ભાટની જીંદગાનીની અદેખાઇ ઉપજતી હોય એવો તે ફીકો પડયા જેવો લબાડ ફજ્જુખાન તરફ જોઇ બોલ્યો "ફજ્જુ તુને તો ગંગ બોલીદરાજીમાં જીતી ચાલ્યો શું જુબાન ને સરસ્વતી, કે જીવ કુરબાન થઇ જાય છે. જીંદગીમાં માલ હોય તો શાહેરોની શાહેરીની શારીનીજ" તે સાંભળતાં વળી ગંગ ખીલ્યા.

"હલક હલક અનદલીબ ફીરી, મલક મલક મોહબત પરી જાન;
પલક પલક પલકાર પલકોંસે, ઝલક ઝલક ઝલકાર ઠરી જાન.
રંગન રંગન બાંકે મરોરસે, પેચ પેચ વલગન ઝરી જાન;
કવિ ગંગ કહે સુન શાહ અકબર, રેસ રેસ રસમાર પરી જાન.

શાહાનશાહ, રાજા, મીયાં, નવાબ ને મુલ્લા વગેરે મીજલસીઓમાં કવિ ગંગ ગોયા તાજુબીયતનો તુરરો હોય એમ કીર્તમાં બહેક બહેક થવા લાગો. મુલ્લા ફૈઝી તો કવિ ગંગની હાજર જવાબી કવિત ઉપર રીઝી રહ્યોછે, તેટલાં ખાનખાનાન બોલ્યો " ગંગના આ કવિત કાંઇ બીસાત નથી, જે એ એની જુવાનીમાં લલકારતો હતો તે જુસ્સો ને જુમબેસ કાંઇ ઓરજ હતાં." તે સાંભળતા લગાર ખીન્ન થયા જેવા ચહેરાએ ગંગે વળી ગળું ગગડાવ્યું.

કાબર આંબ તૃ ડાલ લલકારત, કાગા કા કા કા પુકારત મરતે હે;
શાબર જંગલં વૃક્ષ ડરાવત, શીકારી બાનકે ધા ચુકવતે હે.
સીંહ ગઢ ગૂફા રૈન સહેલમે, કોસ કોસકી મંજલ બદલતે હે;
કવિ ગંગ કહે સુન શાહ અકબર, આજ તૃણુ કલ વૃદ્ધ ઝૂકતે હે.

શાહાનશાહનાં લોચનમાં કવિતાનો રસ ઝમી રહ્યો છે. મીયાં તાનસેનને એક નવું ધૃપદ જોડી ગાવાની ઉલટ થઇ છે. રાજા બીર્બલ ગંગની શકતીને ગંભીરાઇથી બુઝે છે. કવિ ફૈઝી પોતાના ભાઇબંધની વખાણુમાં પોતાના પેશાને ઇજત મળી સમજે છે. ખાનખાનાન પોતાને હાજર જવાબ મલ્યાથી હાલની પોતાની બુજોરગીમાં નવો રંગ ઝમકાવે છે. મુલ્લાં ફૂઝૂ માત્ર સાવ બેસમજ ને બેખબરીમાં ફફડેછે તેટલાં મીયા તાનસેને લગાર મજાકમાં ગંગને તાનો માર્યો "કવિની જબાન જેટલી તેજ છે તેટલો નશીબો મંદ છે. અગર નશીબો તેજ હતે ને જબાન મંદ હતે તો આજ ભાટવાડમાં ઝૂપડાંની જગ્યો મેહેલ ને મસ હવેલીઓ ઉઠી હતે" તે સાંભળતાં વળી ગંગે કવિતનું ગળું ફુકયું:

ધાવ ધાવ કર્મમે હો સો ખાવ, તખ્ત બીરાજ યા ગલીઅન ગાવ;
મ્હોલ મોહીનીમે ચીકાર બજાવ, રણુ રાન ચાહી ચત ગજાવ.
સાગર માહસાગર શરીર ભીંગાવ, પાહાડ ગૂફામે ડેર દમ લગાવ;
કવિ ગંગ કહે સુન શાહ અકબર, કર્મમે હોય સો મર્મમે પાવ.

સર્વ મીજલસ એકે અવાજે બોલી "હદ થઇ" કવિ ગંગ બોલ્યો "હદ તો ત્યારે થશે જ્યારે:—

ખુદરતકી આવે જબ દમબંધ ગોલી, તબ બરખત ઓર દારૂ હે નકારા;
હોકમા હો અગર પાક પીરસા, ના ટકે પીછે પલ એ અંગારા.
ન્યારી રચી હે બાજી બ્રહ્માને, રાજી હોને શીવા નહીં હે ચારા;
કવિ ગંગ કહે સુન શાહ અકબર, ગેબકી ગોલી આઇ મેં હદ સંસારા."

રાજા બીર્બલ બોલ્યો, "જેહાંપનાહ, અમલ ઉપર ગંગ જોઇયે. એ શીવાય એની ઝમકમાં જાંખ જણાય છે" તે સાંભળતાંજ વળી ગંગે દુલ્લા દીલે કવિત ઉઠાડી:—

અમલ અમલ રંગ ન્યારી આશા, અમલ અમલ મન તન જુગારા;
અમલ અમલ જંગ જોરી બાશા, અમલ અમલ તેજ તોર ન્યારા.
અમલ અમલ અકલ હટ નાશા, અમલ અમલ ધનઘોર અંધારા;
કવિ ગંગ કહે સુન શાહ અકબર, અમલ અમલ પ્રેમ મંગલ ચારા.

શાહાનશાહ હસ્તાં પૂકારી ઉઠયો "ગંગ તને શો રોગ થયો છે? થયું શું, મને તો દીલ બીજી પંચાત ચાલે છે. રાત્રે ઠીક ચંદની ચમક ચમક થાય છે તેમ મન પણ ચલક ચલક થતું કાંઇ ઉત્તમ ઇચ્છામાં લીન થાય છે, તુ કહેશે કે એ સમય કેઇ બાજી અનૂકુળ છે? તે સાંભળતાં "ધર્માવતાર આ સુઅવસરે અવશાંનની મજો જેમ :—

મંગલ ઉમંગભેર ગાતી ગામની, શ્રાવન સમ છજામની સુંદરી;
પ્રેમન નેનન બાંકે સોભામીની, દામની સમ ઝલકામની સુંદરી.
ભાવન ભાવીન નમન કામીની, રાગની સમ રીજામની સુંદરી;
કવી ગંગ કહે સુન શાહ અકબર, એ ચાંદની મોહીની ભાવની સુંદરી."

વળી પણ બીજી રસ શૃંગાર કવિત ચલાવી:—

નેન પલકન પલકાર મારતી, જોબન મોહીની સુખકર;
મદન બદન ઠનકાર જગાડતી, ગોરી રૂપાલી રૂપઠર.
અંજન હાસન હેત ઉપજાવતી, મન તન રોહીની રૂતભર;
રંગ રલ્યામની રીજવતી, અકબર જીગર કે ઓ જાનવર.

"બસ બસ ગંગ બસ બસ, તેં મને આજ સ્વર્ગ સૃષ્ટી મહીમા દેખાડયા સમ આનંદ પમાડયો છે. કાલ તને મોટા કવિરાજ આસને શીરોપાવ ને ખેલાત બક્ષી નામવર કરૂં ને મ્હારા તમામ રાજપાટનો રાજ્ય ભાટ

ઠેરવું. કેમ બીર્બલ ત્હારો કંઇ વાંધો ?" રાજા બીર્બલ તેનો જવાબ આપે છે તે વચ્ચેજ બે દીસ્તા મોટા સોદાગરો જેના પોશાકો ચાક ચાક થઇ ગયા છે. ચેહેરા લોહી લુંવાણ ને હાથ પગ છુંદાયા જેવા કોટવાલે બાંધી ત્યાં ઉભા કર્યા! તે જોતાં શાહાનશાહનો મીજાજ જતો રહ્યો "શું હું બે ઘડી મ્હારી મોજ ને આશાયશમાં બેસું તેમાં પણ મને આ હેરાનગતી? શું આ લુચ્ચાઓને એક રાત બંદીખાને અથવા તો કોઇ તેવાજ ખાનગી મકામ માંહે ચોકી દરમ્યાન રાખવાને અજાજીલથી વાંધો લેવાયો? બેશક હું જોઊં છું કે કોટવાલ બીલકુલ રઇયતની લાલચે બેઅદબ ને રાજદરબારના તરીકાથી બેખબર થઇ ગયો છે. ખબર રહે ક્યાંથી, કે એને પોતાના શાહાનશાહ સામે બેઅદબ થવાનો ખ્યાલ સમજાય "? તેટલાં ગુજરાતનો જીતનાર અજીજ કોકા ત્યાં મોટા દબદબાથી તસલીમ બજાવી દાખલ થયો. તેણે શાહનશાહને ખુબ ગુસ્સે થયલો તેમ કોટવાલ ઉપર જબરી તવાઇ આવેલી જોતાંજ વાત ફેરવવાના ઇરાદે ખુશ મીજાજથી જબાન ચલાવી "આલમન વાજની જનાબ આજ રંગભુમી નાટક શરૂ થયલો જણાય છે. જંગ ભુમી જોઇ વળેલા મ્હારા જેવા અજમાયશીને આજની મીજલસ બહુ ખુશ કરે છે." એ કહેતાં તેની નજર સોદાગર શેરઅલી ઉપર પડ્યાથી તેની પાસ જઇ ખુબ એકલાસથી તેની હાલ હવાલ શીકલનો હેવાલ પુછવા લાગ્યો "સોદાગર આ અજાયબ શીકલ થવાનો શો સબબ? હાઃ હાઃ ત્હારી તરફથી ખજાનાની વખતસર મદદ મને મલ્યાથીજ હું મુઝફ્ફરને ગુજરાતથી હાંકી કાઢી શકયો છું. ત્હારૂં હેશાન ખાસ મ્હારી ઉપર થતાં આડકતરી રીતે તો નામવર શાહાનશાહને શીર ચ્હોંટયું છે. શેરઅલી અગર કોઇ આફતમાં તું હોય તે જો મ્હારાથી અથવા શાહાનશાહથી દફે થતું હોય તો હું બેશક તે ઝેમત દીલોજાનથી ખેંચીશ. બોલ; હાતમ દીલ, કયા તરીકાની ત્હારી ઉપર હોનારત ગુજરી છે?" સોદાગર શેરઅલીનો અજીજ કોકાની આ એકાએકની મુલાકાતે મોટો વગ લગાડયો. તે બોલ્યોઃ—"સુબા સાહેબને રોશન છે કે હું આજ વર્ષો થયાં શ્રીકાબુલ ખોરાશાનથી આવી શી હિંદુસ્થાન વસ્યો છું અને મુલકે મુલક ખપ પડતી સોદાગરીની જીનસો સાથ આવજાવ કરૂં છું. દરેક દીલ્હીવાન ને આગ્રાવાસી મને ઓળખેછે. ગુજરાત ને કચ્છ વગેરે સરજમીનમાં મેં દજન ઉપર મુસાફરી કરીછે. મને હીંદનું બચ્ચું મજાલ ઓળખેછે. આજ ત્રણ દીન થયા હું સોદાગરી અસબાબ સાથ પાયતખ્ત શેહેર આવી. કેવાનશારામાં ઉતરયો છું. ત્યાં આજ સવારમાં બીજા શેહેરના બુલદ મરતબેના સોદાગરો સાથ હું મારી જીનસો વેચવાનાં સાટાં મારતો હતો તેટલાં આ હું મ્હારો ગુલામ નશીબો જે આજ સાત વર્ષ થયાં મ્હારે મકાનથી ગુમ થઇ ગયો હતો; તેણે મ્હરી ઉપર હોમલો કરીજ મને કમરમાંથી પકડયો

" ગુલામ, આજ વર્ષો થયાં તું મ્હારો અસબાબ લઇ આ પરદેશ આવી નીમકહરામ થયોછે. મને ખાવાના વાખા ને મકાનના ફાંફાં પડેછે ; અને તું માહારે માલ ખજાને મોજમજાહ ને મુલકગીરી કરેછે !" આ રીતે તેણે મને સતાવાનું શરૂ કરયું તે છેક હાલ લગી. મેં તેને ઘણો સમજાવ્યો " ચોર, કુત્તા, તું મ્હારો ગુલામ થઇ માહારો માલ અસબાબ ખરાબ કરીને ગુમ થઇ ગયા પછે આજ આવી આ રવેસ ઉલટી બાજી રમી શું ફાવી જવા ચાહેછે !" મેં મ્હારા વેપારનો અસબાબ જે એ નીમકહરામને સ્વાધીન કરયો હતો તેનો હિસાબ માંગ્યો. મેં તરત કાજીને ત્યાં એને ઘસડવાનો પક્કો વિચાર જાહેર કર્યો; મગર આ જુઠ્ઠ પાજીએ તે મ્હારી સાચી વાતનો કસો જવાબ દીધો નહીં, અને "મ્હારો ગુલામ નીમકહરામ થઇ મ્હારો અસબાબ લઇ ન્હાસેછે" એ બોમાબોમ મારીને ત્યાંના તમામ વસ્તા લોકને જમાવ કર્યા ને ફીતનો એટલો વધારી મેલ્યો કે તેણે મ્હારો ઝભ્ભો ફાડી તોડી ચાકચાક કરી નાખ્યો. મ્હારી કોલા લુંટી તે પોતાને સર મેલી દીધા. મ્હારા નોકરોને, મારો સર્વ સરસામાનનો કબજો પોતાને અસ્તક લેવાનો પુકાર મારી મારી ત્રાસ આપવા લાગ્યો. હું જન્મથી સોદાગર ઉધરેલો તે એ જન્મથી ખડતલ ગુલામ ઉધરેલા પાસ જોર ને જબરી તેમ લફંગાઇ ને લુંટબાજીમાં શા હીસાબ? આ રીતે મ્હારી ઉપર આળ લાવી શાહનશાહ અકબરના ખુદ પાયતખ્ત શેહેરમાં શીતમ ગુજાર્યો; તે ગુલબાંગે સાંજના ફરવા નીકળેલા કોટવાલને મ્હારી ઊપરની મુશીબતની જાણ થઇ. તેણે એ ચશ્મચોરને બેસુમાર મના કરયો મગર અબલીશ તુકમે ગુલામના જીગરમાં ઇન્શાનનો નાજુક ખવાસ ને મરૂવત કાંઇ ઉપજે ? બીલકુલ નહીં. અંતે આ નેક કોટવાલે બેહેતર રાહ અમોને શાહનશાહ જનાબ હાજર કરવામાં જોઇ. કોટવાલને મેં આવા કવખ્તે જેહાંપનાહ જનાબ આ મુકદમો હાજર કરવાને સાફ ના કહ્યું. મેં કોટવાલને કહ્યું " હું આજ વર્ષો થયાં હિંદુસ્તાનમાં જાણીતો છું. મને સર્વે જણ પીછાનેછે છતાં મને ને આ નીચ ગુલામને તમારે કબજે બંદીખાને રાખો. બડી બામદાદે જે બરહક હોય તે ઇરાદો અખત્યાર કરવો," પણ કોટવાલ બોલ્યા. "સોદાગર, તને જેહાનપનાહ શાહાનશાહ અકબરના અદલ ઇનસાફની મોટાઇ બાબેની બીલકુલ ખબર નથી. હું તને ઓળખું છું કે તું મોટો માલદાર ને હાતમ ખવાસ સોદાગર જેહાન દરમ્યાન મશહુર છે. અને આ કોઇ તીરાયત શખ્શ ત્હારી ઉપર તોહમત જોડેછે; તે વાત શીતાબીથી શાહાનશાહને જાણ થવી જોઇયે. જાણ તો શું પણ તમો બન્નોને શાહાનશાહ જનાબ હાજર કરવાથીજ તે મ્હારો મરતબો વધારશે. ત્યાં મોટી શક્તીના મોટા રાજદબારીઓ, જેવા કે રાજા બીર્બલ, રાજા ટોડરમલ, નવાબ અબુ ફજલ, નવાબ ખાનખાનાન, વગેરે ચટ ને પટ ઇનસાફના કરનારા ને વળી

રેસ તફાવત ના પડે તેવા રામબાણુ નેમ તાકનારા ને સમજનો મુદ્દો હાથ લાવનારા રેહછે. એ પ્રમાણે આ મ્હારો બરગસ્તે હેવાલ છે. ગજબ થયોછે કે એ મ્હારો ગુલામ મને પોતાને ગુલામ કહી મ્હારી ઉપર દાવો કરેછે. મ્હારા ગંજ ખજાના ને માલ મિલકત ઉપર પોતાની માલકી જણાવેછે! ઓ ખુદા હદ થઇ!" સોદાગર શેરઅલી એમ કહી ઘણોજ નાખુશ ને ગમખાર ત્યાં એક બંદવા જેવો ઉભો. તેની અજીજકોકાએ ઘણી સીફારસ કરી શાનશાહ પાસ તેની ઇજત ને હોરમતની બેસુમાર તારીફ ગાઇ. શાહનશાહ પણ અજીજકોકાની ભલામણુ તેમ શેરઅલીની લાયકત જાણ્યાથી તેના હાલ ઉપર ગંભીર વિચાર કરવા લાગ્યો. શાહાનશાહે પેલા સામા સોદાગરને પુછયું "આદમી તું કોણછે કે મ્હારા રાજના મોટા સોદાગરને પોતાનો ગુલામ કહી તુફાન ઉઠાવાને હીંમત કરીછે? સીતાબ બોલ, નહીં તો ત્હારૂં સર આ વખ્ત એમ જાણુ કે ત્હારા ધડ ઉપર કોઇ જમાને હતું નહીંજ. આ તીરાયતે શાહાનશાહના આ સખુનો સાંભળી એટલો જવાબ દીધો "બંદેનવાજ હું હ્યાં મુસાફર છું.મને બરાબર હ્યાંની રીત ભાત કે બોલી માલમ નથી તેમ હું નાચાર છું,મગરખુદાતાલાને રોશન છે કે આ મ્હારો ગુલામ સાત વર્ષ થયાં મ્હારો માલ અસબાબ લઇ ગેબ થઇગયોછે. એણે મ્હારૂં નામ ધારણુ કરયુંછે, કેમકે સોદાગર શેરઅલી મ્હારૂં નામ છે અને એનું નામ નશીબો છે. હું એની ખોળમાં વર્ષો થયાં દેશ પ્રદેશ રખડની ઝેમત ખેંચ્યામાં ગુંટાયો હતો. આજ તે ખેંચેલી ઝેમતનો નતીજો મળ્યો કે એ મને જડયો છે. મેં એને એનો સર્વ ગુનાહ માફ કરવા કહ્યો. વળી જે નફો ટોટો થયો હોય તે સર્વે મ્હારે કબુલ, એ પણ જણાવ્યું. મેં એટલું ચાહ્યું કે તું મ્હારો ગુલામ પોતાના આગલા કામના દરજ્જે કાયમ થા ને જેમ હું કહું તેમ મને તાબે રહી વેપારની ખેપમાં મશગુલ રેહ" પણ તાજુબીનો પાર રહ્યો નથી જ્યારે એ મને ગુલામ ને પોતાને માલેક ને વળી પોતાને સોદાગર ઠોકી બેસાડે છે!" શાહાનશાહે પોતાના સર્વે રાજા ને નવાબો વગેરે તરફ જોઇ કહ્યું. "બેહદ તાજુબી છે આ વાતની; બન્ને એક ઇજત, સાનસલુખ અને ઓર અદબ અદાબના દેખાય છે. બન્ને ખુબસુરત ને અચ્છી ઇલમબાજી ને જબાનદરાજી ધરાવનારા છે એક હ્યાં જાણીતો છે. બીજો અજાણ્યો છે. એક મ્હારા નામદાર સપેહશાલાર અજીજકોકા જેવાને ઐન વખ્ત મદદ કરી મને હેશાનમાં લાવી શકયોછે. બીજો પણ જો વખ્ત ફાવે તો તેવોજ ઇજતવાળો નીવડે તેવો જણાયછે. એવા બન્નો શખ્સમાં કોણુ માલેક ને કોણુ ગુલામ? તે બીલકુલ ખબર ના પડે તેવી મુશકેલી નડેછે." લબાડ ફજ્જુ ત્યાં બેઠેલા હતા તેણેતરત શાહાનશાહને સુચવ્યું "ગરીબનવાજ એ મુકદ્દમાના ફેસલાની વાત કંઇ મુશકેલ નથી. અગરજો રાજા બીર્બલ યા તો અગમનીગમ જાણુકાર કવિ ગંગ ચાહે તો" આ, વચ્ચે વિખ ભરેલુ મત ઉચાર્યાથી કવિ-

ગંગના ડોળા ફેરવ્યા. તે બોલ્યો, "ધર્માવતાર ફ્રઝુ તો બેશક ભઠીઆરાની નોકરી લાયક છે કે જ્યાંની મેહનત એને અનુકુળ આવે. કવિ ને કાજી કેમ એક સમાન બુદ્ધીના બનશે? એને જ્યારે એટલી ખબર નથી ત્યારે એ જે દમ મારેછે કે 'દેશ દેશનાં પુરાના પથ્થર ને પોથાની સોધ કરવામાં ફાવેછે,' તે વિદ્વાનોથી કેમ માન્ય થશે.? ખાલી ગપ્પાં શીવાય ને શાહાનશાહનું સર ફેરવ્યા શીવાય એનામાં બીજી બુદ્ધી નથીજ. હા રાજા બીર્બલ માટે કહું તે હજી કાંઇપણ અક્કલ હોસ્યારીનું બોલ્યો કે તેનો તો એ પીંડ છેજ." ખાનખાનાને જોયું કે ભોળા ભાટે વળી રાજા બીર્બલને બીકટ પંચાતના ફેસલા નક્કી કરવાની જાળમાં ફસાવી માર્યો. તે બોલ્યો "જેહાનપરવર, એ બન્ને સોદાગરોના ફક્ત મુદ્દા તપાસવા જોઇયે. સાહેદી ઉપર ઇન્સાફની મંજુરીઅત રહેછે, માટે આ નવાનો કોઇ સાહેદી છે કે તેને સોદાગર શેરઅલી તરીકે ઓળખાવે? તેમ હોય તો આ વાતમાં જાદા જેહમત ખેંચવી વાજબ છે. નહીં તો જે સોદાગરે અજીજકોકા જેવાને બેસુમાર ખજાનાથી બચાવી દુસ્મન સામે ટકાવ્યો તે સામે કાંઇપણ શક ઉપજાવવો એ તેના થયલાં મોટાં હેશાનના બદલામાં તેને હેરાન કર્યામાં આવેછે; એ સાર નીકળશે?" ત્યાં તાનસેન બોલ્યો. "શાહાનશાહે એ મુકદ્દમો વડા કાજી ઉપર મોકલી આપવો ને હાલના મોજના હીંગામનો બહાર કાયમ રાખવો મને ઠીક લાગે છે". આ તકરાર ચાલે છે તે દરમ્યાન રાજા ટોડરમલની સ્વારી આવી લાગી. તેણે ઘટતી અદબ બજાવી ત્યાં બેઠક લીધી. તે આ જીકરથી નાવાકેફ તેમ આ કાંઇ રાજદરબાર કે તેવી જોખમગીરીની મજલસ ના હતી કે સેજ સમય ચૈન મારવા આવ્યામાં એ સમાન ખટપટના ગુંચાળાની વકી રખાય? તેથી રાજા ટોડર રાજા બીર્બલ સાથ તે વાત જાણવા કાને લાગ્યો. જ્યારે તે વાત તેને સર્વ સમજાઇ ત્યારે તેની તાજ્જૂબીની અવધી થઇ. તે બોલ્યો "જેહાંપનાહ જનાબ બેઅદબીની માફ ચાહુંછું પણ જે મુકદ્દમો રાજા બીર્બલે બયાન કર્યો તેવો આજ લગી ક્યાં પણ ઉઠેલો મેં સાંભલ્યો નથી. એ પંચાતનો ફેસલો થવો કઠણ. જ્યાં લગી કોઇ એક બાજુનો ચોકસ પુરાવો મળે નહીં ત્યાં લગી." શાહાનશાહ બોલ્યા "ટોડર, ત્હારા ને બીર્બલ જેવા રાજદરબારીઓ તેમ નવાબ ખાનખાનાન ને મુલાં ફ્રઝુ જેવા જમાનાના ખાધેલ, વળી કવિ ફેજી ને કવિ ગંગ જેવા ચોખી શક્તીના આસામીઓ જે શાહાનશાહની દરબારમાં ત્યાં કોઇપણ વાત અટકેલ હોય તે મોટી નામોશી કહેવાય. જ્યાં દેશોની ફતેહ કરનાર અજીજકોકા જેવા સમશેરકસો બેઠા હોય ત્યાં, તેમ જ્યાં હું પોતે શાહાનશાહી બીરાજ્યો હોઉં ત્યાં મુશકેલી એ શોભન પણ નીકળે તો બસ થઇ ચુકું. આ કુલે સત્તા ઝાંખી ને નકામી છે. રાજા બીર્બલને હું પ્રથમ હોકમ

કહેછું કે તેણે આ મુકદ્દમાનો ફેસલો અબઘડી કરવો જોઇયેછે; નીકર મને મ્હારી સલતનત સારૂ ઘણુંજ હલકું મત બેસશે.” રાજા બીર્બલે કહ્યું “જેહાંપનાંહના હોકમને ઇંદ્ર ને ઇંદુ તાબે થાયછે તો હું કયા મકદુર કે તેથી સર ઉઠાવું. મગર આ વખ્ત આ વાતમાં મ્હારી ગુંજાસ પોંહોંચે તે આગળ મુલ્લાં ફઝૂ જેવા આલમના ખવાસના માહીતીને એ કામ ઉઠાવ્યાનો હોકમ થવો લાજમ છે. જ્યાં મોટા મોટા ઉંડાણ સમજવાળા બીરાજ્યા હોય ત્યાં ન્હાનાએ સરકસ કરવાનું ડોળ મારવું અદબથી ઉલટુંછે.” શાહાનશાહ બોલ્યો “બીર્બલ સચ્ચ બોલેછે. ફઝૂ તું એ સોદાગરોનો ફેસલો કર. અબઘડી. આજ લગી મ્હારી દરબારમાં તું મ્હારા ઉંચા મતમાં બીરાજેછે ને જેહાનની મુસાફરીઓના ખર્ચમાં દર વર્ષે બેસુમાર ખજાનો ઉડાવેછે તો આજ તેની હલાલીનો માજરો દેખાડ” ફઝૂએ જોયું કે બીર્બલે સાવ ફાંસમાં ઉતાર્યો તો ખરો, પણ જો હું એ પંચાત બીર્બલનેજ ગળે ના બોલવું તો હું જેહાનનો પંચી મુલ્લાં ફઝૂ ના હોઉ. તે તરત હસ્તે મોહ તસલીમ બજાવી જનાબ ખડો થયો. પછે કુનસ બજાવી બોલ્યો “હોમાયુનોના હોમાયુન, એ મુકદ્દમો ફેસલા કરવો મહારી કુચ બીસાતમાં નથી, પણ જ્યારે અવલ રાજા બીર્બલને તેનો હોકમ થયો તો પછે તે કોણ એવો છે કે પોતાના શાહાનશાહ હોકમને ઉડાવે ને બીજાને તેમાં ગુંટાવે? હું તો અબઘડી એનો ફેસલો કરૂં. બીર્બલની બેઅદબીની હદ થઇછે. એ નાફરમાન મોટી સજાને પાત્ર થશે. ... અરે તે શાહાનશાહના શખુન ઉપર શખુન કાઢે ને નાફરમાનીની તકસીર કરી ફાવી જાય. ઇસ્તફર અલ્લા.” ફઝૂએ સુકાન ફેરવ્યું ને રાજા બીર્બલે શાહાનશાહનો શું એક કાતલ ગુનોહ કર્યો હોય તેવા તેના ડોળા ફરી ગયા. શીતાબ તેના ગુસ્સાની હદ રહી નહી તેમ બુલંદ અવાજે બખાર્યો “બીર્બલ, તું બેઅદબીની તકસીરમાં આવ્યોછે. ઉઠ શીતાબ. પલક વિલંબ ને જોઇ લે જલાદ ત્હારે માથે ઉભેલો!” રાજા બીર્બલ શીતાબ ઉઠયો ને પોતાના શાહાનશાહના શખુનને તાબે થયોછે, તે જોતાંજ ત્યાંના બે દાવાદારોમાંનો એક જે તદન અજાણ ને નાચાર દીસ્તો, અને જેણે હાલ તરત સઘળા નશીબા નામે ગુલામ જાણે છે તેણે તરત પોતાનું સર શાહાનશાહના કદમ સામે જમીન ઉપર મેલી અર્જ કરી “બંદેનવાજ મ્હારા મુકદ્દમામાં નાહક કોઇ આદમીના ખુનની જરૂર નથી. અગર કોઇનો જાન જોખમમાં આવતો હોય, તો મને જોઇયે તે હાલતે ત્યાંથી બાહેર કાઢો; તે ઉપર હું રાજી છું.” આ બોલનારના કાલાવાલા ને અર્જ ઉપરથી તે માટે સર્વને શક ગયો કે જ્યાં છે ત્યાં એ ગુલામ ખરો. આ દયા દેખાડી છે, તે પોતાને કોઇ પીર સમાન મનાવવા પોતાની સામેનાને હેઠો પાડવાના ચાળા છે; તેમ તેનો ધીક્કાર પણ થયો. શાહાનશાહે પોકાર મારી તેને શીતાબ ચુપ કર્યો. શાહાનશાહ બોલ્યો “બી

મુકદ્દમાનો ફેસલો કરવા મેં તને કહ્યું તેમ તરત એનો નીકાલ લાવ નીકર ત્હારી ઘડી પુરી થઇજ." બીર્બલ બોલ્યો "બંદેનવાજ, મ્હારી મગદુર તથા હું મ્હારા નસીબાને આધીન છું. બેલાશક ફઝુખાન એનો ફેસલો કરે અને તે દરૂસ્ત ઉતરે કે મ્હારો જોઇયે તે હાલ કરો. હું હોકમને આધીન છું. માત્ર એક રૂકો મ્હારે મકાન રવાના કરવાની ડેર, બાકી કાંઇ નહીં ઉમેદ!" આ સાંભળી લબાડના હાંજા લેવાયાજ. બીકટમાં બીકટ મુકદ્દમો, તેનો ફેસલો ફીરેસ્તો કરે, બાકી આદમીની મગદુર નથી. આ ધાસ્તીમાં ફઝુ સાહેબ છે તેટલાં શાહાનશાહ બોલ્યા "ફઝુ કેમ ત્હારો કેવો વિચાર? તું આ મુકદ્દમાનો ફેસલો કરી દે, બીર્બલ જલાદના દસ્તમાં ગયોજ" ફઝુ ધ્રુજયો, પણ ખુબ ધીરજથી પ્રત્યુત્તર દીધો "ગરીબનવાજ મને આ વખ્ત સીંધના અમીરના કાગળના જવાબો લખવામાં ગુટાવાનું છે. કાસદ મ્હારા દરવાજા ઉપર ખોટી થતો હશે. આ વાતમાં મ્હારૂં ચિત્ત તદન ગુંટાવું છે, માટે એક મ્યાનમાં બે તલવાર ના પેસે, તેમ મગજ છે. બાકી તો જનાબ ખાકનો ઉડાવનાર એ ઉપર તરત મગજ દોડાવતે." નવાબ ખાનખાનાનથી આ સાંભળી હસ્યા વના રહેવાયું નહીં, અને શાહાનશાહને મુલ્લાં ફઝૂનાં શીતાબ 'ખોદાફેઝ' કરી ત્યાંથી ઉઠી ચાલ્યાના ઝડપીયાં કદમ જોઇ ગુસ્સો ઉતરી જઇ દમ બાંધી હસવાનું શરૂ થયું. આ મુલ્લાં ફઝૂના દમ પર ખુમાર દબદબાએ મીજલસમાંથી જીવ લઇ ઉઠી ચાલ્યાના ઢંગે ત્યાંના સઘળા ને હાથ હાસ્ય ને મજાક કરતાં થયાં. પેલા બન્નેના બંદવા સોદાગરો કહો અથવા ગુલામો, તેઓનું પણ આંખ્યોથી આંસુ પડ્યા તલગ હસવું જારી રહ્યું, પણ બીર્બલ શું એક માથે કાળ ભમતો હોય તેમ જલાદના કાનમાં કાંઇ કેહવા ગુંટાયોજ. મામલો તદન ફેરવાઇ ગયો ગુસ્સાનો જુસ્સો જઇ ખુશીનો નાઝ ઉછલ્યો. અને શાહાનશાહે રાજા બીર્બલને એ મુકદ્દમાનો નીકાલ કરી દેવાને હસ્તે મુખે જણાવ્યું, રાજા બીર્બલે મીજલસના સર્વે જણ તરફ જોઇ ઇજતથી જવાબ દીધો. "મુકદ્દમો ફકત આ રીતે આશાન ફેસલો થાય એમાં નવાઇ નથી. બન્ને સોદાગરો નથી તેમ બન્ને ગુલામ નથી. બન્ને સરખી રીકલના હાલછે." જલાદને પછી કાનમાં કાંઇ કહ્યા સમ વર્તવાને ઇશારો કરતાંજ ભસ પૂકાર માર્યોજ "જલાદ આ ઉભેલા ગુલામનું માથું ઉડાર" જલાદ તરત ધસ્યો આવ્યો, નાગી સમશેર લઇ માથું ઉરાડવા. તે જોતાં જાતે જે ગુલામ તે લગાર પાછળ હટી જઇ ડરીને જમીન ઉપર બેસી ગયો. શાહાનશાહ ને મીજલસીઓ "આફરીન—શાબાસ" પોકાર કરી રહ્યા. બીર્બલે તરત તે શાબાસીમાં પેલા બેઠેલા ને ડરેલા શખ્સને ખરો ગુલામ નક્કી કર્યો. તે ગુલામ કોઇ નહીં પણ અજીજ કોકાનો મોટો મદદગાર સોદાગર શેરઅલી ખુદ નીકળ્યો. સર્વની [illegible] ચળી ગઇ. અજીજ કોકાની તો ચશ્મોમાં તમ્મર આવ્યાં. શાહાનશાહની નવાઇનો પાર રહ્યો નહી. ખરો સોદાગર પેલો તીરાયત શખ્સ નીક-

જ્યો કે જેની ચાલચલણમાં અવલ, ના એક આડો હરફ કે લામફામ જબાં-
દરાજી તેમ તેના અમીરાઇ ખવાસની શાહદત તો બીર્બલ ઉપરની તવાઇ
વખ્તે જાણ થયલીજ. એ જોતાં શાહાનશાહે, અજીજ કોકાને મદદ કરના
રાને કહ્યું " અરે તું ગુલામ થઇ આ રીતનો ગુનોહ કરવાથી તો એક પલ
પણ જીવતો નહી રેહવાની સજા લાયક ઠર્યો છે. " અજીજ કોકાનો મદદ-
ગાર બોલ્યો "બંદેનવાજ, બેઅદબી થઇછે તે માફી માગુંછું પણ મેં આજ
બાર વર્ષ થયાં બેસુમાર મોટાઇ, છુટાપણું ને સખાવતમાં કાળ ગુજાર્યોછે,
તેથી નવેસરથી ગુલામગીરી કરતાં મોત મને પસંદ છે અને તકસીર પણ
તેવી થઇ છે, તો શીરછેદની સજામાં હું રાજી છું." શાહાનશાહે તેના માલે-
કને પુછયું " ઓ પ્રદેશી તુ શું કહેછે? " તે બોલ્યો " જેહાંપનાહ પાસ
મ્હારી એટલી મુરાદ હતી કે સચ્ચાઇ રોશન થાય તો મને બીજું કાંઇ જો-
ઇતું નથી. તેમ સચ્ચાઇ રોશન થઇ, તે પણ જ્યાં મ્હારો કોઇ મદદગાર કે
હકશનાસ નહી ત્યાં, તો પછે મને એ ખુદરતની નવાજેશ પછે બીજી કોઇ મુ-
રાદ રહી નથી કે ગુલામના ખુનનો કરાવનાર ને તેની સત્તાનો છીનવનાર થાઊં.
માત્ર હવે મને એ ગુલામ પાસથી મ્હારી અસલ મતા ને અવેજનો હિસાબ મળ-
શે તે લઇ, બાકી નફા સાથ એને છુટો કરી હ્યાંથી ચાલ્યો જઇશ. મને
એનો નફો કે એની ગુલામગીરી બંન્નેમાંનું કોઇ જોઇતું નથી. એણે મને જે
જુબાન વાપરી છે તે એટલી કઠોર છે કે એની સીકલ જોતાં મને મ્હ
વડીલો, જે કબરની આશાયશમાં પડ્યા છે, તેઓના ગુસ્સાદાર દીદાર મ્હા..
સામે ઉભા થાય છે, માટે એનો ચેહરો હું રોજે કયામતે જોવા ચાહતો નથી
તો પછે એને હ્યાં તો કેમ જોવાને રાજી થાઉ! એને જોઇયે તે કરો, મેં એને
શાહાનશાહને નજર કર્યો." શાહાનશાહ આ મોટા દીલના સોદાગરની જ-
બાનથી ખુશ થયો ને બીર્બલ તરફ જોયું કે બીર્બલ બોલ્યો " જેહાંપ-
નાહ એને શાહાનશાહાત ઉપર હેશાન કર્યું છે, તે જોકે પોતાના ધણીના
ખજાનાથી; મગર કરનાર તો ખાસ એ શખ્સ, તે હેશાન ધ્યાનમાં લઇ
એને આજથી જે છુટાપણું મળે છે તે સાથ એક ઉમદા શીરોપાવ ને ખીતાબ
બક્ષી રાજ્યનો અમલદાર ઠેરવો ભલાં કામનો બદલો નવાજ્યા સાથ એની બેઅ-
દબી ને નાલાંયકી માટેની માફી બક્ષી દો. માણસ છે,મતી ફરે, પ્રાલબ્ધનો જેવો
લેખ તેવી બુદ્ધી સુઝે, એ બંને પણ ખરૂં." શાહાનશાહ, સોદાગર ને બીર્બલના
શખુનો ને રેહેમ નવાજેશથી ખુશ થયો. મીયાં તાનસેને તેમ કવિગંગ બંન્નોએ
વાહવાં વાહવા પુકારી. ખાનખાનાન પણ ફેસલા ને અંજામથી ખુશાલ થયો.
તરત શાહાનશાહે ખરા સોદાગર શેરઅલીને એક ઉમદા શીરપાવ બક્ષી તેને
પડેલી ને વેઠેલી અથાગ જેહમત ઉપર આફરીન કરી. પછે નસીબાને છુટા-
પણું બક્ષ્યા સાથ એક બેકીમતી શીરોપાવ નવાજ્યો. તેને તાલેયારખાં
ખેતાબ બક્ષી સુબા અજીજકોકાનો મદનીસ સુબો ઠેરવ્યો. એ પ્રમાણે શા
નશાહ અકબરની આ રંગ રાગ મીજલસનો છેડો આવ્યો.

# લોક કથા.

## ઠકરાણી માણકબા ને શાહાનશાહ અકબર.

ઠકરાણી માણકબા ઘણીજ હસમુખી હતી. શાહાનશાહ અકબરના સારા રાજ્યમાં તે બરાબર લોકોને બનાવી ચાંઈ કરવામાં કોઈ હતું નહી. તે એક વખત પોતાના પતી શારઠાકોરની રજા લઈ પોતાના ઈનામી ગામમાં થોડા દીવસ સેહેલ મારવા ગઈ હતી; ત્યાં તેના જવા પછે ઠાકોર પ્રવિનરાજ આવી લાગ્યા. તે બેચાર દીવસ ત્યાં કને હવા પાણી દાનો સારો જોઈ રહ્યા, તેમની નજરે ઠકરાણીજી પડ્યાં. ઠાકોર વૃદ્ધ અને એકલ હોયાથી તેમની ઠકરાણી સંગે પરણવાની દયાનત થઈ, તેથી ગામની એક વૃદ્ધ સ્ત્રીને બોલાવી પોતાની ઈચ્છા જણાવી તેને લાલચમાં નાખી. જો કારજ થાય અને તે ઠકરાણી તેને વરે તો કારજ કરનારીનું ઈનામ એક હજાર સોનામોહોર! તે ઇનામમાં લલચાઈ તે વૃદ્ધ સ્ત્રી ઠકરાણીજીના મંદીરે ગઈ. ઘરડી એટલે અકલ તો લગાર ખસેલીજ હોય એટલે પુછવુંજ શું? જે મન આવ્યું તે બોલી ને ઠકરાણીજીને લક્ષ રૂપૈયાના દાગીના ને લક્ષ રૂપૈયાના લુગડાં ત્યમ તેનાં સઘળાં સગાં સંબંધીઓને મનમાગ્યાં ઈનામ અકરામ ને નજરાણા મલવાની વધાઈ દીધી. કારજ કરનારી વીષે જેઓને અનુભવ છે તેઓને જુના જમાનાના આ ધુતમધાતમના વંશાની ગલમઠલ ને ગોટાલા સેજે સમજાશે ત્યમ અનેક અનેક નવી નવાઈ ને નાનાપ્રકારની પરપહેડામણીના સરવાલા ઠકરાણીને દેખાડી કામનું ચોકઠું બેસાડયામાં ફતેહ પામવા જેવી ત્યાંથી ફરી.

ઠકરાણીજી તો ઠાકોરને ઓલખે ને તે તેના સગપણમાંએ ખરો; તેનું માગું આવ્યાથી જ્યાંલગી પેલી ગામની કારજ કરનારી બુઢ્ઢયાં હતી ત્યાંલગી તો તેણે હસવું જ્યમ ત્યમ દોબાવ્યું પણ તેના જવા કેડે અધઘડી ઉપર તેનું હસવું 'જારી રહ્યું તે કયમે કરતાંએ ડખે નહી. દાસી મનીઓ વટીક કંટાળો ખાવા લાગ્યાં કે ઠકરાણીબા આ તે શી તરેહ હસેછે? કાંઈ મગજ તો ખસ્યું નથી? તેટલાં ઠકરાણી હસવું દોબાવતાં દોબાવતાં શાંત થયાં ત્યારે સોંગ રચ્યો કે ઠાકોરજીને વરાવીને સઘળી શોભામાં તેઓને વદાય કરવા ને કારજ કરનારીનો બોલ ઉપર રાખવો. ઠાકોરજીને મલી બુઢ-યાંએ બીજે દીવસ જવાબ દેવાનું કહી ઠડાવ પ્રમાણે વળી ઠકરાણીને મલી ને ઠકરાણીએ સઘલો રકાસ ઠીક બેસાડયો. તેણે ઠાકોરને કહાવ્યું કે મારૂં કોઈ વડચલ નથી. મારાં વંસમાં એક હું માત્ર છું માટે મને હો હા કે ઠાઠમાઠનો અનાદર છે. સાદાઈ મને પસંદ છે. ત્યમ પેલી બુઢયાંએ જઈ ઠાકોરજીને કહી ઠકરાણીની મરજી પ્રમાણે સઘલી પર પહેડામણી, દાગીના ને શૃંગાર છેક ગુપચુપે નહી ત્યમ કાંઈ ધમાલે નહી એમ મધ્યમસર ધીં. ધૂમે ઠકરાણીને મંદીરે રવાના કર્યા. પાછલ દેશ સ્થીતી પ્રમાણે લગ્નવીધીમાં ઠકરાણીજી હઠ લઈ બેઠાં, કે હાલ મારૂં શીર ફરેછે. તેથી બુઢયાંએ પોતાની નોક જાયછે જાણીજ ઠકરાણીએ જ્યમ કહ્યું ત્યમ ઠાકોરજીનો આવેલો શૃંગાર, દાગીના ને લુગડાં સજીને લાજ તાણી અને મુખરો રંગી કરી બુઢયાં ઠાકોરજી સંગ લગને બંધાઈ! મોં ઢાકયું તે જોયછે કોણ? ત્યમ જોનાર ને હાસ્ય ને ઠઠ્ઠા કરનાર માત્ર ઠકરાણી સંગ તેની દાસી મ-નીઓ, જેઓ આગલથી આ મજાદાવ માંડ્યામાં શામીલ થયલી તેથી મર્મ બંદ બસ રહ્યો હતો તોય હસાહસ ને મશકરીના મેહણાનો પાર નહી રહ્યો હતો. પરણી ઉઠયાં પછે ઠાકોરજી કુસંબામાં ચીકાર મધરાત્રે પો-તાના દાસ ને રક્ષકો સંગાતે પોતાને ઉતારે ગયા ત્યમ પેલી બુઢયાંનાં ડાચ્યાં કચ્યકચ્યતાંમાં કાંઈ ખોરાક પડયો અને અંતને આસાયશ મળ્યાથી કરાર થયો નીકર ત્યાંજ તે લોટ થઈ મડદું પડતે. બુઢયાંએ જોયું કે આ વીધી તો વહી મગર આગલ એ લગ્નનો પાટલો ક્યમ ફાવશે? માટે ઠાકોરજીને છુપું કહાવ્યું કે ઠકરાણી લગાર હઠીલાં છે તેથી કાંઈ આનાકાની કરે તો તમારા માણસોએ જોરજબરીથી ઉઠાવી લઈ જવામાં આચકો ખાવી નહી. લગ્નને ત્રણ દી થયા કેડે ત્યમ ઠકરાણીને મંદિર ઠાકોરના જનાનાનાં મા-ણસો આવ્યાં; તેઓએ ઠકરાણીને ચીસ ને બરાડ મેળવા છતાં જોર જબરીથી ઉઠાવી માફામાં ઘાલી અને ઝાંઝરા ને ઘુંઘરાથી ગામ ગજાવતા બંલદીઆને આર લગાવી કે તેઓ ઠાકોરજીના સંગ સંગાતે થયા. ઠાકો-

રજી પોતાની વૃદ્ધાવસ્થામાં આ ચંદ્રસ્વરૂપ ઠકરાણીજી સંગે વરયાથી બહુ ખુશ હતા. તેઓ દી'હી આવી પાદશાહે રાખેલા પોતા માટેના ખાસ ઉતારામાં ઉતર્યા અને જ્યારે જનાનખાનામાં પધાર્યા ત્યારે મોહ માથે શાળુરે વાટી પડેલી પોતાની ઠકરાણીને જોઈ પ્રેમથી બોલાવી બોલાવી ઘણી મનાવ્યા છતાં કાંઈએ ઉતર નહી મલ્યાથી રોષે ભરાઈ બાંડી મનીઓને હુકમ કરવે તેઓએ મોટા આગ્રહથી ઠકરાણીને મોહથી લુગડું ખસેડયું કે ઠાકોરજી "દગો થીયોરે દગો થીયો" બોલી ભાંય પડયા, સબબ ઠકરાણી તો પેલી બુઢયાં નીકલી!!!

ઠાકોરજીને પેલી બુઢયાં કારજ કરનારીએ જોરજબરીથી ઉઠાવી લઈ જવાની છુપી વાત કહાવેલી ઠકરાણીએ જાણી હતી. મશકરી કરવી તે કાંઈ જેવી તેવી વાત? તેથી પલેપલની ખબર માટે ઠકરાણીના છુપા જાસુસો પેલી બુઢયાંના એવા વીશ્વાસુ થયા હતા કે તેના મનની રગેરગની ગુપ્ત વાત ઠકરાણી પાસ આવતી હતી. ઠકરાણીએ પોતાની દાસી ને સખીઓને બુઢયાંની ખાસ માનીતીઓ કરીને તેનાં સઘળાં પ્રપંચ જાણી તે સમય બેસતું કામ લેતી; તેથી ઠકરાણીએ જ્યારે જોયું કે 'ધાર્યું તેવી ગમાડ બુઢયાં નથી. એને લગ્ન તો કવસ પડ્યાથી મારે ઠાઠ માટે શીંગાર પેહેડી ઠાકોર સંગાતે કર્યાંછે; અને ઠાકોરજી બેખબરા છે. હવે ઠાકોરજીને વલી બીજી વેલા ઠકરાણી હટ કરી નીરાસ કરશે તો સઘલો ભરમ ફુટી જશે ત્યમ ઈનામ ને માન અકરામ જ્યમના ત્યમ રહી જશે. તે વીચારે બુઢયાંએ તર્ક તો ઠીક રચ્યોછે.' એ નકી જાણીને ઠકરાણીએ કારજ કરનારીનો પુરોજ વરઘોડો ચઢાવવાને નીચે પ્રમાણે તાલ રચી તેથી બુઢયાં ફાવી નહી, પણ ફસી પડી. ડેડવેલે વખતે બુઢયાં જયારે ઠકરાણી પાસ જતાં બોલી, કે ઠાકોરજી અબઘડી પોતાના ઘરના મનીઓ તેને બોલાવા મોકલેછે તે સાંભલતાંજ ઠકરાણી હસી પડી બુઢયાંએ જ્યમ કહ્યું ત્યમ રાજી થઈ ઠાકોરસંગાત જવાની જાહેર તૈયારી કરતી હોય એવું તેણે સઘળું ડોલ ઘાલ્યું. પછે લગ્નના કપડાં કાઢીને તાલ કરી બોલી "બાઈ તમોએ તે રાત્રે આ શૃંગાર ક્યમ કર્યો હતો તે લગાર સજી કરી મને દેખાડશો ત્યમ હું તે સજીજઈશ તો ઠાકોરજીને આપણા ગોટાલાનો કસો શક ના પડે." વાત તો ખરી; ત્યમ બુઢયાં કરવામાં પોતાની પણ શોભા, માટે બોલવાઈ. ઠકરાણીએ તર્ત ઠીક સમયે શીંગાર કરાવી દઈ બુઢયાંને ટીલક કરી નકી ઠાઠ સાથે ચલાવી જોઈ, તેટલાં બારણે જાન આવી. ઠકરાણી માંહે ગરી ગયાં અને શીખવેલી દાસી મનીઓએ ઈશારો કરયાથી ઠાકોરજીના માણસોએ

ઠકરાણી બનેલી બુઢ્ઢયાં આસપાસ તેજ ઠકરાણી છે એ સમજી ફરી વળી ઠાકોરજીનો હોકમ કહ્યો. બુઢ્ઢયાં પ્રથમ તો સ્તબ્ધ થઇ પણ પછે તે દોડી ઓરડીમાંહે ભરાવા જાયછે તેટલાં ઠાકોરનાં માણસોએ પકડી. ચીસ બરાડા મેલવા છતાં તેને ઊંચકી માફામાં નાખી; એ રીતે ઠકરાણી બદલે બુઢ્ઢયાંને ઠકરાણીના શૃંગાર ને ઠાઠમાટે લઇ ઠાકોરજી દીલ્હી આવ્યા હતા.

ઠાકોરજી લગાર સુદ્ધમાં આવ્યા કે લખ્ખો ગાલીનો વરસાત પેલી બુઢ્ઢયાં ઉપર વરસાવા લાગ્યા પછે લાગલાજ શાહાનશાહ અકબરની દરબાર ભણી ચાલ્યા કે ત્યાં જઇ પોતાની આ આફત કહી કંઇ દાદ મેલવે. એ ખ્યાલે સઘલો વરઘોડો લઈ તે વૃદ્ધ ઠાકોરજી, શાહાનશાહને મોહોલ આવી લાગ્યા. તે ખબર થતાંજ શાહાનશાહે પોતાના ખાસ મંત્રીઓ તેમને લેવા મોકલ્યા, ઠાકોરજી તેઓ સંગ દરબારમાં આવી બેઠા ને કાંઈ પણ બેર આફીઅતની વાત થવા પહેલાં શાહાનશાહ હજુર પોતાનો ઉપલો કીસ્સો માંડી કહી બખાસ્યા "ખુદાવંદના રાજ્યમાં મારી ગેરઆબરૂ થઈ છે અને મને એક સ્ત્રીએ ઠગી જીતી લીધો છે. મને ઠગી પોતાનો ધણી કરવાનું બીડું ઝડફ્યું છે. મારાં મોટી કીંમતનાં નજરાણા ને પહેડામણી આ કનિષ્ટ બુઢ્ઢયાં ઠગી કરી લઈ ગઈ છે. મારી ઉપર મોટી કમબખતી વરશી છે."

શાહનશાહ અકબર દરબારમાં આ વખત ખાસ અમીરો ને શરદારો સંગાતે લડાઇની વાતના તડાકા લગાવતો હતો. ત્યાં રાજ્ય ગવૈયા મીયાં તાનસેનની ગેરહાજરીમાં તાનતરંગ ધ્રુપદ લંબાવતો હતો. તે, છેલી લડાઇમાં શેહીલા ને ભીલોએ કરેલાં નામ છતાં પાદશાહના નશીબાની બલિયારી ને કીર્તિ સમાયલો હતો. તેના જોડનાર ઉપર ટીકા ને પ્રસંસા બન્ને ભેલસેલ ઉલટા સુલટી વરસતી હતી. શાહાનશાહ પોતાના દુધભાઈ જૈનખાન તથા રાજા બીરબલ અને પોતાના ઘણા થોડા લશકર સાથ જે છેલાં બચ્યો તે માત્ર પોતાની જવાંમરદી ત્યુમ જયપુરના રાજા ભગવાનસીંહના અઠાગ જોરથીજ ત્યાં તે નશીબો પામ્યાની જીકર બોલતો હતો; આ ગપ્પાં ચાલતી હતી, તેથી તે ઠાકોરજીની વાત સાંભળી પેલી બુઢ્ઢયાં ઉપર બહુ કોપ્યો. તરત શાહાનશાહે તે બુઢ્ઢયાંને દરબારમાં બેઆબરૂ કરી બુઢા ઠાકોરજીનું માન જાલવવાને ઠડાવ કસ્યો તેટલાં બીરબલ બોલ્યો. ઠાકોરજીને મોટો જબરો ફટકો પડયો કે એઓની ભરજવાનીને માહ અપસુકન થયાછે. બીરબલ જેવોજ જૈનખાન પણ મશકેરો હતો તે વચ્ચે બોલ્યો કે ઠાકોરજીના માહાતાપથી જવાન બાળા બલીને થોડા વખતમાં બુઢ્ઢયાં સ્વરૂપ થઈ હોય તો બને ત્યમ છે. ઠાકોરજી બોલ્યા શાહાજાદા

જૈનખાનના કહ્યા પ્રમાણે મને મારા પોતાના રોબ ઉપર વીચાર કરવાને કારણ મળ્યું છે, મગર આ બુઢયાં તે તે છે કે જેણે પ્રથમથીજ ઠકરાણી સંગાતે મારૂં કારજ કરવાનું માથે લીધેલું; તેથી તે ભરજોબન હતીજ નહી કે મારા માહતાપે તેના આબને જલાવ્યું હોય ! ભોલા ઠાકોરજીને સાંભળી દરબારમાં સરદાર દાઉદ હતો તેનેથી હસી પડાયું તે ઉપર પાદશાહની ઇતરાજી થાત પણ તે વખત આરમાં રાજા ભગવાનસીંહ પુરાઇ બોલ્યા "ખુદાવંદને ખબર નથી કે પલકમાં મદનમસ નવજોબન પાકી જઈ બુઢ્ઢું બખ થાયછે. ચીતોડના જયમલની બળવાન ફોજ સંગની જંગમાં મારા એક જેવાન સરદારને દુશમનના હલ્લા થવાના સમાચાર મલવે પોતાના બચાવની એટલી ફીકર પડી કે સ્વારમાં બ્યારે હું તેને મળ્યો ત્યારે તેને તેના માટેજ પુછવા લાગ્યો; જેના ઉતરમાં તેણે મને નમી સલામ કરી ! તાજુબીનો પાર નહી રહ્યો બ્યારે મેં તેને બરાબર ન્યાલતાંએ બરી મુશકેલીથી પીછાણ્યો. ઘણી વેળા એમ બનેછે. પાદશાહના સસરા જયપુરના વૃદ્ધ રાજા બહારમલ્લ ત્યાં હતા તેઓ લગાર હાસ્ય મુખે બોલ્યા કે ઠાકોરજીના તાપની વાત બહુ બોલાયછે કે વર્ષ અધવર્ષમાં એઓના તાપે ગમે એવી નવજોબનાને વૃદ્ધતા વ્યાપેછે. ઠાકોરજી બોલ્યા ત્યારે તો ગજબ થીયો છે. રાજા તોડરમલ બહુ ગંભીર રાજદરબારી હતો તેને આ ઠઠાબાજી પસંદ આવી નહી. તેણે ઠાકોરજીને ઠરી જવા કહીને બાદશાહને ઉશકેર્યા કે બુઢયાંની જુબાની લેવી. આ ઉશકેરણીથી તર્ત અકબરે પોકાર માર્યો અને બુઢયાં ધ્રુંજીને જે ખરી વાત હતી તે બોલી ક્ષમા માંગવા લાગી. સભામાં ઠકરાણીના પતિ રાર ઠાકોર પણ હતા તે પોતાની સ્રીની આ વાત સાંભળી હસતાં હસતાં આંખોમાંથી આશું પાડવા લાગ્યા. તે બોલ્યો "જેહાંપનાહ મારી ઠકરાણીથી મેં હાથ જોડયા છે તે કોઇને પણ બનાવવામાં આગું પાછું જોતી નથી. હું મર્મ સમજ્યો. તેણીએ આ નાટક્ વૃદ્ધ ઠાકોરજીનો મુખરો લેવા રચ્યોછે." રાજા બીરબલ બોલ્યો ઠકરાણીએ ગયે વર્ષે બીજુબાવરાને એવો બનાવ્યો હતો કે તે મધરાત્ર તલગ ઠકરાણીના મોહોલના દરવાજે સુરસાગર લઇ ફરતો ને પ્રેમના ધ્રુપદ ગાતો ગાતો દરબાનોના ઢબા ખાતો હતો. પાદશાહ ને સભા બુઢા ગવૈયાની હાંસીની વાત સાંભળી ખુબ હસ્યા પણ બીજુબાવરો પોતે ત્યાં હતો તે તો પોતાની એબ વાત જાહેર પડ્યાથી પાણી પાણી થઈ ગયો ને બીરબલ ઉપર ભુખ્યા સીંહ મીશાળ દાંત્યાં કચકચાવા લાગ્યો. દગાખોર અબદુલખાન પણ ત્યાં હતો. તે બોલ્યો કે બંદેનવાજ મારા મગજમાં વાત ઉતરતી નથી કે એક સાદી રજપુતાણી જે ખંડણ્યા રાજાની પાયરીથી ઉ-

તરતા ઠાકોરની બાયડી એવી અઠંગ ટકોરબાજ ને હસમુખી હોય? અગર તેવી હોય તો તેની નીતી જોખમાયલી તો ખરી. બલવાન શૂર ઠાકોર તલવાર ઉપર હાથ નાખતો ઉઠયો કે પાદશાહની મીજલસમાં અદબ શીખવાની હજી બાકી છે અબદુલા; તે તને ઇચ્છા હોય તો કાંઈ શીખવી દઉં. રાજા ભગવાનસીંહ વચે પડ્યા કે હસ્યાંનું ખસ્યું કરવા જેવું કાંઇ સરદારનું બોલવું નથી. ઠાકોરજી માઠુ મા લીયો. વૃદ્ધ ઠાકોર બોલ્યા મ્હારો ઝગડો પતાવવાની જગો વધારવાની વાત કોઈ મા કરો. પાદશાહ, મારે માત્ર મારી સઘળી ખોવાયલી માલમતા મલવા સાથ કામ છે. થવાનું તેતો થીયું બસ. પાદશાહ બોલ્યા તાજુબી કે લડાઈ ને શમશેરમાં કુસલ ઠાકોરજીને એક સાદી બાયડી ઠગે? અરર, ઠાકોર બોલ્યા તે તો થીયું પણ ફોકટમાં જે જાય છે તે માન્યું તો તેમાં પ્રતિષ્ટા જલવાય છે. રાજા બીરબલ બોલ્યા કે ચીતોડને શુરંગ પાડી લેવા જેવી આ યુકતી છે. જે ત્યમ કરવાવાળાઓને નડશે. પાદશાહ બોલ્યા "બીરબલ તું શું બોલ્યો? શુરંગ તો મેં પોતે ખોદાવી કીલો લેવાનો યત્ન કરયો તે અફલ જતાં સામી ઉડીને મારી ખાસ ફોજનો ઘાન કાઢ્યામાં પંકાઇછે." બીરબલ બોલ્યો જેહાંપનાહ ત્યમજ તો. રાજા ભગવાનસીંહ બોલ્યા જેહાંપનાહ બેઅદબી માફ છે. બીરબલનો કેહેવાનો બાયદ માત્ર ઠકરાણીથી આપણે હારશું. જીતનાર નહી. પાદશાહ બોલ્યા બીરબલ મને એક માસમાં તે માજરો અજમુદા થશે નહી તો તને જીવતો મેલનાર નહી. તેં મારૂં અપમાન કરયું છે. રાજા બીરબલ બોલ્યો ગરીબનવાજ હું કાંઈ તેવું બોલ્યો નથી. પાદશાહ બોલ્યો, "રાજા ભગવાનસીંહ બોલ્યો તે મારા મનમાં ઉતરયું છે."

એ રીતે મહીનામાં ઠકરાણીની સરસાઇનો દાવ નહી જણાયો તો રાજા બીરબલ ફોકટ સંકટમાં ગીરફતાર થાય એ કરાર થઇને મીજલસ બરખાસ થઇ. સઘળા પોતાને મોહોલે ચાલ્યા. ઠાકોરજી ને પેલી નવી ઠકરાણી એકલાં પાદશાહ હજુર રહ્યાં. ઠાકોરજી બોલ્યા આ બલાને હું ક્યાં લઈ જાવું? પાદશાહ હસ્યો પણ ઠાકોરજીની આબરૂ રાખી લીધી. પોતાના જનાના મેહેલ રાણીઓની દાસી દરમીયાન નજર કેદ કરી હાલ તરત તો એ પંચાત પતાવી. પેલી ઠકરાણીને વૃદ્ધ ઠાકોરજીની સઘળી બીના જાણ થઈ અને નકામો બીરબલ પંચાતમાં આવ્યાથી તે પોતાને મન ડહાઝી. ઠકરાણીએ પોતાને મન દ્રઢ વીચાર કર્યો કે કાંઇએ કરીને પાદશાહને બનાવવો ને તેનો મદ ઉતારવો.

આ વીચારે તે પોતાને ગામથી ધારેલા વખત પેહેલાં દીલ્હી આવી. જાણે કસ્સામાં નથી ત્યમ તે પહેલાં માફક પાદશાહના જનાનામાં જાવ આવ કરવા લાગી, અને સઘળી રાણી ને શાહજાદી દરમ્યાન એટલી હળી ગઈ કે કોઇએ તેને પળ પણ નજરથી વેગળી કરવા ચાહી નહી. ઘણી વખત મેહેલમાં પાદશાહ અકબર સાથ તે રાણી ભેગી મળી વાતચીત કરી પરોટાયળી, તે તેને હાલના મનસુબામાં બહુ અનુકુળ થઈ પડ્યું. ધારેલી રીતેજ મેહેલમાં આવ જાવ કરતાં તે ઠાકોરને બનાવ્યાની પંચાત પછે દસ દીવસ ભાગ્યે થયા તેટલાં પાદશાહ સામે મળી ચોંકી હોય તેવો ડનકો કરી હસી પડીને બોલી "મોટાનાં નશીબજ મોટાં."

પાદશાહ તે સાંભળતાં બોલ્યો "એટલે?"

ઠકરાણી બોલી "બેઅદબી થઈ તે માફ કરો તો કહું."

પાદશાહ બોલ્યો "તને માફ છે બોલ."

ઠકરાણી બોલ્યાં, "ધર્મરાજ તમો જયપુરજાયીના સમ લિયો."

"તેના સમ" પાદશાહ બોલ્યો.

ઠકરાણી બોલી "મને લાજ લાગેછે કહેતાં."

પાદશાહ બોલ્યો "તું મારી શાહજાદી માફક છે."

ઠકરાણી બોલી "તે કોણ ના પાડેછે? પણ કહેવાની વાત લગાર નીતીભંગ છે."

પાદશાહ વીચારમાં પડ્યો કે કેવી વાત હશે કે ઠકરાણી શરમાયછે. લગાર ઉશકેરાઈ "બસ તું બોલ મારો અભયવચન છે."

ઠકરાણી લજવાતી ને લાજ ખેંચતી જમીનમાં આંખ્યો ભોંકી નીચી ડોકે બોલ્યાં "હું તમારા નામથી સરત રમી તે જીતી છું તે આપ કબુલ કરો. મારેથી તમારે નામે થયલી જીત રખાતી નથી."

પાદશાહ ખુશ ખુશ થઈ "શું જીતી છે?"

"ચીતોડનું સારૂં અરણ્ય!" ઠકરાણી બોલ્યાં.

"ઠીક થયું મારે ચઢાઇ કરવી છે ચીતોડના ઉદયસિંહ ઉપર માટે તે અરણ્ય કીમતી જીત થઈ છે. ત્યાં મારી ફોજ પોતાના દેરા તાણશે" પાદશાહ બોલ્યો.

તે સાંભલી ઠકરાણી કાગલનો કકો જે ઉપર તે જીતનો પરવાનો થયો હતો તે હજુર મેલી પોતાની દાસી સંગાતે મેહેલ બાહેર નીસર્ગી ગઇ.

જ્યારે દરબારમાં રાજા બીરબલ, રાજા ભગવાનસીંહ વગેરે સઘલા મોટા રાજ દરબારીઓ મળ્યા તે વખતે તે જીતના પરવાનાની વાત ને પોતાના નશીબાંનો ચઢતો સેતારો વખાણીને પાદશાહ ગર્વે ફુલાયો. ગવૈયાએ તે વખાણનો ખ્યાલ ગાયો. ભાટ ને શાએરોએ વાઃવાની બેચાર કવિતા ને બેત જોડી કહી કરી અકબરને સાતમે આસમાને ચઢાવ્યો. ઠાકોર અજબ થઈ રહ્યા કે ચીતોડના અરણ્યની તે આ શી ખુશાલી. રાજા બીરબલે પાદશાહને આ અમુલ્ય જીત માટે મોટી મુબારકબાદી નવાજી ને તે કલાક દોહોડ કલાક રાજ્ય દરબારમાં શું એક મસ મોટી ફતેહ થઈ પાદશાહતની હદ વધી હોય તે મીશાલે મોટી બડાઈ ને ઉકમાઈ થવા લાગી. વાજીંત્રો પણ વાગી રહ્યાં.

વલી સાત દીવસ બીજા ગયા કેડે રાણીજીની વર્ષગાંઠની ખુશાલીનું મોહોલમાં સ્ત્રીમંડલ થયું તેમાં સઘલી પાદશાહી નાજનીનો સંગાતે ઠકરાણી પણ બીરાજ્યાં હતાં. તે હસી હસી સઘલાંને મન વસી જઈ સઘલા સાથ વાત કરવામાં અવલ રેહતાં; વલી પાદશાહ અકબરને નજદીક જોઈ બોલ્યાં કે "ધર્મરાજ, બીજી તજદી છે."

પાદશાહ તો ઠકરાણી ઉપર ખુશ ખુશ એટલે આંધળાને જાલી કાંઇ દીસે? "ઠકરાણીજી બેદહેસત અરજ કહો." પાદશાહ બોલ્યો.

"મારી ઉપર રીસે મા ભરાશો" ઠકરાણી બોલ્યાં.

પાદશાહ બોલ્યો "તમારી ઉપર કોણ રીશ કરેછે કે હું ગુસ્સો કરીશ?"

ઠકરાણી બોલી "મેં ગઈ રાતના આપના નામથી દસ હજાર મેંઢાં જીત્યાં છે તે સામી ઈદ આવી છે તેમાં કામ લાગશે તે લિયો."

"એ અલ્લા" પાદશાહ બોલ્યા "તું મોટી શ્યાણી છે કે હાલના દુકાળ્યા વખતમાં તેં મને આ કીમતી જીત કરી આપીછે."

તે હીંગામમાં બોકડજાતમાં કોઈ રોગ ફેલાયાથી ગોસ મોધ્યું મલતું નહી, તે વખતે દસ હજાર મેંઢા ચરબીદાર માટેલા ફરબે દુમ્બાની જીત એ તો અવધી થઈ. પાદશાહ બેહદ ખુશીથી એટલા પગળ્યા છે કે ઠકરાણી જો હોશ્યારી વાપડી દુર ખસી જતે નહી તો કંઈક શાહાજાદી, રાણી ને ઠકરાણી વગેરે મોટ મોટા ઓધિદારોની સ્ત્રીઓ વચ્ચે ઉપકારનો બદલો વાલવામાં ભેટી પડતે. ઠકરાણી દુર ખશ્યા સાથ ચતુરાઈથી તે જીતનો ને તે ક્યાંથી લેવા તેનો ફુરજો હજુર મેલી પોતાના ચાંદીના માફે ચઢી પોતાને મહેલ નીકલી આવ્યાં.

આ વાત રાજદરબારમાં થઇ. શૂર રાર ઠાકોર પોતાની સ્ત્રીની આ વાતથી લગાર ખીન થયા. પેલા વૃદ્ધ ઠાકોરજી તો પોતાની હસીના ભોગમાં આ ભોગ લાગ્યાથી જુના માટીના કોડયાં જેવું મોહ કરી રહ્યા હતા.

શાહનશાહ અકબરની ઇદની દરબાર ભરાઇ છે. ચોતરફથી ઉમદા નજરાણા ને શોગાતો આવી દરબારમાં કીડીને ચાલવાની જગ્યો મલતી નથી. મોટ મોટા રાજા, ઠાકોર, નવાબો ને ખાનો વગેરે સરદાર લોકો ને સોદાગરોના તરેહવાર પોશાગો ને નોકર નફરોએ ધરેલા ચાંદી ને સોનાના પાદશાહી નજરાણાના ચીકાર ખુમચાથી ત્યાંનો મહીમાં બેશક દબદબો મારે છે. ભાટો મળ્યાછે. શાએરો જમા થયા છે. પડવીથી ઉતરેલા પણ સલામ બજાવા આવ્યા છે. દેશ દેશ ને મુલકે મુલકથી માનપત્રો ને માન અક્રામનાં નીશાનો ત્યાં ઉડયાં છે. વાજીંત્રો ખુશ શરોદમાં શાહનશાહને મુબારકબાદી દીયે છે. રઇયત તેના દીદાર જોવાને તુટાતુટ કરી રહી છે તેટલાં એક સુકૃયાણી માફો ખનનન ખનનન કરતો રાજમોહોલ દ્વારે આવ્યો. તે માંહેથી એક ખુશ મીજાજવાલી ખુબસુરત ઓરત બીજી પાંચ સાત સંગાતે કુદી સીદી ઉપર ચઢી. સ્ત્રીજાત ને વલી ઠાઠમાટે રાણી સમાન તેને સધ્રલાથી જગા મલી. તે પલક વચે ઠઠ દરબારમાં આવી હાજર થતાં બોલી "ધર્મરાજ, મારી લાજ જાય છે! મારી આ ઘડી લાજ જાય છે! મને બચાવો."

શાહાનશાહે તર્ત તેના જવાબમાં કહ્યું "કોઇ કાલ તારી લાજ જનાર નથી, બોલ શું છે?"

"બંદેનવાજ થઇ ચુકું છે જો આપ તે ના પાડશો તો મારો દેહ પાડવો પડશે." ઠકરાણી બોલ્યાં.

પાદશાહ બોલ્યો "બોલ તને કહું છું. તાજ ને તખ્તના કસમ લઇ કહુંછું કે બોલ હું તારો બોલ હેઠો નહીપાડીશ."

"અરે હું સરતમાં દીલ્હી હારી છું આપ નામે એો શાહાનશાહ!"

રાજા બીરબલ સીતાબ ત્યાં ઉઠી આવી બોલ્યો "ઠકરાણીજી ગભરવો મા. શું છે તે બરાબર કહો કે દીલ્હી કેમ હાર્યાં છો?"

"અરે વીરા બીરબલ ગઇ રાતના હું બ્યમ હમારી ખાનગી સભામાં આગલ પાદશાહને નામની સરત લગાવ્યાથી બેવાર જીતી હતી અને તે જીત મેં પાદશાહને સ્વાધીન કરી હતી ત્યમ આજની રાતના ત્યાં પાદશાહને નામની સરતમાં કાશમીર ને દીલ્હી સામસામા મેલાઇ; તેમાં

કાસમીરવાલી જીતી ને હું દીલ્હી હારીશ્કું, તે પાદશાહે અબઘડી આ હાલતમાંજ તે મેલી પોતાના માત્ર કબીલા ને અમલદાર સંગાતે એજ કલાકમાં ત્યાંથી નીકલી જવું જોયે. ત્યમ ના થશે તો મારે દેહ પાડવો પડશે."

બીરબલ બોલ્યો "શું પાદશાહે એવાર જીતેલી સરત કબુલ કરી છે? ત્યમ હોય તો ચાલો દીલ્હી ખાલી કરી જવું જોયે."

શાહાનશાહ અકબર બોલ્યો "બીરબલ બે સરત મેં લીધીછે; આજે હજાર મેંઢા જબે થયાંછે તે જીતમાં મલેલાં છે. નાસ્તો પણ કરયો નથી. ઠકરાણીનું ખાનું ખરાબ થાય એ ઓરતજાતને દીલ્હીની સરત મારવાનું કોણે કહ્યું કે ત્યમ સરતમાં મારી રાજધાણી મેલી?"

ઠકરાણી બોલી, "પાદશાહ સલામત મને ખબર હતે કે પાદશાહનો નસીબો ઉલટાયો છે ને હારમાં આવ્યો છે તો હું તેની સરત ના રમતે."

શાહાનશાહ, રાજા તોડરમલ તરફ જોઈ બોલ્યો "તોડર ગજબ થયો."

જૈનખાન બોલ્યો "જેહાંપનાહ એ તમામ ફીતણો આ બુઢા ઠાકોરે કરયો છે. એ હાં પંચાત લાવે નહી તો એ હાલની આફ્રત આવે નહી."

રાજા બીરબલ બોલ્યા "જેહાંપનાહ ઉઠો. સરત બજા લાવો. ઠકરાણીએ આપના નામે જીતેલી સરત કબુલ રાખી તો હારેલી સરત પણ કબુલ રાખો."

પાદશાહ બોલ્યો "તે સરત હું પાછી વાળું, કહે તો, પણ દીલ્હી કેમ મેલી નીકલી જાવું?"

બીરબલ બોલ્યો "એક વાત નક્કી થઇ છે કે મારી જોખમદારી ટલીછે."

આ સાભલતાંજ ઠકરાણી હસીને તર્ત ત્યાંથી ઉતરી ચાલ્યાં ને તે મોટી ઠઠ ને તમામ મોહોલ ને રઇયત ઠકરાણીએ શાહાનશાહને બનાવ્યાથી જે હસાહસમાં પડી તેનો જે ગોંગાટ થયો તેનો ખ્યાલ કોણને આવશે?

પાદશાહ અકબર પોતે પણ પોતાને બન્યાની વાત જાણી હસતાં હસતાં બેજાર થયો. રાણી ને શાહાજાદી વગેરે સઘલી વરણની સ્ત્રીઓમાં ઠકરાણીના બેહદ વખાણ ને શાહાનશાહનો હુસ્સો થયો. અરે તે ઇદ જેવી કોઈ ઇદ તે આગલ કે તે પાછલ દીલ્હી શેહેરમાં મચીજ નહી. પાદશાહે મોટાં નજરાણા ને જાગીર વગેરે મોટી બક્ષેસ ઠકરાણીને કરીને તે દીવસથી ઓરતજાત બાબેના પોતાના છાલકાં મતનો નાશ કરયો.

છેલે શાહાનશાહ બોલ્યો "બીર્બલ એ તમામ તારો પ્રપંચ."

બીરબલ બોલ્યો "બંદે નવાજ જેણે વૃદ્ધ ઠાકોરજીની બુદ્ધી ઠેકાણે આંણી કે હેંસી વર્ષના આયુષ્યમાં ચંદ્રમાને તોલની તારણી ઉપર પરણ- વાનું લક્ષ પકડ્યું તો તે સભામાં થયલા વાદવીવાદથી અજાણી રેહશે? અને ત્યાં ચાલેલી પંચાતથી ગફલત રહી નાહકમાં મારયા જતા બીરબલના કુટુંબની હાયનો બોજો પોતાને સર ઉપાડશે? એમ કયમ બને?"

અકબર બોલ્યો "ખરો અચંબો થયો કે ઠકરાણીએ મારો મુગટ નમાવ્યો કે ઈદિને દીનજ દીલ્હી ખાલી કરાવવાનું તુફાન કરયું."

ખાન ખાનાન એટલો હસ્યો કે તે બેઠક ઉપરથી હેઠો પડ્યો હતે જો શોદાગર ખાજા જંગે તેને મદદ ના કરી હતે. એ રીતે ઠકરાણી માણકબાથી શાહાનશાહ અકબર બની ગયો!

## ઊંટ ને ગધેડાંની મીત્રાચારી.

એક ઊંટ સંગાતે ગધેડાંને દીલજાન દોસ્તી બંધાઈ. બનાવ એવો બન્યો કે બન્નો મીત્રો સફર સાથે ચાલ્યા, ત્યાં માર્ગ માંહે એક નદી આવી. પહેલાં ઊંટ તે નદીમાં ઉતરયો, તેના પેટલગી તે નદીના પાણી આવ્યાં, તે જોઈ પોતાના મીત્ર ગધેડાને કહેવા લાગ્યો, ઓ યાર આ માર્ગે આવ ત્યાં પાણી થોડાં છે. ગધેડો બોલ્યો, સાચી વાત કહેછે કે તે પાણી ત્હારાં પેટ લગી છે. તને પાણી થોડું જણાય છે પણ મને તો તે મ્હારી પીઠતક આવે એમ દેખાય છે. હું ત્હારી પાસ આવું તો બેશક ડુબી શીવપૂરી પ્હોંચી જાવું.

# બલ્લખ શેહેરની શાહજાદી મેહરીની.

## બાબ પેહેલો.

છે નશીબ ખુદાથી મલેલો આગળથી હક,
છે હક જે, બરહક જે કુળ હક જે બેશક.

તારાજ અને પાયામાલ થયલાં બલખમાં આસરે બારમી સદીમાં એક તારાજ થયલો શાહ એક તારાજ થયલા મેહલમાં પોતાના તારાજ અને વફાદાર અમીરો અને શીપાઇઓ, ત્યમજ પોતાની એકપુરી રૂપાલી બેટી સાથ છુપાઇ પોતાનો બુઢાપો ગુજારતો હતો. આગલા વરસોમાં તાતારના ખાન અને ઇરાંનના ઇસલામી શાહાનશાહોની જંગમાં જેણે નામદારી મેળવેલી હતી, જે દેલાવર જંગના બખ્તરમાં ગરક બની ઘણી વાર જંગીઓના માથા ઉપર બાજી લઇ ગયો હતો, અને જેની સમશેહેરના રોબે મોહટા દેલાવરો પાસ સાબાશી મેળવી હતી, તે શુરો શાહ હતો. વખત બદલાયો હતો. બાધુરી બતંગ થઈ હતી, અને જબરદશાત લશકર ખુની જંગોમાં કપ઼ઇ ગયું હતું. જે ખુબસુરત બેટી તે ધરાવતો હતો, અને જેની ખુબસુરતીની તારીફથી એશીઆની નામીચી પાદશાહી ધરાવનારાઓ તેણીને મેળવવાની ઇનતેજારી રાખતા હતા; અને માંગાં મોકલતા હતા; જે માંગાં શાહ કબુલ નહી રાખ્યાથી તેઓના વખતે વખત ઉતરી આવતા લશકરોથી તેનું રાજ લુટાઇ પાયામાલ થયું હતું. તે વખતે વખતે જખમી થયાથી પોતે નબલો અને બુઢો થયો હતો. તે મોટો જાહોજલાલ અને દમામ મારતો બુઢો શાહ ગમથી પોતાની તે કારકીરદી યાદ કરતો, અને પોતાની ખુબસુરત બેટીના નામને ગંભીરતાથી જબાં ઉપર લેતો હતો, જેહાંન ઉપર જેનો કાબુ ચાલેછે તે અલ્લા તરફ જોતો હતો અને બેફામ થઈ ખ્યાલમાં પડતો હતો.

એક રાત તે વેરાન બલખ ઉપર પુનમની ચંદની ચમકી રહી હતી. તે નીર્મલ ચંદની તારાજ દરખતના હાલહવાલ ફુલફુલને રોશન કરતી હતી. તે વેરાનીમાં પડેલાં ગમખાર બુલબુલને મોહબત અને એશ શીખવતી હતી. તે પેલા નજીવા શોહરમને પોતાના મુળમાંથી લેહકીમાં મેળવી પમરાવતી હતી; તેવી મધ્યરાત્રની ચંદની વખતે પેલી મ્હાન રૂપાલી મેહેરીની એકલી ગમભરેલી બનીને તે પાયામાલ બાગના મસ ઝાડ પાન વચે કોઈબી પોતાની બાંદી સાથ લીધા વના ફરતી હતી; અને પોતાની જરાવદાર કમાન ઉપર રૂપેરી તીર ચઢાવી ત્યાં ચંદનીની શેકારબાજી રમતી હતી. તેવામાં તેણીની નજર એક ગુલછરી ઉપર પડી, નેમ કસી અને કમાન ચઢાવેછે; તો તેની સામે એક ખુબસુરત પણ લડાઇના બખતરમાં ગરક હથીયારબંદ જવાન કુદીને ઉભો; અને મોહ જગીક કમલાવી "અરે હું તુનેજ ચાહુંછું, તુનેજ ચાહુંછું" એમ બોલ્યો કે મેહરીની શરમઇ ગઇ, પણ હીમત અને ઓરતજાતીનો મરોર ખીલતાંજ તેણીએ પેલી અરધી ખેંચેલી કમાન પુરી ખેંચી કે તીર છુટો; જે તે જવાનના શીનામાં પશાર થાય, તે આગળ પેલો બખતરી જવાન ઝરફથી દેવાલ કુડાવી ત્યાંથી એકદમ ગુમ થયો.

આ બનાવે એકજ પળ લીધી હતી, તેથી મેહેરીનીમાં અચરતી દાખલ થઇ હતી. તે ખુબસુરતી ભરેલી પેલી ચંદનીમાં દીપતાં દરખતોમાં લટકથી ચાલી ગઈ. મનને સવાલ કરતી આસાએસ દેવાનખાનામાં દાખલ થઇ; દીલગીરી ભરેલાં પણ ખુબશુરત મોહથી કીમતી બીછાના ઉપર પડી કે "તે કોણ હશે?" એ સખુનો તેણીના બન્ને હોત વચ્ચે ફરવા લાગ્યા.

## બાબ બીજો.

**પેઆર ! એ ફીરદુશમાંથી આવેલા શીંગાર,**
**કરેછ તું મ્હોટું રાજ માનવ પર ન શુમાર.**

"તે સુરત છે કે ઇનસાની હેવાની કરેછે. આદમજાતીમાં તે સુરત પેહલી ખુબસુરત અને પાક છે. એ પાદશાહી સુરત તેં મને પોતાનો કીધોછે, અને હું દીલોજાનથી વચન આપુછું કે હું ત્હારોજ થયોછું. ત્હારી રખેવાલી મેં લીધીછે; અને તે રખેવાલીથી, હું ત્હારા એક બાલને અલવલ આવે એટલીજ મફલાી માટે મ્હારો જાન ફીદા કરવાને તૈયાર

છું. તાજા સબજાના જંગલમાંના ગઝેલની નેણ ત્હારાં નેણ પાસ જાખું છે, ઓ મહોબતની નાજુખ સુરત" એમ બોલતો એક લડાયક જવાન અરબસ્થાની ચુનનદા અસ્પ ઉપર સવાર બની પવન મીસાલે ઉડી ચાલ્યો, તે બીજી ઘડીની શરૂઆતે બુખારાનાં જંગળમાં પડેલાં મ્હોટાં લશકરને જોવા લાગો. તે મોટાં લશકરના દેખાવથી તે ગમખાર થયો. "આ ભારી કદના જંગીઓ કોણ જગા ઉપર તરાપ મારવા જાયછે?" એમ વીચારી તે અજબ થઇ રહ્યો, પણ તેની અજાએબીમાં પડેલી સુરત સામે એક તાતારી જંગી શમશેહેરથી આવી ઉભો કે "ઓ બખતરમાં ગરક જવાન તું કોણ અને હૈથી કાંહાં જાયછે?" એમ પુકાર મારી શમશેહેર ઉડાવેછે, તેવામાં બખતરી જવાને પેજથી તે શમશેહેર છીનવી તેને જેર કરી તેનીજ શમશેહેર તેના સર ઉપર ધરી કમ કરવા લાગો કે "ઓ શીકસત પીઆદા આ લશકરની કુછનો શબબ તું મને જણાવ, વીલંબ લાગો કે ત્હારૂં માથું ઉડયું એમ જાણ." શીકશત જંગીએ દેહસત ખાધી અને કશો ચારો જોયો નહીં ત્યારે તેણે સબબ કહ્યો, કે પેલો બખતરી જવાન ચમકી ત્યાંથી યાઉમ ઘોડો ફેંકી ચાલ્યો, અને આ બાજુ શીકસત જંગી ખુલલો થઈ પોતાની ટુકડીમાં દાખલ થયો.

## બાબ ત્રીજો.

છે આફત હુજારો આફતોથી મસ્ત,
પછડાવેછ તે મ્હોટો ખુની જબરદસ્ત.

તારાજ બલખ ઉપર આફતાબ તલુ થયો હતો, અને તારાજશાહ પોતાના અમીર અને શીપાઇઓ વચે તખ્ત ઉપર બીરાજેલો હતો. બીજીગમ શાહજાદી મેહરીની અમીર ઉમરાવજાદીઓ અને શૅકડો બાંદી દરમ્યાન પોતાના મરતબાથી રોનક ભરી થઈ તાજદાર સરથી તેઓમાં બીરાજેલી હતી; તેવામાં એક ધોંધાત મચી રહ્યો, તખત ઉપરથી શાહ ઉઠી મેહરીનીને ઇશારતે બોલાવી તે સાથ મસલહતધામાં ગયો. તેણે પોતાની બુજરોગી ઉપર અફશોશ ઉપજાવી ગમ ભરેલાં દીલથી પોતાની બેટીને બગલમાં ધરી. થોડી પલ તેઓની જબાંથી એકબી હરફ નીકલી શકયો નહીં. ગમગીની આ દેખાવમાં એવીતો ચબરાક થઇ હતી કે તે દેખાવ જોતાં પથરબી ફાટે. "આફતો માનવ ઉપર રાજ કરેછે, અને મોટાંમાં મોટી જાઓજલાલી તારાજ કરેછે મ્હારી પ્યારી બેટી" પણ

તેનેથી વધું બોલાયું નહીં; જ્યાં થંભ બની અને તે મસલહતખાનામાં એક ગમભરેલો દેખાવ ઉછાળ્યો.

હજી વખત તો તેજ છે; તે વખતમાં થોડીજ પળનો ફેરફાર હજી થયોછે તેવામાં જંગના નગારાંના પોકારો ઉપર પોકારો પડવા લાગા, અને શૂરના વજંતરોથી શુરાઓના બદનમાં શૂર નેહેર આલવા લાગી. ખુની તાતારીઓના તાતારી ઘોડાની નાલથી તે તારાજ બલખની જમીન ધ્રુંજવા લાગી. ભાલાઓ હવામાં ચમકવા લાગા. દાવપેચ ભરેલા પેહેલવાનો સમશેહરના દાવમાં વીજલીના પલટા કરી બતાવવા લાગા. મોટા દરીઆમાં જેમ મગર અને બીજી માહીઓ દરમીઆન ધુરકા ધુરકી ચાલે, તેમ તે તાતારીઓનું મોટું લશકર પેલા બલખના ગણત્રીના લડાયક અમીર ઉમરાવોની ટોલી સામું હતું.

આ ભારી ધુમ અને ઘોડાના ખંખારોના ધ્રભગાટે પેલીગમ પડેલા બુઢો શાહ પોતાની બેટી સાથ સુદ્ધીમાં આવ્યો કે બોલ્યો "ઓ મ્હારા ગંજ તું તરત તે ખાનને સવાધીન થા."

"બાપ ઓ તારાજ બાપ તું મ્હારી મરજી ઉપરાંત મને તાબે કરી શકનાર નથી, જાંહાં સુધો તું આ દુન્યાની જમીન ઉપર હૈયાતીમાં છે ત્યાં-સુધી હું એહાલતમાં તું મ્હારા જનમ આપનારને છોડી જનાર નથી. દુનીયા કાં ના મારી ઉપર ઉલટે, પણ તે સબરથી જોઇશ, અને આ જીંદગી કે જે જીંદગીએ તું નામદાર શાહને આ હાલમાં ચકચુર કીધોછે; તે જીંદગીનો અંત લાવીશ."

અજબ થઈ બાપે પોકાર માર્યો, અને બખતર કે જે બખતરે બુલંદ કીલાઓ તારાજ કરવામાં મોટી અને ફતેહ તલગની મદદ આપેલી, તે બખતર તેણે આ બુઢાપામાં ઉચકયું, પોતાની બેટી તરફ ઘણાજ પાદશાહી પ્યારથી જોયું, બખતર આંગમાં નાંખ્યું અને બોલ્યો "લે ત્યારે આ જમીન ઉપર મ્હારૂં બદન ત્હારે વાસતે નાખુંછું યા આ બદન પાછું લાવી તને સવાધીન કરૂંછું." તે પછે સમશેહેર લઇ પોતાના અમીરો વચ્ચે પોકાર કરતો ગયો, અને તાતારીઓની બાજુથી તાજા ખુનના જહનુન ભરેલા હોમલાઓ શીરૂ થયા. લડાઈ અરધી રાત તલગ ચાલુ રહી, અને દરેક બલખી શીફા અમીર ઉમરા વખાણભરેલું નામ મેળવી તે જંગમાં સુતા. જંગીઓના ઘોડાના ખંખાર અને મરતી વખતના શુરાના દેહસત ભરયા પોકારોથી તે બલખ સરજમીનનો દેખાવ

ભય ભરેલો થઈ રહ્યો. ખાનના સપેહશાલારે તલવાર ઊંચકી. તે બાગનો દરવાજો ભાંગી અંદર ખુની ચસમથી દાખલ થયો; બુઢો શાહ જંગમાં એકલો અને તેથી એવો શુસ્ત માગી ગયલો કે બીજા એકજ જખમથી તેની આખરી હતી; તે પેલા દરવાજાના પડવાથી પાછો તાજો થયો, સપેહશાલાર પાછલ દોડ્યો, અને પોતાની બેટીની ઈજત જલવાય માટે જાન હાજર કરવાના ઈરાદામાં હતો, તેવામાં એક ઘણોજ મોટો શોર મચી રહ્યો. મોગલોનું લશકર સમશેહેરથી તાતારી જવાનોના લોહીની નીખ ચલાવતું તે જગ્યામાં દેખાવા લાગું. જંગી મોગલોની તલવારથી તાતારી શીફાઓના માથાં દરી મીશાલે હવામાં ઉડઉડ થતાં; શૂરના ગાયનથી જોશ પેદા થતો; તેથી તાતારીઓ જખે થઈ રેહતા. તેઓ ઉમેદભર જમીન ઉપર પોતાના લોહીથીજ ગરકાવ થઈ પડતા. તે ભારી જંગમાં જરાવનો લીલા રંગવલો એક જુનદો ઉડતો, અને તે જુનદા નીચે એક ભારી લડાયક મોગળ જવાન, કે જેની સમશેહેર જ્યાંહાં પડતી, અને ભાલો જ્યાંહાં નેમ રાખતો, ત્યાંહાં એક જુદીજ જંગ મચી જતી. તે જંગી મોગળ બાગના ભાગેલા દરવાજામાં દાખલ થયો, કે તેની નજરે એક જંગ પડી, તે જંગમાં એક જવાન અને બુઢો હતો; સમશેહેર ઉચ્કાતી તે એવીતો ઝરફથી પેલો બુઢો પોતાના જરખાથી ઉડાવતો, કે તે જંગી મોગલ અજબ થયો; પણ તેવામાં તેણે એક રૂપ જોયું, કે તે રૂપ તેઓ વચે આવી ગયુંછે, અને જે તક જાયછે, તેમાં તે કતલ થયુંજ; એ મામલાએ પેલા જંગી મોગલમાં ઝરફ આવી, કે તે તાંહાં ઉડ્યો. તેણે ઝરફથી તે રૂપાલું બદન વચ્ચેથી ખુબ તપાસે ખેંચી લઈ છુટું કરીદીધું. તે પળમાં તાંહાંથી બિમાલુમ થયું, પણ પછે પેલો બુઢો બેતાકાત થયલો ઘોડા ઉપરથી ઉતર્યો, અને અંદર સામે તખત દેખાતું તે ઉપર જઈ પડ્યો, કે તરત તે બુઢાની જગ્યે પેલો મોગલ જંગી પેલા ખાનના સપેહશાલાર ઉપર બાજી લઈ જવાને જનુનમાં છુટો; જે સમશેહેર તેણે ઊંચકી હતી, તે સમશેહેરના જરબથી પેલા સપેહશાલારને બે અરધાંમાં વેહેંચી નાખવા ધાર્યું. જે તાતારી જંગીએ આજતલગ કોઈનો જરબ પોતા ઉપર ફાવેલો જોયો હતો નહીં, તે તો હશી નબરવસ રહ્યો પણ બીજી મજાક ને હસવાની પલકારી પમ્યો નહી; તે કમરમાંથી કપઈ ઘોડા ઉપર અરધો રહ્યો અને બાકીનો અરધો ભાગ જમીન ઉપર પડ્યો; તેથી તેનો ઘોડો ચમક્યો, તે બાગની બાહેર દોડ્યો, જે પાછલ પેલો મોગલ જંગી પણ બાહેર નીકલી પડ્યો. તાતારી ઉપર મોગલ ફાવ્યા. તાતારીઓ નાસવા લાગા અને મોગલો તેઓનો દુમબાલો પકડતાં બલખ છોડી

આવ્યા, તેથી જે ચુપકી ત્યાંહાં પથરાઈ, તેથી તે બુઢ્ઢો શાહ તખ્ત ઉપર જાગ્યો, તેણે 'મેહરીની' એ નામનો એવો પોકાર મારયો કે ગમખાર મેહરીનીએ જાણ્યું કે આ પોકારથી મ્હારા બુઢા બાપે દંમ છોડયો. મેહરીની તર્ત દોડી, તખ્ત પાસ આવી. બાપ તાજુબ થયો, તેણે હાથ પોહળા કરયા કે બગલમાં મેહરીની પડી. પછે બુઢો શાહ નબલા અવાજે બોલ્યો "ઓ ચાંદની ગંજ તે શીફા કોણ હતો કે જેણે પાશો ઉલટાવી દીધો? શરમ જાળવી અને જે નામ નામદારીમાં રહેલું તે તેમજ રાખી ચાલ્યો!

"જંગ-જંગ ઓ નાતરસ જંગ તું કીરતીથી જીતનારના મશતક ઉપર તેજદાર છે, મગર એકના નશીબ ઉપર ગરૂર બની જઈ તું લખ્ખો જવાન શીપાઓને પલમાં બેજાન કરેછે, અને તે કરતાં પણ વધુ સંબીયાના જીગરમાં જબર ઘા પાડેછે બસ ઓ લોહીથીજ ધરાતી જંગ."

## બાબ ચોથો.

ચશ્મ તીર ઉડયો આવી પેઠો કલેજે;
જાય જો તું એ પવન ત્હાં તો એ કહેજે.

લગભગ છેલી તાતારીઓની જંગને એક સાલ ગુજરવા આવ્યું, એ પછે એક રાત ચાંદની જોઈ તે પરીનકસ મેહેરીની બેકરાર બની પોતાના બાગ પાસે જે નદી વહેછે તે કીનારે ફરતી હતી, તેવામાંહે તેણીને એક ખ્યાલે ખુવાર બનાવી, તે ખુવાર હાલતમાં આ બોલી.

"ઓ ચંદની તું આ મધ્ય રાત મગરૂરી કરી પ્રકાશેછે, અને મ્હારાં જીગરને મ્હારી ઉમેદનું ગોરસ્થાન બનાવેછે. આ નદીની થંડી લહેર મ્હારા બદનના તમામ સાંધાને સ્થીર કરેછે, અને મરોર કરતાં પેલાં ઉભાં પુરાતન દરખતોને ડોલાવેછે. આ ત્હારી થંડી ધારના ખુસનુમાં ટીપાં શુકાં પાનને લીલાં રસવાળાં કરી ટપકાવેછે; પણ મ્હારા જીગરની એકબી રગમાં લીલી ઉમેદ ધરકતી નથી. તુંથી ઉતમ જાનીના ચમકારા વ્હેમમાં વધેછે તથા નુરી માયામાં મલેલાં દીલને સુગમમાં આ દુન્યા ગેરઈનસાફી આપેછે. ઓ દુન્યાની ઠાલી પ્રીશ્યારી ભરેલી ચંદની તું ત્હારાં મુકામ ઉપર ગમે તે દમામથી પડી રેહ, મગર હેં ત્હારા દમામને ચમકાવવાથી દુર થા. ઓ જોબનના શુંદર બગીચા તું તે જાની વીના ઝેરી કાલું જંગળ થૈ રેહ. ઓ ઢંકઈ રહેલી ઉમેદના નામીચા અખત્યાર તું એકેદમજ ખીલી મ્હારી

આસપાસ જે ભય ભરેલા ખ્યાલો રાજ કરેછે, તેઓને તારાજ કર, આ નદીનાં મીઠાં પાતાળમાં જવાથી અટકાવ; અને મ્હારાં મનને મોકળાસથી ખલાસ થવા દે! આખર ઓ અજાએબ બાધુર તેં મ્હારાં બદન ઉપર હકુમત મેળવી; આખર તેંજ મને મોહબત અને મીલાપ વગર બોલવે સમજાવ્યો, મ્હારા શીનાનું સંગીનપણું તેં ત્હારા નેણના ચમકતા છટકાવે મોમ કીધું ઓ પ્રદેશી જાની."

આ સખુનો બોલતાંજ તે મસ્તાન બની. તેણીની ચશમમાં અગનના ઝમકારા થવા લાગા; બદનમાં તે વીર ખીલ્યું, કે જરીન કમાન ઉપર બેફામીમાં તીર ચઢાવ્યો; પછે તે નદી કીનારેની એક ગોરી બગલીનો શીનો વીંધવાની તૈયારીમાંછે; તેવામાં પેલા આગલા બખ્તરી જવાનની સાથ તેણીની નજર એક થઈ કે "અરે હું તુનેજ ચાહુંછું, તુનેજ ચાહુંછું" આ સખુનો પાછા હવામાં ભેલાયા, તેણીએ સાંભળ્યા કે પાછી આગળ માફક શરમઈ ગઈ, તોરભરી થઈ; વળી પેલી કમાન ખેંચાયલીનો તીર છુટો પણ તે તીર તે જવાનની છાતી વીંધી લે, તે આગલ પેલો બખ્તરી જવાન દેવાલ કુડાવી મેહરીનીની નજરથી ગેપ થઈ ગયો.

## બાબ પાંચમો.

**છે દુન્યા વેહેમ ને જંજાલોનું એક ફલ,**
**આદમકીડા જેમાંહે કરેછ ગલમઠળ.**

"આસમાન ઉપરના સેતારા ઝાંખા થઈ ગયા, પણ મ્હારી ઉમેદનો શેતારો ખીલ્યો નહી. બાર ગ્રેહ પોતાના ચકર ઉપર ફરી ગયા, પણ ઓ માશુક ત્હારી મ્હેરનો એકબી નેજારો મ્હારી ઉપર કર્યો નહી. ઓ સરસ મોહેની ભરેલાં ઝેર તું એમ ના સમજ, કે મ્હારી પાસ ફકત એક સખુન છે. તે મ્હારો એક સખુનજ મ્હારાં તમામ દીલને તું નુરભરેલી નાજનીન પાસ ખુલ્લું કરવાને પુરતો છે, એટલુંજ નહી મગર જીવાયલની સચ્ચાઈ ભરેલી મ્હોબતને બીજો દરજજો આપવાને શકતીવાન થયાછે તથા પેલા નામીચા માનીના નકશા એલમને અશક્ત કરેછે. ત્હારી મ્હોબતમાં હું ફસ્યો અને એવો ફસ્યો કે હારતે પોતાની ફરેસ્તે એટલો ફસાવી હલી નહી. તું મને મલ; અને જો તું ચાહતીજ હોય, તો ત્હારાં નાજુખ પણ અનીઆલાં તીરે મ્હારાં કપાલની ખોપડી તે નદીના ઉડાનમાં ઉડાર. મ્હારી મોજેજા કરતાં બેકીમતી મ્હોબત જો તું પીછાનવા શીખી નહી

હોય તો પછે મને મ્હારી મ્હોબત બાલવાને પુરતી છે. તે આગ મને એવી તો કારીગરીથી બાલી નાખશે, કે મજનુન પોતાની લૈલી માટે તેવો જલી ગયો નહી હોય. મ્હારી જબાની શાંભલવાને તુંમાં સબર રેહતી નહીં હોય તો ઝનુનમાં આવી મ્હારી જબાંન ખેંચી કાઢ, અને ત્હારાજ હાથે તે દાટી નાખ, કે હમેશાની ચુપકીદી મને મલે. જ્યારે પણ ખીલેલી ચાંદનીમાં મધુર શરબત મ્હારી પરીપેકર બાંદી ગ્હારાં પ્યાલાંમાં નામેછે, ત્યારે મ્હારૂં જીગર તપી આતશ બનેછે, અને તે શરબત નોશ કસ્યાથી મ્હારૂં કલેજું ફાટી અંદરથી જવાળા ને અંગારા ઉડેછે એ દીલજાન શનમ."

બખતરી જવાન આ રીતે પોતાના ગમને તે બામદાદની ઠંડી લહેકી ભરેલી હવામાં મેલવેછે, તેવામાં આફગાનોની દોડ ધામથી તે જંગલ હલમલી રહ્યું, તથા ઘોડાઓના રાક્ષી ખંખારાથી કેઆનીઓનું રેહ મેદાન યાદગાર થયું, તેથી તે જવાન તરત પોતાની મસ્તીમાંથી હોશ્યાર થઈ પોતાના અસ્પ ઉપર સવાર બન્યો; તેમજ ઝરફથી બાજુ પકડી તે ખુની શીપાઇજાદાઓની ધમક અને લડાએક લઢન જોવા લાગો. પણ આગળ મ્હોબત માટે તે શૂરવીર દેવાનગીથી પોકાર મારતો હતો, તે મ્હોબત, પોતાનું અશલી મુલ સાથ લૈ તે જીગરમાંથી નાઠી હોય, તે આકારે તે દેલાવરે આફધાન હલકારાને નમન કીધું; તેણે તે લશકરની તલાશમાં નેમ કસી, તો તે જવાનનું લોહી પેલા હલકારાથી ઉભાવા લાગું. જો કે તે જવાન હીમતમાં કમ હતો નહી, તોય આ વખત તેની હીમત જતી હતી. મગર આંખ વીંચ્યા જેટલી ઝરફથી તેવા મામલામાં તે પેલા હલકારાની નજરથી પોતાનો ઘોડો કુડાવી બોલ બોલતાંમાં તે જંગળથી ગુમ થઈ રહ્યો.

## બાબ છઠ્ઠો.

ખાબ પેરે ઉડે જે હોય ત્હારી પાસ,
આસ છે ખાબ ફકત ખાબ કુલ આસ.
ભાવેં લૈ જાય તે ના આધાર કે સુમાર,
આજનો મ્હોતાજમંદ–કાળ હાજત પુરનાર.

તેહવારનો દીન હોયાથી મેહરીની શાહાજાદઈ શીંગારમાં ગરકાવ બની પોતાની રૂપવંત બાંદીઓ સાથ પેદરને મળી. તે વખતની મેહરીનીની અજાએબ ખુબસુરતી પેલા શીકસતે તનના શાહના જીગરમાં લાગી. તે બોલ્યો "એ માહતાબ બેઠી આ બલક આગળાં દમામમાં

હતે; જો મ્હારા હજારો ઉમરાવો ને પેહલવાનો હૈયાત હતે; જો મ્હારૂં લ-શકર સૅંકડો જંગમાં પાયામાળ થયું નહી હતે; તો આ તેહવાર અને આ મ્હારી ખુબી ભરેલી ખુબસુરતી પેહેલા દરજ્જાના નાજને એજાલત પો-હોંચાડતે. હાઃ વખતે મને ખુબ નબલો અને કુમક વીનાનો કીધોછે; જે રાજધાણી એક વખત એશ્ચાનું નાખ ગણાતી હતી, તે જગા વેરાન !! બનેલા બનાવનો અએ મ્હારી દીદા મને કંઈ ગમ નથી; ક્યાનીઓનું ઈ-રાન રહ્યું નથી–યુનાન તારાજ થયુંછે–મીસર પોતાના તેજથી તદન દુર છે–રૂમ હીચકારૂં બન્યુંછે–જે વખાણ જમશેદની પરશીપોલીશ માટે હતી, તે નામીચી પરશીપોલીશ પોતાની જાઓજલાલીની જુજ ભાગી નીશાનોથી મુસાફરોની ફકત અચરતી છે; તેમ મ્હારી અને મ્હારાં રાજની પાયામા-લી છે, પણ તું તે દરમેઆન નાહક શેકાર થાયછે; એ એઆલ મારી તમામ હીમત સાથ મને હેરાન કરવાને બસ છે" કે પછે તે બુજોરગ શાહની આંખોમાંથી પાણીની નેહેર ચાલી; મ્હેરીની દેલાસો આપવા પોતાના બુજોરગના બદન સાથ વીટલાવા લાગી, પણ તે દેલાસો થયા ભ્યો ઑર ગુજરી યાદ લાવી વધારે જુસ્સો પેદા કરનાર થઈ પડયો.

મગર તેવામાં તેઓએ મસ્તાન ઘોડાઓના ખંખાર અને તેજ ચાલના અવાજો સાંભળ્યા, તેટલાંજ હજુરની બાંદીઓએ પોકાર મારયા કે "બીજી નવી આફત; અને તે એવી દેખાયછે, કે આ સરજમીન જોનારી ચશ્મો એક સેજ ચીંગારી મુઆફેક હોલવાઈ જશે! બલકના છેલા શાહની ઓલાદ ઉપર અલ્લા રેહેમ કરો."

બાંદીઓના શખુનોથી તે તારાજશાહ પોતાની ગમગીનીની કેફમાંથી સજાગરૂ થયો; તે બોલ્યો "હાઃ હાઃ ખુદરત–ઓ દગલબાજ ખુદરત મારી છેલી ઈજત રાખવાને શું તદનજ બેવફાઈ કરેછે? હું એક બુઢો ગમ ને અફશોસથી નાકુવત–જે પોતાના વીચારો અને એઆલોમાં ખુવાર તેમજ સુસ્ત–તે ઉપર શું મ્હારા કીનાની જુલમ જબરી ! ! ઓ કારસ્વાની ભરેલી ખુદરત."

આ સખુનો મેહરીની સાંભલી શકી નહીં. લોહી તેણીના તમામ બદનમાં મોજા મારવા લાગું; તેની પેશાની ઉપર જનુન ચલક્યું. તે હીમત ભરેલા સખુનો બોલી, "પેદર તું એ મીશાલ નાહીમત ના બન-તારૂં જુવાનીમાં વપરાયલું બખતર મને આપ, અને પેલી સમશેહેર એ-કવાર દુસમનોના લશકરમાં મારા નાજુખ દસ્તથી કેટલી ખરાબી કરેછે તે તું જો. જંગનો હુનર જે મને તેં આગલા વખતમાં શીખવ્યોછે તેથી

હું ગમે એવા બાધુર સપેહશાલારને જમીનદોસ્ત કરવાને ચુકનાર નથી. ફકત થોડા કલાક આગલ એક ન્હાના તીરે મેં એક જવાન લડાયકને પેલી નદીના કીનારેથી હટાવ્યોછે!" એ પછે તરત તે બખ્તરમાં ગરક હથ્યારબંદ લડાએક થઇ પડી; તેણે પોતાનાં હથ્યારબંદ પેદરની બાજુ પકડી લીધી; બાંદીઓને મરદના પોશાગથી બાગની દેવાલ તપાસવા અંદર રાખી; અને બાગની બાહેર બાપ અને બેટી ઘોડસવાર પોતાનાં નશીબ અજમાવા અને ઈજ્જતમાં છેલી ઘડી તલગ લઢી મરવાને ઉભાં હતાં તેવામાં મ્હેરીની બોલી "શું જે બાધુર સરદારે આપણને તાતારીઓનાં ખુનકાર જંગીઓથી બચાવ્યા, તે આ હીંગામે નચીંત રેહેશે?

"ના–ના" એ અવાજ તે બાપ બેટીને કાને પડયો, તોપણ તે કેઈ તરફથી આવ્યો; તે તેઓ જાણી શક્યાં નહી ને અજબ અનેહેરાન રહ્યાં. કોઇબી સુરત તાંહાં તેઓને દેખાઈ નહી. વખત ચાલ્યો ગયો; અને આફગાન સીપાઇઓ બલકમાં દાખલ થઈ ચુકા. એક પાદશાહી બાગ તથા બે હથ્યારબંદ સવાર સીવાય તે મ્હોટાં લશકરની નજરે કસું આવ્યું નહી; અને તેમજ હતું. આ સબબે આફગાન લશકરને તેના વડા સુપેહશાલારે આસાએસ આપી. તે પોતા સાથ પચાસ ચુનનદા જવાંમરદો લઈ તે બાગ તરફ પેલા હથ્યારબંદ સવારોની સામે થયો. તે સીપેહશાલાર બોલ્યો, કે "ઓ જંગીઓ તમો ગમે એવા લડાયક હશો, પણ મારી ચુંગાલમાંથી પેલી મ્હાતાબને બચાવી શકશો નહી. નાહક તમો જખમી યા મારયા જશો. જેબી કોલ, જેબી બંધાન તમો તે માહતાબને આપવા કરવા માંગતા હો તે હું અલ્લાને આપણી વચમાં રાખી કહુંછું, કે બનતી રીતે મ્હારા સરદાર સાથ કરાવાને બંધાવું છું, તમો પ્રીતનાથી હાથ ઉઠાવો."

"ઓ નાતરસ અને મરદુમઆજાર જે માંગણી કોઈ જુદીજ ઢપે અને બારી ઇજતે થવી જોઇયે, તે તું મ્હોટાં લશકરથી કરવાને હીમત ધરેછે! ઓ જુલ્મી મુસલમીન તું ત્હારા આ એક અવતારને બદલે પચાસ અવતાર લાવી તે મ્હાતાબનો એક બાલ મેલવવાને ફાવવાનો નથી; જા હજી તારી ઉપર રેહમ કરૂંછું, પણ તેં જરાબી તુંદી કીધી તો, આ ખુની સમશેહેર તારી ગરદનમાંનું લાલ લોહી પી તને છુંછો કરી આ સુકી જમીન ઉપર નાખશે." તારાજ થયલો બલકનોશાહ આ સખુનો સાથ તપી ગયો અને સમશેહેર કાઢી પોતાની હોશ્યારીમાં મસ્ત થયો. પેલો અફઘાન સીપાહસાલાર તેના બોલોથી ધ્રુંજ્યો; પણ ગરૂરીથી તે સામું થયો; પેલા પચાસ સરદારો બુઢાને ઘેરી તીર ચલાવવાની તૈયારીમાં છે; તેવામાં

મ્હેરૂનીએ પોતાની સમશેહેર ખેંચી, અને એક બાજુ ઉપર જેવી મરદાનગીથી પડતા જાયછે, તેવામાં એક જોરેમંદ આફ્ઘાને દાવથી તેણીને બેતાકાત કીધી; અને જેવો બાંધવા જાયછે, તેવામાં એક જવાન જે અજાએબ બખ્તરમાં શીકરાયલો હતો તે પેલા આફ્ઘાનનો હાથ શીફતે કાપી મ્હેરૂનીને પોતાની બગલમાં ઉઠાવી તરત તાંહાંથી ગેપ થઈ ગયો. આ બનાવને જોતાં પેલો બુઢો શાહ દેવાનો બની મસ્ત હાથી મીશાલ જોરમાં છુટો, કે સીપેહશાલારને પોતાની સમશેહેરથી જખમી કીધો, મગર બીજા આફ્ઘાન શરદારો તેને ઘણી મુશકેલીથી જેર કરી તાબે કરેછે; તેવામાં પેલો આગલોજ જવાન તે આફ્ઘાનોમાં જેમ ગોસપંદોના ગોવાળાંમાં સીંહ આવી ખરાબી મચાવે, તેમ મચાવી તેઓને વીખરી નાખી પેલા બુઢાને બચાવી લઇ પોતાની બાથમાં જ્યાંહાં મ્હેરૂનીને લઈ ગયોહતો તાંહાં લઈ જઈ મુકી બીજી પલે તે તેઓથી ગુમ થઇ ગયો, કે એક બુજોરગ હકીમે તે બાપ બેટી પાસ આવી તેઓની તરતીબ કીધી; તે હકીમ પણ એક બાંદી તેઓની ખીદમતમાં આપીને તે બાદશાહી પેશાનીઓને ઇજ્જતથી નમી ત્યાંહાંથી ગયો.

આફ્ઘાનોના સીપેહશાલાર અને દેલાવરોની હારથી, જે લશકર આશાએશમાં પડ્યું હતું, તે લશકર તરતજ લડાઈના શીંગારમાં પાછું તયાર થઈ, તે મેદાનમાં દોડયું, કે તેઓની સામે દલેર મોગલો પેલા નવજવાનની સરદારી હેઠલ થયા; અને જંગ મચી. ભાલાઓની નોકથી નવજવાનોના સીના વીંધાવા લાગા. સમશેહેરો ચાલી શર બદનથી જુદાં થવા લાગાં. તીરનદાજો હતા તેઓના તીરથી નેઝમાં ફસેલાઓની લોથ થઈ પડતી. દેલાવરીના પોકારો ત્યાં જખમી તથા મોતમાં ફસેલાઓના કકલાટો સાથે માળ્યાથી તે બલેખનું મેદાન મોત ગાનારૂં નગારૂં થયું હતું. શેતારાઓનો પ્રકાસ દેખાયો તે વેળા લડાઇ બહુ ખુનમાં મચી. મોગલ શરદારો પોતાના ઇરાની ઘોડાઓથી શુરા આફ્ઘાનોને જમીનદોસ્ત કરતા; અને નામીચા આફ્ઘાનોથી શૂરા મોગલોની સંખ્યા પડતી હતી. નગારાંના અવાજથી શુર વીર ચોતરફ વીખરાઇ ગયો હતો. એ દરમ્યાનમાં પેલા જવાન બખ્તરી મોગલે પોતાની સમશેહેરથી આફ્ઘાનોનો ખાન કાઢયો; પૂર ફતેહનો લેખ તેના કપાલ ઉપર ચલકયો. જે મેદાનમાં બન્ને લશકરને દાખલ થયાને બાર કલાક પુરા થયા નથી, તેટલામાં તો બન્ને લશકરે જેમાં એકે હાર ખાધાથી, અને બીજાએ તે હાર પામેલાં લશકરના દુમ્બાલે થયાના સબબથી તે મેદાન છોડયું.

મગર પેલો ચુનનદો જવાન મોગળ, જે લડાયક મોગલો ઉપર આપખુદ સરદારી કરનાર, જેની પેશાનીજ અમલ ચલાવવાની મોટી નીશાન દેખાડનાર, જેના બદનમાં ખરાં લોખંડનું બખતર-જેના મસતક ઉપર લોખંડનું ચલકાટ મારતું ટોપ-જેના હાથમાં એશીયાની શરસ કારીગરીવાલી તેજ શમશેહેર ખુલી-કમરની ઉપરના પટામાં ડેલી તરફથી ખંજર ઓશેલું અને જાંગની બાજુથી સુધ લોખંડની મેઆન ચલકતી-સુધ આરબી ઘણાજ ચબરાક ઘોડા ઉપર એક સાદાં ચામડાનાં ઓગીર ઉપર શવાર થયલો; અને હોકમ કરતા મોહથી શમશેહેર ધરેલો હાથ લાંબો કરી ટેકાવ અને ઉઠાવદાર ગરદન કરી પાવગામાં પોતાનાં લોખંડમાં ઘેરાયલા પગથી મસ્તાન થઇ બેઠેલો-પીઠ ઉપર સરસ પણ જહવેરી ઢાલ અને તેની દાબી બાજુએ જીના તીરનો ભાથરો લટકતો-તે સરદાર તે મેદાનમાંજ પોતાના લશકરની દોરધામ જોતો રહ્યો; તેણે પોતાના એક ખાસ શરદારને બલક માટે કંઇ કહ્યું; પછે પોતે ઉગત રાહે ત્યાંહાંથી પવન મીશાલે નીકલી ચાલ્યો.

## બાબ સાતમો.

"ખુની થૈ મણે પીયુ સીતળ શત્રી જો,
ચંદ્રપર ચકોરની રે હાં ચાત્રી જો."

મેહરીની અને તેણીના બાપને પેલા બખતરી સવારે સુક્યાં હતાં તે એક પાદશાહી તંબૂ હતો, જેની બે બાજુ પાહાડો, એક બાજુ મોટું મેદાન અને એક બાજુ નદી વેહતી હતી; તેથી જેવારે મ્હેરીની પોતાની સુદ્ધીમાં આવી ત્યારે તે ત્યાં જોયછે, તો સામે પોતાનો બાપ નાકુવત થઇ પડયોછે, અને પોતાની પાસે એક રૂપાલી બાંદી બેઠીછે. જે છત્ર તંબુને માથે છે, તે તમામ કસબ અને નમુદાનદાર ભરતનું, તથા જે જમીન ઉપર તે પડીછે, તે જમીન એશ્યાના શરશ ગલીચાથી ઢંકાઇછે. તે તંબુના એક ખુનામાં ઘણાંજ તેજ અને કીમતી હથ્યારો પડયાંછે, અને તેમજ બીજાં સામેનાં ખુનામાં શીરકાશ્યાની મેહબુબોને લાયકના ગીતારો તથા બીજાં વજંત્રો પણ ઘણાંજ કીમતી હતાં. તે વજંત્રોથી તેણીએ ભુલઠાપ ખાધી. પોતાના બદનના બખતરથી ફરામેશ થઈ દરદનું આશમાન જે તેણી તેમજ તેણીના પેદર ઉપર ઘેરાઇ આવ્યું, તે જાણે છે નહીં, અને પોતે પેલા બલકના પુરાના મ્હેલમાં પોતાના નાજમાંજ છે એ બેઆલ

તરત તે બખ્તરમાં શીકરાયલી મરદાનામરદ બની રેહેલી મેહરીની ઉઠી; અને એક પુરશ અવાજ કાઢતા ગીતારને ઊંચકી લઇને તેણે પોતાની નાજુક પણ લાંબી આંગલી મારી. તે બુલબુલનાં તાણ કરતાં પણ મીઠાં તાણથી શરોદ ખેંચવા લાગી—

## ભેરવીની "ગજલ."

**ગઇ ગુન્ચેમાંથી મીઠી ખુશબો રોશન શબ ખ્યાબામાં,**
**દર્દ ને બેચેની ફાવી ખીલી-ખીલી દગલબાજી પ્યારામાં.**
**અજબ છે સાર કે નજદીક યાર કરતાં જુદાઇનો જુલમ,**
**કર મુલાકાત મુજને બખશેશ, બેહીછું ઉમેદ ફુવારામાં.**
**તળૂ થઇ ગયો માહ વળી મુનવવર, માહે મુજ જીગર,**
**ખુન મળ્યું નરગેસ બની, કર દરચાફ એમ જનાવામાં.**
**શબ્ન ના બન શબ્ન છે તક ફરી ફરી ફલી ફુલવા,**
**ખીજેલો ખીલે, અટવાયલો કપાય, મ્હોબત અરાબામાં.**
**છોં ગુલ નાજુખ ખીલેલું હું મળવાની ઉમેદો સંગ,**
**આવ તું ચમનના ચંચળ બુલબુલ મળી રેન સતાવામાં.**

આ ગજલ પુરી કરતાં ગીતાર ઉપર ખુબ તેજ થઇ કે એક જવાન તેણીની સામુ કુદી ઉભો કે-"અરે હું તનેજ ચાહુંછું" કરી તરત તે મરદાને પોશાગમાં ગાયન કરતી મ્હેરીની ઉપર ધસ્યો પણ જાણે તાજુબ થયો હોય તેમ દેખાવ કરી તેણીની બેમુલી હીરાની વીંટી પોતાની સાથ અદલ બદલ કરી લઇ ચાલ્યો ગયો; મેહરીની આ બનાવથી અચંબામાં પડી. જ્યારથી ગીતારનો શરોદ તે તંબુમાં ફનકર્યો હતો; ત્યારથી બલકનો બુઢો શાહ પોતાની ઉંધમાંથી જાગ્યો હતો. પોતાની બેટી કોઇ મ્હોબતમાં છે, એમ તેણીની જબાંથી જે મ્હોબતનો હલક સાંભલ્યો હતો તે ઉપરથી જાણ્યું હતું, તે આ દેખાવથી એકાએક પોતાને વીસરી જઇ બબડ્યો કે "અરે હું ખ્વાબમાં છું, કે ખરેખરૂં જોઉંછું. જે માટે હું આ રીતનો પાયામાલ થયો; તે શું કોઇ બીજાને પ્યાર આપી મને ભુલેછે!!" તેથી તે ગુંચવાયો; મહેરીની ગુંચવાઇ અને પેલો ચંચલ ગીતાર પણ ગુચવાઈ રહ્યો. જે મ્હોબત અને ગમ ગીતારના તાર સંગ લાડ કરતાં હતાં: તેઓ મુંગાં થયાં, છુટાં થયાં અને ભરમ ખોઈ અસ્ત પામ્યાં. આ રાત પોતાના થંડા તેજમાં હતી અને બ્યાબાનમાં રાત્રની રાણી તમામ

મરોર સાથ તલ્લનશીન થઈ હતી. ત્યાંહાં બહારની ફસલનો રલીઆમનો પવન જેની જનાબમાં અજાએબ શણો સાથ દોરધામ કરતો હતો, તે પવન જેમ ફુલવારીની ખુશબો લાવતો હતો તેમ તેમાં લોહીની બદબો શામેલ હતી. તે પવન જંગીઓના કકલાટ, જુસ્સા અને હીમતના સપાટાની ગવાઇનું પુસ્તક હતું. આફઘાનોના મસ પાહાડી આકારો અને મોગલોનાં મરદાનાંમરદ રૂહ તે પવનમાં વીખરાઈ ઉડતાં દીસતાં હોય એમ તે પવનનો શ્હોરકો હતો; તેવી તાજુબ કતલની રાતે બલકનો બુઢો શાહ મેહેરીનીનો ભરમ પામ્યાથી કતલ થઇ બેફામ બન્યો હોયની. બામદાદ પડી, અને એક સરદાર તે તંબુમાં દાખલ થયો. તે નમ્યો અને તરત તે તંબુના બીજા ભાગમાં પેઠો. હકીમ સાથે તેણે ગોફતેગો કીધી. પોતાની બગલમાંથી પેલા હકીમને કાંઇ આપ્યું, અને પાછો આવ્યાની રીતેજ નમી તંબુ છોડી ત્યાંથી યાહુમ તેણે પોતાનો અસ્પ ફેરવ્યો. એ બનાવથી મેહેરીની પોતાની બેફામીમાંથી ચમકી ઉઠીને પેદર તરફ ગઇ, અને દેલાસા ભરેલા શખુનોથી બાપને પુછવા લાગી, “બાપ તે સવાર કોણ હતો, અને આ તંબુમાં તે કોણ સાથ મલી ગયો?” પણ તેવામાં હકીમ તેઓ વચ્ચે હાજર થઈ બોલ્યો “એ નવજવાન પરી તે એક મોગલ સરદાર છે, જે લડાઇમાંથી તમો માટે આ લુટ મને આપી ગયોછે; અને જણાવ્યુંછે કે તમોને હંઇજા પાદશાહી બરદાસ્તથી રાખવાં. એટલામાં પાદશાહી મેહેલને લાયકના નોકરો, બાંદીઓ તે તંબુમા દાખલ થયાં; વળી બાજા મશલહત અને રાજ ચલાવનાર પદવીવાલાઓ આવી તે બલકના બુઢા શાહને નમ્યા, અને દુવા દીધી કે “એ બુજોરગ નામદાર શાહ ત્હારાં રાજ ઉપર ખોરશીદ મોહબત ભરેલો પરકાશો; અને તારૂં તાજ ત્હારા દુશમનોમાં ફીકર પેશાડનારૂં રેહો. ઓ એશ્યાના મ્હોટા બલવંતોમાંના મ્હોટા બલવંત તું જમીન ઉપર ઝંગીસ કરતાં બુજોરગ થાઓ; કે તરત પેલા હકીમે પેલા શાહના માથા ઉપર તાજ મુકયું, અને મેહેરીનીને ચાનવાલો બેમુલો મોતીનો હાર પેહરાવ્યો કે બાંદીઓએ તેણીની આસપાસ થઈ જઇ તેણીના મોહ ત્યમ બદન ઉપર બુરખો નાખી દીધો, તથા બગલમાં ઉચકી તંબુના બીજાં દેવાનખાનામાં લઈ જઇ તાંહાં શાહજાદીનો પોસાગ પેહરાવ્યો, કે રાતની રાણીનું રાજ ખતમ થયું, અને ખુરશેદ પોતાના ખુદાઈ નુરથી આસમાન ઉપર હકુમત ભરેલો થઇ બીરાજ્યો, જેની શુનેરી ધજા દુન્યાના તકતા ઉપર ધુજારો કરી રેહેતાં સારી ખલક ગકઆરમાં લાગી રહી.

## બાબ આઠમો.

"આ નાજ નથી રહાગે, છે જીંદગી તુજ નાજ,
ને આ જીંદગાની તો, છે કહાં નાજનવાજ."

આ બામદાદે બલકમાં મ્હોટી હવેલીઓના પાછા પાયા નખાયા. નામીચી કારીગરીઓના નમુના પાછા બલખના પાયામાલ શેહેરમાં પંકાયલા મોગલ કારીગરોથી ઉભા થવા લાગા; શાહનશાહી સરદારો તે બાંધકામ ઉપર તકેદારી કરનાર રહ્યા. જુજ મુદત ગુજરી. ફક્ત બએ દીન અને રાબ તે બાંધકામના મ્હોર અને ઘોગાટથી બલક ચાલુ લડાઈનું મકાન હોય એમ ગાજી રહ્યું, અને પછે તે ઉપર આફતાબ હસીને તેજ મારવા લાગો. અસલ બલક જાણે કોઇ પરદાથી ઢંકાયલું હોય ને તે પરદો ઉચકાયાથી હાલ પાછું ખુલ્લું થયું હોય એમ તે તેના આગલા દમામથી દીપવા લાગું. અસલી મેહેલો, નામીચા બગીચા, અમીરી હવેલી, પાદશાહી રસ્તા, જાહેર મુકામ, હમાંમખાના અને કીલા ફરી એકવાર પોતાની હૈયતીમાં આવ્યા; ફરી સરસ બલકી અને મોગલો તાંહાં પોતાના કબીલા સાથ વસ્યા. પાછાં સરવના દરખતો તાજાં થયાં, અને બુલબુલોના માલા તે ઉપર ઝુળ્યા! બુલબુલોની મધુર વાંસલી વાગવા લાગી, અને વલી એકવાર જોબનવંતી માલણોની કારીગરીથી ખીલેલી ગુલાબની કલીઓ મોહોબતથી ગાયનકાર બુલબુલો ઉપર ખેંચાઇ ખેંચાઈ દીવાની બની જઈ ફીદા થઇયો.

બલક સંધી રીતે પાછું મુસ્તકીન અને જાવોજલાલ બન્યું; કે પેલા પાદશાહી તંબુમાં એક પેગામ પેલા હકીમને મલ્યો; જેથી તે રાત્રે પેલા હકીમે ખાનામાં એવી દવા ઉમદા મેલી, કે તે ખાનું ખાધા પછે બલકનો બુઢો શાહ, મેહેરીની, તથા તેઓના ફરમાબરદાર તમામ બેફામ થઈ ઊંઘના ચોકસ વખત સુધી બેકાર થયા, જે બેસુદ્ધીથી તેઓને બલકમાં પાદશાહી દેવાનમાં લાવી જેમ તે તંબુમાં હતાં, તેમજ તેઓને તરતીબથી સુવાડયાં. હવે જ્યારે બામદાદ પડી, તેવારે પાદશાહી કાનુન મુઆફેક બલકનાં શાહની ખીદમત સરૂ થઈ. દરબારનું દેવાનખાનું અમીર ઉમરાવોથી ભરઈ રહ્યું; અને રાજદરબારી મામલાની જીકરો ઉપર નેમાયલા રાજ ખટપટીઓ પોતાની જબાં ચલાવવા લાગ્યા; તેવામાં પેલા તંબુમાં પડેલા રાતના પરમાણે શાહ પોતાના તખ્ત ઉપર બીરાજ્યો, પણ તે તાજુબ થઇ રહ્યો. આ બનાવ તે પોતે મુગો રહી જોઈ શક્યો નહી; અને જે તમામ દરબારીઓનો દુવા ભરેલો મ્હોર મચ્યો છે, તેથી તદન ભુલાવામાં પડયો. પેલી તરફ મેહેરીની જેવાર જાગી, તેવારે તે આસપાસનો રંગ જોઈ પોતે

પોતાની બાંદીઓને પુછવા લાગી, કે આ જમીન કેઈ અને આપણે કાંહાં? તો તેણીને જવાબ મલી શક્યો નહી, એક ગમથી તે ઉઠે અને બીજી ગમથી પાછી પાદશાહી શેજ ઉપર સુઇ જાય. એક ગમથી તે મોહોબતને મનમાં યાદ કરી શરમાઈ જાય, અને બીજી તરફ મગરૂર બનીને તે ભુલી જવાની કોશિસ કરે; પણ પછે દીવાની સરીખા ઉઠી અને રશેતા પ્રમાણે સફાઈ ભરેલી થઇ તેણીએ સીંગાર કીધો, તો પટલું અને ઊંચું તેણીનું કદ તમામ મોતીમાં ગરક સરૂની રોનકને ટક્કર મારનારૂં—પોહોલું તેણીનું કપાલ ઝલકતું અરધા ચાનની તેજી ધરવનારૂં—કાલા ને લાંબા બાલ કાલી નાગણી સરીખા—ગુલાબ ખીલી રહ્યું હોય એવા ગુલાબી રૂખશારા—તેણીની ચશમ કલા કમાની ભવાના ઘેરાવા નીચે કાલાં લાંબાં તીર સરીખાં ઉભાં પાપણથી ઘેરાયલી કામણીના સરસ સ્વરૂપ સમાનના સેતારા જે જાંહાં ચમકે તાંહાં ખુનામરકી ભરેલી મોહોબત ચમકાવનાર અને હંસ માફક તેણીનો હીલતી ડોક સાથનો મુખરો—વળી તેમાં લાલ હોતની રોનક—સીધા હાથની ધમક-લાંબાં ને સરખા પગની લટક તેમજ સનો વેળ ખાતો કેહેલાં બાબુલનાં ઝાડને ટક્કર મારતા, જાદુવાલા ગોળા ધરાવનાર, જે ઉપર બેશકીમતી હીરા ને મોતી ઝુલી રહેલાં; તેણીનું તમામ બદન કસબ અને જરી કુનદનના શાહજાદાઈ ઝભાથી ખીલી રહેલુ-લીલાં પાનાનો કમર ઉપર કમરપટો બાંધી હરમમાં આવી ગયલું; તે મેહેબુબ એક ઘણીજ ખુબસુરતી ભરેલી રાખ્યામની બની મોહોબત ઉપર દોર મચાવનાર મોહીની હતી; જેથી બલખનો બુઢો શાહ ધભરાટથી તેણીના દેવાનખાનામાં દાખલ થયો તે વખત મેહેરીનીને ઓલખી શક્યો નહી, પણ તાજુબીથી તે ખુબસુરતીને જોઇ પોતાની બેટીને ફરામોસ થયો.

આ બારીક હીંગામમાં તે દરબારમાં “આબાદ રેહજો શાહે બલખ અને આસમાન તલગ પોહોંચજો નામીચા ઝંગીસનું સર” એ પોકાર પડયો, કે તે શાહની સામે એક દેલાવર મોગલ બખતરમાં ગરક ખુબ ટેકાવથી પણ હસતા ચેહરાથી તવાજે કરી ઉભો. શાહે તેણે પીછાણ્યો; કારણ એકવાર છેલ્લો જંગમાં અને બીજીવાર તંબુમાં મધ્ય રાત્રે તે શૂરી શીકલ તેણે જોઇ હતી. મેહેરીનીની જયાં જે મોહોબત માટે શખુનબાજી કરતી, તેબી આ વખત તાજી થઇ રહી, અને શાહ દંગ થઇ ઉભો, પણ તે જગા શાહજાદી મેહેરીનીનું દેવાનખાનું હતું; મેહેરીની જોકે ખુબસુરતીમાં આસમાની હુરાંઓની શાહજાદી ઠરતી, તોપણ તે પોતાના શીંગારમાં ખામી જોતી હતી, તે ખામી પોતાના દીલદારની હતી, તે દેલદાર આ

હતો. તોબી એક બીજા દેલદારની ચશ્મ તેણીની સાથ મલેલી હતી, અને તેથી તે બેચેન થવા લાગી હતી, જો કે મોટી જંગોમાંથી બચાવનાર તેણીની સામુ છે, એવું અટકલી શકી, પણ પેલો "અરે હું તનેજ ચાહુંછું, તનેજ ચાહુંછું." તે આશકને તે યાદ કરી ગમખાર થઇ નીચું જોવા જાયછે, તો પેલા આશકની વીટી પોતાની આંગલીએ દેખાઇ, અને એક આશું તરત ટપક્યું તે જોતાં ઝંગીસ સમજ્યો. તેણે ઇસારતે કાજીને બોલાવ્યો. તેણે આવી ઇસલામી નેકાની શીરૂઆત કીધી. બીજી ગમથી તમામ શેહેરમાં આગલથી હોકમ થયા પ્રમાણે રંગ રાગ અને ખુશાલી મચી રહી; ઊંચા પોસાગમાં અમીર ઉમરાવોના જનાના તાંહાં આવી લાગા; જેવારે નેકા થઇ રેહવા આવ્યા, તેવારે મેહેરીની જોયછે, તો પોતાની પાસે પોતાનો પેલો એબલો આશક પોતાની વીટી સાથ ઉભોછે; અને કાજી છેલા બોલથી નેકા પુરા કરેછે; આ ખ્વાબ સરીખી સંધી કાંહાંનીથી મેહેરીની બેફામ થઇ, અને ઝંગીસ તેણીને બગલમાં ઉચકી એક ત્રણ બેઠકના દેવાનખાનામાં પેલા બુઢા શાહ સાથ ગયો. તાંહાં તેઓ બેઠાં અને ઝંગીશે પોતાની મોહોબતની તમામ કેફીએત બ્યાન કીધી અને તે બોલ્યો "ઓ બુજોરગ શાહનશાહ તું જાંહાં તલગ હૈઆત છે તાંહાં તલગ વ્હારી પ્યારી બેટી અને મારી પ્યારી બાનું મેહેરીની તારી ચશ્મ હજુર રેહેશે." મેહેરીની તરત આ સખુનો સાંભલી પોતાના ખાવીંદ ઝંગીસના પાસામાં મહેરબાની બુજતી હોય એમ પડી, કે બુઢો શાહ તે બખતાવર રોજની મુબારકબાદી લેવા તાંહાંથી ઉઠી જઇ દરબારમાં બીરાજ્યો, જાંહાં સાત દીન અને શબ તલગ નવી નવી ભેટ અને નવા નવા રંગો મચી રહ્યા, અને નવરોજના હીંગામ મુઆફેક ઝંગીસ અને મેહેરીનીના નેકા ખોલી નીકળ્યા.

---

હશે તે નેન વશે દીલમાં રડે તે રૂદય વીંધે હેવાળ,
સદા ના જાગુ જોબનના દીન જુવાની છે જાણે જીવજાળ,
મસ્તાનીમાં મલકાત ના માણ બીબ્યા તું જોઇ ગુલાબના ગાળ,
આજે નહી તો કરમાશે કાલ હોળી છે રંગ દીન ચંદની ચાર,
નૌરોજ છે સાત દીન તેહવાર, બસંત છે હરાંઇ રૂત મહેમાર,
પલકન આજે છુટે બ્યમ બાન, નમતા પોહોરે ના રહે પળકાર,
પતંગ જાણે ગ્રીષ્મ સદાય, રતી માણે કામ અમર અવતાર,
માનુની માણે જોબન અમર, રૂસ્તમ અનુભવ સદા અહંકાર.

## શાહાનશાહ અકબર ને કવિ ગંગ વચ્ચે શરત:

### ભાટનો છોકરો ગર્ભથીજ ભાટ જન્મેછે!

શાહાનશાહ અકબર એક સમય મોટી ખુશીમાં મેહેલ બેઠાછે, પાસ બીર્બલ રાણીઓની નાલિસી કરતો બેઠો છે. શાહાનશાહ તેના શખુને શખુને હસતાં હસતાં ઠાંસી રહ્યોછે, તેટલાં ભાટ કવી ગંગ 'ખોદાવંદ' કહેતાં નમી સામે બેસી ગયા. ખાજા જંગ પણ સામે બેકીમતી મોતી ને હીરા કાઢી દેખાડતા બેઠા હતાં. તે જોવાને સુંદર રાણીઓ પોતાની બાંદી ઉપર બાંદી મોકલી મંગાવતી હતી. તે ખુબસુરત બાંદી જેમના બદન ખાલસ ચાંદી જેવાં ને ઉમર ત્યારે પંદર-સોલ વર્ષની, વળી અંગ ઉપર બારીક મલમલ વીટાલેલી માહે અતલસની ચોલી ઘાલેલી તે ઉપર સોનાના દાનાની માલા ચકચકીત થઇ રહેલી; તે જોતાં કવી ગંગ બોલ્યો—

પવનકો તોલ કરે! ગગનકો મોલ કરે!
રવીસે બાંધે હીંદોલ! એસે નર ભાટ હે!
પથરકો કાંટે સુત! બ્હાજણુકો પઢાવે પુત!
મસાનમે બસતહે ભુત! તાકો ઘર ભાટ હે?
વીજલીસુ ફેરે સેવા! દેવણુસુ રાખે દેવા!
શાહુકુ ખવાવે મેવા! એસો સદ્ધર ભાટ હે?
મેઘકુ રાખે ડેરા, વખ્તકા લુટાવે ડેરા
મનકા સમાલે ફેરા, એસો હર ભાટ હે!

કવી ગંગની પતરાજ જોઇ બીર્બલને મન તે ઉપર કાંઇ કૌતુક લાવવાની મરજી થઇ તે ઉપરથી તેણે તાઉકો પુચ્યો કે, "ખાવીંદ જે કવી ગંગ બોલ્યો તે પ્રમાણેજ હશે તો માના પેટમાંથી ભાટ કવિત્ત બોલતા પેદા થતાહશે એ માંહે તો કસો શક નથી." શાહાનશાહ બોલ્યો "ગંગ, બેહદ તાજુબી લાગેછે કે માના પેટમાંથી ભાટનો લરકો ક્યમ ભટાઇ કરતો

જન્મતો હશે?" કવી ગંગ બોલો તે બાપડો પંડરાયલી જાલ સમજી કે જોઇ શક્યો નહી ને ગર્વે ગાંડો થઇજ બકી ઉઠ્યો કે, "જેહાંપનાહ એમાં શક નથી. જોઇયે તો પારખું લ્યો." ખાજા જંગ મોતી ને હીરાના નંગ રાણીઓની બાંદીને આપતાં આપતાં એમ કહેવા લાગ્યો. "ખોદાવંદ કાંઈ પણ નકલ ને નજર એક મળ્યા વગર તમેહનો તાલુકો બરાબર બંદ બેસતો નથી. બીર્બલે તો ગંગને સપડાવવા માટે હસીને "ખાજાજી તમોને અમારા ભાટ માહરાજોના સતની ખબર ક્યાં છે? છેક બ્રહ્મા પેદા થયા ત્યારના એ ભાટના વંશમાં શ્રુતી દાશપણું કરેછે!" કવિ ગંગ બોલ્યો "ખાજાજી તમારે ખ્યારાં મોતી ને હીરા ને જનાનાની ખુશામત; હમારે ખ્યારી શ્રુતી ને કવિતા ને શાહાનશાહની હજુરમાંહે સ્વતંત્રતા." આ વાત ચાલી હતી એટલે ચાંપરાજ હાડા ત્યાં આવ્યો તે કવી ગંગને ફસેલો જાણી અફશોશ કરી બોલ્યો "એ શાહાનશાહ આ વાતનો ભેદ જુદો છે. કવી ગંગનો કહેવાનો બાવદ માત્ર સઘલાની વાત સંગાથે મલેછે, તેમ ભાટનો જાયો તેના બાપદાદાની રૂઢી માફક વંશના વહાલ ને ગર્વ, જે કવિતા ને ભટાઇ, તે તેના વડચલોથી જોઇ શીખી ત્યમ જગતમાંહે ચાલતો થાય છે." કવી ગંગ સાવ ભોટ તે નાહક વચ્ચેજ બોલ્યો કે "ઠાકોરજી આજ છ માસ થયા ઠકરાણીને મોહોલથી વ્યોગ સહોછે માટે ચીત ઠેકાણે નથી. અનદાતા મારા સખુન ખુલ્લા છે કે ભાટનો બેટડો ગર્ભમાંજ પોતાના વંશની કેલવણી ને ભટાઈ શીખી પછે જન્મતો હોય ત્યમ તે ખુદ્રતીજ ભાટ પેદા થાયછે." શાહાનશાહ બોલ્યો, "ગંગ બેહદ અજાએબી છે." બીર્બલ બોલ્યો, "આલમપરવર એ અખતરો અજમાવવાને કાંઇ મુશકેલી નથી. કવી ગંગની લરકી હમેલદાર છે તેને આજકાલ બાલક પેદા થશે માટે જોઇયે તો ચોકી પહેરા ને જનાનાની ખાસ વીસાસુ રાણીઓમાં તેને રાખો ને બાળકનો જન્મ થવા પછે ભાટણીને ઘર પાલખીમાં બેસાડી રવાના કરજો. બાળકને રાજ્યના સખ્ત પોહોરા ને અચ્છા રાજ્ય ઘોરણમાં ઉછારી તેનો માજરો જોવો." શાહાનશાહ બોલ્યો "અગર એ તપાસમાં ગંગના કહ્યા પ્રમાણે ના બને તો તેનું સર સુલીને હવાલે કરવાને હું પલ પણ દેર કરનાર નથી." બીર્બલ બોલ્યો "ખોદાવંદ ગંગ માહરાજ ક્યાં ના પાડેછે?" શાહાનશાહે શીતાબ જનાનાની દસવીસ હોશ્યાર બાંદીને ગંગને ત્યાં રવાને કરીને તાકીદથી તેની પુત્રીને બોલાવી પોતાની ખાસ રાણીઓને તાબે આપી. એ રીતે કવી ગંગ ને શાહાનશાહ અકબર સરતમાં ઉતર્યા હતા. આ મુદતને સાત વર્ષ થયાં ને શાહાનશાહે કવીને બોલાવ્યો "કે ભાટનો લડકો જન્મતોજ ભાટ હોય છે તે દેખાડ નહી

તો સર સુળીને આપવાને તૈયાર થા." "ધર્મરાજ તૈયાર છું" કરી કવી ગંગે કહ્યું,–" પ્રથમ અમારી ક્રીયા કરવા વગર ને તેને અમારી નાતમાં લીધા વના તે ભાટ કયમ બનશે? આજતલગ તેણે, રાણીઓ ને જનાનખાનામાં રહીને સઘલી ન્યાતને લાછન લગાડ્યું છે. પ્રથમ તેને સ્નાન કરાવી ક્રીયા કરી બેચાર આંટાં ફેરવા લાવ્યા પછે જે તેની જાત છે તે તે દેખાડવાને ચુકનાર નથી. સેવટે ભાટનો બેટડો ભાટ ના નીકલ્યો તો મારી શરત પ્રમાણે મારૂં ધડ હાજર છે." બીરબલ પાસ હતો તે બોલ્યો "જેહાંપનાહ, આ કહેછે તે વગર વાંધાનું ને વાજબી છે."

આજે મોટી દરબાર ભરાઇછે; નવાબો, નીજામો. શાહજાદાઓ ને સરદારોની ઠઠ મલીછે. ઠાકોરો ને રાજાઓ પોતની પદવી માફક ગોઠવાયાછે. નગરશેઠો ને સાઉકારોથી તે રાજદરબાર શોભાયમાન થઇ રહીછે, મુશલમીન ને હીંદુ સઘલાના મોહમાં કવી ગંગની ગાંડાઇ ઉપર ચરચા થાયછે. દીલ્લી ઉલટપુલટ થઇ ગઇ. રઇયતે તેહવાર જેવો દીવશ કરી મેલ્યો. સઘલા કામદારો કામ મેલી ભાટના લડકાનો ખેલ જોવા જમાવ થયાછે. આ દરબાર માટે ખાસ મોટો માંડવો નાખી તે વચે અખાડા માફક એક ચોક ખુલો રખ્યો હતો. તે એટલો મોટો ને વશાલ હતો કે ત્યાં ઉંચા મોભાના દસ હજાર તમાસગીરો બેસીને તથા ત્રીસ હજાર તમાસગીરો ચકરડે જમાવ થઇ જોઈ શકે. ત્યાં આખી દીલ્હી ઉલટી છે. જનાના મેહેલમાંહેની અગાસીએ રાણીઓ, શાહાજાદીઓ. ઠકરાણી, શોદાગરણી, ને વજીરજાદી વગેરે સઘલી શાહાનશાતની ખુબશુરતીઓ બીરાજીછે. તે બાજુ જૈફ સરદારોની ચોકી હોવાથી કોઇને ત્યાં જવાની તાકાત નથી. ખાસ મેલો દેખાય તે અગાસીના ભાગ ઉપર કવી ગંગનો કબીલો આવી હાજર થયો હતો. બીરબલે કવી ગંગનો ઘાટ ઘડ્યો હતો તે તો કસામાંહે નહી ત્યમ કવિ ભાટને ઉલટ આપતો હતો. એ રીતે એક બાજુ અમીર ઉમરા ને શ્રીમંત શોદાગરો, બીજી બાજુ શાહજાદા, નવાબ નીજામો ને ઠાકરો, ત્રીજી બાજુ સુંદરીઓથી ખીચોખીચ જનાના મેહેલ અને ચોથી બાજુ લશકરી ને શેહેરી નોકરીવાલા અમલદારો, તે પાછલ ચકરડે હજારો ખલક, તે મેલો જોવા ચુપ ઉભાછે. તેટલાં વચલા ખુલ્લા ચોકમાં કવી ગંગ પોતાના સગા વાહલા ને વૃદ્ધ ભાટો સંગાથે એક વાવટો લઇ આવ્યો. તેણે પ્રથમ પેલા ભાટના લડકાને સ્નાન કરવી કંકુનો ટીલો કર્યો. સુર્યનારાયણ તરફ જોઈ "ઓ ભ્રતખંડના માહદેવ મ્હારા કુલની લાજ આજ દીપાવજે," એમ વૃદ્ધ ભાટે ખોખરો ઘોઘરી ઘાટો કાઢ્યો ને

જનાના મોહોલ તરફ જોઇને કવિત ઘમ્મરાવ્યો ને ક્રીયા શીરૂ કરી. ભાટના લરકાને વચે લીધો. ડાબા દસ ને જમના આઠ મલી અધાર જના લામ્બા ટુકા હાથ કરતા, ઉંચી નીચી ડોક તાણતા કોઇ આકાશને, તો કોઇ ઇશ્વરને, તો કોઈ શાહનશાહને તો કોઈ કુલદેવ, તો કોઇ સુંદરીને, તો કોઈ શુરવીર, તો કોઇ અમીર ઉમરાને, તો કોઇ શ્રીમંત શૌકાર, તો કોઈ નવાબ શાહજાદાને, તો કોઈ સુબા નીજામ, એમ કવિતનો આશીર્વાદ દેતા તે ભાટના સંગે સઘલો તે ખુલ્લો ચોક પોતાની ગંભીર ક્રીયામાં ગજાવ્યો. છેલ્લાં કવી ગંગ બાહેર નીકલી બોલ્યા.—

**સુનરે શાહ અકબર દીલ્હીયનકો યેહો હેત પ્રીત ક્રીયા ભાટનકી,**
**એક ચંચલ અંક બસે હે વંશમે, દેખ ગર્ભમે લરકે પઢયનકી;**
**પરનરકે પાસ નહી રહે પરવસમે, દીયે ખુગબો જૈસ: જાત કબ્યનકી,**
**કવી ગંગ કહે એઇ હે ભાટ જાયો, અસલ સ્વરૂપ જાત મન્યનકી;**

આ કવિત બોલી કવી ગંગે મોહ છટાથી પોતાના વંશનો વાવટો તે લરકાના માથા ઉપરથી ફેરવી તેને આગલ કસ્યો, કે સઘલા ભાટ એક અવાજે બોલ્યા કે “બોલ મ્હારી ઇચ્છા” કરી ગલામાં કંઠી નાખી. ગંગે પોતાને હાથે આંગલી વલગાવી શાહાનશાહ સામે લાવી ઉભો કરયો કે ભાટના લડકાની જબાન કુંછી (કાતર) માફક ચાલી:—

**અકબરશાહ બાદશાહ હોમાયુનકે નંદન,**
**ભાટકે રંગણુ, એક થોરાસા એક થોરાસા :**
**દો જંજર હે, દો પંજર હે, એક ચાંદીકા એક સોનેકા**
**દો બેલ હે, એક તીસકા એક બતીસકા**
**દો ઘોરાં હે, એક ભુજકા એક કચ્છકા**
**દો ઉટાં હે, એક લાહોરકા એક મુલતાનકા**
**દો હાથી હે, એક સંગલકા, એક દીપકા**
**દો મુરગે હે, એ બોલે રાત મુજારકા**
**દો પોપટ હે, એ લેવે નામ કીરતારકા**
**દો કુત્તે હે, એ છોટે છોટે કાનકા**
**દો ભાટણી હે, જૈશા ફુલ ગુલાબકા**
**દો ગૌવાં હે, ગવલણી ગોવાલ બાલકા**
**દો ભેસાં હે, હાકનવાળા સાથકા**

દો કુનબી હૈ, તે ખેરે ગારા ભાતકા
દો પલંગ હૈ, છતર આછા સંગાતકા
દો ગોલી હૈ, કામ કરે ઘર સમાલકા
ઝાટક ઝુટક પલંગ બીછાવે લરકા સોવે ભાટકા.

સઘળી દરબાર ને સઘળી ઠઠ ત્રાય ત્રાય થઈ. કવી ગંગની બોલબાલા થઈ. શાહાનશાહના હસવાનો પાર રહ્યો નહી. ત્યાં નવાબો નીજામો, શાહાજાદા શરદારો ને શૌકાર શોદાગરો જે ખુશીમાં આવ્યા તેથી સઘળી મજેલી ખલક માંહે તે ભાટની જીતના યશ ગવાવાની ખુશાલી ને હસાહસની તો હદજ થઇ. રાણીઓ ને ઠકરાણીઓ વગેરે સઘળું સુંદર મંડલ કલેજાં ધરી ધરીને હસવા મંડી ગયું તે અરધો કલાક ઉપર થયો તોય નરમ પડે નહી. બીર્બલે ખુબ ડોલથી કવી ગંગની તારીફ કરી. મીજલસમાંથી લઓની બખશેશ ઘડીના વચ્ચે તે લડકાની મધુરી બોલી ને નીરજીવ માંગવા ઉપર વરશી રહી, પણ જનાના મોહોલથી મોતી ને રત્નો ને કનક દાગીણા એટલા વરશાવા લાગ્યા કે તે અધાર ભાટ ને પેલો લરકો સઘલા તેમાંહે જાણે દતાઈ ગયા હોય! ત્યમજ રઈયતે ચાંદીના શીકાની ફેંકાફેંક કરી; તેથી તો ત્યાં પેલા ભાટોના શરીર તેના મારે દોડરાંજ થયાં. શાહનશાહ અકબર હજી હસ્યાજ કરતો હતો તે બોલ્યો "બીર્બલ તું બોલ્યો તે સચ, ભાટ તો માને પેટથાજ ભાટ પેદા થાયછે." "બંદેનવાજ મારી તો પુરીજ ખાતરી હતી" બીર્બલ બોલ્યો ને એક મોટી શ્યાલ હોડારી કવી ગંગને મોટા માન અકરામથી દરબારમાં બેસાડી ગુલાબ ને તુરા આપવાને હોકમ થયો.

---

તન તુજ હસે પંચધાતુનું તોજ બેવફઈમાં નીભશે રે,
મોહબતના બેકીમતી આબમાં લાગી આગ જોઈ જીવશે રે.
જુવાન જીગર તો કલી નવબહાર જોબનની જોતાં તલપશે રે,
ઝલકતી ચાંદ નવી કલી જોનારૂં નેન મેજે જો ટપકશે રે.
જુદેની જાતી જેને ખબર નહી તે જાનશીતમ કેમ સમજશે રે,
રતન રતનની કમલ કમલની માણક માણક નેમ પર્ખશે રે.
જીવ સોંફ્યા બદલે જીવ સ્વાધીન લેઈ લોહીએજ જુદે લખશે રે,
સાબુત વફ્ફામાં તે તન બજાવી શીક્રો રુસ્તમ સુકે મરશે રે.

## મીસરનો રાજા રામપસીનીતા ને ચતૂર કારીગર.

મીસર દેશમાં રાજા રામપસીનીતા રાજ્ય ચલાવતો હતો, તે સદ્‌ગુણી ને ખુદાવાન હતો. બળમાં તેની જોડ તેના સમયમાં ભાયજે બીજા રાજ્યાભીષેક કરી શકતા. તેની દોલત અઢાગ, તેનું લશકર મોટું, અને તેનો ઈન્શાફ ન્યાયશાસ્ત્રનો શૃંગાર બોલાતો. લડાઇ વેલા તે પોતાના ખજાણાના ભંડાર ખોલતો ને સંપસલાહ સમય તે પોતાના ગંજ ખજાણા કોઇના જાણવામાં કદાચ આવે એ રીતે તે છુપાવતો. ગંજ ખજાણો છુપાડવા માટે આ રાજાને માહ ચીંતા તનમન વ્યાપી કે નબલો કીલ્લો કીંવા સાધારણ મેહેલથી તો તેની અઢાગ દોલત ઉપર દરોરો પડે અને દુશ્મનોના દેરા ને લશકરની બડાઇ તોડવાને સામર્થ ઓછું થાય માટે તે કાલમાં પંકાયલા એક માહ કલાવંત કારીગર પાસે સાવ પથરનો કીલ્લો બંધાવી તે માંહે છુપાં ભોયડાં કરી લઈ ત્યાં પોતાની અઢાગ દોલતનો ઢગ સમાવ્યો.

કલાબાજ કારીગરે આ સુધ પાષાણના મજબુત બાંધેલા કીલ્લાના મોહોલમાં રાજા ના જાણે ત્યમ તે માંહે દાખલ થવાને એક છુપો માર્ગ પોતાને એ ગુપ્તેગા ધન મેલવવાની સવલતા સારૂ મેલ્યો હતો. ત્યાં તે જીવ્યો તે હદસુધી હરદમ દાખલ થઈ ભાવે પડતું ધન લાવી ખરચી પોતાની યોગ્યતા વધારવામાં ત્યમ મોટાઈ ને દબદબામાંહે રેહવા પામ્યો, પણ મર્ણ ઘડીવેલાએ પોતાના કબીલાની દુર્દશા થવાની ચીંતાએ તે ભેદ પોતાના બે પુત્રોને કહી તેણે તે છુપા માર્ગની ચાવીની નીશાન દીધી.

આ છુપો માર્ગ માત્ર કીલ્લાના ખજાણાવાલા મેહેલની દીવાલની એક બાજુ એક મસ સલગ પથર ગોઠવ્યો હતો, જે કારણ વેલા ધારી ધારણા માફક બાજુની અનદીઠ કમાણ ડબાતાંજ આશાનીથી ઉચકાઇ રેહતો ને માહે ગરવાનો માર્ગ દેતો. ત્યમ તે બન્ને ભાઇઓએ પોતાના

પીતાના મર્ણ પછે કામ પડતો ખજાનો કાઢી લઈ પીતાનો રોબ ને વેહવાર સાબુત રાખ્યો અને ખુબ તલાસ ને ચોકાસીથી પોતાના પીતાનો તે ભરમ જાલવ્યો પણ હોની પ્રબલ.

બનાવ એક એવો બની ગયો કે એક દીવસ રાજા પોતે પોતાના ખજાણાની તકેદારી ને સલામતી જોવા જાતે ત્યાં તે ભોયરાં માંહે ઉતર્યો તેની નજર પડતાં ખજાણામાં ખાડો પડેલો તથા તે ઘણોક કમી થયલો દીસ્યો. રાજાએ તે સઘલો ભાગ તપાસ્યો તો સઘલી તરફથી તે બંદબસ હતો. વળી દાખલ થવાના દ્વાર ઉપર રાખ્ય મોહોર સાબુત હતું. રાજા તાજુબ થયો કે આ પ્રમાણે માહ ચોકસ બંદબસ ભંડારમાંથી ખજાણો ક્યમ ચોરાયો? રાજા આ ખ્યાલમાં ગરક ગયો. કોઈ તરેહથી ત્યાં દાખલ થવાનો માર્ગ કે ચોરીનો પતો પામી શકયો નહી. આખરે એક યુક્તી સુજી. તેણે પોતાના માહ વીશ્વાસુ વજીરને ત્યાં તે ભંડારો માંહે ફાંદો નાખવાને કહ્યું. વીશ્વાસુ રાજ્યવજીરે પોતાના ખાસ સીપાઇઓથી ત્યાં પોતાના રાજાના કહ્યા માફક ફાંદો નાખ્યો કે જે પણ ભેદ હશે તે તર્ત જાહીર પડશે. રાત્રે જ્યારે પેલા બન્ને ભાઈઓ ત્યાં પોતાને જોઈતું નાણું ઉપાડવા પેલા છુપા માર્ગે પ્રવેસ કરી એક ભંડારમાંહે અને બીજો દ્વાર પાસ ચોકીમાં ઉભો; તેટલાંજ ત્યાં મંડાયલા ફાંદામાં એક ફસ્યો! તેણે પોતાના ન્હાના ભાઇને મદદે બોલાવ્યો ને ચેટાવ્યો કે ફાંદો છે, સમાલ ને આવ. ન્હાનો ભાઈ તે સાંભલી વડા પાસ ગયો. ઘણીએ કલા ને હોશ્યારી વાપડી. બનતું જોર ને ઉપાય કામે લગાડ્યા પણ વ્યર્થ. વડો ફાંદામાં ફસ્યો તે કયમ કરતાં બાહેર નીકલી શકે નહી. અંતે રાત્ર વહી પ્રભાત્ત થવાની વેળા પાસ આવી, ત્યારે વડાએ પોતાનું ડાકું કાપી લઈ તર્ત ન્હાનાને ત્યાંથી પોતાને મકાને નીકલી જવા કહ્યું. ન્હાનાએ ત્યમ કરવામાંહે ડાહાપણ જોયું. જો પોતાનો ભાઈ ફાંદામાં જીવતો રહેછે અને દીવસના રાજાની જાણમાં આવેછે તો પોતાનાં સઘળાં કુટુંબની ખરાબી ને માલ મકાનની હરાજી થાયછે. આ અવલોકણ ને સમયસુચકતા વાપડી ન્હાનો મોટેરા ભાઈનું ડાકું વ્હાડી લઈ ત્યાંથી ગયો. ઘર ગયા પછે તેની માના દીઠામાં પોતાના મોટા છોકરાનું ડાકું આવ્યું, તેથી તેના વીલાપની તો અહવડીજ. છોકરો બોલ્યો "મા લગાર અકલ ખર્ચ કર, નીકર અબઘડી રાજાના માણસો આપણી સારી હવેલી ખોડી ખણી નાખશે ને સઘલા કુટુંબને સુળી ચઢાવશે." પછે સઘલી વીટક પહેલાંથી છેલાંસુધી કહી. સ્ત્રી તે કાંઈ શોક વ્યાપ્યો કે સમજશે? તે બોલી "તું મ્હારો

છોકરો ખરો હોય તો બનવાની હતી તે તો બની પણ ન્હારા વડા ભાઇનું આખું શરીર કાંઈ કરી લઈ આવ કે અગ્નીદાહ કરશે. જો આ મ્હારી, માતાની અર્જ ને આફત ઉપર તેં ધ્યાણ આપ્યું નથી તો પછે મ્હારાથી આ વાત છાણી રહી શકસે નહી. હું પોતેજ જાતે જઈ તર્ત આપણા રાજાજીને સઘળી બીના કહી જણાવીશ.

માતાની ગાંડાઈને હઠથી ન્હાનાનાં હાડેહાડ ધ્રુજ્યાં. તેણે કાંઇએ કરી પછે પોતાનો જીવે આપીને પોતાના મોટા ભાઇનું શરીર મેલવવાનો યત્ન માંડયો. આ મજબુત ડેડાવે તેણે પ્રથમ પોતાના ભાઇના ધર વનાના શરીર ઉપર રાજા શો ગજબ પાડેછે, તે જાણવાને નીશ્ચય કરયો.

રાજા પોતાના વૃધ્ધ વજીર સંગાતે સવારમાં ભંડારખાના દરમ્યાન દાખલ થયો તો ત્યાં નાખેલા ફાંદામાં ડોકા વનાની દેહ પડીછે તે જોઈ તેની અચરતીનો કસો પાર રહ્યો નહી. વળી પણ તેણે પોતાના વજીર ને ખાસ સીપાહીઓ સંગાતે તે પથરનો મજબુત કીલ્લો સઘલી તર્ફથી તપાશ્યો પણ કોઈ પણ બાજુથી તેમાહે ગરવાનો માર્ગ દીસ્યો નહી. સઘલો બંદબસ, સઘલોજ મજબુત ને સઘલી બાજુના દ્વારપર રાજ્યમોહોર અનામત! એથી પણ વળી રાજાની તાજુબીનો પાર રહ્યો નહી.

રાજાએ દીર્ઘ દૃષ્ટીથી પોતાના વજીરને હોકમ કરયો કે આપણા વીશ્વાસુ શુરા સીપાહીની મજબુત ચોકી દરમ્યાન આ દેહને આ ખજાણાખાના બાહેર ટાંગવી, અને જે પણ આ ડોકવનાનું મુરદું ન્યાલી ન્યાલી જોય અથવા તો તે પાસ જવા માંગે અથવા તો હદ બાહેર પ્રેમ દેખાડે તેને તુર્ત પકડી લઈ મારી પાસ લાવી હાજર કરે. ત્યમ મુરદું લટકાવી તે આસપાસ ચોકી બેઠી ને રાજા ત્યાંથી ગયો.

ન્હાનો બહુ સમજુ ત્યમ માહ યત્ની પુરૂષ હતો. તેણે રાજાની સઘલી હીકમત તે નહી જાણે ત્યમ જાણી લીધી. પછે પોતાની ચાતુરી ઉપર પકો ભરૂસો રાખી તેણે પોતાની માતાની આસા પાર પાડવાનો હેતુ સાંધ્યો. તે પાધરોજ પોતાને મકાન ગયો. અછી ચોકી ને વીશ્વાસુ ત્યમ શૂરા સીપાહીઓની ફીકર તો તેને પડી પણ પોતાના વડા ભાઈનું સર વનાનું શરીર મેલવવાને જે તેણે ઉલટ વ્યાપેલી, તે અગ્ની ઘોભાવવાને કેઇ શકી સામર્થવાન હોય કે ઉપજેળાં ઝનુનમાં પોતાની બનતી કરવાને લગારે હટાવે? સંગાતના આનંદ ને ઓત્સવ ભોગવેલા દીવસો તેના મનમાં ચઢી આવી ભાઇની યાદમાં તે નવધાર આંસુંથી ગરકાવ થયો. તેનું મન મુંજાયું.

મુખ કરમાયું ને જખાં ધ્રૂજતી બોલી કે "આ અબલીસ રાક્ષસની હામ હેઠી પડે તેવા ચોકી પહેરામાંથી મ્હારા પ્રીય ભાઇનું શરીર હું કેમ ચોરી લાવ્યામાં ફાવીશ? મેં ચોરી કરવાની કાંઇ તાલીમ લીધી હતે તો તે બીજી વાત હતી પણ હું આજલગીની ઉમરમાં ઉમરાવ ને શ્રીમંત શરીઓ ઉછરી પલી આરામ ને ખુશાલીમાં મોટો થયલો ફક્ત આ એક મ્હારા કબીલાના છુપા આધારના બાબમાં બાપથી ઉતરતે આવેલ માર્ગે થતી ચોરીમાં હું શામીલગાર સીવાય બીજી કોઇ પણ લબાડી કે ચોરીમાં પરોવાયલો ક્યાં છું કે હું આ વેલા ફાવું તેવી ચોકસ ખાતરીમાં હોવું?" આફતમાં પડેલાને એક વખત નીરાશી તો બીજી વખત ઉલટ થઈ આવેછે ત્યમ તર્ત ઉપલી નીરાશી પાછલ લાગલી નવી ઉલટે તેના મનને હોશ્યાર કર્યું. તૂર્ત નીરાશી પાછલજ ઉલટે તેને એક ઉત્તમ તાલ સુજાડી. તેણે થોડાક કુંપામાં જલદ દારૂ ભર્યો અને તે એક ગધેડા ઉપર લાદી કરી તે પોતાના ભાઈનાં લટકાવેલાં શરીરવાલા માર્ગે ચાલ્યો. ત્યાં પાસ આવ્યો કે હીકમતે થોડાક કુંપા ફોરી નાખ્યા કે દારૂની નીખ ચાલીજ. પોતે તે જાણતોજ નથી અને કમભાગ્યેજ તે અકસ્માત થયો હોય ત્યમ ત્યાં રડવા લાગ્યો. તે પોતાના કીસમતને કદુવા દેછે તેટલાં પેલા સીપાહીઓ દારૂની વાસથી તે પીવા લાલચે તે પાસ આવી લાગ્યા અને તે બનાવ ઉપર તેને ધીરજ આપી દીલાશો દેવા લાગ્યા. આ પ્રમાણે થયું તે તો તેને જોઇતુંજ હતું છતાં ઢોંગનો સોંગ ઠીક ભજી બતાવતો હતો. સીપાહીઓ તેને બચારો જાણી તેના દુઃખમાં ભાગ લેવા લાગ્યા અને બોલચાલ ને ઓલખ પડ્યામાં તેનો દારૂ ચાખવાને આગુંપાછું જોતા નહી. પેલાને જે જોઇતું હતું, તે આપોઆપ થાયછે તે જોઇ તે તેમાંહે હરકત નાખતો નહી પણ ઓર તે દારૂના કુંપા કાઢી ગણવા લાગ્યો અને વખતે વખત 'આ જોખમાયો છે તે તમો નોશ કરો' કહી કહી તે સઘલા સીપાહીઓને રંગીલા કર્યા. દારૂ માહ જલદ હતો તેથી સેજ વારમાં તે સઘલાને કેફ ચઢી બેહોશ કરવામાં ફાવ્યો. પેલાએ સઘલા શૂરા સીપાહીઓ બીલકુલ બેખબરીમાં પડ્યા જોયા, વળી મધ્યરાત્ર અણુ થઈ હતી. વળી તે અંધારી ઘોર હતી. તેણે પોતાના ભાઇનું લટકતું શરીર છોડી પેલાં ગધેડાં ઉપર લાદી બાંધી કરી ત્યાંથી હાંકી લઈ ચાલ્યો અને પોતાને ઘર આવી પોતાની માતા હજુર તે લાવી મેલ્યું.

સીપાહીઓ સુધીમાં આવ્યા ત્યારે પેલું મુરદું નહી જોયાથી મોટી ચીંતામાં પડ્યા. રાજાને જ્યારે આ કૌતકની જાણ થઇ ત્યારે તેને ચોરનારની ચબરાકી ને ડાવકાપણાની બેહદ અચરતી ઉપજી. રાજાએ સીપાઇઓ

ઉપર ગુસ્સો તો કર્યો પણ તેથી કાંઇ તે માહ ચતુર ચોર હાથ લાગતો નથી એ વીચારે વધારે શીક્ષા કરવાનું માંડી વાળી કાંઇએ કરી તેને પકડવો એ નકી વીચાર રાખ્યો. રાજાની એક કનિયા પરણ્યાવનાની વળી ખુબસુરત ને માહ ચતુર હતી. તેણે તેને આરમાં પુરી કે "જે કોઇ પૂરવીન શખ્સ મારી શાહજાદીના પુછેલા પ્રશ્નના પ્રત્યુતર આપવામાં ફાવ્યો તેની સાથ રાજપુત્રીની શાદી કરી તેને મોટી પહેરામણી સંગાત નવાજ્યામાં આવશે."

આ ઢંઢેરો સારા શેહેરમાં પીટાયો. રાજાએ પોતાની કનિયાને શીખવી કે "જે કોઇ શાહજાદો કે શોદાગર બચ્ચો કે સરદાર કે કોઈપણ ત્હારી સાથ શ્યાદી કરવા માટે ઉમેદવારીમાં નીકલે તેને તું ફકત આ પ્રશ્ન પુછજે કે 'ત્હારી સારી જીંદગીમાં વખાણ લાયક ભારી કામ તેં કયું બજાવ્યું છે?' "રાજાએ આ તાલ રચી તેમાંહે તેની ખાતરી હતી કે પેલો માહ ચબરાક ચોર પોતાનો નશીબ અજમાવવા આવ્યા વના રેહનાર નથી. વળી રાજપુત્રીને આગલથી શીખવી રાખ્યું હતું કે "ત્હારા સવાલના જવાબમાં જે કોઈ શખ્સ આપણા ખજાણાની ચોરી બાબે કહે તેને તો તુર્ત પકડી દીવાનખાને કેદ કરી રાખજે."

રાજપુત્રીના લગ્નનની હોહા સેજ વખ્તમાં સારા શેહેર દરમ્યાન પ્રસરી ગઇ, તે પેલા ન્હાના ભાઇના જાણવામાં પણ આવી. જાતે ચતુર તે તર્ત પામી ગયો કે આ સઘલો પ્રપંચ માત્ર મને ફસાવવા ખાતરજ રચાયો છે, તેથી તેણે તે પણ સીફો બજાવવાનું મન ઉપર લીધું. ફરી પોતાની ચતુરાઇનો દાવ રાજદરબારે ખેલી ફાવી આવવામાં મોતની પરવાએ કરી નહી. તેણે પોતાના વડા ભાઇનો એક હાથ કાપી માહ કલાથી તે પોતાના દગલાની બાંયમાં છુપો રાખ્યો, અને રાજ્યદરબારીનો ઉમદા શૃંગાર ને સાજ પોતાને બદન પેઢી લઈ તેણે રાજમોહોલમાં જઈ રાજકનિયાને દીવાનખાને ત્યાંની રૂઢી પ્રમાણે પ્રવેસ કરયો. જ્યારે રાજકનિયાએ એક ખુબશુરત જવાન, જેના મોહ ઉપર ભાયગે મુછ ફુટીછે અને ચીંતાનો છાપ પડયોછે તેવો શ્યાણો ને શ્રીમંત દેખાવનો સ્વરૂપવાન જોયો ત્યારે તેણે મોટા માન સનમાનથી આસણે ઠરવાને ઇસારો કરયો. પછે ઠેડાવ પ્રમાણે સવાલ કર્યો કે "ત્હારી જીંદગીમાં તેં કયું માહભારત કામ કર્યુંછે તે કેહ?" ઉમેદવારે રાજાના ખજાનાની ચોરી ત્યમ પોતાના વડચલ ભાઇનું શરીર છોડવવાની યુકતી કહી. તે ખુબ હોશ્યારીમાં પોતાની બાજી સમાલવાને ચોકસ રહ્યો. રાજપુત્રીને જે જોઇતું તે કામ સીદ્ધ થયાથી ત્યમ ખરો ચોર પકડવાની ચાતુરીની વાખવાખી ને પોતાના બાપ તરફની વ-

નવી પ્રસન્નતા મલવાનો હર્ષ મનમાં માય નહી. તત્કાલ રાજપુત્રીએ તેનો હાથ પકડયો અને બીજી તરફથી દાસીઓને ઇસારત કરી જને જાણ કરો કે બાલુ સપડાયોછે. આ વખત સમીસાંજનો હતો તે વખતનો લાભ ઉમેદવારે ઠીક મેળવ્યો. જેવી રાજપુત્રી તેનો હાથ વા આવી તેવો પેલો પોતાના વડા ભાઇનો છુટો કાપી છુપાવેલો હાથ તેના હાથમાં પકડાવ્યો તે તેનો હાથ જાણી શાહજાદીએ ધરી રાખ્યો, ને પોતે ત્યાંથી વાયુ સમાન નીકલી ચાલ્યો તે કોઇના જોવામાંહે ના ાવ્યો. જ્યારે રાજા ને વજીર ને સીપાહીઓ ચોરને પકડવા દોડાદોડ ક-તા રાજકનિયાને દીવાનખાને આવી લાગ્યા ત્યારે શાહજાદીએ રાજાને ાથ સ્વાધીન કરયો કે "તમારા ચોરને પકડો!" પણ ચોર તો માત્ર તે એક ખાલી હાથ! તેથી સઘલાનાં મોહ ઝંખવાણા. રાજા ને વજીર ત્યમ સ-ઘલાના મોહ ઉપર સફેતો ધોરાયો. રાજા ચોરની ચતુરાઇના વખાણ કરી કરી તાજુબ થઇ રહ્યો. રાજાએ હવે તો પક્કો નીશ્ચય કરયો કે આ માહ ચતુર સંગાતેજ શાહજાદીની શાદી કરી તેને નવાજું. તેણે તર્ત શેહેરમાં ઢંઢોરો પીટાવ્યો, અને ઉમેદવારને પોતાની હજુર સઘલી માફી દઇ બોલાવ્યો. ઉમેદવારે યાતોકલ કરી પોતાના રાજાની હજુર જઇ તાબેદારી કબુલ કરી. તેની હીમત ને હોશ્યારી જોઇ રાજા એટલો પ્રસન્ન થયો કે પોતાની પુત્રી સંગાતે તેનાં લગ્ન કરી પોતાના રાજપાટનો વારસ ઠરાવી તેને પોતાના રાજ્યમા સગલા રાજદરબારીઓ ઉપર પડવી દીધી.

---

તજ રે મન ગામ ગમારનકો,
જામે હેત પ્રીત નહી નરકી;
એક ચંચલ ચોર બસે ચીતમે,
પરવા ન ધરે પરમેશરકી;
પર તાત કરે પીંડ પાપ ભરે,
કંથા ન સુને ધણીકે ઘરકી;
કવી ગંગ કહે ધીતકાર પરયો,
જામે લાજ મુરજાદ નહી હરકી.

# વેજાનંદ ને શેની.

ચંદાને ચીકોર ચાહે? કે ચીકોર ચંદા?
ક્યમ કલીપે ભમ્તો પતંગ દીપકપે જલે સદા?

સોરથનાં રાજમાં વેજાનંદ ને એભલ નામના બે નામાંકિત કાઠી જીવજાન દોસત રેહતા હતા. ખાવું સાથે, ફરવું સાથે, સુવું બેસવું સાથે ને સાથેજ સદા જન્મ સાર્થક લેતા હતા. તેવામાં એભલના બાપાએ તેની ગુજરની સુંદર શેણી સાથે સગાઈ કરી. તેથી બંધે દોસતોમાં ઉદાસી થઇ. એભલે કહ્યું કે "પ્રાણબંધુ તું વના મને શેકાર શ્હેલ અઘોર રાનની જાત્રા સમાન થઇ પડશે." વેજાનંદે કહ્યું કે "તું વના મને આ સારો સોરથ ત્રાહ ત્રાહ નકી બલાવશે." એભલે કહ્યું "સહસ્ર શેણી મારા મીત્ર તું વેજાનંદ કરતાં ઓછી છે." વેજાનંદે કહ્યું કે "લક્ષ સુસમ વેજાનંદ તું એક એભલ થનાર નથી." આ બોલો બોલતાં તે પ્રાણ મીત્રોનાં લોચન અંગારા માફક ચલકી રહ્યાં. તેઓ બન્ને મીત્રો પ્રેમના ગીરી સમ સ્થીતીએ સ્તબ્ધ ટકટક જોતા ઉભા. આ મીત્રાઈ ચીત્ર નીરખવાને કોઇ સાક્ષી તાંહાં હાજર હતો નહી. આ આનંદરૂપી મીત્રતા સુરતી કેવળ આકાસે ફાગન મહીનાની ઉભ્યાલ ગોલાકાર વીટલ ચંદાને મલતી હતી, તે સુરતી લગાર વધુ તેજસ્વી થઇ, અને ચંદા જેમ આવતા વાદલને વીટલાઈ પડીને આલીગન કરી છુટે તેમ વેજાનંદને એભલે આલીગન કરી દીધું. એભલે વેજાનંદને કહ્યું "તું મારી જાન સંગાત આવે તો કેમ?" વેજાનંદે એભલની ઇચ્છા દીલોજાનીથી કબુલ રાખી. ઉદાસી મટી પણ કરમની રેખા ના મટે તે આગલ વાંચક તું ખુબ લક્ષ દઈ વાંચી લે.

માહ મહીનો આવી લાગતાં વીલમ રહ્યો નહીં. અને એભલની જાન ગુજર દેશ તરફ જવા તૈયાર થઇ. મધુકર જેમ કમલને મલવા સંધ્યાકાલ પડી જોતાંજ કે લાગલો પ્રમડાના ઉરમાં ગરક થવા શરોવરનો કાંઠો ફરી વલતોજ કે પ્રેમનો નમસ્કાર બજાવે, ત્યમ એભલની ગતી થઈ.

તે વેજાનંદને અંગોઅંગ શેણીના માહલના દરવાજા તલગ ગયો. ગોરોએ સુકનના મંત્ર ફુકયાં. મંત્રીઓએ જોઈતાં માનથી તેનો આવભાવ કર્યો, અને શેણીની દાસીઓએ પુષ્પના ગોટાથી તેનાં બદનને વધાવ્યું. ચારણોએ આશીર્વાદોના સાધ લંબાવ્યા. માગણો આરાભેર તેની વખાણના ટીપણાં પઢવા લાગ્યા. લગનસરાના પરધામ વાગ્યા. ભેંપુરીના શરોદથી શેણીના મેહેલમાં મોહીની નાચી રહી. જાન ફુલ ને ગુલાબ ને નાબ્યર ને શરોપાવથી ચીકાર થઈ. શેણીના મેહેલમાં દીપકો આકાસે તારા માફક ઝલકી રહીયો. આ વખત એભલ સુના રૂપામાં, હીરા મોતી જરજવેરમાં ગરક થયલા મીનારા મીશાલે શેણીના મેહેલમાં દાખલ થયો. ગોરોએ લગ્ન ક્રીડાના શ્લોક ગજાવાને શીરૂ કર્યા. મધરાત્ર તલગ લગ્ન મહીમાનો ઠાઠમાટ જારી રહ્યો. મંગલ ફેરા કરવાને શરૂઆત થઇ. વેદના શ્લોક ગાયનને રીજવતી હાલતે ગોરના ઉલટભેર મુખથી મધુરા વેહેછે. શેણી સુંદરતામાં ગરકાવ હામકામ મૃગલોચની સમ જોબનનારૂપે તમામ હીરામુક્તમાં ગરક મોરઉપર બીરાજમાન લક્ષ્મીજ દીપી રહીછે. તેણીના કરમાં કમલ ખીલેલું સુગંધથી લગ્ન ઓછવને મુર્છાગત કરેછે. રંભા તેણીની કસ્તુર્યા કાંટી એભલની સારી જાણનેવીસ્મયતા પમાડે છે. વીવાહ પોણો થઈ રેહવા આવ્યો છે. મધરાત્ર, મુક્તા મીર્ગ પીયે તે ઓત્સવ જોવા ચાંદને ચલકાવંતી શેણીના માહાલે પધારી છે. આ વેલા વેજાનંદ પોતાના પ્રીય એભલથી જુદો પડેલા તમામ તે આનંદનો સમુદાય જોતાં પોતાની સુરસંગીત સાગર વેના વજાડે છે કેઃ—

ભૈરવ.

ભ્રમર કમલ ઉરથી જરા ડોકાવી
જોઇ લે માહ આનંદ શોહામિણીઃ ભ્રમર—
આ રાત્ર આનંદ-પ્રેમ-પ્રાણ સમ
મીત્ર વ્યોગ નીરખે નયન કામિણીઃ ભ્રમર—
ચંદા ખીલી રાત્ર બીરાજતી મુક્તા મીર્ગ
પીય પ્રેમ વધાવતી છજામિણીઃ ભ્રમર—
રૂસ્તમ ભવ ચંદા આકાસ સમ ચંદા,
આ ઉર વસે વફાઈ વધામિણીઃ ભ્રમર—

વેણાનાં સૂર જલમાં સરર સરર તરતી મીન મીશાલે ચંદનીમાં તરતાં શેણીના કર્ણમાં જેમ કમલ ઉરમાં ભ્રમર ભરઈ જાય તેમ ભરાઈ ગયાં કે ઉરમાં મોહીની પ્રગટ થઈ. એભલ તર્તજ તેણીને પાષાણ લાગો.

વરવું તો વેણા વજાવકનેજ વરવું યોગ્યછે, આ ખ્યાલે તેણીમાં તાલ ઉત-પંત થઇ. ગોરોના વેદના ચાલુ શ્લોકોમાં તેણીના પ્રેમનો શ્લોક ચાળ્યો. લગ્ન લગોલગ પુર્ણ થવામાં પલમાં ચપ દઈ બાકીજ તેટલામાંજ અરરરરર કરતી શેણી, સ્હુની થઈ પડી કે હોહા થઇ રહી. દાસીઓ ને સાહેલીઓએ તેણીને ફુલ માફક ઉપાડી લીધી. લગ્ન સેજ ઉપર મુકી એટલામાંહે બીજી ચીસ પડી. પ્રેમના બીજા શ્લોકે મલેલી લગ્ન ઠઠને જણાવ્યું કે શેણીને પેટ માહ ચુકો થયો છે. તર્તજ વૈદ્યરાજ આવી લાગો. ઓષદી ઉપર ઓષદી જારી થઈ કે લગ્નમાં વઘ્ન પડેલું મટે પણ શેણીએ શેજ છોડી નહીં. તમામ ઉપાય વ્યર્થ ગયા. લગ્ન ક્રીયા ને મીજલશમાં ભગાણ પડી. એભલ વેદના શ્લોક ને ઉમંગના વાજાં વચે શેણીના મનથી દુર થયો. શેણી મુર્છાંગત મનમાં વેનાવજાવકને ગાવા લાગી કેઃ—

**ખમાચ.**

ક્યમ આવું રાજ ઉરબીરાજક પાસ ॥ ટેક ॥
તું મીલન એક આસ, લાગી ઉર તુઈ સાસ,
દુજી વ્યાપી જીયરે વેણા બાસ ॥ ક્યમ આવું. ॥ ૧ ॥

શેણી ગાયનકલામાં પુરવીન, ચીત્રવીદ્યામાં એક્કી તેણીને વેણા વજાવકની મોહીની લાગી. વેણા તો ચાલુજ છે. અને શેણીનું ઉર તેથી ઘાયલ થતું આવેલુંજ છે. આ શેજ તેણીને મૈનાના પીંજરાં સમાન થઈ છે, નહીંતર તો પોતે તે શરોદનો ઉભલો વારતે. આ વખતે રાત્ર લણ ઘ-ટીકા ઉપર વહી ચંદાના તેજમાં શીંગાર ભરી ભેરવને વરી રહી છે. વે-જાનંદે ભૈરવ ગુમાવ્યો છે. શેણી તે ભેરવની મધુર્તાના ઉડેલા પ્રવત્તમાં એક હીરાખાન જેવી ગુપ્ત થઈ ગઇછે, તેણી ભેરવનો રંગ પ્રેમની શીતળ-તાથી બંધાતો પોતાના બદન આસપાસ જોયછે. હવે તેણી કેવલ દવે ડાટેલાં પુષ્પ સમ અતી મધુર વેણાના સુસ્વરમાં લીન થઈ છે. આ વખત વેણા સાવ મસ્તાની બની છે. તે રાગપલટામાં બેભાન ગાજી રહી છે. તેણીએ વેજાનંદના મુખચુંબને મોહીની વીખરાવી, તે શેણી સમજી રહીછે કેઃ—

**ભેરવ.**

ઉઠ મારા લાલ પ્રાણ, પ્રાણ પ્રેમ નીંદ્રમાના ॥ ટેક ॥
ચંદા નગનગગન જોઈ, પ્રકાસ અધર ચકોર મોહી,
પાછા ફરેછે માળામાહે સો પ્રાણ મારા પ્રાણમાના ॥ ૧ ॥
મનમાંનુ માન જોઇ, વેણામાંની વેણ મોહી
સંભાર સ્નેહ શ્યાણપણે શેરડસાથી માનમાના ॥ ૨ ॥

ઇસ્તમ પ્રેમ પામશ્નેહી પ્રાણુ આપતાંજ છુટે
પ્રાણુ શ્નેહી બીના પ્રાણસો ધનુષે છુટા બાનમાના. ॥ ૩ ॥

એભલ આ થંડી મધુરી પોહોરે સેજ સુતો છે. પાસ કાંઈ નથી, દીપકો જાંખી થઈ રહી છે. નીંદ્રાએ સંધાઓના સાંધા પોતાને વસ કર્યા છે. પણ પ્રેમવસ શેણી કેવળ તારા જેવી ખુલી ચક્ષથી પડુલી છે. તેણી એકાંત જોઇ ચમકી. વેણાના સરોદપર ઉઠી ધાઈ. તેણીએ મેહેલની સીડીઓને જોતાં તીરસ્કાર કર્યો. હજારો જુદ્ધાઓને જોતાં હસી. પોતાના બાપનો છેલો ચોકીબાન જોઈ ગંભીર થઈ. વતનનો પ્રેમ તેણીને ઉર ઉછળ્યો. તેણે તેણીને શરમાવી, પણ વેણાના પ્રેમે તે ઉપર તેણીને જીતાવી કે શેણી બાગમાં દોડી! એક તૃવરથી બીજે ને બીજેથી ત્રીજે એમ દોડતાં જ્યાં વેજાનંદ વેણા વગાડેછે ત્યાં આવી મીર્ગ મીશાલે મોહી સાંભળતી ઉભી.

બાગ બહુ વીશાલ છે. માંહે એક તલાવ છે. તે કાંઠે વેજાનંદ ગાયનની મસતીમાં બાવરો થઇને વીન વજાડતો વ્યોગ જોઈ ચંદાના તેજથી ચલકી રેહતી કમલને ન્યાલી રેહતો. તે પોતાના મનમાંના પ્રેમ મીશાલ મધુની ઉરે ડબાઈ ગયલા ભ્રમરને ભાયગશાલી સમજતો. તેની રાગણીના મચેલાં રૂપક ઉપર કસ્તુરયા મુરગ આવી મોહી બેઠા હતા. તેથી ભોમ કેવલ મુર્ગસ્થાન સમાન જણાતી હતી, જ્યાંહાં તેનું ગાયન શ્નેહ વીલાપના નવીન તાન ઉપર તાનથી ભેરવની આકૃતી દીપાયમાન કરતી હતી. જાણે વેજાનંદ પોતાની વેના સાથ, શીવની બ્રહ્મ પુત્ર નદ માફકની મહાન ચોટીમાંથી નીકલી રહ્યો હોયની! શેણી આ ચીત્રામનમાં કેવલ ચીત્ર થઈ તેને બોલે ડાબે પાસે અર્ધ અંગ આપી જમનો કર ગરદને ભોરવી બેઠી. વેજાનંદ તેની સબીથી છક થયો. તે તો ગાયણમાં ગુલતાન, એટલે સમજ્યો કે કોઈ દેવાંગ્ના રૂપ તેની ગાયનની મોહીનીમાં અંજાઈ વળગી છે. થોડી પલ શેણીના સ્વરૂપે વેજાનંદને પોતાની કારકીર્દ ભુલાવી. વેજાનંદ વેણા મુકી ઉઠી ઉભો થવા જાયછે, પણ શેણીએ ઇસારતે તેમ ના કરવા કેહતાં પોતે ભેરવની સુરતી તેની વેણી સાથ મસ્ત તન મન થઇને ગાવા લાગી.

ભેરવ.

જાગીરે પ્રાણુવદન, પ્રભાત પ્રેમ સુગંધી ॥ ટેક ॥
વણુ વેજાનંદ પ્રવીણુ, નવખંદ શેણીને હીણુ,
ચુની જો કંકુની, ગઈ રૈની સંધી. ॥ ૧ ॥
છેલા પહોરનો છેલો મંગલ, વરૂ વેજાનંદ જંગલ,
વેણી સુની મોહી રાજ, વગી મન તે ઘડી. ॥ ૨ ॥

તું સંગ રાન હોય રાજ, વણ તું અંધકાર હરાજ,
લાજ રાખ વ્હાલ દેઇ, કર મન સ્વામી રાજબંદી. ॥ ૩ ॥

આ સાંભળતાં વેજાનંદના મુખનું પાણી ઉતર્યું. તેના દીલમાં મીત્રનાં મેહેનાજ લાગાંની! સબબ તે તુર્ત શેણીને સમજ્યો. તે ક્યમ મોહી તે પામ્યો, અને પોતાને શ્રાપ દેવા લાગો. તે મનમાંહે હાય હાય કરી બોલ્યો કે "પૃથ્વી માર્ગ દે તો અબ ઘડી તેમાહે સમાઈ જાવું, તો મીત્રના કડવા વેણથી ઉગરૂં. હાઃ હાઃ આ હ્મારા ગાના ઉપર ગંદક વરસજો ને તેને ફુકી દેજો કે ગુર્જર પ્રજા મને વગોવસે કે વેજાનંદ જલતરંગની મધુર્તાથી મીત્રની પટરાણી લઈ નાઠો. અરે એવી મધુરતા કરતાં મીત્રનો પ્રેમ ને સ્નેહ રેહતે તેવી કોઇ કડોર્તા મચી હતે તો મને લાભ થતે." તે મુઓ થયો. મુખથી વીણ પડી ને તે પણ કાંઠે ધપ દઈ પડયો. માથે આબાનો માહાન તરૂ ચંદની પડવામાં છાયો કરી રહ્યોછે તેની ડાળે ચંડાલ પ્રીય ગાયન ગમન કરેછે. મોહોરો ચંપાની કલી કરતાં વધારે ખુશબો દેતા કસ્તુરીની સુગંદીને પસરાવેછે. નીચે વેજાનંદ આંખો વીચી ત્રાહ્ય ત્રાહ્ય કરતો પડયોછે. પાસે નવધારા નાખતી કોમલ શેણી વેજાનંદ વેજાનંદ કરી નાદ કરેછે. સરોવરે લેહરો આવીછે. ભમર છેલી પ્રેમબાજીમાં વીટલાયોછે. કસ્તુરયા મૃગો ગાનનો ભાસ કાનમાં ધુમી રહ્યાથી હજી જ્યાંહાંના ત્યાંહાં પડયાછે. આકાસ એક તો ચંદાથી અને બીજું ઘડી બે ઘડીમાં પરકાસવા આવેલા સુરજના દુરથી ઉજ્યાલા સંગ અતી ખુલ્લું પડતું જાયછે. આ જગો વેજાનંદ ગાંધર્વ માફક પ્રકાસી નીકળ્યોછે, પાસે શેણી જાણે રંભા અપ્છરા બેઠીછે.

વેજાનંદે ગમે એ તાલ કરી પણ શેણી તેને પોતાનો વર કરી આલીગન દઇ પાસ પ્રેમ કરી રહી. વેજાનંદ મલવાથી પોતાને ધીર આવી તેથી તથા રૈની તમામ પ્રેમ આમીએ ગુજારેલી, એટલે આંબાના તૃવરા નીચે ને તલાવની પારે ચંદાના મધુર તેજમાં થંડક પામી જરા તરા નીંદ્રા પામીછે. વેજાનંદે તેની મધુર સાસ પારખી કે ઉઠી જંગલ તરફ ધાયો. તે મેહલને બહુ છેટે હતો અને પાછલી વાર પડલો હતો ત્યાંથી અઘોર રાનનીકલી ચાલ્યો. મનમાં એજ આસા કે "હીમાલામાં જઇ ગરૂં કે મ્હારા મીત્ર ઉપર તેની વહુથી કસો ગજબ થાય નહીં. હું શ્નેહમાં ષઠ જણાઉં નહીં. સંધુ ઠીક થાશે. ને શેણી શ્યાણી થઇ મ્હારા પરમ શ્નેહી એભલ સંગ બાકીનો જન્મ ખુશ રેહશે." આ વીચારમાં ને વીચારમાં વેજાનંદ હીમાલાની વાટે ચાલ્યો; તે બહુ દુર નીકલી ગયો. તે વીણા

વજાડતો ને પોતાની ઠાકને દુર કરતો હવે છેક પવન માફક વહ્યો જાયછે, અને ગંભીર જંગલોને રમાડતો રીજવતો આગળ વધેછે.

પાસ ખાલી લાગાથી શેણી ઝબકી જાગી ઉઠી, તો વેજાનંદ પાસ નથી, એટલે આંસુ ધ્વારા ચલાવતી વેજાનંદ કેડે દીવાની થઇ ચાલી. જંગલ વેજાનંદ વેજાનંદ વેજાનંદ એ શબ્દ કરતી સંધી પંખી જાતને પોતા ઉપર દયા વરસાવતી બનાવી આગલ ચાલી. પોતાનું સ્વદેશ, મોહોલ, સગાં સ્નેહી ને માબાપ, સંધાં એક પ્રેમ ખાતર ત્યાગી વેજાનંદ વેજાનંદ એમ સ્વર, સાગરે ભરતી ઉપજ્યા સમ પોતામાં કરી રહી, પણ વેજાનંદ ઘણો આગળ વધેલો તેને જડયો નહીં. તોય વેણાનો અતી દુરથી સેરાદ આવી રહ્યોછે. જંગલમાં ઝાડ ઝાડી ને પંખી પવન સીવાય કાંઈ નડતલ ન હોયાથી વેજાનંદની વીણાને શેણીના સાંભલવામાં કસો અંતર રહ્યો નહી. જ્યમ માનવીને આકાસે હવામાં ધસડાતાં વાદલાં નજરે પડેછે ને હાથે આવવામાં મુશકેલી રહેછે તેમ શેણીને પ્રેમ, વેજાનંદની સખીનું વાદલું આગલ વધેલું દેખાડતો, પણ હાથ આલતો નહીં.

**ભેરવી.**

વેજાનંદ વેજાનંદ વીરા વેજાનંદ
કાંહાં ગયો કાહાં ગયો પ્રેમ ઉરના ॥ ટેક ॥
વીણ વજાડી વીરા પ્યારા, મન મારૂં હરી ગયો,
કાંતી ત્હારી કોમલ કસ્તુરી, શેણી પ્રાણ ગરી ગયો. વેજાનંદ ॥ ૧ ॥

આ ભાન વીનાની ગતી શેણીની હતી. તે પ્રેમે વેજાનંદ વેજાનંદ બકતી લવતી તે પાછલ તેની વીણના સાધપર શુરભેર દોડી જતી હતી.

પ્રભાત પડી, અને મોહોલના સર્વજન જાગ્યાં. એભલ જાગ્યો, પણ શેણી તેઓમાં ના જણાઇ. શેણીની સખીઓ, તેણીનાં માબાપ સાથ તેણીના વ્યોગનો શોક કરતી તેણીને સોધવા લાગી, પણ શેણીનો કેડે પતો મળ્યો નહી. એભલ ચીંતાતુર પોતાની જાનને મળ્યો, અને શેણી ને વેજાનંદ વના પોતાને ગામ ફર્યો. જાંહાં વેજાનંદ માટે બીવફાઇનો ઘુમાટો થઇ રહ્યો કે પોતાના મીત્રની પટરાણી સાથ તે નીકલી ગયો. તેના માબાપ, તેના ભાઇબેન સંધાઓએ વેજાનંદને ફીટકાર્યો પણ એભલે પોતાના પાકા સ્નેહ માટે એક બુરો શબ્દ પણ તેના પવીત્ર નામને લગાડયો નહીં.

આ પ્રમાણે તે ત્રણેમાં વીયોગ થયોછે. શેણી ઘેલી થઇને વેજાનંદ વેજાનંદ કરતી એક અઘોરવનમાં આવીલાગી. તાંહાંતો વેજાનંદના પગલાંએ

તેણીએ જોયાં, એથી ઉમંગભેર મનમાંહે બોલી કે આજ પગલાં પામીશ્યું તો આપધડી તેને ઝાલી પાડુશ્કું. પણ તેટલામાં એક ઝેરી સાંપ તેણીને પગ વીટલાયો. જોકે તે સાંપને શેણીએ બબે ત્રણ ત્રણવાર વીટલેલો કાઢી ફેંકી દીધો પણ ફરી તે ફરી આવી વલગી પડીને દંખ દેવા લાગો. એથી શેણીનો જીવ ટાલવે ચઢી ગયો. તે શબસમ થઇને તાંહાં પડી. ખરી બપોરનો તાપ ને રાનની સુમસાન ગતી એ દરમ્યાન શેણીનું નવજોબન ખીલેલું રૂપાળ મરડું કેવલ અલૌકીક ચીત્ર! તાંહાં એક બાવો આવી લાગો, જે તે મરડું જોતાંજ તે ખુબસુરતીપર લોભાણો. તે સજીવન કરવા પોતાનાં અમુલ્ય મંત્રો ફુકવા લાગો પણ સંધાં વ્યર્થ ગયાં. આશ્ચર્ય પામી તે સામે આવેલી નદીએ સ્નાન કરી પવીત્ર થયો. પછે સાધણા કરીને મંત્ર પઢયો ને પવીત્ર જલમાં મંત્ર ઉતારી શેણીની શબ ઉપર છાટયું કે જીવ ટાલવાથી ખણક કરતો કાંતીમાં ઉતર્યો કે વેજાનંદ વેજાનંદ કરતી શેણી આંખ ચોલીને ઉઠી ઉભી થઈ જુવેછે તો કોઈ માહાન અદભુત જોગી હોકમના ચેહેરે જોઈ ઉભોછે! તે કામદેવના કાવાદાવામાં અંજાયો છે. તે પ્રેમાધીન હોય એમ શેણીના સ્વરૂપમાં ડુબો તેણીને કેહવા લાગો કે એ રૂપાલ કામીની મારી તું થઇશ ને મને પ્રેમ નવાજીશ તો તું જીવીશ નહીતર ફરી તું બલી ભષ્મ થૈશ.

આ નવી આફત જોતાં શેણીનાં લોચનથી નવધારા વહી ચાલી. તે મુગી મંત્ર માફક બાવા સાથ તેના મંત્ર જોરે તેને મઠ આવી. હાં બાવો ઘણુંએ વાણા કરે તોપણ તે ઉપર ખાલી નજરે ના ફેંકે. આથી બાવો ચીડાયો ને શેણીને બાળી ભષ્મ કર્યા કરે ને વળી મનમાંહે વાહાલ લાવી તેણીને સજીવણ કરે. પણ શેણી તે બાવા તરફ કદી જુએ નહીં ને વેજાનંદ સીવાય બીજો શબ્દ બોલે નહીં. શેણીનાં સ્વરૂપમાં હાવાં સેજ ક્ષીણતા થવા માંડી. રોજ રોજ જલી બલી ભષ્મ થઇ ફરી સજી-વણ થતાં તેણીની કાંતી કેવલ કાળો કોયલો થઈ રહી.

એક દી પાતાલ બે સેવડા માહાન હોમ કરતા હતા. તેઓ ધર-તીમાં ને ધરતીમાં ચાલી હીમાલા પ્રવત્ત તરફ જતા હતા. તેઓ મંજલે મંજલ પોતાની સાધણા સાંધતા હતા. તેઓએ આ વેલા પેલા બાવાની મઢી નીચે વાસો કર્યોછે. હોમના મંત્ર મંત્રેછે. આ વખત ઉપર બાવો મઢીમાંથી શેણીને ઉઠાડેછે. તેથી ધરતી કંપે છે. સેવડાઓ વીચારમાં પડયા કે હાં નથી કોઇ એવી વસ્ત કે ધરતી ધ્રુંજે. બંધે વીસ્મય થયા. મોટાએ હીલોલ વીદ્યા મંત્રી હથેલીમાં જોયું તો ઉપલા બાવાની

કાહાણી જાણી લીધી. પછે ચમત્કારીક બજુત કરીને પોતાને અંગે લ-ગાડી તેણે અનદીઠ રૂપે ઉપર આવી શેણીની રાખને દાણા છાંટયા કે તે સુંદરી પોતાના રંગ સમાન કાળી ચંડાળ થઇ સેવરા પાસ આવી કે અનદીઠ રૂપ સેવડા તે લઇ પાતાલ પોતાના ભાઈ પાસ ઉતરી પડ્યો ને બાવો પોતાની મઢી દરમ્યાન તપમાં રહી ગયો.

ચંડાલ બનેલી શેણી વેજાનંદના બ્યોગ ગાનાના તાનપર તાન લઈ પાતાલને ઈંદ્રાસનનું રૂપ અપાવેછે, આથી સેવડાઓ તેણીના શરોદપર મોહ્યા પણ મનમાં વીચાર્યું કે જો એને અસલી સુંદર અબલારૂપ આપ્યું તો પછે માંહોમાંહે મારામારી થશે ને દયાનત બીગડશે. શેણી મનમાં વીચારેછે કે પંખીના અવતારે રહી જઇશ તો જલો મારો અવતાર, અ-ત્યારજ કાં ન મૃત્યુ આવતું ! અરે વેજાનંદ તું કાંહાં હોઇશ. જરા તારી શેણીનો દુખ અવતાર જોઇને દયા આણ કે તું ઉપરનો મ્હારો પરમ પ્રેમ મને કેટલાં રૂપ આપેછે?

વડો વીચારેછે કે સ્ત્રી સજીવન કરી કલેશ આણવા કરતાં હુતાશન કરીને એને હોમાવી દેઉં કે સંધી રકજીક મટે. પછે પોતાના ન્હાના ભાઇને ધુપનો સામાન લેવા મોકળી ચંડાળ શેનીપર દાણા છાંટયા કે તે અસલ માનવીસ્વરૂપ થઇ ગઈ. જલી જલી કાલી બનેલી તે ઉપર રૂપ મંત્ર પઢતાં કેવલ અપછરા રંભા અવતારબની દેખાઇ. આ વખતે સેવડાને તેણીના બીજા બે અવતારની ખબર પડી જેમાંહે પેહેલા અવતારે તે રજપુત રાજકુંવરી હતી. તેથી તે લજાણો, સબબ તે વેલા તે માગણ હોયાથી તેનું તમામ કુટુંબ શેણીએ પાલી લીધું હતું. તે ઉપકાર સંભાર્ગો તે ઉપર બીજું મંત્ર પઢયો કે તેણીને તેના જન્મની સંધી ભાન આવી કે વેજાનંદ ક્યાં છે એમ પુછવા લાગી. સેવડાએ કહ્યું કે હ્યાં પચાસ ગાઉ દુર હી-માલા તરફ વીણા વજાડી તે ગરક જવાના મનસુબામાંહે છે. શેણી સેવડાને પગે પડી કે મને તે પાસ પોંહોંચાડ કે સેવડાએ મંત્ર શીખવ્યું તે મનમાં યાદ રાખતાંજ પાતાળથી મૃત્યુ લોકમાં હીમાલાપર પ્રગટ થઈ! ત્યાં જોયછે તો વેજાનંદ એક પગ હીમાલામાં ગરેલો વીણા વજાડી મુર્છાગત સ્થીતીમાં છે! તે જોતાં તુર્ત તેને આલીગણ કરવા ધાયછે એટલામાં એક મ્હોટો ભયાનક કડાકો થઈ ધરતી ફાટી વેજાનંદ હીમાલામાંહે ગર્સ્યો !!!

શેની તો આ દીખાવ જોઇને પોણી મર્ણ કાંઠે પોંહોંચી વળીજ. તે તે અવતાર ઉપર હજાર અપસુકન વરસાવતી અગ્નીજ થઇ લાગીની ! તેણે "વેજાનંદ વેજાનંદ" એ શબ્દની આકાસ માંહે વધેલા હીમાલાની ટોચ

લગી પ્હોંચતી બરાડ મેલી! તે મોહીની સમાન શેનીનું શરીર ડાકણી સમાન કંપી રહ્યું છે. તે માહ કળપાંત કરતી નીષ્ફળ પ્રેમનું માન વધારેછે કે "આ પ્રેમના મધૂર મ્હારી મોહીનીને ચોદીશાએ વગોવવા સમાન સ્થીતીમાં લાવી મેલવામાંહે તને શો સુસાર સમજાયો છે? અહો વેજા-નંદ આપ આવો અને આપના પ્રેમને ભજતી દુરભાગ્ગણીનો ભોગ લેવાથી અટકો" એ બોલતાં તે સુંદર સખી સબ સમાન થઈ પડી! જાણે જીવે કાયાનો ઇન્કાર કરી રસ્તો માપ્યો હોય ત્યમ ત્યાં તે પશુ પંખીનો કોળ્યો થવાને બેભાન સમાન પડીજ.

> ચંદા વના રાત્ર કાલી, બયામની વીકાલ છે;
> પીયા વના પ્રીયા વ્હાલી, બ્યોગ વ્યાપક કાળ છે.
> સ્વરૂપ વના જવાની ખાલી, ઘાસ પૂર બગીચો છે;
> નેનન વના સંસાર સૃષ્ટી, અંધ્કારનો ગલીચો છે.

શેની મર્ણ સમ મુર્છામાં ત્યાં પડીછે તે સમય આકાસમાં પાર્વતી શીવસંકર સંગાતે સૃષ્ટીનો ચમત્કાર ને લીલા જોવા ફરવા નીકલીછે. તે હીમાલાની ટોંચ ઉપરથી આ અલૌકીક મોહીની મૂર્ત જોતાં તે સંબંધી સાર જાણવા શીવને આગ્રહ કરેછે. પાર્વતી કહેછે "ત્રૈપૃથ્વીપતી આ નવ-જોબન અપછરા સમાન સ્ત્રી જ્યાં કોઈ સીંહ ને રાક્ષસોની હામ ના ચાલે! ને જ્યાં ભૂતલ ને વીરોના હાંજા લેવાય ત્યાં એકેલ કલપાંત કરતી મૂરડું થઈ પડીછે, એ શો ભેદ હશે?" શીવ લગાર આજજ ખુશ મીજાજમાં હોયાથી તેણે સીસ જટામાંનો એક નીમાલો ખેંચી કાઢી પાર્વતીને આપ્યો તો તે ઉપર તેનું સર્વ વૃતાંત્ત જોઈ વીશ્મય થઇ. જ્યારે તે શેનીની સઘલી કથાથી વાકેફ થઇ ત્યારે તે પૃથ્વી માતુશ્રીને મન માયા વ્યાપી કે શેનીને સજીવણ કરી તેની બુદ્ધી ઠેકાણે લાવવી. વેજાનંદને ફરી પ્રવત્ત મોકલો કરી બાહેર કાઢવો. તરેહવાર તુરંગમાં જગત માતુશ્રી ચકચુર છે તેટલાં ત્યાં નારદમુની વેના સંગાતે પ્રગટ થયા. તેને જોતાં પાર્વતી બોલ્યાં "નારદા ત્હારી વીનાથી આ શો કોપ કે આ એક અન્મોલ રાજકન્યા માહ કાલા કલંકમાં ઘેરાયલી બીજા એક નીરમલ જીવને કાલો ખપાવામાં ફાવી?" નારદ નમી બોલ્યો "અહો પાર્વતી માત, મ્હારી વીનાની ભમીત થયલી આ શેની કેવલ ચીત વનાની છે. જો શીવ કોઇ સ્માધી સ્મરણ મંત્રી એ ઉપર ફુંકે અને આપ પોતાના નીર્મલ આશીર્વાદનો સાગર આ સુંદરી ઉપર ઘાલો તો આ માહ મોહ જાલથી આ બાપડી છુટે ને જન્મ અફલ ખુટે." નારદને સાંભલતાં પાર્વતીએ શીવને રીજવ્યો ને શીવસંકરે પોતાનો સંખ

એવો તો પ્રવત્ત ભેડક ફુકયો કે ત્યાં ઘડીક તો સાવ ધરતીકંપ પ્રગટયો પછે પ્રવતનું પેટું ફાટી માંહેથી કન્ચન વેજાનંદ કોઇ વીચીત્ર દેવતા હોય તેવો નીસરયો. તેણે પેહેલું પગલું પૃથ્વી ઉપર મેલતાંજ વીના વજાડીઃ—

## દેશ—ધૃપદ—એકતાલ.

પ્યારી આઇ રૂત પ્રેમાવનકે ॥ ટેક ॥
રોમ રોમ રોમ રોમ જીયા લીયા દીયા હોની ખેલત,
ડરાવત હીમાલા માર્ગ દે ભવ ઉજલ પંકાવું—પ્યારી ॥ ૧ ॥
આ ગગગ ગગગ ગગગનું ગરજે, જીયા મોરા લરજે,
સીસ બંરાદો મધુવા ઊરાદો અપની લાજસે તન જલાવું—પ્યારી ॥ ૨ ॥

વીના મધુરતાની માતા સમાન ત્યાં પોતાનું અમૃત ફુંકી રહીછે. તે રાગ મુર્છા પામેલી કીંવા મૃત્યુને નવાણુ ટકા પ્હોંચી વળેલી શેણીના કર્ણને લાગીને તેની સઘલી મૃત્યુક ગતી પીગલી ગઇ. પલકમાંહે તે અસલ સમાન સુંદર શરીરની શેની જાણે મોહીની મોરલીજ ત્યાં રંગશૃંગાર ભરી નખરાં કરી રહી. આ દેખાવથી પાર્વતી લજ્જા પામી. તે બોલી "નારદા મારી મંછા માત્ર શેનીને લાગેલી માહ મોહીની જલાવી ભસ્મ કરવાની ત્યમ તેને તેના રાજમ્હેલમાં પ્હોંચાડવાની થાયછે." શીવ આ વખ્તે વળી વધારે ખુશ મીજાજમાં હતા તેને નારદે રીજવ્યા કે "ત્રૈલોકપતી માહરાજ મ્હારી પણ આ મંછા છે ને માતુશ્રીને પણ આ સ્ત્રીની શોભા જાલવવાનો ઉમંગ ઉપજ્યોછે. લગ્ન વીધીથી ઉઠી કરી વેણાના વીર મોહમાં સ્ત્રીપણાનું શ્યાણ ને કુલની ઉજલી આંટ ખોહી નષ્ટ થઇછે. માહરાજ સ્ત્રીનો બચાવ કરવો માત્ર ઇશ્વરનો ધર્મ છે." શીવ બોલ્યા "મૂની ને મ્હારી પ્રીય મોહીનીની મંછા પરીપૂર્ણ થશે." પછે પોતાની જટામાંહેથી એક ખીજો નીમાલો ખેંચી તે વાયુમાં ઉડાવ્યો તે સેજ જોતામાં એક દેવતા થઇ નમસ્કાર કરી ધણીના હોકમને જાણવા ઉભો. શીવસંકર બોલ્યા, "દેવતા તુર્ત તું તે સ્ત્રીને જઇ એક ઝટકથી ઉપાડી જમુનામાં ડુબાડ કે તે માહ પ્રતાપવાન યુમના નીરમાં પવિત્ર થઇને આ મોહાવસ્થાથી છુટશે. ત્યાંથી ઉપાડી તું તેના રાજમ્હેલમાં લઇ જઇ તેના પલંગ ઉપર અછી તરતીબથી સુવાડી તે મ્હોલ દીપકોથી દીપાયમાન કરી ત્હારો પીંડ હવામાં મેલવ. જા તુર્ત નકી કર." વળી ફરી શંકરે સંખ ફુંકયો તે સાંભળી હીમાલા સ્વતા પોતે નમસ્કાર કરતો ત્યાં હાજર થયો. તેને પૃથ્વીપતી બોલ્યા "કીંકર પેલા જીવ ઉપર આવેલાને તું પાતાળ માર્ગે તેને સ્વદેશ શોરઠમાંહે વગાવી દે."

શીવશંકરની આજ્ઞા પ્રમાણે બીજે દી ગુર્જરપતી વીસ્મય થતો પોતાના સ્હુના મ્હોલને દીપાયમાન જોઈ રહ્યો છે, તેટલાં તેને પોતાની પ્રીય પુત્રી શેની સુવર્ણ કાન્તીમાંહે માહ શૃંગાર સજી કરી ફરતી જણાઈ. તે પોતાના સઘલા કુટુંબી સંગાતે તે મ્હોલમાં ગયો અને પોતાની પુત્રી ચરણે પડીછે તેને બેહદ પ્રેમથી ઊંચકી ગલે લગાડછે તેટલાં તો શેહેરમાં રહોર ઉઠયો કે કોઇ રાજા લશકર લઈ ચઢયો આવેછે. ગુર્જરપતી પુત્રીનો શોક ધસ્યાથી હાલસુધી રાજપાતથી એટલો તો બેદરકાર થયો હતો કે તેનું લશકર માનમાન કોઈ ગામ જાલવવા જેટલું રહેલું, તેવી નીરજીવ સેના લઈ ભાગી લશકર સાથ ચઢી આવેલા રાજાની હરીફાઇ કરવાને તેની હામ ચાલી નહી. તે એકપાસ પુત્રી ને બીજીપાસ આ ચીંતામાં ગુંટાયોછે, તેટલાં સોરથના શુરવીર એભલની ધજા આકાસ સંગાતે બ્યમ નવું જન્મેલું બાળક પોતાની માતા સંગાતે ગેલ ને વાછા કરે બ્યમ કરી રહેલ જોતાંજ ગુર્જરપતીના મોહઉપર આનંદછાંઈ પ્રગટી. તુર્ત સઘલી સોરઠની જાન ગુર્જરમાં દાખલ થઇ અને સુમસાન પડેલું નગર ચમત્કાર સમાન રૈયત ને દરબારીઓથી ચીકાર થઇ બ્યાં ત્યાં ઓત્સવ ને આનંદનો સમુદ્ય મળ્યો. બાકી મંગલ ને બ્રહ્મ શ્લોક ગાજયા. બાકી લક્ષ્મીવીધી શીરૂ થઈ. શેની પોતાના પતીના પાસામાંહે ગરી તેના નીર્મલ પ્રેમની બાંધી જન્મ તલગની ભાગ્યણ થઈ. આ સમય એભલ પાસ તેનો પરમસ્નેહી મીત્ર વેજાનંદ સર્વથી પહેલો બેઠો હતો, તેણે જેવાં પોતાના પ્રાણમીત્રના લગ્ન થઇ રહ્યાં કે પ્હેલાજ સુકન આશીર્વાદ દઈ લક્ષ મુલની મોતીમાલા શેનીને ને લક્ષ મુલનો સીરપેચ એભલને લગ્ન પહેરામણી કરી. એભલ ને શેનીનો લગ્ન ઓત્સવ સારા ગુર્જર દેશમાંહે યશે પંકાતો પૂર્ણ થયો.

પૂરવી—ધૃપદ.

તોરે દરશનકી બળિયારી,
શોરઠ કે દાતા છત્રપતી રાજ,
શ્રન આવે સબ નરનારી. તોરે દરશન ॥ ૧ ॥
જો ગુન આવત ધાવત,
પાવત મુરાદ અપની સારી. તોરે દરશન ॥ ૨ ॥
માહરાજ તુમ હો ગીરનાર
ચરણ તેરે સબ પ્રજા ઉપકારી. તોરે દરશન ॥ ૩ ॥

# ગોઢબંગાલનો રત્નસીંહ ને લંકાની મંદોદરી.

## ભાગ પેહેલો.

### શોરઠ રાગણી.

દેશ કોઈ સૈયાંકો બતા દીજોરે
મેં તો લાગી જોગન્યાંકો બેશ-દેશ કોઇ સૈયાંકો—
ફીરતે ફીરતે જુગ ગયો, પાવ કોસપે ગાંવ,
ભેદુ બીના ભટકત હો, કોન દીખાવે થાંવ,
લાગી અંગ બભુત કતાવુંગી કેશ-દેશ કોઇ સૈયાંકો.—
હમ આધીનકે બસ ભયે, ઔર બીકે તુમારે હાત,
અપના કરકર જાણ્યો, સો લાખ બાતકી બાત;
ચંદન ધુની રમાવું મીર્ગછાલા હમેશ-દેશ કોઇ સૈયાંકો—

પ્રાચીન કાળમાં ગોઢબંગાલમાં માહ પ્રતાપવાન ઉદયસીંહ નામનો રાજા રાજ્ય કરતો હતો. તેનો એકનોએક કુંવર રત્નસીંહ માહ ચતુર ને રાજદ્વારી કળાકૌશલ્યમાં પ્રવીણ હતો. તે સદ્‌ગુણી ને ધર્માવતાર હતો. તેથી રાજ્યના સઘલા શૂરવીરો ત્યમ શાસ્ત્રીઓ તેના મેલાપના ભૂખ્યા રહેતા હતા. પોતાનાં રાજ્યનાં સઘલાં લશકરનો વળી તે સૈનાધીપતી ઠર્યો હતો. જેપણ ખાનગી રાજ્ય બાબત હતી તે સઘલામાંહે તેની મસલહતને મોટો ટેકો મલતો હતો. તે ઉપર જ્યમ તેના માહરાજ પીતાની પ્રીતી હતી ત્યમ તેની પ્રજા તેને પોતાના જીવ સમાન ચાહતી હતી. રૂપમાં પણ તે મહા સ્વરૂપવાન ને અછો જવાન જવાનીનાં નવાં તેજથી ચકચકીત હતો. સઘળી રીતે જોતાં રત્નસીંહ શૂરો, પરોપકારી ને સકલ ગુણસંપન્ન માહ શ્રેષ્ઠ રાજ્યબીજ હતો.

એક સમય રત્નસીંહ રાબીતા માફક પોતાને મોહોલ સુતોછે. મધ્યરાત્ર થઇ રહીછે. ભૂમી ઉપર ખાક ને આકાશમાં તારા પ્રકાશમાન છે, તે

સઘલાં પોતાના ન્યમસર આસાયશ ને આરામની મજો ભોગવેછે. સઘલી રાજધાણી નીંદ્રાવસ થઇ ગઇછે, તે પીસાચ્ય ને ભુતળની શેન ફરવાને વખ્તે રત્નસીંહને સ્વપ્નુ થાયછે, "કોઈ ચંદ્ર સ્વરૂપવાન સુંદરી સોલેશૃંગાર કનક બેઠકે બેઠીછે. તેના કપાલ ઉપર નવ રત્નોનો ટીલક ઝલકેછે. માથે મોતી ગુંઠયાછે. ડાકમાં રત્નનો નવશેરો હાર ઝલકી હાળી રહ્યોછે. નવજોબના હબ્શી નખ્રાંમાં દાસી સંગાતે સભા ભરી બેઠીછે. તેની આકૃતી માહ મોહીત પાડતી ઘડાઇછે. તેનાં નેણ જાણે વસીકર્ણ કૌતુક હોય કીંવા પ્રેમ વૃષ્ટી કરતી કોઈ વીચીલતા હોય તેવી જાદુઇ ખુંદજ છે! તે સ્વરૂપવાન સુંદરીનો નેણમેળો થતાંજ રત્નસીંહે તેને હસી ડાકી હળાવી કે તર્ત પેલીએ તેને એક કનક આસને ઠરી જવા ઇસારત કરી. રત્નસીંહ બોલ્યો "મોહીના, હું ત્હારી ઉપર આશક થયોછું." પેલી સુંદરી બોલી "શૂરા, મને મરદમાલ ઉપર અભાવ ને બેચૈનીછે!" રત્નસીંહ બોલ્યો "શા કારણ ત્યમ મરદ ઉપર ત્હારી ગેરમહેરબાની ઉતરીછે?" સુંદરી બોલી "મરદની બેવફાઇનો મને અનુભવ થયોછે તે તો ફક્ત સ્વપ્નું છે તોય હ્યારે મન તેની બહુ અસર થઇછે કે મરદે પોતાની ઓરતની જરૂર સયાય કરવી જોઇયે છતાં બેદરકાર રહીને તે તેને શીકારીને હાથ કપાઇ જતાં જોય? એ તો માહ ગજબ!" રત્નસીંહ બોલ્યો "તે વાત શી છે?" સુંદરી બોલી "એક રાત્ર મેં સ્વપ્નામાં એક અરણ્યમાં એક પારધીને ફાંદો મેલતાં જોયો. તે ફાંદામાંહે એક હરણો આવી ફસ્યો. હરણી તે જોતાંજ તત્કાલ પોતે જ્યાં હતી ત્યાંથી જીવ મેલતીજ કે પોતાના પતી પાસ આવી અને તે પારધી સામે સુતો હોયા છતાં પોતાના જીવની ફસીએ પરવા ના કરતાં હરણાને તે ફાંદાનાં બંદ કરડી તોડી છોડવી લઇ ગઈ! વળી ફરી પેલા પારધીએ જાલ સમારી તે અરણ્યમાં દુર બીજી બાજુએ તે ફાંદો પાંઠર્યો. ફરી પણ પેલો હરણો તેમાહે આવી ફસ્યો અને ફરી પણ પેલી હરણીએ પોતાના પતીને પહેલાં પ્રમાણે યત્ન કરી છોડવી બચાવ્યો. વળી ત્રીજી વેળા પેલા પારધીએ ફાંદો ઠીક કરી ત્રીજી તરફ નાખ્યો પણ આ વખતે હરણાને બદલે તો હરણી તેમાહે જઇ ફસી. હરણો તેથી થોડેજ છેટે ઉભો હતો તે જોઈ પેલી ફસેલી હરણીએ પોતાના પતી હરણાને ઘણોપણ વીનવ્યો કે તું હ્યાં આવી મને ફાંદામાંથી બલાસ કર પણ તેણે પોતાની ફસી પડેલી હરણી ઉપર કસી પણ દયા દ્રષ્ટી કરી નહી પણ ઔર ત્યાંથી પોતાનો જીવ લેતોજ તે બીજી દુર બાજુ નાઠો. આખરે પારધીએ હરણીને પકડી તેની ડાક વહાડી! આ સ્વપ્ન જોઈ હું જાગી ઉઠી તે પલથી હ્યારાં દીલમાં મરદમાલ ઉપર તીરસ્કાર ઉપજ્યોછે કે મરદ માત્ર મતલબ સીવાય સઘલી વાતે બેવફા છે. પછે મેં ઇશ્વર સ્મરણ કરી

નીમ લીધો કે આજ પછે હું કોઈ મરદ સંગાતે મ્હારો છેડો બાંધું નહીં. હું જોગણ સરીખો અવતાર ગુજારી રહું, વાસ્તે તું પણ મારી પાસથી જા; તું ફરી હ્યાં આવ્યાની લાલચ કરીશ તો જીવથી મરીશ." સુંદરીના છેલા શબ્દો સાંભલી તે શોકાતુર થયો તેની હદ રહી નહી." તે ધુમ સ્થીતીમાંહે તે જાગ્યો કે તેના મનથી જીવાનંદ, રાજ્યપ્રેમ ને પ્રજાપ્રેમ સઘલાંનો અંત આવ્યો. તેની વર્ત્તણુક ફેરવઈ. તે સુધરેલામાંહેથી નીકળી જંગલી થઈ ગયો. તેના બાપે તેની આ ફેરવાયલી હાલત જોઈ પોતાની આંખોમાં આસું લાવી તે પાસ જઈ તેને તેની ફરજ ને રાજ્ય વ્યવસ્તાનો બોદ્ધ દીધો પણ તે મોહીની પ્રેમનો ઝીલાયલો અંત્યે પીતા પ્રેમથી ઓરવાયો. તે પોતાને મોહથી એક બોબદો તોટડો શબ્દ વટીક કાઢી શકયો નહી એવો અબ્વર બ્યામણો રાક્ષસ સ્વરૂપ થઇ ગયો.

સરસ ધાવ સમશેર, જોરથી લાગે ઝટકો;
કહિયે ભલો કટાર, પાર ઉતરે ના ખટકો;
બરછી રૂડા બાણ, પ્રાણ કાઢે તે વેલા;
ગોલી રણનાં સૂખ, ભાગ નવ થાય ભેલા;
વળિ આયુધ છત્રીશે તણા સહન ધાવ તે સોહલાં;
પણ શામલ કહે માધવ મને વીનતા વ્રહ દુખ દોહલાં.

કવી શામલ કહેછે ત્યમ સઘલી આફત મન સોસી સકાય પણ લાગી પ્રેમની કટારી ક્યમે કરતાં સોસવી કઠીણ. ત્યમ રત્નસીંહ કાંઇ સમશેરથી બીહણો નથી, કે કાંઈ યુદ્ધથી ડર્યો નથી, કે કાંઇ દેશ દુકાલ આવ્યાથી હાર્યો નથી, પણ સુંદરીના લાગ્યાં નેણબાણમાં તે પટકાયોછે. વળી તેને ખબર પણ નથી કે સ્વપ્નમાં આવી તેને લુટી લઈ સ્હુન સાવછ કરનારી મોહીની ક્યા દેશ કે ખંડની રહીશ છે અને ક્યા છત્રપતી માહારાજા કે રાજ દરબારીની પુત્રી છે; તે તેને કસી જાણ નથી ત્યાં પછે તેને કાલજે મ્હોટો પ્રેમ જે પણ રીતે ગજબ ગુજારે તે સહેવા ઠાને બીજો શો ઉપાય?

રાજા ઉદયસીંહ પોતાના કુવરની હાલતથી અપાર શોકમાં ગરક છે. તે અરસામાં પ્રદેશી રાજ્યો સંગ બંદોબસ્ત ઓહ્દાનો પ્રધાન બુદ્ધીસાગર કાંઇ રાજ્ય વ્યવસ્થા માટે ત્યાં આવ્યો તે પાસ માહરાજાએ પોતાના પુત્રની માઠી હાલતનું વર્ણન કર્યું. રાજા બોલ્યો "બુદ્ધીસાગર તેં ને રત્નસીંહે સંગાતે વીદ્યા સંપાદન કરીછે. તમો બન્નેમાં મીત્રાઈ પણ પાકા પાયા ઉપર બંધાઈ છે તો તું તેના મનનો મર્મ સમજી મને તેની હાલની હાલત બનવાનું કારણ જણાવશે તો કાંઈ ઈલાજ થતાં મ્હારી ગાદી શલામત

રહેશે ને રાજ્ય બીજા પ્રપંચી ઉમેદવારોના દંગાબંદથી નાશ પામતું બચશે."
બુદ્ધીસાગર રાજકુમાર રત્નસીંહને વર્ષ ઉપર થયું મળ્યો હતો નહી, તે આ
વખત તેની હાલતથી જાણીતો થઈ દીલગીર થયો. તેણે તુર્ત રાજાજીને
દીલાશો દીધો અને પોતાના મીત્રને મળી માઠી સ્થીતીના મૂળ સમાચાર
જાણવા ત્યમ તેનો ઉપાય કરવાને પોતાને મન નકીજ મનસુબો બાંધ્યો.
તેણે ત્યાં તર્ત પોતાના ઓદ્ધાનું રાજીનામું હજુરમાં મેલ્યું "રાજાજી હાલ
મ્હારી મીત્ર તરફની ફરજમાંહે મને મ્હારા તનમનથી સયાય થવાદો. હું
જ્યાં તલગ રત્નસીંહના મનને આનંદ ને સાન્તી કરીશ નહી ત્યાં લગી
મ્હારૂં મન બીજા કામકાજમાં ચોકસ લાગે ત્યમ દીસ્તું નથી. વર્ષ પ્રદે-
શમાં રહી હ્યાં સ્વદેશ આવ્યો ત્યારે મ્હારા મનમાં માહ ઉમેદ માત્ર મ્હારા
મીત્ર રત્નસીંહને મળી ભેટી મીત્રતાનો લાહવો લેવાનો વ્યાપ્યો હતો. તે
મીત્રના મનની માઠી હાલત જાણ્યાથી મ્હારા મનની ડાવકી ને ડાહી
હાલત જોખમાઈ છે. શુરા રાજપુત્રની હાલત સુધરશે, તે અસલ પ્રમાણે
રાજ્ય ને પ્રજાનો પાલનાર ને રખવાલ થશે તો હું ફરી રાજકારણમાં
મ્હારી જીંદગી વાપડીશ નીકર છેલી શલામ," કહી બુદ્ધીસાગર ત્યાંથી ઉઠી
ચાલ્યો તે તત્કાળ પોતાના મીત્ર રત્નસીંહના મોહોલ જઈ તેને મળ્યો. મીત્ર
મેળો થયાથી રત્નસીંહ રીઝ્યો અને પ્રાણસ્નેહીના હસ્તાં મુખે તેના મન-
થી સ્વપ્નની સુંદરીનો દીદાર થોડી વેળ ઢાંકી દીધો. રત્નસીંહ ઘડી અધ
ઘડી મીત્રથી રીઝ્યા પછે ફરી પોતાની આગલી સ્થીતીમાં આવ્યો. પોતાની
ખાનગી સમાલવાને સઘળી વેળા તે સામર્થવાન થયો પણ આ પ્રમસ્નેહી
પાસ તેના મનની વાત ખુલ્લી થવા જેવી હાલત થતી ચાલી તોય પોતાનો
મર્મ બનતાં તલગ ઠીક સાચવવાને તે યુક્તિ કરતો હતો.

ચતુર લોકનું છિદ્ર, જગતમાં કોઈ ન જાણે,
ચતુર ન ચીંતા ધરે, મોજ આનંદ માણે,
ચતુર લોકનો વનઝ, જણાય ન લેવું દેવું,
ચતુર લોકનું પુન્ય, ગુપ્ત કોઈને નહી કહેવું,
વલી ચતુર લોકનો પાર તે, કોઈ પંડિતે ન પારખો;
સુરખના મૂળ જાણે સહુ, તે શામલ શઠ સારખો.

ત્યમ ચતુર રત્નસીંહને બુદ્ધીસાગર માહ યત્ન ને તાલમેલ કરતાં
છતાં જે વધુ જાણી શકયો તે માત્ર તે કોઈકે છુપી વાતના નહી બનવાના
વેહમે લેવાય છે અને ડહાપણમાં ચુપ ને બહેરો થયો છે! બુદ્ધીસાગર માહ
કલાબાજ, વલી સમશેહર પકડવામાં કુશલ, વલી બુદ્ધીમાં પૂર્ણ ડાવકો તેણે

તર્ત મીત્રને ગળે લગાડી મોહ દયામણું મોહ કરી તેના મનનો સર્વ સાર જાણવાને અર્જ કરી. રત્નસીંહ પોતાના ચોખા ને પરમસ્નેહીની અર્જ સાંભળતાંજ સ્વપ્નની સઘળી ખીના બોલ્યો. બુદ્ધીસાગર તે સાંભળી પ્રથમ તો સ્તબ્ધ થયો. આખર ખુબ ધ્યાન પેહોંચાડીને તેણે પોતાના મીત્રની છુપી વેદના મોહરાજા ઉદયસીંહને નહી કેહતાં રત્નસીંહને લઈ ભ્રતખંડનો પ્રવાસ કરવા નીકળવાનો દ્રઢ ઠરાવ કર્યો. મીત્રને સમજાવી પોતાના મનનો કરી લઈ, તેઆે સંગાતે રાજ્ય દરબારમાં આવ્યા. મોહરાજાએ પોતાના પુત્રને જોતાંજ તખ્ત ઉપરથી હેઠો ઉતરી તેને પોતાને ગળે લગાડ્યો તેને જે મન ચાહે તે માંગી લેવાને વચન દીધું. તે મન ધારણા પ્રમાણે ઠીક સમય ફળ્યો જાણી બુદ્ધીસાગરે ભ્રતખંડ પ્રવાસ કરવાની રજા માંગી. રાજા ઉદયસીહે તે રજા તો આપી પણ તેને મન પોતાના પુત્રનો વ્યોગ સેહવાય તેટલી તેને આ વૃદ્ધાવસ્થામાં હીમત રહી હતી નહી.

બન્ને મીત્રો રાજાની રજા લઈ વળતી પ્રભાતના સુઅવસરે ખાસ ઘોડેસ્વારી થઈ જોઇતાં રત્નો પોતા પાસે બાંધી ખાનગી મુસાફરોની હાલતે શેહેરમાંથી બાહેર પડ્યા. તેઆેને રાજધાણી મેલી આગલ ઘોડા ફેંક્યા જતાં મોટાં રાન પ્રવતોની હારની હાર લાગી નજરે પડી. બુદ્ધીસાગરે પોતે તો આગલ ભ્રતખંડમાં ચોખુન પ્રવાસ કર્યો હતો, તે તર્ત ત્યાંથી દક્ષીન માર્ગના દરવાજેના ધોરી મેદાનમાંહે યાહોમ પોતાના રાજપુત્રને લઇ ઘુમ્યો. સંધ્યાકાળ નજદીક જોઈ ત્યાં કોઇ ધર્મશાળાની હવેલી નજરે પડ્યાથી બન્ને જન તર્ત ઘોડેથી ઉતર્યા. રખવાલે ખુબશુરત જવાનો જોઈ બન્ને સમશેરબાજોને ઠીક ઉતારો દીધો. મુલ્યવાન તુરીઆે ઘોડશાળે લઇ જઇ અંગમરાલ કરી દાનો ઘાસ પાણી મેલ્યું. રખેવાલણીએ બન્ને માટે રીસોઇ બનાવી. તે મુશાફરોએ અંગસ્નાન પુંજા કરી વાળુ કરયું. દુધ ને માવો મુખ્ય ખોરાકલઈ તેઆે ત્યાં થાકના માર્યા નીંદ્રાવસ થયાની તૈયારી છે. રખવાલ ઘોડશાળામાંહેજ જાનવરોની બરદાસ લેછે. રખવાલણી જવાન ઉતારૂઆેને મોહભાવથી બનતી સઘળી સગવડ કરવામાં ગુંથાઈ છે; તેટલાં ત્યાં એક અચરજ બન્યું કે જ્યાં જલનો ખબોચ્યો છે તેમાંહે રખવાલણી લોટો ભરવા જાયછે તેટલાં ચંદ્રાજાતીનો સર્પ જલમાંથી નીકળી ઉડ્યો તે રખવાળણીને કપાળ દંખ દેવામાં કસી બકાત નથી એ અરસામાં વીજલી સમ સપાતાથી બુદ્ધીસાગરે શીરોઇનો ઘાવ વચ્ચે દઈ તેનો સંહાર કર્યો. આ ગડબડ થઈ તેથી રખવાલણી મુર્છા પામી. રખવાલ ગડબડ સાંભળી આવ્યાથી કોઈ બીજીજ વાત મનમાંહે કળપી

ચીડાયો. તે બોલ્યો "આ તો તમારી બન્નેની માતાજ હો" કહી ગુસ્સે થઇ પોતાની સ્ત્રીને ઉપાડી ત્યાંથી બીજા ખંડમાં લઇ ગયો અને આ બન્ને તત્કાળ કડવા વેણે નાગ ઉછાળા સમ ફૂફૂરી ઉઠ્યા. તેઓ લાગલાજ પોતાના કવચ્છ ને શસ્ત્ર સજી લઇ ત્યાંથી ઘોડશાળે આવ્યા અને પોતાના ઘોડા તૈયાર કરી સવાર થતાંજ ધર્મશાળાથી રાત્ર ઘનઘોર ને બયામણી છતાં ચાબુમ ઘોડા ફેંકી ચાલ્યા; પણ જતી વેળા દસ વીસ સોના મોહોરો ધર્મશાળાના ઉંબરે મેલી જવાને ભુલ્યા નહી.

મધ્યરાત્ર ઉપર બે ગટીકા માત્ર સમય વહ્યોછે અને રાજપુત્ર રત્નસીંહ ઘણા દીવસની દીલગીરીના સહેવાથી શક્તીમાં લગાર ઉતર્યોછે તેથી આ થાક તેને શરીર સહી જતી નથી. રાજપુત્ર પોતાના મીત્રને કહેછે કે હું આ મસ પાસના ઝાડ હેઠા મ્હારા ઘોડાનું બોગીર નાખી વીસામો લઉં છું. નીંદ્રા ને મ્હારો અતી પ્રેમ બ્હાબ્યો છે તે કયમે કરતાં મને હાલ છોડતી નથી. બુદ્ધીસાગર પણ પોતાના મીત્રની હાલતથી વાકેફ માટે એકમત થઇ ત્યાં ઘોડેથી ઉતર્યો અને રત્નસીંહને અછી સેજ કરીને તે ઉપર આરામ લેવાને અર્જ કરી. રત્નસીંહે મોટો ઉપકાર માન્યા સંગાતે તે વચન ઉપર અમલ કર્યો. પલક ભાગ્યે વીટી કે તેના નાખમાંથી નીંદ્રાની લેહેર ફુકાવા લાગી.

બુદ્ધીસાગર રખવાલ સમાન હાલતમાં હતો, તેણે રાજપુત્રને ઉંગતો જોઈ પોતે તેની બરદાસ ને દેખરેખમાં સમશેર કાઢી ચોકી ભરી. દસ કદમ માથાપાસ તો દસ કદમ પગપાસ આગલ ને પાછલ ચોકી ભરતાં તેની નજર લગાર વેગળી ગઇ તો ત્યાં દુરથી એક લીસો પાહાનનો ચોક દીસ્યો તે ઉપર એક સુંદરી તમામ ખુલ્લે બદન પડી છે. રૂપની તો અવધીજ; જાણે ચંદ્ર કોઇ સ્ત્રી સ્વરૂપ ધારણ કરી ત્યાં તે ઘનઘોર રાત્રીએ એકાંત નીંદ્રાનંદ ભોગવા પડી હોયની! તેવી મૃણ જોબન તે માહ અંધકાર વ્યાપેલા સમયમાં પણ ઝળઝળ થાયછે. આ દીખાવે બુદ્ધીસાગરને કંઈ તરેહવાર કલપણા થાય! હજાર અંદેશા દરપલકમાં ઉલટપુલટ આવે ને જાય પણ કોઇએ નકી ઠરે નહી. વળી તેને મન પોતાની બેફીમતી, બેદરકારીથી મેલી ત્યાં જઇ તેની તપાસ કરવાને પણ હામ ચાલે નહી. ઘનઘોર્તા ને માહ ભુતળ વગડામાંહે તેથી તેને પોતાના શ્રીરામની સતીસીતાનું સ્મરણ થયું કે રાવણ શી પ્રકાર જોગીસ્વરૂપ થઈ તેને હરન કરી લઇગયો હતો? આખ્યાલમાં છે, તેટલાં બે પુરૂષ ત્યાં પ્રગટ થયા! તેઓ સામ સામા સીંહસમ સમશેર મયાન બાહેર ખેંચી લડ્યા. વાયુનો સપાતો તો હજી

મંદ હોય કીંવા વીજલી પડ્યાની પલને તો કાંઇપણ ધીર દીસે પણ આ હરીફો તો આંખ્યના પલકારામાંજ પોતાના વાંધાનો નીકાલ પતાવી પરવારી ગયા! એક યુદ્ધો ત્યાં રૂધીરે ગરકાવ પેલી ચંદ્રજોબના પાસ પડ્યો. બીજો મસ્ત જીતના યશમાં ફુલાઈ મુછપર તાવ દેતો ને તીરસ્કારથી પેલા તૃણ વદનો જોતો ત્યાંથી ચાલ્યો. બુદ્ધીસાગર પ્રથમથીજ ખ્યાલ ને વહેમે નીરસમ નીરબલ ને બેસુદ્ધીમાં આવેલો હતો તે લગાર ફરી સુદ્ધીમાં આવે ને જીતનારને અટકાવી તેની કાંઈ બીના સાંભલે અને કાયરનું કામ થયું હોય તો તર્ત પોતાની બાધુરીનો સીક્કો બજાવે તે આગળ તે વીચીત્ર બનાવવાલો સ્વાર ત્યાંથી ગુમ થયો. બુદ્ધીસાગર પુરી સુદ્ધીમાં આવે તેટલાં તો એક અછી નીંદ કાઢી રત્નસીંહ જાગ્યો. મીત્રને ગુમ સરીખો ચોકી ભરતી હાલતે ઉભો જોઈ તર્ત ખડો થયો. "બુદ્ધીસાગર લગાર તમો એક નીંદ કાઢી લો. હુ ચોકી ભરૂંછું" કહી તેણે તલવાર હાથ ધરી. બુદ્ધીસાગર છેલા પેલા નજરે પડેલા બનાવે એક મંજલની જગોએ દસ મંજલ કર્યા જેટલો થાકો હોય તેવો ગગરી ગયલો તર્ત પોતાના બારી કવચ્છ સંગાતેજ ત્યાં ઢબદઈ સુતો કે નીંદ્રાવસ.

રત્નસીંહે પ્રવાસ ને યુદ્ધના નયમોની પૂર્ણ તાલીમ લીધેલી, તેથી પદવી એક કોરે મેલી ધારા પ્રમાણે ચોકી ભરવા મંડ્યો; તેટલાં તેને કાને કોઇ કોમલ સ્વર, જાણે નારદમુનીની વેણાજ વાગતી હોય ત્યમ મધૂ પડ્યો કે તે ચોંકયો. આસેપાસે જોયછે; દુર ને નજદીક નજર કરેછે પણ તે રાગણી કયાંથી આવેછે તે કાંઈ ખબર પડે નહી. આખરે માહ મેહનતે તેની નજર પેલા ચોક ઉપર પડી કે તે ચોંકયો. રાજબીજ તેથી તે તર્ત કોઇ નીર્બલને સહાય થવામાં પંકાયણો ત્યાં જઈ લાગ્યો તો જોય શું કે કોઈ અદભુત મોહીની સ્વરૂપ મુર્છાંગત પડ્યું છે. તેના મોહડામાંથી મરડાંને જગાડે તેવી મધુરસ રગીણી પ્રગટે છે! પ્રથમ તો તે લગાર, ડાકેણ કે કોઈ વગડાની વાધેણ સ્વરૂપ સજી ઠગાઈ કરી માનવી રૂધીરની આશાએ પડી હોય તે વેહેમે ભમાયો પણ તર્ત શરવીર લક્ષણ પ્રકારામાન થઈ તેને રોમ રોમ ત્યાં સયાય થવાની હોંસ પ્રગટી. તર્ત તે પાસ ગયો. તેણે લગાર કમરથી વલી તેની નીશાન પુછી. જરતારી પોશાગ દુર પડેલો ને નગન અંગ સુંદરી જોતાંજ તેણે પોતાનો સીરનો કસબી મોતી ગુંડલ બેસ કાઢી સુંદરીના બદનને વીટી નાખ્યા પછે તે લગાર પોતાની આંખ્યો તેના મુખ ઉપર ડેરવી જોયછે તેટલાં તેની વેણા વાણી પ્રગટી. "કોઈ પણ હો. ભુત હો, પલીત હો, કીંવા રાક્ષસ હો. પણ મ્હારી લાજ જાલવ. મને તર્ત

હ્યાંથી ઉપાડી સામે ગીરી ઉપર જોગીણબાના મંદીરની પેરાગણોમાં સ્વાધીન કર." રત્નસીંહ મોટો બાધુર હતો અને સ્ત્રી રક્ષકના ઉદાર કાર્યમાં ફેરવાયલો, તેણે તર્ત પોતાના મીત્રની રખવાલી મેલી પોતાને ઘોડે ઓગીર નાખી તે ઉપર મેલી મુર્છાગત સુંદરીને માહ કલાથી મેલી પોતે કસરતબાજ હોયાથી તે પાસ લગારે પોતાનું અંગ તેને ના લાગે ત્યમ બેસી ઘોડો ઉડાવી ચાલ્યો. સ્ત્રી ને શસ્ત્ર આવ્યું ત્યાં શુરવીર કાંઈ ડોમે?

થોડા વખતમાં તે ચોકમાં પડેલો પેલો જખ્મી યુદ્ધો સુદ્ધીમાં આવ્યો તો માહ યત્નથી ઉઠયો. પોતાના વસ્ત્ર લઈ દુર પોતાનો તુરી પડયો હતો તેને અવાજ કરી જાગૃત કર્યો કે તુરી તે પાસ અંખારતો દોડી આવ્યો તે ઉપર ચઢી ત્યાંથી તે પણ નીકલી ચાલ્યો, કે "પ્રભાત ઉગ્યાલું પ્રગટશે તે આ હારની જાણથી પ્રદેશમાં નામોશીથી મરવુ પડશે."

જ્યારે બુદ્ધીસાગર પ્રભાતની વન કલોળથી જાગી ઉઠયો તો પોતાને એકેલ રત્નસીંહ વના જોઈ મનથી માહ કલપાંત કરવા લાગ્યો. 'મીત્ર મીત્ર મીત્ર' કહી તે સારૂ વન ગજાવતો હ્યાંથી ત્યાં ને ત્યાંથી હ્યાં આવતો ને પશ્ચાતાપથી કપાળ કુટી કુટી રડતો હતો. જ્યારે રાત્રની વીશ્યતા, પેલી ચંદ્રમૂર્તી ને યુદ્ધનો તડાકો સાંભર્યો ત્યારે તો તે કોઈ કૌતુકજ બન્યું સમજ્યો, સબબ તેનો મીત્ર ત્યાંથી ગુમ થયો તેનો ભેદ તેમાં સમાયોછે.

## ભાગ બીજો.

**જોગ બાન સરીર લગત રોમ રોમ અગન લાગ,**
**પ્રગટ ઘાવ ન કી દેખિયે ઉર ભાંય પુર ધવાય;**
**ઉર ભાંય પુર ધવાય, ઝરે જ્યું બર્ફકી લાદી,**
**ઝર ગયે સાર ઉર આશ, મોજ ભયી જ્યું વ્યાધી;**
**વ્યાપે કાલ વીકાળ, ભયો મીત્ર માહ જોગ,**
**રુસ્તમ કહે વેહાગની સમ ના જાણ્યો હે કો રોગ.**

બે ત્રણ ઘડી વીલાપ ને હાયદાયમાં ગુજારી અંત્યે બુદ્ધીસાગર પોતાના ઘોડાને તૈયાર કરી ચઢી ચાલ્યો. મીત્રની મોહીની ઢુંડવાની જગે એ મીત્રને ઢુંડવાની હાલતમાં આવ્યો તે ઉપર તેને પારવનાની વેદના થવા લાગી. તે મીત્ર મીત્ર કરતો પોતાને ઘોડે ગાંડા સમાન જ્યાં જાય ત્યાં તેના સ્વરૂપનું વર્ણન કરે અને ઘોડાનો રંગ ને હ'યારાનો નકશો દેખાડે. રત્નો ને બીજી બેકીમતી તો રત્નસીંહ પાસ, તેથી બુદ્ધીસાગર તે વના એક ધર્મશાળા આ

વસ્તુ વેચી ઉતારો લઈ રહ્યો તો બીજી ધર્મશાળામાંહે ઉતારો લઈ રહેવામાં બીજી વસ્તુ ખપાવી; એમ મહીના દોઢ મહીનામાં બાપાજન્યા અવતારે ગોસાંઇબાવા બની જઇ આગળ ચાલતો થયો. પાસ ફુટી બદામ નહી એટલે ભીક્ષા માંગતો ને મીત્રની ભાળ કરતો દક્ષીણના માર્ગ નીકલેલો તેને ભાન કયાં કે ઠાવકાં ધારેલાં મકાન જવાને ફાવે? બ્યમ ચલાયું ને વલાયું ત્યમ ઉલટા સુલટા માર્ગે પડતાં બ્યારે માસ ત્રણ થયા ત્યારે દક્ષણમાં લંકા ભુમીની સીમામાંહે આવી જોગીના મઠમાં જઈ ઉતર્યો. ત્યાં સઘળું મંદીર સુમસાન. કોઈ જોગી કે તપેસરીનો પટો લાગો નહી. ભુખે પણ ખરો. થાકની તો વાત શી પુછવી? એટલે ત્યાં એક ખુને નીંદ્રાવસ થયો. બ્યારે જાગ્યો ત્યારે જોય શું કે એક સ્ત્રી અતી સ્વરૂપવાન, જવાન ને શોલ શૃંગાર સામે ઉભીછે. તે હસેછે. પ્રેમ કરેછે. મયાથી બોલાવેછે અને કસબી સાલુરી પોતાના મસ્તકે ટાણીને નેણના નેહની વૃષ્ટી કરેછે. ચેહરો તો ચંદ્રમાહજ જોઈ લેવો. સીધી વાંસ જેવી કોમલ ને શરબી, વળી નખરાં કરવે જબરી. તે સ્વરૂપ જોઇ બુદ્ધીસાગર છક થયો. તે સ્ત્રીએ હસી કરી તેનો હાથ પકડી બુદ્ધીસાગરને ઉઠાડ્યો અને તે પાસ સુખડીની ઠાલ મેલી. જીવ સતકે કરી કરી તેણે તેના બે નવાલા ખાવાને કર જોડી માંગી લીધું. બુદ્ધીસાગર તે સુંદરીને પોતાની ઉમરની ત્યમ તારૂણ્ય ને સ્વરૂપમાં બેહદ સરસ જોઈ લોભાણો. તર્ત તેણે લાલચમાં પડી તે સુખડીના બે નવાલા ગળ્યા કે સાવ ઢોર બન્યો. માનવી સુરત પણ ડહાપણ ને વાછા તેની બંદ થઇ! એક પળેલા હરણા માફક તે મોહીનીનો વસ બંધાણો તે પાછલ ચાલ્યો. બ્યારે તે છલ સ્ત્રીને મંદીર ગયો ત્યારે તેણે પોતા જેવા કઈ અનેક જનને પોતા સમાન ડહાપણ રહીત ને વાછા વનાના થઈ ત્યાં તેના ગુલામ બન્યા જોયા! બુદ્ધીસાગરે પેલા બે નવાલા ખાધા હતા તેથી તેની માનવી ખાસ્યતોમાંની બે અવલ ખાસ્યતો, ચુંચલ ચેહેરો ને બોલવા ચાલવાની શક્તી તે કેવલ લકરી પણ ડહાપણને રેસ અશક્તી પ્હોંચી હતી નહી, તેથી તેણે ત્યાંથી દુર મંદીરના મેદાનમાંહે જઈ પરમેશ્વર પાસ પોતાની સ્થીતી ઉપર શોક કર્યો ને સહાય માંગી. તે પેલી કનિષ્ટ સ્ત્રીના કોઈ છલકપટથી પોતાની નીતીનો નાશ કરવામાં પોતાનું ડહાપણ સાબુત રહ્યાથી ફાવ્યો હતો. તે ડહાપણને જોરે તે હરદમ ત્યાંથી દુરનો દુર રહીને બીજાં ભલતાંજ મકાનમાંહે પડી રહેતો ને જે ખસ્યાં ફળ મળતાં તે ચુસી ખાઈ જીવતો ને મીત્ર રત્નસીંહના બ્યોગનો માર્યો રેહેતો હતો. આ હીન હાલતમાં ના તન ઉપર વસ્ત્ર કે ધ્યાણ ઉપર કોઈ ચાતુરી તેવા અવતારે તે એક દીવસનો સમો થયો ને એક અલાછળ તલાવ ઉપર આવ્યોછે. તેને મનમાં તેમાંહે ઝોકાવી આપઘાત

કરવાનું દીવાનું ફુકાયુંછે પણ ચાતુરી નહી તેથી તે ઉછાલો બ્યમનો ત્યમ-જ રહ્યોછે તેટલાં.તે તલાવ ઉપર એક ખુબશુરત સ્ત્રીઓનું મંડળ આવ્યું તે સ્નાન કરવાને ઉતરવાની તૈયારી કરવા લાગ્યુંછે તેટલાં સર્વ સુંદર માંની અવલ સુંદરીની નજર બુદ્ધીસાગર ઉપર પડી કે કોઇ ખુબશુરત માનવી કેવલ મુઢ થઈ તલાવની પેલી પારે પડ્યોછે. સઘલી ચાતુરી ને મણુબ્યગતી ખોરવાઇછે. તેનો હાલ જોતાં તર્ત તે સુંદરી સમજી ગઈ કે આ કોઈ સુંદર પ્રદેશીને મ્હારી બેહેને કપટવીદ્યા કરી કાંઇ પદાર્થ ખવા-ડી ઢોર કર્યોછે. હાઃ હાઃ આ ખુબશુરત મરદ મ્હારી સમાન ઉમરનો છે. મ્હારો બરોબર્યો છે. હું પણ હાલ પુરૂષ લાયક થઇછું. આ કરતાં બીજો કોણ મને સ્વરૂપવાન ને જવાન મલશે? દખણેશ્વરની રાજપુત્રી લક્ષ્મી આ વીચાર મનમાંહે કરીને ઢોરબુદ્ધી બનેલ બુદ્ધીસાગર પાસ ગઈ. તે બોલી "ઓ પ્રદેશી તને મ્હારી બેહેને છલકપટ કરી ઝેરી બુટ્ટી વસ્તુ ખવાડી સાવ ઢોર કર્યોછે. હું તેનો ઉતાર કરૂં તો તું મ્હારો પતી થૈશ? તું મને વરવાનો કોલ કબુલ રાખીશ?" બુદ્ધીસાગરે તે અર્જનો હર્ખ માહ શોક વ્યાપક ચહેરે તેને ચરણે પડી દાખવ્યો તેટલાં બીજી શાહલીઓ પોતાની રાજકનિયા પાસ આવીલાગી. રાજકનિયા બોલી "શખી આ કોઇ માહાન પુરૂષ દીસેછે. હું એની દુર્દશા સમજીછું કે કયમ થઇછે. જાવ તમો-માંથી કોઈ મોહોલ ને મ્હારા શૃંગારના ડબ્બામાંહેથી એક કનક ચપ્પુ જે કાલી વસ્તથી ભરેલોછે તે લઇ આવ." તર્ત એક સખી કુંચી લઈ મ્હોલ જઈ તે ચપ્પુ લઈ આવી તેમાંહેથી કાંઇક ભાગ કાઢી એક કટોરાપાણીમાં મેલવી બુદ્ધીસાગરને પાયો કે તે અસલ સ્વરૂપ શીકલ બની જઇ પોતાના અસલ આબ રંગ ને રોબમાં આવ્યો. તેનું સ્વરૂપ જોઈ લક્ષ્મી ચકીત થઈ. બુદ્ધીસાગર પોતાનો છુટકો કરનારી સુંદરીના ચરણે સીસ નમા-વાનું કરેછે તે જોતાંજ તર્ત લક્ષ્મી તેના કર પકડી લઈ "સ્વામીરાજ હું આપની દાસી છું." બુદ્ધીસાગરે તર્ત ખુલ્લા દીલથી તેનો સ્વામી થવાને સમ લીધા ને બન્ને ત્યાંથી તે રાજપુત્રીના તંબુમાં આવ્યા. શખીઓ આ અચાનક પોતાની રાજપુત્રીનો જોડો મળ્યાથી પ્રાલબ્ધની બલીયારી ગાતાં ગાતાં ને હસ્તાં હસ્તાં માંહે મશકરી પણ કરવામાં આગલ વધ્યાં હતાં.

બહુ કરે જે બાપ, વચન બદલીને બોલે,
બહુ કરે જે બાપ, ખોટું સુખવાયક બોલે,
બહુ કરે જે બાપ, આપને મુખ વખાણે,
બહુ કરે જે બાપ, આપ આપ્યું ઘર આણે,

કરથી જીભ્યા કાપવી, મોત ભલું માહ મુલ્યનું,
શામલ કહે ભુંડું સર્વથી, વચન જાય તૃણ તુલ્યનું.

શખીઓ આ ગાયણ ગાતી, અને બુદ્ધીસાગર રાજપુત્રીને માન દઈ જીવસ્માન લેખવાને બંધાતો હતો. પ્રેમ ઉમંગ ઠીક વ્યાપ્યો હતો. બત્રીસે વાના ખાવા પીવાના ત્યાં પરીસાયાં હતાં. શખીઓ તે બન્ને ભાગ્યશાલી માનવીની સેવામાંહે ઇશારતે ચાહી હાજર કરતાં હતાં. એમ ખાનપાનમાં વેળ વહી ને સ્વપ્ન સમાન રાત્રવેળા થઈ. બુદ્ધીસાગરે તર્ત ઘોડે બેસી પ્રવાસ આગલ કાપવાનો ઇરાદો જણાવ્યો કે ત્હારું તું સુંદર સંગાતે જ્યાંલગી શાસ્ત્રવીધી પ્રમાણે લગ્ન થયું નથી ત્યાં લગી રહેવું યોગ્ય નથી. લક્ષ્મી બોલી "સ્વામીરાજ હું શીયળવૃત પાલનારી છું. મ્હારા માટે આપે કસી કાલજી મા કરવી. શોભતી રૂડી ચાલ સીવાય મ્હારેથી આપ કસું પામનાર નથી. સદ્ગુરૂથી કેલવાયલી બ્રહ્માનંદમાં પળેલી ઉંચ બીજ છું. સાથ રહો તો સુર્ય નારાયણ સમાન દુરથી પુંજી હું આપથી રીજી રાજી રૂહીશ." બુદ્ધીસાગર બોલ્યો "મને માહ બીકટ કામ હાર પાડવું છે. મ્હારો મીત્ર ખોસ્વાયોછે. ખબર નથી કેણીપાર નીકલી ગયો. કોઇએ ઠેર કસ્યો કે હજગરે ગળ્યો કે કોઈ પાતાળગારમાં ગસ્યો, કે શો બનાવ બન્યોછે? તે માલમ નથી તે માટે સઘલી પંચાત એક કોરે મેલી પ્રથમ સોધ કરવોછે. તે મલી આવે તો પછે મ્હારી સઘલી કીર્ત તેનું કારય સીદ્ધ કરવાની સહાયતા દેવામાં સમાયલીછે. નીકર હું મ્હારા સારા જન્મમાં એક પલ પણ કોઇ મોજ કે એશ આરામનો ખ્યાલ કરનાર નહી." લક્ષ્મી માહ આશ્ચર્ય પામી બોલી "સ્વામીરાજ મ્હારી સંગાતે વરવાનો કોલ કસ્યોછે તે અમસ્તો કે? હાયરે આપ વના મ્હારી શી દશા થનાર તેની કાંઇએ આપને હકીકત માલમ નથી. આપ માત્ર મીત્ર ને મીત્રની મુશકેલનોજ ખ્યાલ કરોછો પણ પોતાની કર્મે લખાયલી અર્ધાંગાની તો લેશ પરવા રાખતા જણાતા નથી! મને તમારા મીત્ર ને તેની મુશકેલીની શો હકીકત છે તે તો સવીસ્તારી કહો, કદાચ મને ઇશ્વર સહાય થાય તો હું આપને એ આફતમાંહે કામ આવીશ." બુદ્ધીસાગર બોલ્યો "પતીવર્તા તને આ બીકટમાં પગ મેલવાને શો ગજું? તું એ મ્હારી ગુપ્તમાંહે શો સહાયતા આલી શકીસ?" રાજપુત્રી બોલી "મને આપના સઘલા હાંદેશાથી જાણીતી થવામાંહે બન્ને તર્ફ ફાયદો સમાયોછે!" બુદ્ધીસાગર જાતે ખાલસા, તેથી તેણે પોતાની વચને બાંધેલી માનુનીને પોતાની ને રત્નસીંહની અવલથી આખર તલગ સઘલીજ બીના કહી. તે સાંભળતાં તો લક્ષ્મી ચોંકી હર્ખમાં પારવનાની આવી જઇ તર્ત ભેટી પડી બોલી "સ્વા-

મીરાજ આપની આશા સફલ થઇ જાણજો; પણ મ્હારી કલાએ આપ મીત્રના કામની સીદ્ધી રચો તો." બુદ્ધીસાગરને પછે યુક્તી સુજાડી. એક જોગ્યામંત્ર જે તે શુંદરીને તેની દાયાએ શીખવ્યું હતું અને જેના જપવાથી સદા સત્ય ને શક્તી સહાય થતી હતી; તે તેણે પ્રથમ બુદ્ધીસાગરને શીખવ્યું. પછે તેને બભુત લગાડી માહાન ગુરૂ સમાન સ્વરૂપ બનાવી દઈ લંકેશ્વર માહરાજની દરબાર ને રાજ્યમંદીર ને ત્યાંની સઘલી ખટરાટ ને દેશવેશથી માહીર કર્યો. લક્ષ્મી બોલી સ્વામીરાજ આપના રાજકુવરના સ્વપ્નામાંહે આવેલી સુંદરી મ્હારી શખી મંદોદરી તે લંકાપતી રાજ્યધીરાજ અર્જુનસીંહની રાજકન્યા થાયછે. મંદોદરીને એકવાર આપે વર્ણન કર્યું તેવું સ્વપ્ન થઇને તે તે દીવસની ઘડીથી મરદ માત્રનો તીરસ્કાર કરી બેઠીછે. તે વૈરાગમાં દીવસ પુરા કરેછે. તેનો એક માહાન બાગ શેહેર બાહેર દરયાવ કીનારે નવો બંધાયોછે ત્યાં નવજોબના કુમારીકા સખી સાહેલીથી વીટાઈ રહી સદા ધર્મ ને બ્રહ્મ ઉપર ધ્યાન ધક રાખેછે.

શુર આગલ જ્યમ સુર, પરી આગલ જ્યમ પાડો,
સુર્ય આગલ જ્યમ દીપ, જ્ઞાની આગલ જ્યમ ગાંડો,
શેઠ આગલ જ્યમ સેવક, સુખી આગલ જ્યમ માંડો,
ધર્મી આગલ જ્યમ માગણ, ચતુર આગલ જ્યમ ચાડો,
વચની આગલ જ્યમ જુઠ, કસ્તુરયા આગલ જ્યમ સુવર,
રૂસ્તમ કહે મર્મ જાણ વૈરાગી પાસ છે માનવી તુલ્ય ઘુવર.

વળી આ ભુકી આપ પાસ રાખો; એ તમને એણ વખ્તે જરૂર કામ આવશે. જે સમય આપ લંકાના ગઢને દરવાજે જઈ લાગશો તે સમય ત્યાં દ્વારરખ કેટલાક શીપાઈ લઈ ત્હમારી આગલ આવશે. જોગી જાણી તમને સઘલા આદરસત્કારથી શેહેરમાં દાખલ કરતાં તમને ત્હમારૂં સ્વદેશ પુછશે; પણ આપ માત્ર આ જવાબ કરજો "કે હું ભ્રતખંડની યાત્રા ને તીર્થ કરતાં શ્રીલંકા આવ્યોછું અને ત્યાંના મંદીર ને દેહડાંની ભુમીમાં થોડા દી રહી પવીત્રતાનો લાહવો લેવા ચાહુછું. ત્હમારે મોહથી ધર્મ જ્ઞાન ને તીર્થ યાત્રા સાંભલી સર્વનું યકીન ત્હમારી ઉપર મજબુત બેસસે. તમને માહ આવકારથી શેહેરમાં લઈ જઇ ધર્મસ્થાનોના દ્રષન કરાવશે. એકુ મોટા દેવાલયમાં ત્હમારો આશ્રમ રાખી જોગી ને ધર્મીના ટોળે ટોલાં આવી મલી ત્હમારી સંગાતે શાસ્ત્રના વાદવીવાદ કરશે ને કુશલતા પ્રમાણે સ્નેહ માંડશે. આ વાત દીવસે દીવસ નગરમાં વ્યાખ્યાતી પામીને નરેશ પાસ

જશે. ત્યારે નગરપતી માહરાજા અર્જુનસીંહ પોતાના મંદીરના વડાને બોલાવશે જે આ નગરમાં મોટો ધર્મગુરૂ ને બ્રહ્મ જ્ઞાની છે. જેના ફકત ૪૦૦૦ ચેલાછે અને જેના માનખાતર માહરાજા પોતે જાતે ઉઠી તેને દેવાલયના દેવ મીશાલે પુંજે છે. તે મોટો ગુરૂ ત્હમારી પાસ આવશે અને તમને ખુબ તપાસશે. ત્હમારી સાથ ધર્મ ને શાસ્ત્રના વાદવીવાદ કરી જોશે. અગર તેમાંહે હોશ્યાર ને ભરતખંડના ભારે યાત્રાળુ જણાશો તો એ ગુરૂ તમને પોતાની સાથ મોટાંમાં મોટાં દેવાલયમાં ત્યાંના પરમેશ્વરની મુર્તી જે સોનાની છે અને આંખ્યો લીલાં રત્નોની છે, જેના માથા ઉપર મુગટ છે અને નખસીખ અન્મોલ રત્નોથી ઝલઝલાયમાન છે ત્યાં લઇ જશે. જ્યાં એ મુર્તી છે તે મંદીર શ્રીલંકામાં સર્વથી મ્હોટું ને માહ કારીગરીનું છે. સંગેમરમર સીવાય તેમાં બીજી જાતનો કોઇ પથર કામે લીધો નથી. તેના દરવાજા સુધ કનકના છે. તેની ફરસબંધી રંગબેરંગી અકીક ને ફીરોજાનીજ બનાવેલી છે. રત્નોનાજ પરદા ત્યાં દેવદેવીને આડ ટાંગ્યા છે. ત્યાં દેવપાસ જવાના માર્ગમાં એક ઉંડો ચર બનાવેલો છે. તેમાંહે એવી રીતે રત્નો નાખીને આરસાઓ મેળ્યા છે કે જોનાર ભાગ્યે પલ પણ નજર ફેરવી રાખી શકે છે. તર્તજ કોઇપણ જોનારને ચક્રી આવી જઇ તે ત્યાં ભમ્રી ખાઈ પડેછે તેવો તે ઝલઝલ થતો ચર કોઈ વીચીત્ર સાગર સમાન દેખાય છે. વળી તે પાસ બીજો ચર છે તે નીર્મલ જલથી પુર ભરેલો છે. ત્યાં ભીતર એવી કરાંમત કરીછે કે જાણે ત્રાંબાની દેગ અગ્નીથી ઉકલતી હોય કીંવા અગ્ની પોતે ફુંફાડા મારી લાલ હીંગોલ રંગ પ્રવાહી પદાર્થ હોય એવી ત્યાં તે પાણીમાં તાપની બલીયારી ખીલીછે. આ કૌતુક ત્યાં બનાવી દેવાલયની મ્હોટમ ખુબ આરાકાશ કરીછે; તેથી લંકા નગરમાં આવતો કોઈ પણ અજાણ્યો અતીત યા જોગી યા જાત્રાળુ મંદીરમાં દેવ પાસ જઈ પુંજા કે યાત્રા કરવાને ડરી જાયછે. તે દુરથીજ શાષ્ટાંગ નમસ્કાર કરીને ત્યાંથી જાયછે ને દેવાલયની વાંખવાખી ગાયછે. આપણી હીંદુની જાતી માત્ર જીવતે દેવદેહડાંથી રીજે ને મુએ અગ્ની ને ઇંધણ ને મસાનથી, ત્યમ આપ રીજી લેવામાં બીલકુલ રાજી થતા ના. આપ સાફ કેહજો તે ગુરૂને કે હું બ્રહ્માનંદમાં ચકચુર છું. ભવનું મને કાંઇ વ્હાલ નથી. હું તો જોગ ને ધર્મના વ્હાલે આ અવતારનો થયો છું. તર્ત આપ મનમાં મ્હારૂં શીખવેલું મંત્ર જપી લેતા દેવપાસ જઇ શાષ્ટાંગ નમસ્કાર કરી ભાંય પડ્યા રેહજો. જ્યારે એ વાત લંકાં નગરનો નરેશ જાણશે ત્યારે તે આપ સન્મુખ પોતે જાતે આવી હાજર થશે. માહગુરૂ આપને ત્યાંજ પોતાના ઉતારામાં રાખશે. ત્યાં તક જોઇ તે ગુરૂનો કાબુ ઓછો થાય ને ત્હમારો ટેક વધી જાય ત્યમ તે

સંગાતે આપ ચતુરાઈથી ફાવતો દાવ માંડજો. જ્યારે એ રીતે વર્તશો ત્યારે ત્હમારા માન ને ઇલિમનો મોટો પ્રતાપ કહેવાશે. નગરનરેશનો શૂરો પાટવીકુવર આજ વર્ષ ઉપર થયું જે સ્ત્રીએ તમને ખવાડી બેફામ ને ખુવાર કર્યા તે મ્હારી બેહેને તેને પોતાનો સ્વામી થવાને આગ્રહ કર્યો તે તેણે માન્ય રાખ્યો નહી તેથી કાંઇ યુકતી કરી ત્યાંથી બાહેર કાઢ્યોછે. તે ઇશ્વરને જાણે ક્યાં ભમી ભટકી કાલ ગુમાવેછે? તે રાજકુવર કોઇ ઉત્તરના રાજાની પુત્રીના પ્રેમમાં ફસેલો તેના દેશમાં ગયોછે કીંવા એ પાપીણીએ સાફ કરી નાખ્યોછે કે કયમ તે કસી ખબર પડતી નથી. તેનો પત્તો પુછવા આવશે તે આપ અટકલો કરજો ને જે ઠીક ચતુરાઇ દીસે તેવો જવાબ દઇ રાજાના ભમતા મનને ડેરવજો; તે ગજબ બનવાનો સબબ તમને સ્વપ્નમાં આવી શીવ ને બ્રહ્મા ને વીષ્ણું વારંવાર કહી જાયછે એ તુટ ઉઠી ઉભું કરી રાજકુવરી મંદોદરીના મનના સ્વપ્નનું ખંડન કરજો. તેવી જોગી કન્યાના પગળે રાજની ખરાબી ને ખુવારી થવાનો ભય દેઇ તેને તેના પીતાથી દુર કરાવવાની રામબાન યુકતી કરજો. તે ત્હમારી રચેલી યુકતીથી રડતી નગર બાહેર નીશરસે તે વેલા હું તેને મ્હારી સંગાત કરી ત્યાં મ્હારેથી બનતી તેની યોગ્ય આગતા સ્વાગતા કરી તેનું મન મનાવીશ તેટલાં આપ મધરાત્રે કાંઈ શ્રેષ્ટ કલ્પના વાપડીને નગર મેલજો, અને મ્હારા આ મ્હેલમાં આવજો. ત્યાં આપણા લગ્ન થવાની સઘલી સામગ્રી તઇયાર રહેશે. ધર્મવીધી પ્રમાણે લગ્ન થઇને હું આપના ચરણે મ્હારાં ચક્ષ મેલીશ. અને પછે આપણે ત્રણે સંગાત ત્યાંથી આપના પ્રાણ મીત્રનો ખોલ કરતાં ને તેનો પત્તો મેળવવાની સઘલી જુગ્તી માંડતાં શ્રીબંગાલા દેશ જઈશું” કહેતાંજ ફરી લક્ષ્મી માહપ્રેમભર આલીગણ કરી વચને બંધાયલા પોતાના સ્વામી બુદ્ધીસાગરને ગલે બ્હાજી, પણ જ્યારે તે પોતાની ગતીમાં આવી ત્યારે તે માત્ર સ્ત્રીસંગ સંગાત પોતાને જોઇ પૂતીના યોગથી ધ્રૂજી.

સ્વામી વનાની સુંદરી પાંતપાંત નેણ ખોસે,<br>
સ્વામી વનાની સુંદરી ચરણ ચરણ નેણ રોસે,<br>
સ્વામી વનાની જોબના લટકે લટકે નીચી લાજસે,<br>
સ્વામી વનાની જોબના સાસે સાસ બગાસાં વાળસે,<br>
સ્વામી વનાની પુટલી પ્રેમપાસમાંજ પ્રાણ મેલસે,<br>
રૂસ્તમ કહે સ્વામી વના નારી વૈરાગ વ્હાણ ખેડસે.

બુદ્ધીસાગરે જ્યમ પોતાની થનારી પ્રીયા લક્ષ્મીથી જ્યમ નગ્ન રૂઠ ને રીવાજ જાણ્યો ત્યમ ચાલવાને મજબુત ઠેરાવે દ્રઢ થયો. જ્યારે તે

નગ્રના મોઠા દરવાજે આવ્યો ત્યારે આગલથી તેણે જાણ્યા પ્રમાણે દ્વાર-રખ કેટલાક શીપાઇઓ લઇ તે પાસ આવ્યો. મોટાં માનથી તેને શેહેરમાં પ્રવેસ કરાવ્યો અને તેની જોગી ને યાત્રાલુ હાલત જાણી નગ્રનરેશને સઘલી વાત જાણ કરી. નગ્રપતીએ પોતાના ગુરૂને તેના બાબમાં યોગ્ય આદરસત્કાર કરવાનો હોકમ કર્યાથી બુદ્ધીસાગરને તે માહગુરૂ પોતાના સઘળા ચેલાના સરઘસ સંગાતે ત્યાં લેવાસારૂ દરવાજે આવ્યો અને રાજ્ય છટાથી તેને મંદીરમાં લઈ જઈ ઉતારો દીધો. બુદ્ધીસાગરે પછે જ્યમ આ-ગલ રચના કહીછે ત્યમ તે માહગુરૂ ને મંદીરની સઘલી બીકટ ને વાચીત્ર સરતો પુરી કરી સઘલા દેવ દેવાલયોની યાત્રા કરી. તેની ખુબશુરતી ને રાજરૂપ સંગાતે સઘલી પ્રકારની વાતચીતમાં વાછાળ જોઇ નગર ફીદા થયું. માહારાજા પોતે તેણે મલવા આવ્યા ને પોતાના પુત્રની બોલ પુછી તો બુદ્ધીસાગરે મોટા ધર્માભીમાનીના ડોલે ને બ્રહ્મને પુર્ણ પ્હોંચ્યા વળ્યાના તોરે બે શબ્દમાં વાત સમજાવી દીધી. "માહરાજાધીરાજ, હું જંગલના વૃક્ષ બાઈ પાહાડ પ્રવત્ત ને વીકાલ રાનમાં ખુલી ભુંઇ કીંવા ભાગાંતુટાં દેવદેહડા-માંહે સુઈ કાલ ગુમાવનારથી રાજ્યરૂઢી ને ભાષાની આશા મા રાખીશ. તર્ત ત્હારા નગર બાહેરની ચોકસ રાજ્ય સુંદરી જેણે ત્હારા પાટવી કુવર ઉપર પ્રેમ કરી તેનું મન છકાવી દીધું ને પ્રેમનીશો ચઢાવી શેહેરથી બાહેર રખડતો કર્યોછે તેનું શીર છેડ. ત્હારો પાટવી કુવર જીવતો છે તે આજથી બીજા બાર માસમાં મોટા ઠાઠમાટ ને પરપેહરામણી ભરેલો ત્યમ એક પદ્મીની વરેલો તને આવી મલશે. તે ત્હારા આજના શોકને ત્યારે ઉમંગની અઠાગ ભેટ કરશે; પણ ના હું ચુક્યોછું. મને આજ ત્રણ ત્રણ રાત્ર થઈ, પહેલી રાત્રે બ્રહ્મા, બીજી રાત્રે વીષ્ણું ને આજની ત્રીજી રાત્રે શીવ પોતે સાક્ષાત દ-ર્શન દઈ ત્હારી રાજપુત્રી જેને મેં સ્વપ્ને જોઇ નથી તેની ચાલનો તીરસ્કાર કરી મ્હારી પાસ ચોટલો ધરી ખેંચી લાવેછે ને મને કહેછે કે એને શીક્ષા દ્યો કે એ મર્દ માત્રનો ત્યાગ કરી માથે માહ અનર્થ સંગ્રહ કરેછે તે કુચાલથી ફરે ને કોઇ રાજબીજ સંગાતે વરે તો અધર્મ થતાં આ અલંકાના રાજ્યનો પાયો મકર્મ રહેશે નીકર કોપ વ્યાપશે ને ગરક જશે. આ તો હાલપણ ટક્યુંછે તે તેના સત્ય ને દેવ દેહડાંના પ્રતાપ છે!" ભાષણ સાંભળી રાજાની આંખ્યોમાંહે આશું આવ્યાં. તે બોલ્યો "એ માહ પ્રતાપવાન જોગી હું આજ કાલ મ્હારા રાજ્યાસન યોગ્ય પુત્રના વ્યોગથી ઘણોજ નાખુશ છું. મને તે સીવાય બીજી કસી ગુમ પડતી નથી. મ્હારી પુત્રીએ વૈરાગ ધર્‍યા પછે આ ગજબ બીજેજ મહીને મ્હારી ઉપર પડ્યોછે." બુદ્ધીસાગર બોલ્યો "માહરાજ મને આપના ગુપ્ત ભેદ જણાવવાની કસી જરૂર નથી. મને

તે આપમેળે બ્રહ્મજ્ઞાનથીજ સમજાયોછે. કહ્યું તે આપ માનો કીંવા ના માનો પણ મ્હારે મ્હારી સ્વચ્છ ફરજ બજાવવામાં માત્ર માહદેવનો સંદેસો કહેવોછે કે આપે માત્ર સાદી શીક્ષા રાજપુત્રીને કરવી જોઇયે તે, તેને નગર બાહેર જઈ રહેવા કહેવાની ને જ્યાંસુધી પતી ના કરે ત્યાંસુધી મોહ ના દેખાડવાની; એથી તે શુંદરીનું ફરેલું ધક ઠેકાણે આવશે ને સ્ત્રીધર્મ સમજશે." રાજા આ વાતમાં લેવાયો. તે ભીત્તરનો ઉંડો ટાળો સમજી શક્યો નહી ને બુદ્ધીસાગરની દીસતી બેખીસાત સજો કરવાને ત્યાંથી લાગલો પોતાને મ્હોલ ગયો. પ્રથમ તો પેલી રાભ્ય શુંદરીને મારા મોકલી મરાવી. પછે પોતાની અપછરા પુત્રીને બોલાવી પેલા બે શબ્દો કહ્યા કે મંદોદરી લક્ષબાનથી વીંધાયા સમાન ઘાયલ થઈ નગ્ર મેલી બાહર નીશરી. બુદ્ધીસાગરને આ જાણ થવાથી તેણે તે દીવસ તો જ્યમ ત્યમ ગાલ્યો પણ રાત્ર પડતાં તર્ત ત્યાંથી નીકલી જવાની તૈયારી રચીદીધી. મધરાત્રે પોતાનાં યોગીનાં કપડાં જલાવી અછો રાજકુવર બની કોઈ ના જાણે ત્યમ શેહેરથી બાહેર પડ્યો, તે તેણે જાણેલા ટુકા માર્ગે પોતાની પ્રાણપ્રીયા લક્ષ્મીના મ્હોલના દરવાજે આવી લાગ્યો. ત્યાં જોયછે કે એક બાજુ લગ્ન સામગ્રી તયાર છે અને બીજી બાજુ કોઇ કમલની બનેલી ચંદ્રનું તેજ વીટાળી બેઠીલી સુંદરીએ શોકના કીર્ણો ઉપર કીર્ણો ફેંકી પોતાપાસ બેઠેલી પ્રકાશમાન તારાઓનાં મોહ નીચાં કરાવ્યાંછે! આ ચંદ્ર મંડળ ચીત્ર નીર્ખતાં બુદ્ધીસાગરની બુદ્ધી ભ્રમન થઈ જવાને વેળ તો બાકીજ નહી પણ તેટલાં લક્ષ્મી નખસીખ શૃંગાર સજી કરી આવેલીએ "સ્વામીરાજ ભલે પધાર્યા" કહી તેના બન્ને કર પોતાના કરમાંહે ધરી આગલથી તૈયાર રાખેલા આસને બેસાડ્યા અને બ્રાહ્મણોએ લગ્નક્રીયા શીરૂ કરી. મધરાત્ર વહી ત્રણ ઘટીકા બાકી રહી ત્યારે સઘલી ક્રીયાસમાધાન ઉતારી બામણાદક્ષણા લઈ ચાલ્યા અને લક્ષ્મી પોતાના સ્વામીને ચરણે પડી સદા સરખા પ્રેમ ને સત્ય હૃદયથી નીભવાં નીભાવવાદેવનું સ્મરણ કરતી પોતાના બન્ને કર જોડી ભક્તીમાં ગુમ થરી રહી. બુદ્ધીસાગરે પોતાની અતી સકોમલ પ્રીયાનાં ભોલાં મનની મોટી પસંદગી કરી. તેણે હજાર હેતથી પ્રીયાને ત્યાં મલેલી સો ઉપર સુંદર સ્ત્રીઓ વચ્ચેજ આલીંગણો ને ચુંબનોની વૃષ્ટી કરી. ત્યાં વૈરાગ શૃંગારમાં મંદોદરી એક બાજુ પોતાના પોતાના બાનવચનોથી દેશનીકાલ થયલી આ ખુબસુરત જોડાંથી લગાર ખુશ થઇછે; તે સુસમયનો લાભ લઇ લક્ષ્મીએ બુદ્ધીસાગર સંગાતે તે રાજપુત્રીનું ઓલખાણ કરાવ્યું. પછે વાત ઉપરથી વાત કાઢતાં પેલા સ્વપ્નાની વીટક કહી. બુદ્ધીસાગર બોલ્યો: "હાય હાય આ તો વીચીત્ર ટાળો મલ્યોછે! મ્હારો એક મીત્ર જે રૂપસ્વરૂપમાં સારી ભ્રત-

ખંડ ભુમી ઉપર જોડ વનાનો ને જેના શસ્ત્ર યુદ્ધરનમાં પાષાણમાંહેથી રૂધીર ખેંચી પીયેછે તે તો આ સ્વપ્નથી ઉલટો સ્વપ્ન જોઇ કરી સ્ત્રી માત્રનો ખુની ને વૈરી થઇ રાજસીંહાસન ને મોહોલસન્માન સર્વ તજી દઈ કોણે ખબર ક્યાં તે નીકળી ગયોછે. હાઃ હાઃ જો આ બન્ને સમાન દશામાં ડલાઇ ગયલાંનો અગર કાંઇ કરી મેલો બને તો એ રાજ્યજોડાંના સુખની અવધીજ થાય તો." મંદોદરી લગાર લજવાયલા મુખે કુમરૂં બોલી "તે કયો રાજપુત્ર? તે કયાંનો ને તેનો સ્વપ્ન શો?" બુદ્ધીસાગરે પાંચ સાત ટુકા વાક્યમાં પોતાના રાજકુવરની વાત કહી તે સ્વપ્ન ઉલટાવી મર્મ જણાવ્યો કે 'જે દીવસથી તે માહયુદ્ધા રાજકુવરે હરણીને પોતાના પ્રીય હરણાનો બચાવ કર્યાવના ત્યાંથી નીકલી ગયલી જોઇ તે દીવસથી તે સ્ત્રી માત્રના સેજ અવાજથી પણ એવો કોપતો કે તનના બલનો કોઇથી અટકાવ થતો નહી. સ્ત્રી નજરે પડી ને જો તે તર્ત ત્યાંથી ગઈ નહી તો તેની શીરોઇ તેના હાથમાં નાગી ઝલકી રહીછેજ. તે દીવસથી તે દુસ્મન રાજ્યો ઉપર સેના લઇ યુદ્ધમાં ગુંટયોછે અને તેણે સખ્ત તાપ ને સીતલ ઠારમાંહેની ખુલ્લી ભુમીને પોતાની સેજ બનાવી છે!' રાજપુત્રી બોલી 'તે હાલ કયાં હશે? હાઃ હાઃ તેનો ભવ તો અફલ થયોછે' 'તો આપનો ભવ સફલ થયોછે કે એક સ્વપ્ન જેવી તકલીફી ઉપર ભરૂશો રાખી મર્દ માત્રનો ત્યાગ કરયો?' આ સાંભળતાં મંદોદરી બહુ લજવાઇ. તેને પોતાની આગલી ચાલનો પશ્ચાતાપ ઉપજ્યો. વળી તેને મન પોતાના પીતાનો આકાર ઉઠી ઉભો થયો કે જે પીતાએ તેને મોટા પ્રેમ ને લાડમાં અગણીત બક્ષીશોમાં ઉધારી હતી. આ વખતજ પ્રભાતનો મધુરો, સઘલાંને પોતાના જન્મની ઘડી શીરૂ કરવાને નવો અવસર નવાજનાર; તેણે રાજપુત્રીના અભી મસ્તકમાં સાંતી મેલી. તે ગઇ ગુજરીને ભુતલ બ્રમન જાણી ભુલી ગઈ. કાંઇ કરી તે રાજપુત્ર સંગાતે મેલો થાય એ પ્રેમ તેને ઉર ઉઠયો. આ પ્રેમ ઉછાળ્યો તેની હદ લગાર વધી અને તે પોતાની સખી લક્ષ્મીને ગલે વળગી તેને આશ્રય રહેવા ને પોતાયોગ્ય તે સ્વામીની ખોલ કરવાને આર્જવ કરી રહી. જ્યારે બુદ્ધીસાગરે વચન આપવા જેવો અનુકુલ સમય જોયો ત્યારે તેનો શ્રમ તનમનથી પોતે ઉઠાવાને બીડું ઝડપી ઉપકાર કરતો હોય એવો પરમાર્થી બન્યો.

## ભાગ ત્રીજો.

**માનુનીને કેહજો રે ગતી થઈછે મ્હારી માહ હીન,**
**અગણીત આફતમાં ગરક ગયોછું સાગરે જયમ મીન,**
**ધારી ના ને બની ગઈ ઓર દેવતા બને જયમ દીન,**
**શીરોઈ લેઈ નીકલેલો યુદ્ધમાં રખડું લૈ ભાગી વીન,**
**અહો પ્રાલબ્ધ તું પલીદ છે કીંવા રાક્ષસ નીર્દય કાળ,**
**રૂસ્તમ કહે રજે ના બની કાળાનાં ધોલા થતાં નીમાલ.**

રત્નસીંહ સુંદરીને ઉઠાવી તેના કહ્યા પ્રમાણે તેને ગીરીમાંહેના મંદીરમાં લઇ ગયો. જ્યાં માયા ત્યાગેલી તૃણ સ્ત્રીઓ વેરાગ લઇ જન્મ ગુજારતી હતી. જ્યાં માત્ર સર્વ સુંદરી પોતપોતાને સ્વાધીન કરેલે સ્થાને ઇશ્વર ધ્યાન પકડી માલા જપી કાલ ગુમાવવામાંજ આનંદ માનતી; તેસમાન સ્નેહ રહીત જવાન સુંદર વેરાગણો વચ્ચે રત્નસીંહ પોતાના અન્મોલ ભાર સંગાતે જઈ માહ મસ્યાદાથી તે મૂર્છાગત મોહીનીને સામે મેલી. સઘલી વેરાગણો સ્તબ્ધજ થઇ ગઈ. એક નવજવાન સુર્યના તેજનો રાજકુવર ને એક ચંદ્રમાહને તેજની તારૂણ રાજપુત્રીને જોતાંજ તેઓના મનમાહે શંકાનો સાગર ઉલટયોજ. જ્યારે પેલી મોહીની સ્વરૂપ લગાર સાન્ત મન ઠરી ત્યારે તે અપછરા સમાન સ્વચ્છ વેરાગણોને જોઇ માહ દયામણું મોહ કરી બોલી "વેરાગણ બાઇઓ મ્હારો ઉદ્ધાર કરો ને મને આપ આશ્રય ધ્યો. સ્ત્રી લાજ જાલવવામાહે મદદ દ્યો. મને આ વીખરાયલી સ્થીતીમાં જોઇ કીંવા દુર્દશા જાણી વ્યર્થ વેહમ ના ધરશો." આગલ તે બોલતે પણ વધુ બોલવાનું તેને સામર્થ રહ્યું નહી. મોતી જેવાં બુંદ તેને કપાલે ફુટ્યાં ને તેની લોચન વીંચાઇ. મૂર્છા પામી તે જાણીવેરાગણો વીજલી માફક હીલચાલ કરતી તેની સારવારમાં પડી. રત્નસીંહ ત્યાં ચોકીબાન થયોછે અને પોતાની સ્વપ્ન મોહીનીએ વીસર્યોછે. તેને મન તરેહવાર જુસ્સા થાયછે; પણ ના તેના નામથી તેને જાણતો કે કુલથી. વલી તેટલાં લગાર વધારે જત્ન થયાથી મોહીના સ્વરૂપમાં ઠીક સુદ્ધી આવી. સઘલી વેરાગણોએ તે દેખાવને ઉમંગથી વધાવી એક જુદાજ સ્થાનમાં તે સુંદરીને લઇ જઇ મેલી. રત્નસીંહને ત્યાં થોડા દીવસ રેહવાનો ઉતારો દેવામાહે પણ તે ગીરી મંદીરની વેરાગણોએ ભાવથી આદરસત્કાર કર્યો. જ્યાં રત્નસીંહ રોજ મઠના રીવાજ પ્રમાણે ભોજન કરે ને રાત્ર સારી તે મંદીરની ચોકી કરી કોઇ દુશ્મન ત્યાં તે ઉપર કે તેની લાવી મેલેલી મોહીની ઉપર ઓચીંતો હોમલો કરે નહી

તેની ખુબ તપાસ રાખે. મંદીરમાં મહીનો ગુજર્યો. રત્નસીંહે પેલી મોહીનાને ઠીક આરામ ને ચેહેરે નુર પ્રકાસ્તું જોયું. વેરાગણોએ પણ તે ફેરફાર જોઇ તેઓને વીદાય કરવાનું મન નકી કર્યુંજ. તે રાત્રે ત્યાં પુનમ હોવાથી વેરાગણો ચંદ્રના મહીમાનું મંગળ ગાઇ ભજન કરેછે અને ચક્રીઓ ફરી મનના મેળનો નાશ કરવાના જપ બોલેછે. તે સમય રત્નસીંહ તે ક્રીયા જોઇ તાજુબ થાયછે. ત્યાં તેની બચાવી લાવેલી મોહીની પણ એક લીસા બાજત ઉપર બેઠી પુનમ ચાંદની ભોગવતાં આંખોમાં આસું લાવી ગાયછે:—

પપૈયા પ્યારે પીયાજીકી બોલી ના બોલ—પપૈયા પ્યારે—
આધીઆધી રેના સીરપર દોરે, ડારૂંગી મેં પંખ્યાં મરોર—પપૈયા—
તેરી બોલી બોલું મેરા પીયુ ઘર આવે, લાખ ટકા દોંગી મેં તો મોલ—પપૈયા—

"આ અમુલ્ય માનવી દેહ સાર્થક આપવના મ્હારા પ્રાણપતી ક્યમ હોય? હું આ અજાણ ગીરીસ્થાને વેરાગણોના ઉપકારમાં ઉધરેછું. અહો નાથ આપે મને કોલ દઈ ત્યમ કોલ લઈ વરવાના લાભમાં આ શો અનર્થ ઉપજ્યોછે. હાઃ હાઃ મ્હારાં પોતાના ભાઇએ મ્હારી કોઇ લાજ લુટેછે એ ખ્યાલી ગભરાટે મ્હારાજ પ્રાણપતીનો યુદ્ધ કરી નાશ કર્યો! અહો પ્રાલબ્ધ તેં આ કુજસ લઈ ક્યમ મને આજલગી જીવતી રાખીછે? લંકાનો નરેશ જ્યારે તેના માહ પ્રતાપવાન રાજપુત્રની હાલતથી વાકીફ થશે ત્યારે તો ઉત્તર દેશ વેરાન કરવા જેટલા જુદ્ધાઓ સંગાતે તે ચઢાઈ લાવશે!

જા રે જીયા નીકસકે, નીફત લાજ ના તોએ,
પીયા ગયા તું ના ગયા, રહા લજાવન મોએ,

લંકાનો માહરાજા એક તો પોતાની પુત્રી હરણાંનું સ્વપ્ન જોઈ મરદ માત્રનો ખ્યાલ તજી વેરાગણ જેવી થયાથી વંશની શાખા કપાયાથી દુઃખી છે તેમાંહે તેનો એકનોએક માહ યુદ્ધશ્વી પુત્ર પ્રદેશી રાજ્યથી નાહકમાં મરાયા ગયાના સમાચાર જાણશે ત્યારે તેની આશા કેવી ભંગ થશે ને તેનો ગુસ્સો કેટલી હદ કુદાવશે? મ્હારો વંશ ને મ્હારા પ્રાણપતીનો વંશ નાશ પામશે. એ રેખા વીધાત્રી તેં ક્યમ નીરદય થઈ મ્હારે કપાલે લખી હશે?"

## ભોપાલી કલ્યાન—ધૃપદ.

અબ મોરી એ ગત ભયીરી—અબ મોરી એ—
નેનનમે સુરત, ચીત્તમે મુરત, મનમે ધ્યાન, રસનાપે નામ—અબ—
જબહી દેખ્યો રૂપસ્વરૂપ સાગર, ઔર ગુનગીરી પ્રાણપતી
તબહી તેં મોરી સુદ્ધબુદ્ધ સબરી સમયીરી—અબ મોરી—

વેરાગણે પોતાને આશ્રય આવનારી સુંદરીનો આ કલપાંત જોઇ તેને દીલાશો ને ઇશ્વિર ભરૂશો સમજાવા લાગી. રત્નસીંહ તેની વાતથી ચોંક્યો. તે પાસ બહુ ધ્યાણ દઈ બેઠો. તેણે તુર્ત ધ્યાણ પકડ્યું કે મને મ્હારા શ્રમનું ફળ માલ્યુંછે. મને સ્વપ્નની સુંદરીના સ્થાનની જાણ થઇછે. રત્નસીંહે આવ આદરભાવથી તે રાજપુત્રીને પ્રસન્ન કર્યો. સુંદરી બોલી 'મ્હારા રક્ષક તેં મને ઉગારીછે ને ઉપકાર કર્યોછે, પણ મને આ ભવ મ્હારા પ્રાણસ્નેહી વના કાલો અઘોર છાંયો દીસેછે.' રત્નસીંહ બોલ્યો 'મને ત્હારી કથા કેહ.' સુંદરી બોલી 'સાંભળ:—

> એક દીન કેહ ગયે અનેક દીન બીત ગયે,
> અબ્બન લીખી પ્યાર પતીયાં શેહામ્ની;
> એક જાત શાવલી, દુજી જાત શેહાવની,
> શ્રાવનમે નહી આવેંગે તો સુનાવૂંગી ડરામ્ની;
> એક રામ અથ જામ હ્રદય દુ:ખ વીશ્રામ,
> હા: હા: સારી જગત મોકુ લાગત હે બયામ્ની;
> કેહત હે મીયાં તાનસેન સુન માહરાજ વેન,
> પીયા બીના પ્રીયા બાન જૈસી જાણ ડાકણી.

"ઉત્તર દેશની હું રાજપુત્રી બસંતદેવી છું. બસંતની મજોહ મારવા માટે મ્હારા દેશમાં લંકાનો રાજકુમાર આવ્યો હતો. તેને ને મ્હારે નેનમેલો ઓંચીતો એક દીવસે સાંયકાલે થયો કે જે રાત્રે તે પોતાના સઘલા સંગ સંગાતે પોતાને સ્વદેશ જનાર હતો. આ રીતે સેજ પલક નેનન સેનનમાંહે સ્નેહ બંધાયો; તેથી તેણે પોતાના એક ખંડણ્યા રાજાની પુત્રી સાથ થનારાં લગ્નની ના પાડી. વીરસીંહ સાત વર્ષે માહ મુશ્કેલ વેઠી મ્હારે નગરે આવ્યો, તે મને ગાન્ધર્વ વીવાહ કરી વર્યો. મ્હારા બાપને તેણે ઘણુંએ સમજાવ્યું પણ તેણે પોતાની એકનીએક લાડકવાઈ પુત્રીને છેટેના પ્રદેશી રાજા સંગાતે વરાવાને ના પાડી તે હા થઈ નહી. શ્રી લંકાનો રાજપુત્ર આ નાથી બહુ ખેદ પામ્યો. તેણે મને પોતા સંગાતે લંકા લઈ જવાનો આગ્રહ કર્યો. હું, મ્હારા પ્રાણપતીના શબ્દો પ્રમાણે સ્વદેશ તજી તેસંગાતે નીકલી. ત્યાંલગી તો આરી લાગ્યાં પણ મ્હારા માહ શૂરા ભાઈ પ્રતાપસીંહે કુલની લાજમાં સર લેવું કે દેવું એ નકી મનસુબાથી પોતે જાતે એકલો અમારી પાછળ આવ્યો. તે ને મ્હારા સ્વામી બન્નેએ જ્યાંથી આપે મને ઉપાડી આ મંદીર લાવી મેલી ત્યાં યુદ્ધ કર્યું. ત્યાં તે બન્ને માહ રાજબીજોની શી અવસ્થા થઇ તે હું બરાબર જોવા કે જાણવા પહેલાં મુર્છા પામી.

**યમન કલ્યાણ—ધૃપદ.**

જબ યાદ આયે પ્રીતમ બતીયાં, ઉનકી નેહકી ગતીયાં,
ટપકે અંખીયાં, ધરકે છતીયાં, લપકે તતીયાં-જબ યાદ—
પ્રભુ કરે બેગી મીલ આવે આનંદ પૂર્ણ પ્રાણ પતીયાં
દીવસ ગીનત અંગુરી થકીયાં, છુટીયાં લટીયાં, કતીયાં રતીયાં-જબ યાદ.

પરોપકારી માહ પુરૂષ, આ સાદો મ્હારો વૃત્તાંત છે. આ બ્રહ્માંડ તેને વસ થજો ને યશ દેજો જે કોઈ મ્હારા પતીને મ્હારી સંગાતે મેલવે." વેરાગણોએ તુર્ત રત્નસીંહને ઇશારો કર્યો કે તે દુર થયો. પછે સઘળીઓએ તેને હીંમત રાખવા ને ઇશ્વરનો સમુલો આધાર પકડવાને અનેક વૈરાગ્ય બોધ દીધા. પ્રભાત્તે બસંતદેવી પવીત્ર સ્નાન કરી પોતાના રક્ષક પાસ આવી. તે બોલી "તમો સમ લો કે સત્ય સીવાય મ્હારી સંગાતે રજ નામર્દાઇ વાપરો નહી તો ત્હમારો પૂર્ણ ઉપકાર મ્હારે સર ચઢાવવામાં હું પોતાને ભાગ્યશાલી સમજીશ." રત્નસીંહને બસંતદેવીની વાણી તો કઠોર લાગી પણ સ્ત્રી જાણી કસું મનમાંહે લાવ્યો નહી. તેણે મંદીરની વેરાગણોના કહ્યાથી ત્યાંની એક આબદાર ઘોડી શૃંગારી તે ઉપર બસંતબાને ગોઠવી અને પોતે પોતાના તુરી ઉપર સ્વાર થઈ પ્રભાત સમય તે આનંદકારી ઇશ્વર ધ્યાણમય મઠક મેલ્યું.

**શ્રીરાગ.**

લે શલામ લે શલામ લે શલામ મ્હારી,
અહો પ્રભાત્ત જેજેકારી--તું લે શલામ—
એક પલક મલ ઝલક, તેજ ત્હારૂં પુજું
ગમ રૂદન શોક ફીક ભુલી જઈ ધુમું—તું લે શલામ—
ચૈન નહી ચીત નહી, દેશ દેશ હું ભમું
દામણી સમ જામણી સૈમ, પ્રેમ પ્રાણમાં રમું—તું લે શલામ—

ગીરી મંદીર મેલ્યાને સાત દી થયાછે. બસંતદેવી ને રત્નસીંહ ઠીક જગ્યે ઉતારો લેતાં ને ઠીક સમય કુચ કરતાં એક માહ વીશાલ રાનમાંહે આવ્યાંછે ત્યાં નદી વહેછે. કીનારે કીનારે રેતીના ચોખંડા ચલકેછે. થાકાં છે. વળી ભુખ્યાં છે. વળી નારાજ જેવાં થયાંછે. વળી ખબરે નથી કે કયાં આવ્યાંછે. માટે ઘોડાંથી ઉતરી ત્યાં એક સાફ બાજુ જઇ બેઠાંછે. બસંતબા બહુ દુર માહ લાજ ને મોભાથી અમી પ્રગટેછે તેટલાં તેની નજર કોઇ દુર કુસાઈ બેડેલા મરદ ઉપર પડી કે તે બોલી "રત્નસીંહ આ રાન અઘોર છતાં હાં પેલો કોઇ મણુસ બેદરકાર પડ્યોછે. તેના પોશાગ ઉપરથી તે

કુલવાન જણાયછે. આજ મ્હારી ડાબી આંખ કયમ ફરકેછે? લગાર તલાશ તો કરો કે તે પડેલો માનવી કોણ છે? મીત્ર કે રીપુ જે હોય તેનેથી જાણીતા થયાવના હ્યાં રહેવું ઠીક નથી." રત્નસીંહને બસંતદેવીની અકલ પસંદ આવ્યાથી તે દુર પડેલા પાસ જઈ તેને જોયછે તો તે કોઈ મજબુત ને ખુબસુરત શીકલનો જુવાન મરદ છે! તેના અમુલ્ય પોશાગની નીશાની ઉપરથી તે રાજપુત્ર છે તે તર્ત જણાઇ આવેછે. આ દેવને પુરો પડે તેવો વળી શૂરો પણ દીસેછે તેથી તે સામો ઉભો પુછેછે, "ભાઇ તું કોણ છે અને આ ભારી રાનમાં કયમ એકલો પડ્યોછે?" લામ્બો થઇ પડેલાએ સામા ઉભેલાને સાંભળી લગાર આંખ્યો ખોલી ફરી બંધ કરી. રત્નસીંહને તેથી તેની નીર્બળ સ્થીતી જણાઇ આવી કે જ્યાં છે ત્યાં આ પડેલાને પાંચ સાત દીવસની લાંઘણ થઇછે. તેથી તર્ત તેણે કાંઈ સુખડી લાવી તે પાસ હાજર કરી અને તે માહ જતનથી ખવાડી તૂર્ત નીરમળ જળ લાવી તેને પાયું. આ પ્રમાણે આસનાવાસના થયાથી તેને બોલવાની તાકાત આવી, અને તે બે ચાર લડરતા શબ્દો બોલ્યો તેમાંહે તો 'જેની સોધમાં બસંતદેવી નીકળી છે, તે લંકાનો રાજપુત્ર જ્યાં છે ત્યાં જણાયછે.' આ પોતાનો શક રત્નસીંહે બસંતદેવીને કહ્યો તો બસંત બાવરી જેવી ત્યાં જઈ જોતાંજ સ્વામીરાજ કરી તોતે વળગીજ. "પ્રાણપતી આપ હ્યાં કયમ આવ્યાછો? અહો ઇશ્વર ત્હારા ત્યમ વીધાત્રીના આનંદ ઉપજાવક લેખનો શો પાડ માણું? રત્નસીંહ, આપની ખેંચેલી કષ્ટીનો યશ તો મલ્યોજ. પરોપકારી, આપે મને પ્રાણ ને પ્રાણપતી બન્ને નવાજી નીહાલ કરીછે."

"પ્રાણપતી ઉઠો ને જે મનમાં શોક ઉપજ્યો હોય તે મેલી દો." વીરસીંહ આ સ્વપ્ન સમ સ્થીતીમાં ઘડીકમાં આંખ્યો ખોલી જોતો ને ઘડીકમાં તે ડાકણ ને પીસાચનું કાસ્ય માણી આંખ્યો વીંચી દેતો હતો. જ્યારે ઘણીજ મીનત ને દીનવાનીથી બસંતદેવીએ પોતાના પતી વીરને રીજવ્યો ત્યારે તે લગાર સાબેત વાત જાણી આંખ્યો ખોલી જોઈ રહ્યો. તે બોલ્યો "હાઃ હાઃ બસંતદેવી કોઈ બીજા તીરાયત સંગાતે આ રાનમાં નીકલી આવી છે? પ્રાલબ્ધ વળી આ શો ગજબ કરેછે?" બસંતદેવી બોલી "પતીરાજ આ શબ્દો મા કાઢશો. સમજો. આ શૂરા રાજકુમારે મને ને તમને સયાય થઇ જે યશ ખાટયોછે તે લગારે કલંકથી ના છેકજો." અંત્યે તે વાત તેને સમજાઈ. વીરસીંહ તર્ત તે નવા નશીબના તેજે તેજસ્વી ખડો થયો. તે ત્રણે માટી પ્રૌઢતાથી ત્યાં થોડાક વખ્ત વીશામો લઇ રહ્યાંછે તેટલામાંહે ત્યાં ત્રણ ઘોડા આકાસ સંગાતે ઉડતા ને ભુમીને ખુંદતા વંટોળ્યાજ ઉડયા

આવેછે. નથી તેઓ વૃક્ષ જોતા કે ખાડા ખબોચ્યા કે ખાણી પ્રવત્ત. સઘ-
લીજ સમાન ભુમી હોય ત્યમ રંગ માની અરણ્ય વટાવેછે. જોતાં જોતાંમાહે
તેઓ રત્નસીંહ, વીરસીંહ ને બસંતદેવી, પાસ થઇ પસાર થવાને માહ યત્ન
કસ્યા છતાં પાછળથી આવતા બાને તે ત્રણમાંના એકનો ઘોડા ઘવાણો. તે
તેના સ્વાર સંગ ત્યાં ચક્ર ખાઈ પડે તે પહેલાં સ્વાર કુદી ઉભો કે બીજા બે
જણને પોતાની વાયુસમ ઉડતી ચાલ અટકાવી દેવાની ફરજ થઇ. પાંચ
પલક તેઓ ત્યાં વીચાર કરી આગલ જવાનો દાવ રચેછે તેટલાં તે પાછલ
એક મોટી સૈના સુર્ય ઢાંકતી પ્રગટીજ! વાયુ થંભ થયો ને ભુમી કંપવા
લાગી. દસ હજાર બાનની વૃષ્ટી થવાની તૈયારી માંહે કાળ પેલા ત્રણેને
બોલાવતો હોય તેવો ત્રાસ ઉપજ્યોછે. તે ત્રણ પાછલ ત્રીસ હજાર શીપાઇ-
ઓની સૈના, એ વીચારે રત્નસીંહ તુર્ત પોતાને તુરી પેલાઓની સહાયતામાં
ચઢી બેઠો. વીરસીંહ પણ પલક વચ્ચે બસંતની ઘોડીએ ચઢી સહાય થવા
ધાયો. સૈના સામે પેલા ત્રણમાંનો એક શૂરો મોટી યુદ્ધ મચાવી રહ્યો છે
અને સઘલી સેનાનો મુખ્ય ઝાંખો પાડેછે તેટલાં તેના કરમાંની તલવાર
ભાંગી પડી! તે ગભરાયો તેટલાં તેની મદદે રત્નસીંહ ઉછળી મચ્યો કે
હજી ઘાસને કાપતાં ખેડુતને વીલંબ લાગે ત્યમ તેની વીજલી સમશેહેર
ચાલી રહી. તેની અડાઅડ વીરસીંહ પણ સેનામાં ભગાણ પાડતો પેઠો. તે ને
તેના પીતા લંકાના માહરાજાની ચક્ષુ મલી! આચંબો વ્યાપે તેટલીજ પલ-
કમાં તે યુદ્ધ બંધ પડી ને ગુસ્સાથી રત્નસીંહ ને વીરસીંહ ચકચુર દીસે
છે તેટલાં એક વૃદ્ધ સ્વાર સૈનામાં રાજાનો હોકમ સાંભલી તે ન્હાના ડલ
પાસ આવ્યો. તેણે તર્ત ભુમી ઉપર પડી જઇ શાષ્ટાંગ નમસ્કાર કરી માહરા-
જાનો પત્ર સામે ધર્યો. વીરસીંહે તે લીધો ને પોતાના સંગાતના સઘલાં
સાથ તે વાંચવા જાયછે તેટલાં બુદ્ધીસાગરે "મ્હારા મીત્ર રત્નસીંહ કે?"
એ મસ ધાંટો તાણ્યો ને આલીગણ કરી રહ્યો. આ નામ સાંભલતાં લંકાની
રાજકન્યાએ રત્નસીંહ કોણ તે ઓલખ્યો ને હર્ષ ભેર ત્યાં તે તર્ફ જોયછે તો તે
પાસ પોતાના ભાઇ વીરસીંહને જોઇ તેની અચરતીનો પાર રહ્યો નહી.
'અહો મ્હારા સૃષ્ટી તુલ્ય ભાઇ તું આજ મને મળ્યો.' વીરસીંહ પોતાની
બેહેનને જોઈ વીસ્મય થઇ ભેટેછે તેટલાં ત્યાં લંકાપતીનો હાથી રેલતો
આવ્યોજ. પીતાના પાસામાં પુત્ર ને પુત્રી ત્યમ વીયોગી થયલા મીત્રના
પાસામાં મીત્ર મહાલેછે; માત્ર લક્ષ્મીબા એક એકલી ત્યાં સઘલો સમા-
ગમ આનંદથી જોતી ઉભી છે. આ મેલો માહ ચમત્કાર સમાન ત્યાં યુદ્ધને
બદલે હર્ષમાં પુંજાયછે; એટલે વલી ઉત્તર દીસાથી મોટી સેના ચાલી
આવ્યાનો ભ્હોર ઉઠયો છે. ત્યાં સઘલાની નજર ખેંચાઇ છે. થોડી પલક

વીટી નહી કે તે મ્હોટું રાન ઉતર દેશના માહરાજાના સૈનથી ભરાયું છે. આ સૈન્ય ત્યાં આવેલાં બીજાં સૈન્યને જોઈ મોટા ગભરાતમાં પડ્યું છે તેટલાં બસંતદેવીએ પોતાના પીતાની માહ યશમાન ધજા પીછાણી કે પોતાનો તુરી તે સામે વાયુ સમાન તેજ રેલાવ્યો. તર્ત પાસ જતાં કુદી તે હાથી ઉપર બેઠેલા માહારાજાને ગલે બ્હાઝી. ઉતર દેશના માહારાજાને પોતાની એકની એક લાડકવાઈ પુત્રીના નેત્રનો મેલો થયાથી માહ આનંદ બ્યાપ્યો. લંકાની ધજા જોઈ માહરાજાએ પોતાનો હાથી પોતાની પુત્રી ગલે વલગેલીજ ને લંકાપતી સામે રેલવ્યો. તે જોતાં લંકાપતીરાજે પણ તે સામે પોતાનો હાથી પાંચ કદમ ચલાવી તેનો મેલાપ કર્યો. તે અઘોર રાને માહારાજાના સૈન્ય ને રાજ્ય તંબુના નખાયાથી માહનગ્ર સ્વરૂપ ધારણ કરયું. ત્યાં પ્રતાપસીંહ ને વીરસીંહ એક બીજા ઉપર બહુ કોપાયમાન થયા હતા. વખતે શસ્ત્ર પણ નીકલી પડત. પણ બસંતદેવીએ કરગરી ભાઇ ને પતી તર્ફ જોયાથી તે વૈર દુર થયું. બન્ને માહારાજા ત્યાં રાનમાં નદી કીનારે નગ્રસમ મહીમા કરી દઈ દેહરા તાણી ઓત્સવ રચી રહ્યા. લગ્નવીધી રાજ્યરૂઢી પ્રમાણે થઈ ને રત્નસીંહ ને મંદોદરી, વીરસીંહ ને બસંતદેવી અને બુદ્ધીસાગર ને લક્ષ્મીબાની જોડ બંધાઈ. મોતીની વૃષ્ટી માંહે લગ્ન-ક્રીયા વધાઇ. સ્વપ્ન તે સાબીતી થયામાંહે પ્રાલબ્ધની બલ્યારી ગવાઈ.

પણ તે ખુશાલી ખીલતાં માહે ત્યાં ગડબડ મચી. દુરથી યુદ્ધ વાજીંત્રોના શરોડ સંભલાયા. ત્યાં સર્વ જન મોટું મોહડું કરી જોયછે તેટલાં ભાલા ને ધજાના ઝમઝનાટ ને રોષથી વાયુ તે ડલસ્વાધીન સેવકપણું કરતો હોય ત્યમ ત્યાં માહાન આર્ય યૂદ્ધાઓની સૈનાની ટુકડીબંદ ટુકડી ચાલી આવેછે. પાયડલ ને સવાર લડવૈયા કોઇ માહ જીત કરવાને ઉમં-ગમાં હોય ત્યમ ક્ષત્રી ઉલટે હીંદુધર્મ વર્ત સાંધણે ત્યાં આવ્યા. પણ બ્યારે તેના માહરાજા ને સેનાધીપતીએ બીજી આર્ય સૈના ને સેનાપતી ને માહા-રાજાઓની ધજા ને શસ્ત્ર સજેલા યુદ્ધા જોયા ત્યારે તેઓ ત્યાં ઠરયા. એક રાજય કાસદ તર્ત બન્ને ડલવચ્ચે આવજાવમાં પડયો; ત્યારે જે ધાસ્તી ઉપજી હતી તે ખુશાલીમાં બદલાઇજ. નવો સૈનડલ ને નવો માહરાજા ગોડબંગાલાનો માહરાજા ઉદયસીંહ હતો. તે પોતાના પુત્ર ને તેના મીત્રના સાત વર્ષ થયાં બ્યોગ થયાના ઉદાસ સ્વભાવે પાટવી કુવરની ખોલ કરવા દેશ દેશ ફરતો ને શલામી લેતો ત્યાં તલગ આવ્યો હતો. તેણે બ્યારે તે માહ ભાગ્ય પ્રાપ્ત થયાના આનંદમય સુસમાચાર સાંભળ્યા ત્યારે પોતાના ઉજલા ગજને ત્યાં મલેલી શભા સામે રેલાવ્યો. પીતા ને પુત્ર તુર્ત ગલે લાગ્યા. બુદ્ધીસાગર માહારાજાના ચરણે પડ્યો. તેને પણ બંગાલપતીએ પોતાને

ગલે વલગાવી માહ હર્ષના ખીલતા સુખથી ફરી નવજવાન બન્યો જણાયછે; તેટલાંજ ચંદ્રસમાન મંદોદરી માહરાજા સામે પોતાની શાહીલીના જુમખા સંગાતે આવી કર જોડી ઉભી. રત્નસીંહે તુર્ત પોતાના પીતાને પોતાની અર્ધાંગનાને દેખાડી આશીર્વાદ ચાહ્યા. ઉદયસીંહે તે આશીર્વાદ દીધા સંગાતે કોટી મુલના રત્ન ને મોતીના ઉમદા ઘરેણાની પહેરામણી કરી. બુદ્ધીસાગરને ઈનામમાં જાગીર ને લક્ષના દાગીના નવાજ્યા. રત્નસીંહ ફરી રાજ્યભુષણ ને માહ યશમાન પ્રતાપી શુરો પ્રજાપતી કેહવાયો. બુદ્ધીસાગર તેનો મસલહત્યો ને ખાસ પ્રધાન નેમાયો. એ રીતે સ્વપ્નું સફલ થઈ ગૌઢબંગાલનો માહરાજા માહ આનંદ પામ્યો.

---

## શાહાનશાહ અકબર ને લાડકપૂર ગવૈયા.

લાડકપૂર એક દીવસ પાદશાહ અકબર પાસ અચ્છું ગાયા. પાદશાહે રીઝી ખુશ થઈ હાથી ભેટ કરયો. તે ઘર લઇ ગયા. વરસ એક પછે બન્ને ભાઇઓના દીલમાં આવ્યું કે આજે જઇ હાથી કેટલું ને કચમ ખાયછે તે જોઇયે. એ ખ્યાલથી હાથીની ખાવાની વેળા તે સામે સેતરંજી પાંઠરી જઇ બેઠા, પણ હાથીનું ખાવાનું જોઈને અકલથી ચકીત થઇ પોત પોતામાં બન્ને ભાઈઓ ફીકર કરવા લાગ્યા. લાડકપૂર પર્સપર બોલ્યા, પાદશાહે આ હાથી નથી નવાજીશ કરયો, કોઈ બરી બલા આપણી પાછલ લગાડી છે. નહી એ વેચી શકાય, કે નહી કોઇને આપી શકાય; જો એ હાથી હઈ ઘણા દાહડા રહ્યો તો એની આ ખાણી પીણી આગલ આપણું ગાવું બજાવું સઘલું ધુલ મલશે. એ કહી પછે અકલ દોડાવી મનમાં સમજી કરી ઢોલક, તંબુરો, સારંગી તે હાથીના ગળે બાંધી તેને છોડી દીધો. તેણે નગરમાં જઈ ધુમ મચાવી. તેથી નગરના લોકોએ પાદશાહને ત્યાં જઈ ફરયાદ પોકાર ઉઠાવ્યો. પાદશાહે કહ્યું, "જોવો કોણનો હાથી છે?" તલાશ્યાઓએ આવી કહ્યું "ખાવીંદ હાથી તો લાડકપૂરનો છે." હોકમ કરયો "લાડકપૂરને બોલાવી લાવ." સ્વારો જોતાંજ લાડકપૂર તર્ત તેઓ સંગાતે આવ્યા. ગવૈયાને જોતાંજ પાદશાહે ગુસ્સો કરી કહ્યું "કચમ રે? મ્હારા બક્ષેલા હાથીને છુટો મેલ્યો?" લાડકપૂર હાથ જોડી કહેવા લાગ્યા "ધર્મરાજ અમને જે સંગીત વીદ્યા આવડતી હતી તે વરસ એકમાં હાથીને સઘલી શીખવી ઢોલક, તંબુરો, સારંગી તેને સોંફી દીધાં કે બાદશાહી નગર છે તેમાં જઈ કમાય તેમાંથી કઈ પોતે પણ ખાય ને કંઈ અમને પણ ખવાડે." એ શ્યાણપણ સાંભલતાંજ પાદશાહે પ્રસન્ન થઈ હસી દઇ તેઓનો અપરાધ ક્ષમા કીધો અને હાથી પાછો લઈ તેઓને એક ગામ બક્ષીન્દા કર્યું.

# શૂરવીર જગદેવ પરમાર.

"હીમત દુરજોધંન રાખી તો ધૂત રમાડયા,
પોઢા પાંડવ પાંચ ભવન પ્રતી ભવન ભમાડયા,
હીમત શ્રીહરીચંદ્ર રાખી તો પદવી પામ્યા,
હીમત અર્જુન ઉર, રાખી તો દુખદીન વામ્યા."

માહારાજા ઉદયઆદીત પ્રાચીનકાળમાં શ્રી માળવા દેશમાં રાજ્ય કરતો હતો. તે માહ હીમતવાન, પરાક્રમી ને શૂરવીર હતો. પ્રજાપક્ષપતી ને રીપુ રાજ્યનો કાલ હતો. વળી સ્વભાવમાં માહ ટેકેલ ને ઇર્ષા રહીત હતો. તે શૂરા માહારાજાની બે પટરાણી હતી. એક માનીતી ને બીજી અનમાનીતી હતી. અનમાનીતીથી જગદેવ રાજકુમાર અવતરયો હતો. માહરાજાની તે ઉપર માહ પ્રીતી ને ભાવ છતાં માનીતી તેનો યોગ્ય આદરસત્કાર થવા દેવામાંહે હરદમ ખલલ નાખતી હતી. જગદેવ કાંઈ ખુબસુરત હતો નહી પણ માહ શૂરવીર ને મોહીની પ્રેમપર્પૂ હતો. તેની શીરાઈ દુશમનોના દીલમાં ત્રાસ પાડતી. તે અછો સૈનાધીપતી નીવડયો હતો. અને તેના સદ્‌ગુણોની વખાણ ઉડતી ગાય ટોલીના રાજ્યાધીરાજના સાંભળવામાં આવી તેથી તે માહરાજાએ માળવાપતીરાજને પોતાની રાજકન્યા જગદેવને દેવાનું માગું મોકાલ્યું. આ બળવાન સગાઇ નહી થવા દેવામાં માનીતી રાણી માહ આગ્રહથી મથી પણ તેમાં તેનું અંતયે કાંઇ ના ચાલ્યું ને જગદેવની સ્વારી તેની પદવી પ્રમાણે મ્હાન જાન સંગાતે આગલ ચાલી. જગદેવની જાનમાં વીસથી ત્રીસ હજાર પરમારો સામીલ હતા. તે જાન મ્હોટી સામગ્રી ને રજપુત રીતભાત ત્યમ ખુબીથી ચીકાર હરોલબંદ મંજલ દર મંજલ પોતાનો ઉતારો નેવીશ્રામ કરતી જતી કોઇ યશમાન પ્રવાસમાં મજો માણતી હોય તેવી દબદબો મારતી હતી. આ જાન જ્યારે ચૌરા રાજ્યની સીમામાંહે આવી ઉતારો લઈ રહીછે ત્યારે તે જાન ને જગદેવના માહ વખાણ ચૌરા માહરાજાને જાણ થયા. "શ્રી માલવાનો શૂરો જગદેવ મ્હારી ભાગોલના ઉપર લગી આવ્યોછે તો આ તક જવા દેવામાં લાભ નથી;" તેથી તેણે

તર્ત પોતાના પ્રધાનો ને મસલહત્યાઓને તે શૂરા રજપુત રાજપુત્ર પાસે મોકલ્યા. તેને પોતાની દરબારમાં બોલાવી મોટા માન સન્માન ને રાજ્ય પહેરામણી ને ભેઠ સંગાતે પોતાની પદ્મિની રાજપુત્રી વીરમતીદેવી સંગાતે લગ્ન કરી દીધું. જગદેવ ચૌરી રાજકન્યા સાથ પરણ્યા પછે ગાય ટોળીના રાજાની કન્યા મુક્તાદેવી સંગાતે પરણ્યો અને મોટી પ્રતીષ્ટા ને પ્રીતી પામી ત્યમ અન્મોલ રાજ્ય પહેરામણી ને ભૂષણોથી નખસીખ ગરક પોતાને સ્વદેશ ફર્યો ત્યાં પોતાના પીતા માહરાજા ઉદયઆદીતના ચરણે આશીસ લેવા સીર નમાવી રહ્યો. આ સમય માહરાજાની દરબાર સઘલા તેના ખંડણ્યા ઠાકોર ને ભાયાતોથી ચીકાર હતી. વૃદ્ધ ને પંડીત પ્રધાણો ને મંત્રીઓ પોતાના રોબ ને દરબાર શૃંગારમાં ત્યાં હાજર હતા. પ્રજા પણ પોતાના રાજાના માહ શૂરા કુમારના દર્ષણ કરવા ત્યમ તેના ભાગ્યના વખાણ યોગ્ય ઉદયને હર્ષથી ન્યાલવા ત્યાં ટોળે ટોળાં હાજર થઇછે. રૂષી, જોશી ને જોગીઓના ઝુમખા દરબારની હવેલીને ઘેરી ઉભાછે. પંડીતો ને ભાટો ઉમેદ સંગ ત્યાં રાજપુત્રના લગ્નના મહીમાની બક્ષેશ લેવા માટે આવી હશી હશી પર્સપર વાર્તા કરેછે; તેટલાં ત્યાં માહરાજાના મુખથી કડવા વેન નીકળ્યાં. માનીતીના પરાક્રમ ફાવ્યાં. પીતાના ક્રોધવાળા કડવા શબ્દોથી શૂરા જગદેવની મતી ગુસ્સાથી ઘેરાઈ. તે તુર્ત દરબારથી નીકલી પોતાની માતા પાસ આવ્યો. માતા ચરણે પડી બોલ્યો, "માહાદેવી તુલ્ય માતા આજ મ્હારા બળિયા પીતાએ મ્હારૂં અપમાન કર્યુંછે. હું રજપુત છું. રગેરગ રજપુત લોહી ને આબ ને ઇમાનનો ઘડાયોછું, તો હું કોઇનું અપમાન સહન કરીશ નહી. પૃથ્વી મ્હારે માટે બ્હોલી ને ખુલ્લી છે. સ્વદેશમાં પોતાના પીતાથી અપમાન પામ્યા બદલે પ્રદેશમાં બીજા પારકાથી માન પામી પડીમાંહે રહેવું મને વધારે પ્રીય છે."

"શૂરવીરને એક શસ્ત્ર, પંડીતને એક માહ પુરાન,
મૂનીવરને એક પુન્ય, તપેશ્રીને એક માહ રાન.
છત્રપતીને એક રાજ્ય, સત્યાને એક શ્રેષ્ટ પ્રાણ,
ઉંચબીજને એક સલામ, રાજપુત્રને આદરમાન."

"હજી તું બાળ્યાવસ્તામાંહે છે. સૃષ્ટીના પ્રપંચનો તને લેસ અનુભવ નથી. ના તને ઉતરદીશાની જાણ કે દક્ષણદીશાનું ધ્યાણ. અહો પ્રીય પુત્ર આ ત્હારી ભોલી હાલત ને બાલકસ્થીતીમાં તું ક્યાં રાજ્ય કે આશ્રયમાં જઈ રહીશ? પ્રદેશ ખેડવું ને પ્રદેશીઓ સંગ મલી કામ લેવું તે ત્હારેથી ના બને તેવી વાત છે." જગદેવ માહ આગ્રહ કરી કરગરી બોલ્યો "ના

માતા તું મુજા. હું રાજબીજ છું. મ્હારો માર્ગ કાઢવાને મને ઇશ્વર સહાય થશે. હું કોઈ મ્હોટા છત્રપતી રાજાને ત્યાં નોકરીમાંહે રહી મ્હારાં બળ ને શૂરાતનથી ત્યાં મ્હારી નવી હાલત રચીશ. માત્ર માતા તું મને ત્હારા સ્વચ્છ આશીર્વાદ દીયે કે સઘલી સહાયતાનું સૈન્ય મ્હારી બન્ને બાજુ આવી મળ્યુંજ." માતા અંત્યે પુત્રના આગ્રહ ને દયામના મોહથી રીજી બોલી "જા માહ અન્મોલ પ્રાણપુત્ર તું આનંદમાહે નામ કાઢજે." આ ધીર વચનો બોલતી માતાને તે સાંભળી ચરણેથી સર ઉઠાવી ખડો થયો. તેણે તર્ત ઘોડશાળાથી એક સરસ તેજ આબનો તુરી પસંદ કરી લીધો. માતાએ મોહરની બે કોથલી ને રત્નોની ત્રણ ડબ્બીઓ આપી તે સંગાતે રાખી; પછે શૂરવીરના સઘળાં શસ્ત્ર પોતાને બદન સજી લઇ પ્રાણ સમાન માતાને પ્રનામ કરી ઘોડે ચઢી બેસી ચાલ્યો.

ઘણે દી માહ મંજલ કાપી ચૌરા રાજાની રાજધાણીની ભાગોળ બાહેર એક બાગ છે ત્યાં વીસામો લઈ સુતો. આ રાત્ર પદ્મિની વીરમલી ફલાર કરવાને ત્યાં પોતાની શાહીલીઓ સંગાતે આવી. બાગ પણ તેનો ને સઘળો કાબુ પણ તેનો તેથી તે તે ચંદની રાત્રે પોતાની શાહીલી સંગાતે નાઃના પ્રકારના પ્રેમ હાશ્ય કરી જ્યાં ત્યાં રીજી રાજી થઈ તાજાં તાજાં ખીલ્યાં ફળ ઝાડથી તોડી ખાયછે ને પસપર ફેંકેછે; તેટલાં એક શાહીલીને રાજપુત્રીએ કાચું બોર માર્યું તે તેને જોબન લાગી તેના મોહથી ચીસ પડી, વળી ત્યાં લગાર ઠોકડ ખાઇ પડી તો કોઇ માનવી સુતોછે તે ઉપર પોતાને પડેલી જાણતાં ચમકીજ. ચોકસીથી નજર કરી જોયછે તો કોઈ શૂરો સઘળે શરીર શસ્ત્ર સજી ત્યાં થાકી સુતોછે અને તે સામે તેનો અધ લક્ષની કીંમતનો ઘોડો ઉભોછે! તુરી રંગે ઉજળો, ઉજળી ચળકતી ચાંદ-ણીમાં ચાંદી સ્વરૂપ કરામત સમાન શોભી રહ્યોછે. જ્યારે ખુબ ન્યાલી શૂરા સવારનું મુખ જોયું ત્યારે તો શાહીલીની બુદ્ધી ખસીજ "અરે આ શૂરવીર જ્યાં છે ત્યાં રાજપુત્રીનો પતી છે!" તેટલાં ત્યાં હાશ્યવીનોદની ગાંડી થયલી સઘળીશાહીલીઓ આવી ઉભી. સઘળીઓએ સુતેલા શૂરવીરને ન્યાલી ન્યાલી જોયો. એક તુર્ત દોડી વીરમલીને કહેવા લાગી "બા સાહેબ આ-પનો ભથાર આપણા બાગમાં આવી સામા તૃવર નીચો નીંદ્રાવસ થયોછે. શરીર સઘળું શસ્ત્રમાં ગરકાવ છે. અન્મોલ તુરી સામે ચરેછે. કૌતુક થયુંછે કે પાતાળ ફાટી માંહેથી કોઈ અદ્દ્ભુત ચમત્કાર સમાન તે રાજ-પુત્ર નીસર્યો હોય કીંવા આકાસથી ઉતરી ઇંદ્ર હ્યાંનીહરાંઇથી આનંદ પામી નીંદ્રાવસ થયો હોય!"

ચૌરી વીરમતીએ સઘળી શાહીલીઓને ફરી ખુબ ચોકસીથી તપાસ કરવા કહ્યું એમકે ભ્રથારના મોહો સીવાય બીજા કોઇનું મુખ જોવાય તો તત્કાળ આત્મ ત્યાગ કરવો પડે. જ્યારે સઘળીઓએ પુરતી ખાતરી કરી કહ્યું ત્યારે તે આકુળ વ્યાકુળ થયલી પોતાના નીંદ્રાવસ પતી પાસ આવી બેઠી. તેને પ્રેમ ભાષણથી મોહ કરતી ને મનમાંહે હજાર અંદેશા લાવી જગાડી માહ હેત કરી બોલી.

"આ બાગમાંહે એકલા કયાંથી આવી નીંદ્રાવસ થયા હતા? અરે આ તમારા મેલાપનું ભાગ્ય પ્રાપ્ત થયું તે માટે આ મ્હારો પ્રાણ આપ ઉપર ફીદા કરૂંછું. અહો સ્વામીરાજ આપ એકલા આ હાલતમાં કયમ? ના કોઇ સાથી કે શીપાઈ ને આ દેશવટો લીધા જેવી હાલતમાં આવ્યાનો શો સંબંધ?" જગદેવે પોતાની પ્રીય પ્રીયાને જોતાંજ મ્હોટા પ્રેમથી તેની ભેટ લીધી; પછે સઘલી વીટક કહી બોલ્યો "પ્રાણપ્રીયા હું પ્રદેશ કોઈ રાજાની નોકરી મેલવવા જાઊંછું. પણ મ્હારી બીના કોઇપણ કાનને સંભલાવતી ના." પીય પ્રીયા વાત કરેછે અને માહ પ્રેમમાં પર્સપર બેઠાંછે તેટલાં તેના ત્યાં આવ્યાની વાત મ્હોલમાં પ્રસરી. નગરે પણ પોતાની રાજપુત્રીના પતીને આવકાર દેવા પર્વ શમાન મહીમા દીપાવ્યો. રાજ મ્હોલમાં ને સઘલી સરકારી દરબારોમાં દીપકમાલાઓ લાગી. જગદેવને મોટા ઠાઠમાટ ને ભારી ધામધૂમથી રાજ્યધાણીમાં લઈ જઈ માહરાજાએ મોટાં હેત આદરસત્કારથી આવભાવ દાખવ્યો. જગદેવ પણ પોતાની પ્રીયા સંગાતે ત્યાં સાત દીવસ ચેન ચમનમાં રહ્યો. દરબાર ને નગરે તેના માનમાં જેટલા દીવસ તે ત્યાં રહ્યો તેટલા દીવસ વીચીલ રંગરાગ ને ઓત્સવ બાજીમાં ગુજાર્યા. ચૌરા માહરાજાએ પોતાના જમાઇ જગદેવ પરમારને સઘલો રાજ્યનો અખત્યાર આપી પોતાને ત્યાં રેહવાનો આગ્રહ કરવાની અવધી કરીજ; પણ જગદેવ 'નાથી હા' પઢયો નહીજ. "પ્રવાસ કરી પ્રદેશ ફરી મ્હારો નશીબો અજમાવવો એ માત્ર મહારો હેતુ." ચૌરા માહરાજા કાંઈ તેને વીહલો મેલ ને એકલો પ્રવાસ જવા દીયે? અંત્યે માહરાજાનો બોલ ઉપર રહ્યો, તોય જગદેવે ભ્રતખંડમાં પ્રવાસ કરી શૂરાતન ને સાહસ બજાવી કીર્ત ખાટવા માટે રજા મેલવી. ચૌરી વીરમતીને ઘણી સમજાવી પણ તે તો સંગાતેજ પ્રવાસમાં થવાને હટ પકડી બેઠી. પદ્મિની બોલી "પ્રાણપતી વસ્તુનો છાંયો વસ્તુથી જુદો હોયછે કીંવા જુદો કરી શકાયછે? એમ બનતું આપ જાણતા હો તો મને ઘાં જુદી મેલી જાવો." અંત્યે પ્રાણપતી ને પ્રાણપ્રીયા સંગાતે પ્રભાત્તમાં ન્હાના રીસાલા સંગાતે પ્રવાસમાં નીકળ્યાં. જગદેવે

પટણને માર્ગ જવા કહ્યું. રીસાલામાંના સવારો બોલ્યા "ટુંકે માર્ગે જતાં તો વાઘ વાઘણનો ભય છે. આ માર્ગે જતાં મોહન શૂરવીરોના પ્રાણ મીથ્યા થયા છે. મુદત થઇ આ માર્ગ બંધ પડયોછે. લામબે માર્ગે જવા માહે ક્સો સો નથી." જગદેવ બોલ્યો "તમને સુખે મ્હારી રજા છે જેઓને ટુંકે માર્ગે પટણ આવવું નાગમતું હોય તો." રજપુત સવારોને શરમ પ્હોંચી. તેઓ તે જ્યમ કહે ત્યમ કરવાને કર જોડી તાબે થઇ ઉભા. એમ આ ન્હાનો રીસાલો પટણને ટુંકે માર્ગે પડી સેજ સાત આઠ કોસ તે માર્ગ કાપ્યો કે વીરમતીની નજરે વાઘણ પડી. પ્રીયાએ પીયાને તે ભયન્કર જાનવર દેખાડયું કે જગદેવની ધનુષ્યને હર્ખ વા થયો હોય ત્યમ તે શૂરનો સ્હોર કરવાને પોતામાં મેલાયલાં બાન સંગાતે તડાક તડાઇ! જગદેવ બોલ્યો "વાઘણ તું સ્ત્રીજાત છે માટે મ્હારી સામા આવીશ મા. સમજી તુર્ત જમણા કે ડાબા પાસમાં ફરી જા." વાઘણે પોતાને સ્ત્રીવીશેષણ લગાડેલું સાંભલી પંજા ઉગામ્યા. જાતીજ રૂધીર પીવાવાલી તેણે જગદેવ ઉપર છલાંગ મારીજ. તે ધનુષ્ય ક્યમ શાંખે? તેણે તેનાં ઉછલેલાં વીક્રાલ અંગ ઉપર પોતાના બાનને ફેંકયો. તે તત્કાલ તેના કપાલે લાગી દેખતાં દેખતાં ચક્રી ખાઇ મુઇ પડી.

આ મોહ બલ ને ધનુષ્યબાજી જોતાં તેની સંગનો ન્હાનો રીસાલો દંગ થયો. હજી આ સાહસની શાબાસી જીબ મુખમાહે બોલતીજ છે તેટલાં વળી વાઘ ભાદરવા ગ્રજના સમાન ગરજતો ઉછાલાપર ઉછાલા મારતો અને રાક્ષસોના હૃદય કંપાવતા કુદકડા મેલતો આવ્યોજ. જગદેવની ધનૂષ્યને સાહસ ચઢ્યું. બાને વલી તે સાહસમાં શૂર મેળ્યું ને જગદેવ મોહ શૂરાતનથી ધાંટો પાડી ઉઠયો, "રનસંગ્રામી શૂરવીર સંગાતે સત્રૂતાથી સ્માગમ કરવામાં સાર શો? બાજુ થઇ જા નીકર વાઘણને મલવા તૈયાર થા." વાઘે પોતાની પ્રીયા વાઘણને વગડામાંહે ચટીપાટ પડી જોતાંજ તેની ચક્ષુમાં અગ્ની ચાહ સલગીજ. તે તુર્ત અગ્ની ઉછાલાના છલાંગ મારતો ને પ્રવત્ત ધ્રૂજે ત્યમ પંજા ભરતો શૂરવીર સત્રૂ સામો થયો અને ધનુષ્યના બાનનો શીકાર થઇ ધઝ કરતો શબ થઈ ત્યાં સામે પડયો. જગદેવને તે જોડું મારવાનો શોક ઉપજ્યો. ચૌરી વીરમતી બોલી "પતી એ માંહે શોકય છાજતો નથી. એ તો રજપુત કીર્તકાસ્ય છે."

આ અઘડા માર્ગે અનેક આફતને ટારી કરી શૂર જગદેગ પોતાની પ્રીયા વીરમતી સંગાતે પટણ પ્હોંચ્યો. પેલો સઘળો રીસાલો ભાગોલ બાહેરથી તેને સ્વદેશ રવાના કર્યો. ત્હાં વલી વીરધીર સંજોગ બન્યો. કોઇ કપટીના કપટે જ્યારે જગદેવ પટણપતીરાજની દેવડીએ પોતાની નોક-

રીની ખોળ કરવા ગયોછે ત્યારે પદ્મિની વીરમતીને દગાથી તેના પ્રાણપતીના નામે તીરાયત પાસ ફસાવી. તે તેની આબરૂની હાલહવાલી કરવાના કનિષ્ટ ખ્યાલે ખુબ તેજ ઉપર આવ્યો. તેને તે સત્ય વીરમતીએ બહુએ સમજાવ્યો છતાં નહીજ સમજ્યો ત્યારે પોતાના પતીની શીરોઇ લઈ સાફ કર્યો. આ ખુન થયાથી શેહેરમાં શ્હોર ઉઠયો. રાજાના શીપાઇઓ જેમ જવના દાના ઉપર ખબુતરો ઉલટી પડે ત્યમ ચૌરીના વીશ્રામ ઉપર ઉલટયાજ. ચૌરીને પકડી રાજાપાસ ઈનામ પામવાની લાલચની જુહુમમાં આવેલાને ચૌરીએ બહુએ સમજાવતાં નાસમજ્યા ત્યારે તે માહેના મુખ્ય ૭ જણને મસાનની શેહેલ મારવા મોકલી દીધા. આ યુદ્ધ રંગ ચઢયાથી એક સ્ત્રીજાત ઉપર સો શીપાઈઓ શૂર મચાવવા પડ્યા. આ સઘળા નાવાફીફો સામે વીરમતી કોઈ વીરસીંહણ હોય ત્યમ પોતાના બચાવમાહે પતીની શીરોઈ લઈ થઇ રહી હતી. રાજાને જાણ થવાથી તે પણ ત્યાં આવ્યો હતો. તેણે આવતાં તે ઢીંગાણું નરમ પાડીને ચંદ્ર ચૌરીને ભયભીત થઈ પુછયું કે આ ખુનસનો શો અર્થ? માહરાજાનીજ પુત્રી, વલી રજપુત ઉંચ કુલ ને જગદેવ પરમાર જેવાની પટરાણી તેણે રાજાએ દેખાડેલા ગુસ્સાથી દસ ઘણા વધારે તીમાખ ને ગુસ્સાથી પટણપતીરાજને જવાબ દીધો. "આ કપટ છલ ભેલ શેહેર છે. આ કોઈ કપટ કરી મને મ્હારા સ્વામીથી બ્યોગ પાડી હ્યાં ઠગી લાવ્યોછે. તે કનિષ્ટ મ્હારી પતિવર્તની પ્રતીષ્ટા ઉપર હાથ નાખવા આવ્યો તેમાંથી આ વીરરસબાજી બની આવીછે. હું રજપુતની પુત્રી ને રજપુતની વહુ છું માટે મ્હારી આબરૂ ઉપર કોણની મગદુર છે કે અવતારને ઉછાળશે? માટે આ સાહસ થયુંછે. હજી પણ કહુંછું કે આ હરામખોરોનું હુલડ નરમ પડશે નહી તો હું જ્યાંલગી મ્હારામાં મ્હારૂં એક રોમ હીલતુંછે ત્યાંલગી લડી આ સઘળા નીચ પાપી જણોનો કાળ આણીસ. વળી પણ આ નક્કી જાણવું કે હું મ્હારો પ્રાણ મેલીસ તે આગળ આ સઘળા ષઠના શરીરની ચટણી કરીશ. મ્હારો પતીરાજ શેહેરમાં છે; તે પોતાની ઈચ્છા પરીપૂર્ણ કરવા રાજાજીને મંડીરે ગયોછે." આ ભાષણ થતું હતું તે વખત એક શૂરવીર થોડા કદમ ચાલી રાજા પાસથી ગયો. તે જગદેવ પરમાર પોતે હતો. તેણે વીરમતીને સાધ મારચો. પદ્મિની વીરમતીએ તર્ત પોતાના પતીનો સાધ સમજતાં બારણું ખોલ્યું ને પતીની બાથમાં નવધાર આસુંથી ગરકાવ જઈ પડી. પટણના માહરાજાએ આ દેખાવ જોઈ પોતાની નામોશીની લાજ પકડી કે જ્યાં છે ત્યાં આ માહ શૂરવીર જગદેવ પરમાર પોતે છે. માહરાજા પછે મોટા માનસહીત તે બન્ને પાસ જઇ ઉભા. ચૌરી વીરમતીને મોટા આર્જવથી પટણપતી બોલ્યો "તું

મ્હારી પોતાનીજ કન્યા છે." ખવાસોને હોકમ કર્યો ને મીયાના ત્યાં ખવાસણો સંગાતે હાજર થઇ તે માંહે વીરમતીને બેસાડી પોતાના એક મેહેલમાં રવાના કરી. શૂરવીર જગદેવને મોટા મરતબાથી પોતાનો ખાસ અંગરક્ષક લાખ મોહોરને દરમાયે નેમ્યો. લાખ મોહોરનો દરમાયો ને ખાસ અંગરક્ષકનો ઓહ્દો એથી સઘળી રાજ્ય દરબારે જગદેવ ઉપર ઇર્ષા ધરીજ. જ્યાં ત્યાં તે નેમનુક માટે ટીકા ને તીક્ષણ શબ્દોની વૃષ્ટી ચાલીજ.

એક સમય ભાદરવા અંધારી અઘોર રાત્રે વીજલી ઉપર વીજલી આકાસ ફાટીને પડેછે. મેઘ કહે કે મ્હારૂં કામ! ઈંદ્રની સવારી પુર્ણ બળવીર વરષેછે. વાયુ પોતાના જોર ને તેજમાં માહ પરાક્રમી તુફાન ફુકતો ફુકરાયછે; ઉજલ સ્વરૂપ નામે તે કાલી રાત્ર ગલી ગઈ હોય તેવો ત્રાસ ને ધુંજારો થયોછે. તે અઘોર રાત્ર સમય માહરાજા પોતાને મહોલ આકાસનો કાલો પ્રકાશ ને તુફાનના ત્રાસનો ભંડાર જોયછે તેટલાં તેના કાનને ઘડીક હાશ્ય શશેદ ને ઘડીક શોકય શશેદ થતો સંભલાયો. માહરાજા આ નવીનતાથી બેચેન થઈ ધુમ્યો. તેના મનમાં કોઈ અલોકીક ધુની આવી ગઈ. ઘડીમાં આનંદ ને ઘડીમાં વીલાપના અવાજે તે અંધારી ભાદરવા રાત્રે રાજાના મનને પલેપલ બેચેની વધતાં અંત્યે અંગરક્ષકને બોલાવ્યો "કોઇ છે?" માહારાજાના મહોલની રાત્ર ચોકીમાં સો શૂરા વીરધીર શીપાઇઓ રહેતા તેમાંથી જ્યારે કોઇએ જવાબ આપ્યો નહી, તે વેલા જગદેવ પરમાર તેનો ખાસ અંગરક્ષક હાથમાં નાગી તલવાર પકડી માહરાજાના મહોલ બાહેર ચોકી કરતો બેઠો હતો, તેણે દુરથી રાજાનો સાધ ઓલખ્યો ને જવાબ દીધો "શી આગ્ના માહરાજ?" માહરાજા બોલ્યો "જગદેવ કે?" "શો હોકમ?" ફરી જગદેવ બોલ્યો. રાજાએ તેને સાંભલતાંજ પેલા આનંદ ને વીલાપના અવાજથી વાકેફ કરી તેનો મુદ્દો લાવવાને હોકમ કર્યો. જગદેવ તર્ત રાજાના હોકમ ઉપર પોતાને તુખી સ્વાર થઈ ત્યાંથી ઉડ્યો. માહરાજા, ભાદરવાની રાત, વળી તે માહ અઘોર બ્યામણી, વળી તે વખ્ત ઈંદ્રકલા પૂર્ણ તુફાને ત્યમ વીજલી તો માહવીર જોવાના હાંજા લેવાડે તેવી વીશ્મતાજ પ્રકાશતી હતી; તેવે ત્રાસદાયક ને મુરડાંના ભુત ફરતા સમયે જગદેવ જે લક્ષ મોહોરીનો દરમાયો ખાયછે તે પોતાનું કામ બરાબર બજાવે છે કે કયમ તે જોવાને તુર્ત અંધાર કવચ્છ અંગ પહેડી તે પાછલ નીસર્યો; છુપો થઈ નીસર્યા આગલ વળી તેણે પોતાના માહ શૂરા સઘલા મહોલ ચોકીબાનો ને આસપાસ ફરતા શીપાઇ પોરેગીરાને તે સાધનો બોલ કરવાને તાકીદ કરી. તે સઘલાએો પણ 'જ્યમ હોકમ માહરાજનો'

કહી તર્ત તૈયાર થઈ તે આનંદ ને વીલાપ ઉપર ધાયછે. તેટલાં વરસાદના માહ તુફાન ને વીજલીના સપાટાથી તે સઘલા તો અસલ મુઆફેક ગરમ ઉનના ડગલા પોતાને અંગે લપેટી કરી બ્યમના ત્યમ ઉંધી પડયા ! જગદેવ કોઇ માહ શૂર સ્વરૂપ સમાન, તે કાલી રાત્રે પહેલાં વીલાપ શબ્દો ઉપર પોતાનો તુરી યાહુમ દોડાવી આવ્યો. તે પુર્વની ભાગોલમાં મહોટા દરવાજે આવ્યો તો તે બંધ જોતાંજ "યશમાન તુરી ત્હારૂં આબ દેખાડવા આ વખત તું હારી મા ખાઇશ" કહી ઘોડાને એક એડ મારી એવોતો ગાનધર્વ સમાન ઉડાવ્યો કે દેખતાંજ ભાગોલ પસાર કરી ! કે ત્યાં ઔર પણ વધારે કાલી રાત જગ્યામાં ત્રણ વૃદ્ધ સ્ત્રી રોઇ રોઈ વીલાપ કરેછે ! તેઓ પાસ જઇ તુરી થોભાવી ઉભો ને પછે પોતે ખુબ ઠીક નજર કરી તે સ્ત્રીઓને પુછે છે "અહો તમો કોણ છો ? ડાકેણ છો કે પીસાચ કે પ્રેત છો? કે આ ભાદ્રપદની માહ અઘોર રાત્રે દુઃખ ને શોકના વીલાપમાં પડયાંછો. ને કલપાંત કરો છો?" પેલી સ્ત્રીઓ શૂરા જગદેવને જોઇ બોલી "માહવીરા જગદેવ તું આ બ્યામની માહકાલી રાત્રે આ વગડામાંહે કયાંથી આવ્યો છે?" જગદેવ પેલી સ્ત્રીઓને પોતાનું નામ સ્પષ્ટ દેતાં સાંભલી આચંબો પામ્યો ને બોલ્યો. "હુ તમારા આ વીલાપનું કારણ જાણવામાટે ખાસ આવ્યોછું." તે ત્રણે વૃદ્ધા બોલી "અમો આ શ્રી પટણની વીધાત્રીઓ છૈયે. અમો વીલાપ કસ્યેછે તે કાલે આ પટણના માહરાજાનું દસને અમલે આયુષ્ય ખુટેછે તે તેના મૃત્યૂ માટેવીલાપ કસ્યે છૈયે!" શૂરા જગદેવે ફરી પેલીસ્ત્રીઓને સવાલ કસ્યો "આનંદ ગાયછે તે કોણ ને કયાં છે?" "તે બ્યાં અવાજ થતો હોય ત્યાં તું જઈ કરી પુછ," પટણ વીધાત્રઓ બોલી. જગદેવ તે સ્વર ઉપર ચાલ્યો તે ત્યાંથી અર્ધકોસ દુર ગયો કે ત્યાંપણ ત્રણ વૃદ્ધ સ્ત્રીઓ આનંદ ને હાશ્ય કરી રહીછે. જગદેવે તે ત્રણે વૃદ્ધાઓને પુછયું "આનંદ ગીત ગાવાનો શો શબબ?" ત્રણે બોલી "અમો હસ્તીનાપુરની વીધાત્રીઓ છૈયે ત્યાંનો માહારાજા આ રાજસીંહાસન છીણવી લેશે, તે આનંદના ગીત ગાઇયે છૈયે!" જગદેવે માહ આર્જવ કરી આ રેખા મટે તેની યુકતી પુછી "માહ સકતીવાન માતુશ્રીઓ, માહારાજા માહ પ્રતાપવાન ને શૂરો શીપાઈ છે, જેની જોડ આ કાલમાં સારી ભરતખંડમાં જડવી કઠણ; માટે તે જેવા શૂરવીર પ્રજાપતીનો કાળ ફરે તેવી કોઈ યુકતી હોય તો મને કહો." હસ્તીનાપુરી વીધાત્રીઓ બોલી "ત્હારા માહરાજા જેવો કોઈ માહ યશમાન, શૂરો ને પરાક્રમી શીપાઈ કે સેનાપતી હોય તે જો પોતાનું મસ્તક હ્યાં અર્પણ કરે તો માહરાજાનું આયુષ્ય વધે; એ માત્ર માનતા ને ધર્મ બાધા છે." જગદેવ બોલ્યો "હું મ્હારૂં ધડ હ્યાં કાપી અર્પણ કરૂં તો કેમ?" વીધાત્રીઓ બોલી:

"એ તો માહ કનચન!" જગદેવ બોલ્યો "માહશક્તી માતુશ્રીઓ હું મ્હારી પ્રીયાને પુછી આ આવ્યો!" વીધાત્રીઓ બોલી "બેશક જગદેવ તું માહ મુર્ખ છે. કોઇ પ્રીયા પોતાના પ્રાણ ઠાને વ્હાલા પતીને મસ્તક વહાડી મરવાની રજા આપતી હશે?" આ સઘલો સંવાદ માહારાજાએ ત્યાં અંધાર કવચ્છ અંગમાંહે પેઠી છુપો થઇ સાંભળ્યો હતો, તે ત્યાંથી શૂરા જગદવ પાછલ તેને ઘર તેની પ્રીયા સંગાતની વાતચીત સાંભલવા આવ્યો. તે મનમાં બોલ્યો "હાઃહાઃ આ તે જગદેવ જેણે ભાગ્યે અધ માસ થયો મ્હારા ખાસ અંગ-રક્ષક નેમ્યાને છતાં મ્હારા મર્ણ માટે એટલી તેની વફાદારી ને લાગણી?" જગદેવ પોતાની મેરીએ આવ્યો ને વીરમતીને મળ્યો. પ્રેમનો આવભાવ પ્રીયાના નેન ને મુખે નવાજેશ કરયા પછે પતીએ પોતાની પ્રીયાને સઘલી બની વાત કહી! વીરમતી તે સાંભલી તત્કાલ બોલી "સ્વામીરાજ આપ જેવી આજ્ઞા કરો ત્યમ તાબે છું. માહરાજાની મેહેરબાની બેસુમાર છે તેના આયુષ્ય વધારવામાં આપણી દેહ ખપાવવી એ માહ પ્રીય પ્રસંગ જેનાં ધન ભાગ્ય હોય તેને પ્રાપ્ત થાય. ધર્મી ને પ્રજાપાલન કરનાર માહરાજાના કરતાં આપણો જીવ કયાં વધુ છે? સ્વામીરાજ મને પણ સંગાત લઇ ચાલો. તમો ત્યાં મસ્તક વ્હાડી મુરડું થઇ પડો તે આગમજ મને ત્યાં મરવા દીયો." જગદેવ બોલ્યો "પરમપ્રીય પછે આપણા બાલકોનો શો ઉધ્ધાર?" વીરમતી બોલી "તેઓને પણ સંગાતે લીયો!" આ વાત રાજા સાંભલીજ ચીત ચકીત થયો. તેનેથી પોતાનો જુસ્સો થોબાયો નહી "વાઃવાઃ ધન્યરે માહ શૂરા જગદેવ પરમાર! વાઃવારે રજપુતજાયો! આ તમારી સેવા ને પરાક્રમની કીમ્મત કોનાથી થશે? આફરીન."

તર્તજ ફરી જગદેવ પોતાની માહપ્રીય પ્રીયા ને પ્રાણતુલ્ય બાળકો સંગાતે પેલી હસ્તીનાપુરીની વીધાત્રીઓ પાસ આવી ઉભો. તેણે નમન કરી મોટા આદરભાવથી આજ્ઞા પુછી "માતુશ્રીઓ મ્હારૂં મસ્તક અર્પણ થવે માહરાજાનું કેટલું આયુષ્ય વધશે?" વીધાત્રીઓ બોલી "બાર વર્ષ!" ફરી પુછ્યું જગદેવે "માતુશ્રીઓ મ્હારી પરમપ્રીય વીરમતીનું મસ્તક અર્પણ થતાં કેટલું આયુષ્ય?" તેઓ બોલી "બીજાં બાર વર્ષ!" "અને આ બે માહ વીર બાળકોનાં અર્પણ થવે?" જગદેવે સવાલ પુછ્યો. વીધાત્રીઓ બોલી "તમો ચારેના મસ્તક અર્પણ થયાથી માહરાજાનું આયુષ્ય ૪૮ વર્ષ વધશે!!!" આ સાંભળતાંજ વીરમતીએ પોતાનું મસ્તક માહરાજા માટે તુર્ત કાપી અર્પણ કર્યું! પછે જગદેવે પોતાના વડા પુત્રનું માથું વ્હાડી વ-ધાવ્યું. પછે બીજાને લઇ વ્હાડે છે તેટલાં દેવી પ્રસન્ન થઇ જગદેવના

કહ્યા પ્રમાણે માહરાજાને આયુષ્ય બક્ષેશ કર્યું. વીરમતી ને બાળકને અમૃત છાંટી સજીવણ કર્યાં! દેવી જગદેવનું શૂરવીર ને માહ પ્રમાણીક પરાક્રમ જોઈ આશ્ચર્ય પામીજ. આ માહ ચમત્કારીક કામ કરી જગદેવ પોતાની પરમપ્રીય વીરમતી ને બન્ને બાળકો સંગાતે જેમ પટણથી આવ્યો તેમજ પટણ પોતાની મેરી જઈ પ્હોંચ્યો. માહરાજા આ સઘળો ખેળ પોતે જાતે જોઈ માહ તાજુબી ને તરેહવાર કલ્પના ને ખ્યાલમાં તે સારી રાત્ર પોતાને મ્હેલ આવી જાગતોજ રહ્યો. તેના મનથી તે અલૌકીક દેખાવ ખસે નહી. જગદેવની રાજ્યસેવા ને વીરમતીની પતિવર્તા ભગ્તીથી માહરાજાના મન ઉપર જે ઉત્તમ છાપ પડ્યો તેથી તેને મન જગદેવ ને તેની સ્ત્રી ઉપર જે ભાવ ઉપજ્યો છે તેના વખાણે તેનું હૃદય ઉંહટ ઉંહટ ઉપસેછે. બીજે દી જ્યારે રાજ્ય દરબાર ભરાઈ માહરાજા સીંહાસન ઉપર આવી બીરાજ્યો ત્યારે પોતાની બાજુ જગદેવ પરમારને જોઇ તેનો હાથ પકડી તેને પોતા સંગાતે સીંહાસન ઉપર બેસાડ્યો! રાત્રે જે જે માહ શૂરા રક્ષકોને રાજાએ આનંદ ને વીલાપની બોલ કરવાનો હોકમ કરેળ તે સઘ-ળાઓને બોલાવી પુછ્યું તો તે સઘળા બોલ્યા "બે ગાડાં, એકમાં બાળક અવતરેલું ને બીજામાં મર્ણ પામેલું લઇ જતાં હતાં તેમાં બેઠેલી બાયડીઓ આનંદ ને વીલાપ કરતી હતી!!" માહરાજાએ તે સઘળાનો તીરસ્કાર કર્યો ને જગદેવે જે વીચીત્ર શૂરાતન ને રાજ્યસેવા તેમ તેની પત્નીની બાયડી વીરમતીએ પતીભગ્તીની દાખવેલી અલૌકીક હીંમત વખાણી સઘળી બની વાત કહી સંભળાવી! માહરાજા બોલ્યા "લક્ષ મોહોરના દરમાયાની તમો સઘળા અદેખાઇ ને બડબડાટ કરી મેળતા હતા. પણ આ શૂરવીરે મ્હારૂં ૪૮ વર્ષ આયુષ્ય વધારવા ના પોતાની પ્રીયાની માયા સંભારી કે ના વંશની વાત ઉપર લોભાણો! ઘડીકના વચ્ચે પોતાની સઘળી ધારણા ને જીંદગી ને સંબંધનો વધાવો કરી મ્હારૂં મૃત્યૂ ફેરવનાર ઉપકારીને લક્ષ મોહોર ઠીકાણે કોટી મોહોર આપું તો કમતી છે. આ તે રજપુત!" શ્રી પટણના માહારાજાએ તુર્ત પોતાની કન્યા તે શૂરા જગદેવ પરમારને પરણાવી તેની પહેરામણીમાં બે હજાર ગામની જાગીર નવાજીશ કરી. કોટીના ભૂષણ ને રત્ન ઘરેણાથી વળી તેને ન્યાલ કર્યો તે જુદો. પટણપતી માહરાજે તે દીવસથી શૂરા જગદેવને પોતા બરાબર પડવીએ નેમ્યો. પટણની પ્રજા પણ આ શૂરા જગદેવને પોતાના માહરાજા બરાબર જાણતી હતી. કઈ કાલે જગદેવ પરમારનું બળ એટલું વધ્યું ને નામ યશ પામ્યું કે શ્રી પટણની સતા સામે કોઇપણ બળ્યા શત્રૂથી એક હર્ફ કાઢવાને હામ ચાલે નહી.

"વખાણાતો જગદેવ, પટણ પૃથ્વી પંકાય
હામ ના રહી ઈંદ્રમાં નામે પણ લેવાય!
શૂરાં સઘળા ધૂંજે, ધર્મ દાન માહ દેવાય
માહદેવ સઘળા ત્યાં, ભરપુર ભગ્તી કેવાય
સઘળે શૂરવીર શસ્ત્ર, સ્ત્રી પતીવર્ત ગણાય
પ્રતાપ સઘળો જગદેવ, પટણ પ્રજા પોરાય."

---

## હાથી ને બોકડાની મીત્રાઈ.

એક હાથી ને બોકડાને દોસ્તી બ્હાઝી. ઈતીફાક એક રાત્રે બોકડો રાજાના મેહેલ પાસે બરાડા મેલતો ને મસ્તી કરતો ખુબ બેં બેં બેં કરી રહ્યો. રાજા જાગ્યો તેણે સીપાઈ લોકોને હોકમ કર્યો કે બોકડાને મારો. સીપાઈ લોકની દોડ થતાંજ બોકડો પોતાના દોસ્ત હાથી પાસ નાઠો. સીપાઈઓ હાથીને જોઈ સમજ્યા કે રાજાનો હોકમ હાથીનેજ મારી જેર કરવાનોછે તેથી શીપાઈઓ ને હાથી વચ્ચે ખુબ જુમબેસ ચાલી. હાથીએ કઈકને જખ્મી કાઢતાં પોતે પણ ઠીક સોટા ને દંગોલાં ખાધાં અને જમણે પગે લંગડાયો. બોકડો બીજી વેલા ખેતરમાં પેઠો ને જુવારના કનસ ખાઈ ફૂંફારા ને બરાડા મેલતો ખેતરનો ખરાબો કરવા લાગ્યો. આ ગડબડથી કણબી જાગ્યા. સઘલા કણબી ને ખેડુતો કોઈ માહ પીડા ત્યાં ખેતરમાં પેઠીછે જાણી તીર ને કોઈટાં લઈ ખેતરમાં ઉલટ્યા. બોકડો તે ગડબડ જાણી તર્ત ત્યાંથી નાઠો તે પોતાના દોસ્ત હાથી પાસ આવી છુપાયો. તે પાછલ કણબી ને ખેડુતોનું ધાડું ને ધાડું દોડ્યું તે પેલા હાથીને જોતાંજ તીર ને કોઈટાંથી તે ઉપર મંડ્યું. હાથીએ પણ પોતાનું બલ વાવર્યું ને ઠીક ત્રાસ પેસાડ્યો પણ તેની પણ કાંઈ કમી વળે થઈ નહી હતી. તે પણ પાંચ પચીસ તર્ફથી જખ્મો ખાઈ લોહીલુઆન ને બેચન થયો હતો. હાથીનો એક દાંત લગોલગ તુટી ગયો. ત્રીજીવાર બોકડો પટેલની પોરમાં પેઠો ને ત્યાંનું અનાજ ખાઈ ખરાબ કરવા લાગ્યો; તે ખબર થતાંજ પોરના રહીશોની ધુસની ધુસ બાહેર નીકલી. બોકડો તો અસલ પ્રમાણે મીત્રના મઠકે જઈ ભરાણો ને હાથી ને પોરીઆઓ વચ્ચે યુદ્ધ મચી. આ વખત હાથી ઘણો દોડરો થયો. પટેલની પોરવાલા જબરા ને ખંધા હતા તેઓએ ઠીક કલાથી હાથીના હાડ રંગ્યા. હાથીની એક આંખ ફુટી તેથી હાથીએ પોતાના પ્યારા મીત્ર બોકડાના સ્નેહ ઉપર છેકો મેલતાં આ કહ્યું કે:—મીત્ર હારી સંગાતે મને સ્નેહ રાખતાં તને નફો ને મને તોટા ગયો છે. પેહેલી વખત પગ, બીજી વખત દાંત, ને ત્રીજી વખત આંખ. તું જ્યારે ત્યારે નાહક અમસ્તકી વેઠ લાવ્યામાં કાંઈ આગું પાછું જોતો નથી.

---

# માલવાનો રાજકુમાર ચંદ્રસીંહ.

## ભાગ પહેલો.

પ્રાચીન કાલમાં શ્રી માલવા દેશમાં કોઇ માહ બળી રૂપસીંહ રાજા રાજ્ય કરતો હતો. તેને તાબે ત્રીસ ખંડણ્યા રાજા, વલી લક્ષ તુરી ને દોઢ લક્ષ સવારો જે સમય તેની આણ ફરે તે સમય રણસંગ્રામમાં યુધ્ધ કરવાને તૈયાર! તેનો મ્હેલ ઈંદ્રાસનને ઝાંખો પાડે તેવો મસ ને શોભાયમાન, તેની રાજધાણીના દેવાલય ને મંડીરોની પવિત્રાઇ ને શોભા ભરતખંડના માહાને મહંત, મુની ને જોગેશ્વરો જાણી ત્યાંની જાત્રા કરવા હંમેશ આવતા હતા. તેની દરબારમાં બીજા પ્રદેશી રાજ્યોના સો ઉપર પરતીનીધી બીરાજતા હતા. ત્યાં પંડીત ને વીદ્વાનો તે માહરાજાના આશ્રયથી પળ્યાની વાત જ્યાં ત્યાં મશ્હુર ને તેની ઉદાર વૃત્તીના વખાણ જન જનને મોહ બયાણ થતાં હતાં. દાન ધર્મ કર્મમાં ધર્મરાજ સમાન માન પામી તે પોતાની પ્રજામાં માહદેવ સમાન પુંજાતો હતો; તેને એક પુત્રની પ્રાપ્તી થયલી, તે રૂપસ્વરૂપમાં આ ભુમી ઉપર બીજો ચાંદોજ જન્મ લઈ આવ્યો હોય ત્યમ તેના રૂપ ગુણ લક્ષણે તેનું નામ પણ ચંદ્રસીંહ રાખ્યું હતું. નગ્ર તે સ્વરૂપવાન ગાન્ધર્વ સમાન રાજપુત્ર ઉપર ફીદા રેહતું હતું. જ્યાં તે પોતાનું ચંદ્રમૂખ દાખવતો ત્યાં ઓત્સવ થઈ રેહતો અને તેના પનોતાં પગલાંની પુંજા પુંજાતી હતી! રાજબીજ તેને વધવાને ને ઉછલી મ્હોટો થવાને તે શો વાર? નવ વર્ષનો થયો ત્યારે તેને વીસ વર્ષના જવાનની આકૃતીજ જોઈ લેવી. અને વળી એટલી ઉમરમાં વંશાની યુધ્ધકલાની પણ ઠીક કેલવણી લીધેલી. તેનાં શસ્ત્ર પણ ઠીક નવાં તે યોગ્ય તેને વદન શોભી રહેતાં! હમીશાં શીકાર દરમ્યાન મજો માનવાવાળો; તે એક દીનો સમો થયો છે અને શીકારેથી આવી રાજ્યદરબાર ભરાઈ છે ત્યાં માહરાજાપાસે જુદે આશને હાસ્યભેર બેઠોછે તેને જોઈ દરબારીઓ, વકીલો, જમાબંદીઓ ને ન્યાયશાસ્ત્રી વગેરેનાં દીલમાં હર્ખ સમાયો જાય નહી ત્યમ પ્રેમનો મેઘ નેનથી વરશે છે. વૃદ્ધ રાજ્યપંડીત આજ તે રાજ્યશાભામાં હાજર

કે તે પણ રાજપુત્રના ચંદ્રમુખ ને વીરવદનથી આનંદ પામ્યોછે. તોય તે એવી શ્રેષ્ટ રાજ્યયોગ્ય દેહ કેવલ શસ્ત્ર ને શીકારબાજીમાં કેલવાઈ કાંઈ પણ વીદ્યા પ્રાપ્ત કરવાવના રહે તો રાજવંશને લાછણજ, એ વીમાસને માહ પંડીતે ઉઠી માહરાજાને અર્જ કરીજ "આ એક માહ અમુલ્ય રાજ્ય પ્રાણુને વીદ્યાવના ઉછેરવો તે અંકુસવનાના હાથી સમાન ગતીદીધીએમ થાશે. આ માળવા દેશનાં મ્હાન રાજ્યને યોગ્ય માહરાજાને વીદ્યાનો કાંઈ પણ ભાસ દેવો જોયેછે કે તે વીદ્યા પ્રતાપે તે આગલ ચાલતાં આ મ્હોટા દેશ ને તેની પ્રજાનો માહ પ્રતાપવાન નરેશ નીવડે. નહીતર કહેણી તેવો નીવડે:—

ન હોય કાગ પવિત્ર, મિત્ર સોની નહિ કોનો,
ધૂત નહી સત્યવંત, જુઠો સાચો નહિ મોનો,
નહિ નપુંશકમાં નુર, આથ નવ હોય અનાથે,
કામ તૃપ નહી નાર, દાવ નવરે સુખ હાથે,
જોરાવરીએ જસ હોય નહી, શામલ કહે કહું શું કથી,
ત્યમ રાજમહિપતિ અજ્ઞાન, પાષાણતુલ્ય જાણ જગતપતી."

માહરાજાએ ત્યમ રાજપુત્રે પણ માહપંડીતની યોગ્ય વાણી સાંભળી. માહરાજાને માહપંડીતની ડાહી વાત બહુ પસંદ પડી. રાજ્ય દરબારે પણ માહપંડીતની સ્વતંત્રતા ઉપર શાબાસી નવાજી. દરબારમાંજ તે અછી જીકરનો ફેસલો લાવવા બલવાન રૂપસીંહે પોતાના એકપુરા પુત્ર ચંદ્રસીંહને નીશાલ જઈ શ્રુતી સંપાદન કરવાને હરાતા મોહથી કહ્યું; તે રાજપુત્રે હજાર ઘણી આધીનતાથી પોતાના પીતાના વચન પ્રમાણે શ્રુતીનો બોધ લેવા સારૂ ગુરૂ પાસ નીશાળે પઢવા જવાની હોંસ દાખવી.

સઘલી રાજ્યવીધી પ્રમાણે મ્હોટું સરઘસ કાઢી ચંદ્રસીંહને નીશાળે મોક્લ્યો. ત્યાં પણ તે પોતાની હોશ્યારી ને ચંચલાઈના અસાધારણ છાપ મારતો મહીનાની કેલવણી કલાકે ને વર્ષની કેલવણી દીવસે સંપાદણ કરતો ચાલ્યો. આ નીશાળમાં એક સુતારનો પુત્ર જેની ગણીતવીદ્યા બરોબરી ભલભલા વીદ્વાનો ને પંડીતથી થાઈ શકતી નહી; તે માહ ગણીતશાસ્ત્રી છોકરા સંગાતે રાજપુત્રની વીદ્યાના બલે મીત્રાચારી બંધાજી. મન એવાં મળ્યાં કે તન તો બે પણ જીવ એક હોય. બપૈયા ને મેહની પ્રીત તે બ-ન્નેમાં ઉતરી હોય તેવા તે રાજપુત્ર ને સુતારપુત્ર બન્ને પરમસ્નેહી થઈ ગયા. જાણે સૂતાર મોટો ભાઈ ને રાજા ન્હાનો ભાઈ હોય ત્યમ તે બન્ને પર્સપર વર્તવા લાગ્યા. રાજપુત્ર સુતારપુત્રને વડચલ ભાઈ કહે અને પણ પણ

તેનેથી અલગ થાય નહી. તેઓ રમે પણ સાથે, શીખે પણ સાથે, જમે પણ સાથે, બસ વચ્ચેનો અંતરજ નીકલીગયોની. રાજપુત્ર સુતારપુત્રને ઘરજાય, જેવો ખોરાક ત્યાં હાજર હોય તે ખાય ! પોતાનાં લુગડાં, પોતાના શૃંગાર સઘળા સુતારપુત્રને પેઢાવે ને પોતે સુતારપુત્ર બરાબર લુંગડ બાહેર નીકલે ! સ્હેલ મારવા જાય તો સંગાતે, શીકાર કરવા જાય તો સંગાતે; ઘોડે પોતે બેસે તો પોતા સમાન મુલ્યવાન ઘોડો સુતારસુત માટે પણ; એવો અલૌકીક મીત્રચારો બ્હાલ્યો કે રાજ્ય નગ્ર સઘલું ત્રાહી ત્રાહી થાય. માહરાજા માહ વીચારમાં પડ્યા કે રાજપુત્રે મીત્રાઈ ઘણા કનિષ્ટ સંગાતે માંડી.

એક દીને સમય રાજા રૂપસીંહે પોતાના પુત્રને ખાનગી બોલાવી કહ્યું "રાજબીજે પ્રજાબીજ સંગાત સ્નેહ કરવામાં રાજકુલને લાછણ છે. તું સુતારસુતનો સ્નેહ મેલ." પુત્ર બોલ્યો "માહરાજ મેં તેને મ્હારો મ્હોટો ભાઈ કહી બોલાવ્યો અને તેના સ્નેહમાં મ્હારે મન માહ આનંદ વ્યાપે છે. તેની ગણીતશાસ્ત્રની નીપુણતા અગર આપ જોશો બાપા તો આપણી રાજ્યશભાના સઘળા શભાસદો ઉપર તે રાજ્યવેરા ને કર જમાબંદીનો મંત્રી નેમાશે. સુતારસુત છે પણ ગુણ ગાન્ધર્વના, વળી વર્તણુક વીર પુરૂષની ને સત્યમાં તો તે આપણા રાજનું ભુષણ છે." માહરાજે કોપ કરી કહેવા લાગ્યા "પુત્ર તું હજી બાળાવસ્તા છે. રાજ પરક્રણમાં કુશલ નથી. ત્હારી બાલ બુદ્ધીએ તું મ્હારે હૃદય બળત્રાં ઉઠતું ભાષણ બોલેછે. તુર્ત તેની ગાંઠ મેલ નીકર તેનું શીર છેડાવીશ." રાજપુત્ર ક્રોધ કરી બોલ્યો "પીતાજી આપની મર્જી હોય તે કદમ ભરો પણ મ્હારા મીત્રની ઘાત થયા કેડે હું મ્હારી ઘાત તે વેળાય કરીશ. મ્હારા પ્રાણ મીત્રનો એક વાલ અલવલ આવશે તો મ્હારા દસ વાલ તે ઉપર હું કુરબાન કરીશ. સમ લઉં છું તે સાક્ષાત સુર્ય નારાયણ પ્રકાશમાન શાહેદી." રૂપસીંહે મનમાંહે ડર પકડ્યો કે માહ જોગ તપ યોગે એક પુત્ર મ્હોટી ઉમરે મને પ્રાપ્ત થયો તે અગર મ્હારી કઠણાઈ જોશે તો બેશક મીત્રાઈ ઉપર આપઘાત કરશે; અને એ બોલ્યો છે તે સત્ય સમ લઈ સુર્ય નારાયણને શાહેદ રાખી બોલ્યો છે. તેથી ખીન થયો અને તે વાતનો બીજો વીચાર રચવાની ઇચ્છા મનમાં વરતી તે હાલ તર્ત ત્યાંજ પડતી મેલાઈ. આ વાત નગરમાં પણ ચર્ચાઈ. કોઈની હામ ચાલે નહી કે રાજપુત્રના મીત્રને લેશ અપમાન કે કડોર્તા દેખાડ; પણ સુતારસુત ચતુર તેણે પોતાના મનમાંહે તોલ કર્યો કે "નગરના નરેશને પોતાના પુત્રની મ્હારી સંગાત સ્નેહબાજી પસંદ નથી. વળી એ રાજબીજ છે, આજ મીત્ર વળી કાલ સમય પલ-

ટયો કે બેદરકાર; તે વેળા મને ત્યમ મ્હારા કુટુમ્બને ખમવું પડે. વળી મ્હારી તે શી ખીસાત કીંવા શક્તી કે એ રાજસ્નેહમાં નીભાવ થાય ? આજ રાજપુત્ર નાદાન છે તેથી એને મ્હારા ગણીત ભંડાલની લેહ લાગી હોય તો તેનો શો વીશ્વાસ કે તે હમીશાં તે ધોરણેજ ટકાવ પામશે? માટે સ્વદેશ મેલી કયાં પણ મ્હારા વંશનો ધંધો શીખવાને મીસે હું હ્યાંથી દુર ખસી જાવું પછે બનેછ તો સાત આઠ વર્ષ કાંઇ ઉદ્યમ લઇ આવ્યા ને કુટુમ્બમાં રેહવાયું તો ભલે નીકર સદાયનો દેશવટો લઇશ. વળી એ મુદત પણ ઠીક વીટશે એટલે રાજપુત્ર પોતાને યોગ્ય યુદ્ધ કે રાજ ખટપટમાં મચશે તો પછે મ્હારી એને યાદે ક્યમ રહેશે કે મીત્રાચારીની ચર્ચા ચાલશે?'' આ દીર્ઘ વીચારે પક્કા સુતારસુતે એક દીવસ રંગરાગ ને ધોડાબાજીમાં ઠીક રીજી રહેતાં ઠાગાથી રાજપુત્રનો વચન માંગ્યો કે "પરમપ્રાણુ સ્નેહી મીત્ર મ્હારે એક વસ્ત માગવીછે તે વચન આલે તો અભય માંગી લૌં." રાજપુત્રે લગાર તેજ નેન કરી કહ્યું "મ્હોટા ભાઇએ એ જુદાઇ રાખવી લાજમ નથીજ. જો વચન જોઇયેછે તોલે આ મ્હારૂં વચન; જોઇયે તો મ્હારો પ્રાણુ માંગ, તે પણ તને ના પાડું તો કહેજે કે ઓછાં કુલનો હો ! કહે તો મ્હારૂં રાજપાત તને સ્વાધીન કરીદૌં. કહે તો ત્હારી સંગાત દેશવટો લઈ આ સ્હુન સ્વદેશ તજી આવું. જે જોયે તે માંગ; તને મ્હારી ના પડનાર નથી." સુતારસુત ગળે બ્હાજી આંખોમાં આશું આણી વાણી વડયો "વીરમીત્ર મ્હારી બેઅદબી ક્ષમા કરજે. હું જાતે હલકી વર્ણ; વળી ઉદ્યોગ કરી પેટ ભરનાર જાતીમાં જન્મ પામેલો; માટે મ્હારે મ્હારા બાપનો સુતારનો ધંધો શીખી ઉદર ભરવું જોયે. હાલ હું પંદર વર્ષનો જબરો, કાંઈ પણ પંચાતથી મોકલો, માથે માબાપવાલો; તે વેળા મને હુનર મેલવવો જરૂર છે. તું મને ખુશીથી રજા આપ કે હું કોઇ પ્રદેશ જઇ ત્યાં કોઈ પૂર્ણ ઉસ્તાદ હુનરમંદથી સુતારનો પાકો હુનર હાંશીલ કરૂં ને સ્વદેશ આવી મ્હારાં કુલ યોગ્ય પ્રતીષ્ટામાં જન્મ સાર્થક પામું." આ વાત સાંભળી મીત્ર માહ મુજાણો. પણ વચન આપ્યુંછે તો પછે ના કાંઈ કહેવાશે? નાચારીએ હા પાડી. તે બોલ્યો "તને શો તોટો છે કે તું હુનર શીખવા પ્રદેશ જાય છે અને મને વ્યોગને વશ કરેછે? મ્હારૂં જે કાંઈ છે તે સઘલું ત્હારૂંજ છે. જોયે તો રત્નોના ભંડાર ત્હારે ઘરે મોકલી દૌં, જોયે તો તને મોટો મુસારો કે જાગીર બાંધી અપાવું, જોયે તે માંગ તને રેસ કમી પડવા દેનાર નહી. પણ જો તું ના જઇશ તો મ્હારા ઉપર કોટી ઉપકાર નવાજીશ કર્યા જાણીશ." સુતારસુતને માત્ર મીસ કરી તેનથી જુદો પડવાનું હતું તેનો આ બોલીથી શો અર્થ સરે? તે બોલ્યો

"માહરાજ હું બેહુનર રહું તે મ્હારા કુલને માહ લાંછણ. તે હાલતે હું કો-ટપાધીપતીના આદરસન્માન પામું તોય તેમાં ખામી, માટે મ્હારે એક વાર પ્રદેશ જઇ રહી મ્હારા કુલને શોભાવતો હુનર મેલવવાનો યત્ન ખેંચવો જોઇયેજ." રાજપુત્ર નાચાર હતો, તે વળી પણ માહ શોકાતુર થઇ બોલ્યો "મીત્ર મ્હારૂં વચન લીધુંછે માટેજ હા પાડુંછું. પણ આજથી જ્યાં લગી તું દુર છે ને મને આવી મળ્યો નથી ત્યાં લગી હું સાધુજનની સ્થીતીએ જ રહીશ. ખાઇશ, હશીસ ને આનંદ કરવાનું તું આવ્યા પછેજ તું સં-ગાતેજ હું કરીશ ત્યાં લગી એની મને બાધા જાણ." ફરી બોલ્યો રાજ-પુત્ર "મીત્ર તું મ્હારો જ્યારે કે મ્હારે માટે તું શીખી નીપુણ થઈ સ્વદેશ ફરે ત્યારે અસાધારણ કોઈ કરામતની શોગાત મ્હારે માટે લાવજે કે જે માટે સારૂં નગર ત્હારી વાખ્ખવાખ્ખ કરે અને આપણી મીત્રાચારી ઉપર શાબાસી નવાજે." બન્ને મીત્રો હૃદય સ્નેહ સ્માગમ કરી જુદા પડ્યા.

સુતારસુત હરદાસ મધ્યાન્હ દીવસે માતપીતાની આજ્ઞા ને આ-શીસ પામેલો પ્રવાસમાં નગ્ર મેલી બાહેર પડ્યો. મીત્રતાના અમૃતમાં વીષે ચીકાર પ્યાલો પી મસ્ત થયલો પ્રદેશ બીજા સુતાર ઘર ઉતારો લીધો અને ત્યાં સાત વર્ષ હુનર સીખી ચતુર કેહવાણો; તે સુતારનું ઘર સઘલું હરદાસની કમાણીથી ચાલવા લાગ્યું. તેની નકસી ને સુતારવીદ્યા જનજન માહ વાખ્ખવાખ્ખ થવા લાગી. તેનો ઉસ્તાદ પણ તેના કામ ને ડાવકા-પણા સંગાતે તેની સત્ય ચાલથી બહુ ખુશ થયો. તેણે આનંદભેર પોતાના ચેલાને પોતાના માતપીતા ને ઘરપરીવારને મલવા રજા આપી; આશીર્વાદ પણ બહુ લાભકરી ઓચર્યો પણ હરદાસ ત્યાંથી એક ગજ પણ આઘો જાય નહી. આજ જશે કાલ જશે પરમદી જશે પણ તે સઘળા અટ-કલો વ્યર્થ થયા ત્યારે ઉસ્તાદ તે માટે આશ્ચર્ય પામ્યો. તે મનમાં વીશ્મય થયો કે વીવેકમાં કમી નહી, સત્યમાં લેસ ઓછો નહી, ઉતમ પંકતીની ચાલ ચાલ્યામાં સદા પંકાયલો, તેને પોતાને સ્વદેશ જવામાં એટલો અન-ગમો ક્યમ? કનીષ્ટમાં કનીષ્ટને સ્વદેશનો ચાહ પ્રબળ હોયછે અને આ ચતુર ગણીતશાસ્ત્રી, વળી બાપદાદાના ધંધામાં માહ કુશલ તેને તે શી અડ હશે કે સ્વદેશનું નામ દેતો નથી? એક દીવસનો સમો થયોછે અને નગ્રના નરેસનું સીંહાસન ઘડાઈ માહ તેજભેર સફા થઇ સઘળી પ્રજા તે જોવા મલે છે. આરસોજ તે હોયની ત્યમ ઝલઝલ થાયછે. રાજા પોતે તે જોવા આવનાર છે તે તેનો ખાનગી મસલતકાર જણાવે છે. તે વેલા ગુરૂ ને શીષ્ય બન્નેનો મેલો થયોછે. માહરાજાને માન દઈ તે દેખાડવા

વીદાય થતી વેળા સુગંધી, પુષ્પ ને નાગરવેલ દીધાની ત્યાં સામગ્રી તૈયાર થાય છે. તે આનંદમય અવસરે ગુરૂ શીષ્યને સ્વદેશનો અભાવ થયાનું કારણ પુછેછે. તે સાંભલતાં તેની આંખ્યોમાં પાણી ભરાયાં. તે બોલ્યો "ગુરૂરાજ મ્હારેથી મ્હારે સ્વદેશ પાછાં ફરાય ત્યમ નથી. મ્હારી ને મ્હારા રાજપુત્રની માહ મીલાઈ બ્હાઝી છે અને નગ્ર અમારી મીત્રાઈ માટે વીસ્મય થાયછે. તે મ્હારા હૈયાનો હાર ને હું તેના લોચનની કીકી! મને ચકોર જાણો તો તેને ચંદ્ર માણો, કીંવા મને ચંદ્ર માણી તેને ચકોર સમજીભ્યો, એવી અમારી દોસ્તી બ્હાઝેલી. ના લેસ છેદું, ના રેસ ગુમ, ના રજ વ્યોગ; ત્યમ તે મીત્ર રાજપુત્રનો મીસે વચન લઈ મેં આ દેશવટો લીધો કે બાપદાદાના હુન્નરવના મ્હારી તે પાછલ શી વલે થાય? મને તે રત્નોના ભંડાર આપવા કહે, મને જાગીર આપી રાજા બનાવવા ચાહે વગેરે સઘલી તેની જુગ્તી મેં મ્હારા ચીટિલા હેતુ પાસ વ્યર્થ પાડી. તે મીલે મને રજા આપતી વેળા કહ્યું છે કે કોઈ એક વસ્ત એવી અલૌકીક ને અસાધારણ લાવજે કે જગતમાં મ્હારી ત્હારી મીત્રાઈનો મંએ આશ્ચર્યતામાં પોશાય. મેં તે આશા પાર પાડવાનું વચન આપ્યું કે મ્હારે ફરી કયાં સ્વદેશનાં દ્રષણ કરવાં છે? ગુરૂરાજ તે કારણથી મ્હારે સ્વદેશને છેલી જેગોપાળ કરવી પડી છે." હરદાસનો ઉસ્તાદ માહ વૃદ્ધ ને કરેવેયો હતો. તેણે પોતાની જુવાનીના દીવસોમાં દેશાતણ કરીને સુતારનો હુન્નર એવો સંપાદન કર્યો હતો કે ઈંદ્ર તેના હુન્નર ઉપર વાહવાહ બોલતો હતો. તેણે એકવાર ઈંદ્રાસનની સુંદર અપ્છરા કોઈ સરસ કાષ્ટમાંથી ઘડી કાઢી તેમાં એવી સાંચા ગોઠવણ કરી હતી કે જે કોઈ તેની ગરદનમાં એક હાથ ભેરવે ને તેના ડાબા પગ ઉપર પોતાનો જમનો પગ મેલીને જો તેની કળ ડાબે તો તુર્ત પરીસંગે તે આકાશ ઉપર ચઢયોજ. મન ચાહે ત્યમ સૃષ્ટી મેલો જોઈ જ્યાં પણ મન જાય ત્યાં તે ભુમી ઉપર ઉતરવાને સામર્થવાન થાય! આ અપ્છરા માત્ર સાત કાષ્ટના કકડા જોડ્યાથી અને તેમાં પાડુલાં વીંધમાં રેસમની દોરી પ્રોઈ તે હાથ ધરી તેની કળા જાણ્યાથી તે કૌતુક બનતું હતું. તે અચરજ ગુરૂએ પોતાના ચેલાને શીખવી અપ્છરા સ્વાધીન કરી. રાજા સીંહાસન જોવા આવ્યો તે રાજી ને ખુશ ખુશ થઈ સુગંધી ને પાનસોપારી લઈ ગયા કેડ ઉસ્તાદે પોતાના ચેલાને તેને સ્વદેશ જવા રજા આપી ને તે તે પરીમાં ભેલાઈ પલ વચ્ચે આકાસઉપર ચઢયો તે સુર્યઅસ્ત થતી ઘડીએ સ્વદેશ પોતાના ઘરને આંગણે આવી ઉતર્યો!

રાજપુત્ર આજ સાત વર્ષ પુરાં થયાંથી પોતાના મીત્રના ઘરે તેના સમાચાર જાણવાને સ્વતાં આવ્યો તે સુતારના ઘરનાં આંગણામાં અપ્છ-

રાને ઉભી જોતાંજ તાજુબ થયો પણ જ્યારે મીત્રના નેન સંગાતે તેના નેન એકત્ર થયાં ત્યારે તો તેના ઉમંગનો શો પાર? હર્ખ તો મનમાં સમાયો જાય નહી. બન્ને મીત્રો મળ્યા તે અર્ધ કલાક ઉપર આલીગણે વળગી રહ્યા. જ્યારે લગાર સાંત થયા ત્યારે તે વેળાય તેઓ વાડીમાં જઇ બેઠા. રાજપુત્રે રાજભોજન ત્યાં મગાવ્યું. અનેક અનેક નવીન વાત ને નાનાપ્રકારના હાસ્ય કરી રીઝી રાઝી રેહતાં ત્યમ ખાનપાન કરતાં જતાં રાજપુત્રે પોતાના મીત્રને પોતાની કહેલી અલૌકીક ચીજ લાવવાની યાદ દેવાડી. સુતારપુત્રે તે લાવ્યાની જાણ કરી. રાજપુત્ર તે હર્ખમાં આવ્યો કે મ્હારો મીત્ર તે સાત વર્ષ લગી યાદ રાખીને લાવ્યોઅે ખરો! માટે તે વસ્ત જોવાને આગ્રહ કરવા લાગ્યો. સુતારપુત્રે પરોઢીયે દેખાડવાને કહ્યું. રાજપુત્રે કહ્યું "ના મ્હારે માટે લાવ્યોછે તો અબઘડી રાત્રેજ દેખાડ." સુતાર પુત્ર બોલ્યો "મધરાત્ર થવા આવીછે માટે પરોઢીયામાં તે જોવાને ઠીક પડશે." રાજપુત્રે હઠ પકડી. શાસ્ત્ર પુરાણમાં કહેલું છે માહ હઠ તે ચાર કેહવાયછે તેમાંહે એક રાજ્ય હઠ પ્રસીદ્ધ છે. નીરૂપાય સુતારસુતે પેલી અપછરા દેખાડી ને તેની કળા દેખાડવા ખાતર તેમાં તેની ગરદને હાથ નાખી પગમાં પગ ભેરવી તેનું ખભું ડાબ્યું કે તે ભુમી ફાટી કોઇ અદભુત આકાર નીસરી આકાસે ચઢતો હોય ત્યમ માહ છટાથી ગગન લગી ચઢયો. રાજપુત્ર તો તે કૌતુક જોઇજ રહ્યો! ત્રાય ત્રાય થઈ આંગળી મોહમાં લઈ હાઃ હાઃ કરેછે, તેટલાં વળી તે વાયુના એક સપાટા સમાન ભુમી ઉપર ત્યમ કૃષ્ણ ગરૂડ ઉપર બેસી ઉડતો આવી પૃથ્વી ઉપર ઉતર્યો હોય ત્યમ તે સુતારસુત જાહેર થયાનો રોબ મારેછે. રાજપુત્રે તે દેખાવ અપાર પ્રસન્નતાથી જોયો. પછે પોતાના સઘળાં અલંકારો ને પોશાગ પોતાના મીત્રને પેહેરાવ્યા અને તેનો સર્વ યોગી સમાન પ્રવાસનો પોશાગ પોતે આંગમાહે ધાર્યો ને જ્યમ પોતાનો મીત્ર ઉડયો હતો ત્યમ તે કાષ્ટની અપછરાને અંગ ભેળાતાં તેની ગરદન ડબાઈ કે હા હા હા શ્હોર થતાં તે આકાસ ઉપર ચઢયો. પણ જ્યમ અપછરા ઉપર ચઢતી ત્યમ તેને તેની બરાબર સમજ નહી ત્યમ ત્યમ લગાર ડર ખાતો વધુ ને વધુ ગરદન ડાબતો તેથી તે ઔર જાદા ને જાદા આકાસ ઉપર પોંહચતાં જોતાં જોતાંમાં ત્યાંથી અલોપ થયો. હરદાસ તો સ્તબ્ધજ થયો. ના તેને મોહથી શબ્દ નીશરે કે ના તે આકાસ જોતી આંખ્યો હેઠી કરે. રાત્ર ચાંદનીની તેથી, વળી અપછરાની ગરદન જ્યમ ડબાતી ત્યમ ત્યમ તેના આકારમાં નીકળતો ભયાનક શ્હોર એથી શેહેરમાં શેર પડી. સઘળી વરણુ ને સઘળી રઈયત જાગી ને આકાસમાં ચઢતી અપછરા જોઇ ત્રાસ પામતાં ને અચંબાનો ખુલાશો પુછતાં આખરે સાચી વાત બાહેર પડી.

સુતારસુત હરદાસને રાજાના શીપાઇઓએ રાજપુત્રના શૃંગાર ને લુગડાંમાં લાવી હાજર કર્યો. રાજાએ પોતાના એકના એક પુત્રના ગુમ થયાનો માહ શોક ધરી કલપાંટ કર્યું. રાજા ને સઘલી રૈયતે તે હરદાસને સર જાદુગર ને નગરનું રાજ ખુંચી લેવાનો કાલો પ્રપંચ રચ્યાનો ગુનોહ ચઢાવી તેને ન્યાયની દેવડીમાં પુર્યો! હરદાસથી તો એક શબ્દ પણ બોલાયજ નહી. તેના માતપીતા ને સઘળા કબીલાને પણ પકડી કેદમાં નાખ્યો. તેઓની સઘલી જંગમ ને ઠાવર મીલકત હરાજ કરી નખાવી. રાજા પોતે પણ પુત્ર બ્યોગમાં ગાંડો થયો. રાત્ર દીવસ માહરાજા કોઇક બચારા રંકની હાલતે સુતારસુતને માહ દયામણું મોહ કરી પોતાના રાજપુત્રની શી વલે કરીછે તે પુછતો. તેને મનાવતો. પુત્રને મેલવવાના ઇનામમાં રાજ્ય બક્ષીશ કરવાને કહેતો. વળી ખીજવાતો ત્યારે સુળી દેવા મોકલાવતો. વળી સુળીની સજામાં અટકાવ નાખી તેને ફરી કેદમાં પુરી અપવાસથી મારવાનેજ વીચાર કરતો; ગમે તેમ તે પોતાના મંત્રી ને પંડીતો ને જોસીઓ વગેરેની સલાહથી કામ લેતો પણ પુત્રનો પત્તો તો કસો જડતો નહી. લબ્બો દામ પુત્રની શોધમાં વેરતો હતો. જે પણ નવા ઉપાય સુજતા કે કોઇ સુચવતા તે કરવાને લગારે ધીલ રાખતો નહી. નગર સઘલું આ આફતમાં અટવાતું ચાલ્યું. નગ્ર રાજાના બંદોબસ્ત વના દન પર દન શુન્ય મારતું ગયું. રૈયતનો ઉદ્યમ કમી થતો ચાલ્યો. રાજદરબાર ઠોરાંબાનું થયુંજ. મ્હોલો સુમસાન બની ગયા. મંડીર ને મેડી ખાલીપડી. સુંદર શેહેર માત્ર વેરાન રાન સમાન વીક્રાળ કોઇ ભુત પીસાચોનું મઠક હોય ત્યમ દીસવા લાગું. સઘલું ઉજાડ ઉજાડ, જ્યાં જોઇયે ત્યાં ચીલ પણ નજરે પડે નહી. એ સ્થીતી તે રાજા અને તેના શેહેરની થઇ. રાજાના ભંડાર ખુટ્યા ને મંત્રીઓ બીજે રાજ જઇ વસ્યાથી રાજા પોતે પણ કોઇ સાધારણ પટેલ હોય તેવો થઇ રહ્યો. માત્ર પેલા સુતારસુત ને તેના માતપીતાને કેદમાં પુર્યાંછે. થોડાક વફાદાર સેવકો ઇમાનદારીથી સેવામાં રહ્યાછે. રાજવંશમાં તો માત્ર માહરાજા એકલો છે કયમ કે પુત્ર બ્યોગથી તેની માતાએ તો સાત દીવસમાં-જ સ્વર્ગવાસ કર્યો છે. આ રીતે કાષ્ટની અબછરાએ નાશ પાંડ્યો છે.

“દદીસૂતા દદીસૂત ગરિયો, દદીસૂત બૅદ બોલાય;
દદીસૂત આવે નહિ તો, દદીસૂતા ઉઠ જાય.”

## ભાગ બીજો.

"દીપસે પ્રેમ પતંગનકો, અરૂ પંકજ ભ્રગનકો સુખ પુરત,
ચંદસે પ્રેમ ચકોરનકો, ઘન ઘોરનસે નીત મોરન કુરત,
ચાતુક પ્રેમહી બુંદનસે, જળ જાતકો પ્રેમહે સૂરકી સુરત,
જાણુત હે યહી રીત સદા, હમ પ્રેમકો રૂપ પ્રખીનકી મુરત."

આકાસ ઉપર ચઢેલી કાષ્ટની અપછરા જ્યમ જ્યમ રાજકુમારથી ડરના માર્યા ગરદન ડબાતી જાય ત્યમ ત્યમ તે માહ ઊંચાણમાં ચઢી રાજપુત્રને આ મહાન સૃષ્ટી એક ઉજલું ઢાબું દીસીને તેના મગજે ચક્ર ઉપર ચક્ર આવવા લાગ્યાં. તે પોતાની ગતી કોઇ દૈત્ય કે રાક્ષસ સમાન બદલાઇ ગયલી જોતાં પોતાની ભાન મુલગી ભુલ્યો. અંત્યે આંખ્યોમાં એક જબરી ચીત્રી આવી જઈ તે મુર્છાગત થયો ને તેના પગ અપછરાના પગમાંહેથી નીકલી પડી તે છટકતાં તે ને તેની લાકડાંની પરીજાદી બન્ને અંગોઅંગ સંગાતે ધું ધું ધું ચક્રી પર ચક્રી ખાતાં આકાસમાંથી ગગડ્યાં તે માહસાગર વચોવચ જ્યાં માનવી કારીગરીથી એક અલૌકીક ખડક ઉઠી ઉભો થયોછે અને તે ઉપર સંગેમરમરની હવેલી જ્યમ ઉજલા બર્ફ રંગનો બીલોરી મોહોલ ઉઠયો હોય તેવી સુર્યના તેજે ઝલઝલાયમાન થઇછે તેથી થોડે છેટે જલમાં આવી પડ્યાં. ત્યાં માહસાગરના મસ ઉછલતા મોજામાં અપછરા ને રાજપુત્ર ઘડીકમાં ગોટાં ખાઈ ડુબતાં ને ઘડીકમાં ઉપર તરી આવતાં છે. તે દૈત્યનું દીલ વીંધતા દેખાવે મોહોલમાં ઉભેલી પદ્મીની આપવંતીનું હૃદય ઠરઠર કંપવા લાગું. તેની લોચનો તે નવીન દેખાવે ત્યાં વીશાલ લંબાયલા માહસાગરમાં તે દેખાવ ઉપર દયા વરસતી થઈ છે.

અપછરા ને રાજપુત્ર જલમાં ગોટાં ખાયછે; તે દેખાવ પેલી ખડકની મેરીમાં ઉભેલી પદ્મીની આપવંતીના દીઠામાં આવ્યો, તેથી તેણે તર્ત પોતાની દાસી તરંગીને તે બન્નેનો બચાવ કરવા મોકલી. તરંગી માહ કલાવાલી ને જાતે ચતુર હતી, તે પોતા સંગાત બે તારા શીપાઇઓ લઈ ત્યાં આવી. તારાઓ રાજપુત્ર ને અપછરાને જોતાંજ પલક વચ્ચે જલમાંહે કુદી પડ્યા અને આંખનો અન્સારો વાગે તેને તો હજી વીલંબ તેટલામાં બન્ને ડુબતાંને ઉઠાવી ત્યાં તરંગી પાસ લાવી નાખ્યાં. રાજપુત્રી પોતે પણ ત્યાં આવી હતી. બીજી સઘલી શાહીલીઓ પણ તે સંગાતે હતી, તે સઘલીઓ સહાયતામાં લાગી ગઇ. રાજપુત્ર નવજવાન દુધ્યા રંગનો, જેના મોહ ઉપર એક નીમાણો ફુટેલો નહી. ચક્ષુ જોવો તો તારા પ્રકાશમાન. ગરદન

જોયો તો ચાંડીનો સ્થંભ. ભાલ પણ વીશાલ, છાતી પણ વીશાલ, છોક પણ માહ છજામણો. રાજકન્યા આપવંતી તો પોતાના મનમાહે તર્ત સમજી કે જ્યાં છે ત્યાં આ માનવી કોઇ રાજબીજ છે પણ તે સંગાતની સુંદરીથી તે સત્ય શીયલવંત તેથી સ્નેહ સ્વરૂ એ માનવાને ડરી; એટલામાં એક સાહીલી આશ્ચર્ય પામી બોલી "બા આ અપછરા તો કોઇ અદભુત પરાક્રમ દીસે છે. કાષ્ટના કકડા કલાથી ગોઠવાઇ તે તે સમાન સ્થીતીમાં આકાસ ભુમી ચઢ ઉતર થવાનું સાધણ માત્ર છે. ઓચંબો થયો છે કે કોઇ દેવતે વીધીથી આ મંત્રયોગ રચાયો જણાય છે." પદ્મીની આપવંતી બોલી "તું એ શી ભટાઇ લવેછે?" "ખરૂં કહુંછું બા, આ અપછરા તો કાષ્ટ કૌતુક છે જે મંત્ર કીંવા કોઈ જાદુયોગથી સંધાઈ સુંદર સ્વરૂપ બન્યું છે. આ હાથ છુટો પડયો જોયો? વલી આ પગ પણ સાંધામાંથી લુલો થયો છે! આ પેટનો પરદો ઉઘડી ગયો છે તે જો જો હો" સાહીલીએ કહી કાષ્ટ અપછરા લાવી રાજપુત્રી પાસે મેલી.

પદ્મીની આપવંતી રેવાના રાજાની ન્હાની કુવરી, જન્મથીજ માહ ચતુર ને ઇશ્વરાંગ હતી. તે પ્રાલબ્ધ પુંજક ને જોગન ધ્યાણની હતી. એક સમય રાજ્ય દીવાનખાનામાં રાજ્ય કુટુમ્બ બેઠું હતું. ત્યાં રાજા ને રાણી ને રાજપુત્રો ને રાજપુત્રીઓ માત્ર પોતપોતામાં સ્વરછ પ્રેમનો આનંદ ખેલતાં હતાં. ત્યાં રાજા પણ ખુશ મીજાજમાં હતો. આ સુસમય સઘળાં રાજ્ય કુટુમ્બમાં ઓર શોભાયમાન વહેતો હતો. ત્યાં રાજાજીના મનમાહે કાંઇ આવી ગયાથી તેણે પોતાનાં પુત્રો પુત્રીને પોતે કેટલા ઉપકાર કરેછે તે કહ્યાનો મદ ઉપજી તે ગર્વથી વાત લંબાવતો હતો. રેવાનું રાજ્ય પોતાના પીતાની કારકીર્દમાં કેવું અનાથ થયું હતું અને ખંડણ્યા કેટલા સર ઉઠાવી સામા થયા હતા તે જીકર ત્યમ પોતાના શૂર ને સૈન્યના પરાક્રમ વર્ણવતો તે ખુબ છકયો હતો. પોતે આ પૃથ્વી ઉપર પેદા થયો હતે નહી તો રેવાનું રાજ્ય લય પામતે! તે ગર્વ ભાષા રાજપુત્રી આપવંતીને ઠીક લાગી નહી; તે આ વખત જોબનમાં ખીલી પરીસુરત સઘળાં રાજ્ય કુટુમ્બનો શૃંગાર કેહવાતી હતી; સઘળાં તેની ચતુરાઈ ને સ્યાણ ઉપર ફીદા થતાં હતાં. સઘળાં મુખમાં તેની કેળવણીના વખાણ ચાલતાં હતાં. તે માહ ચતુર રાજપુત્રીએ પોતાના પીતાની ગર્વવાનીનો તીરસ્કાર કર્યો. તે બોલી ઉઠી, "સૃષ્ટી ખાલી નથી. વખત ચઢ ઉતર આવેછે. આજનું આશન રત્નસીંહાસન તો કાલનું આશન સાવ રનભૂમી, જ્યાં ના વસ્ત્ર કે છત્ર! ચાલ્યું જાયછે. સરખા દી સદા રહેતા નથી. પીતા પીડાઈ સ્વર્ગવાસ

થાયછે તો પુત્ર યશ પામી પૃથ્વીપતી કહેવાયછે. એ વાતની તે શી બડાઇ?" રૈવાંના રાજાને પોતાની પુત્રીની આ વાણી બહુ કડોર લાગી. તર્ત તેણે પોતાના મંત્રીને બોલાવી માહસાગર વચ્ચે એક ખડક બનાવી ત્યાં એકાંત એક હવેલી ઉઠાવી તેમાંહે તે પુત્રીને બંધ કરી આ બેઅદબીની શીક્ષા કરવા કહી. ત્યમ આ ચતુર રાજકનિયા હાં એકાંત રાક્ષસના અદભૂત મ્હોલ સમાન સ્થાનમાં પોતાને થોડાક દાસ દાસી સ્વાધીન થયા સંગાત રહેતી હતી. સદા ઉદાસીણ ત્યમ મનથી બહુ મુંજાતી હતી "આકાસનો ઈંદ્ર મને વરે તો વરે, બાકી હાં તો નાહક ભવ વહ્યો જાયછે અને માહસાગરના મોજા ને મનના મોજાની યુદ્ધનો મેળો થાયછે. માનવી કોઈ શૂરો સુયોગ્ય જોડયો તો મ્હારી મસાનજ નીવડશે. વ્યર્થ ભવ ને સમય સેજ ગુમાવ્યાની રૈખા સબલ છે." આ વીચારે તે દીવસે દીવસ દીલગીરીમાં ગરક જતી સાંત સ્થીતીથી પોતાની શજો સહેતી હતી; ત્યાં ઓચીંતો આ બનાવ બન્યામાં તેના મનમાં કોઈ બીજીજ વાત વસી.

દાસ દાસીણો મુર્છા પામેલા રાજકુમારની માહ જતનમાં લાગ્યાં. જે પણ ઉપાય કરવાના હતા તે સઘલા અજમાવી જોયા. પણ કાંઇ સાસ સંભલાય નહી, તેથી એદ પામીને રાજપુત્રી પોતે તે મુરડાં સમાન વદનને અમ્રી ને ઔષધી ચોપડવા ખાતર તે ઉલટ પાલટ કરવા લાગી. જ્યારે એ યત્નમાં ત્રણ ચાર કલાક ગુજસ્યા ત્યારે રાજપુત્રીએ સુગંધી સુંગાડ્યાથી લગાર ખંખાર સંભલાયો ને સઘલાંની છબી આનંદે રંગાઇ. સાસ ત્યાં આસ જાગી, તે પછે સઘલી જતન સફલ થઈ. દીવસે દીવસ રાજકુમારને કરાર થતાં તેને શક્તી આવી. તેનું આબ તેજ થયું. તેનુ અંગ થર પકડવા લાગું. તેની છબી રંગીન ખીલી રહી. માસ એક ગુજસ્યા સુધી તો તે આસાયશમાંજ રહ્યો. આપવંતી ઘણીજ રૂપાલી ને વલી બ્રહ્મધ્યાણી સાથ માહ ચતુર તેને જોઈ જ્યમ બપૈયો મેહ ઉપર આશક પડે ત્યમ તે આપવંતીના મોહમાં ફસ્યો. ત્યમ આપવંતીને તેનું મુખ જોયાવના ઘડી ના ચાલે. પર્સપર પ્રેમનો બંદ બંધાયો. તે ઓચંબા જેવો મેલો ગાનધર્વ વીવાહ કરી અંત્યે જોડો થયો. રોજ રાજપુત્રી ને રાજપુત્ર બન્ને હશી હશી મન તનથી સંગાતે વસ્યાં. ત્યાં એકાંત માહસાગર સ્થાન માંહે સુંદર સ્વરૂપ આપવંતી પોતાના પતીરાજ સંગાતે સાત માસ ગુપ્ત રહી પણ અંત્યે દાસ દાસીઓમાં તેની વાત ચર્ચાઈ. આપવંતીને ગર્ભ રહ્યો તેથી તેનું મુખ પીલું ફીકું માસ્યુંજ. પુરા દી થયાથી આપવંતી ચીંતાતુર થઇ છે. તેની ગુપ્ત વાત તેના બાપને જાણ થયાથી ત્યાં તેના આવો લાગવાની હો હા

મચી છે. આપવંતીએ નક્કી જાણ્યું "જો પીતાજી આવ્યા તો સેજજ શીરે-ઇથી સર ઉડયું." તેણે મનમાં ખુબ વમાસન કરી પતીને વીનવ્યો "પ્રાણપતી મ્હારૂં મૃત્યૂ આવી લાગ્યું છે. મ્હારો પીતા મ્હારી આ ગર્ભ રહાની વાત જાણી મને જોવા રોષભેર આવે છે. જો આપ મને ચાહતા હો તો કાષ્ટ અપછરાને ઠીક કરી મને લઇ તે ઉપર ઉડી બીજી જગ્યો ચાલો." રાજકુમાર બોલ્યો "પ્રીય આકુલ વ્યાકુલ મા થઇશ. તું જ્યમ કહે ત્યમ તને આ દૈત્ય સ્થાનથી લઈ કરી પ્રદેશ જઈ ઉતરૂં." પછે અપછરાના સઘળા સાંધા સાંધીને તે ઉપર તેની કલાની સઘલી યાદ રાખી આપવંતીને લઇ સવાર થયો. ચાંપ ડબાઇ કે અપછરા આકાસમાં ચઢીજ.

રાજપુત્ર ને રાજપુત્રી આકાસ ઉપર જ્યમ કામ ને રતી પ્રેમાનંદ ખેલે ત્યમ પ્રેમભર શોભી રહ્યાં છે. પંખીઓ આ દેવાજ ચીત્રને નીર્ખતાં આસેપાસ સ્નેહભાવથી વાયુ માર્ગ કાપે છે. પીયા સંગ પ્રીયા ઘણીજ લાડ કરતી ગળે વળગી ગઇ છે. મરત કાયા અમર માયામાં લીન થઈ છે. વાયુ પણ તે સ્વરૂપાલું જોડું જોઈ સ્થીરપણે વહે છે. સઘલી મજો હદસર પોતાનો કર બેસાડે છે તેટલાં ત્યાં આકાસમાં માહ ઉજ્યાલું પ્રગટ થયું ને તેમાંહેથી માહ બલી શીવસંકર ને પાર્વતી બન્ને માહ નાગવાદલ ઉપર સૃષ્ટી મહીમા શહેલ મારવા આવેલાં પ્રકાશ્યાં ! પ્રથમ શીવની નજર અપછરા ઉપર સ્વાર થયલાં જોડાં ઉપર પડી ને પાછળથી પાર્વતીની. પણ પાર્વતી પહેલી બોલી "ત્રૈલોકપતી મહારાજ આ કોણ દેવદેવી આકાસ ગમનમાં ગરક છે ?" શીવ ક્રોધાયમાન થયલો તર્ત તે જોડાં પાસ આવ્યો. તેણે પોતાની જટાની એક ઝટક પેલાં નીર્દોષ જોડાંને સ્વાર કરી ઉડારનારી કાષ્ટની અપછરાને મારી કે તર્ત માહ કોપસમ તે બે જનની એક ચીચ્યારી પડી ને તે બન્ને પલમાં ભુમી ઉપર પછડાઈ પડયાં. પતીરાજ કયાં ને પટરાણી કયાં ? આપવંતી એક અઘોર રાનમાં જઇ ઘાસમાં પડી તેવીજ તે ગર્ભથી છુટી. ચંદ્ર સ્વરૂપ એક પુત્રનો ત્યાં પ્રકાશ થઈ રહ્યો. માતા થયાના હર્ખમાં પતી ખોયાનો ખેદ તે ભુલી. આ પ્રાલબ્ધ પણ તે વીશ્રમાં ઘેરાયલીને ફલ્યું નહી. તે આગ્રહે જ્યમ ત્યમ ફસડાઇ બાલકને નરમ વસ્તુપર મેલવાની ડહાજે ઘાસ ખેંચતી લગાંર આઘી ગઇ છે તેટલાં ત્યાં આવેલું દીપડું તે બાલકને મોહમાં લઈ દુર નાઠું ને જેવું ભક્ષ કરવા મંડે છે તેટલાં તે ઉપર એક વાઘે તરાપ મારી દીપડાંને ઉડાવ્યું પણ તેટલાં શીકારે ચઢેલા રાજાનો બાન લાગી તે વાઘ જખ્મી થઈ ત્યાં પડયો. જ્યારે રાજા પોતાના સેવકો સંગાતે શીકાર ઉપાડી લઇ જવા ત્યાં આવ્યો ત્યારે તે વાઘ ને

દીપડાં વચ્ચે તારાની આંખ ને ચંદ્રના મુખવાલું એક બાલક જોઈ અચંબો પામ્યો. પોતે નીરવંશ હોયાથી તે બાલકને આનંદ પામી માહ સંભાલથી સ્વતાં ઉઠાવી પોતાને મોહોલ લાવ્યો અને તેને પોતાની માહ માનીતી રાણીને ભેટ કરી રાજવારસ નેમ્યો. આપવંતી ધાસ ખેંચતી ખેંચતી લગાર દુર ગઈ ત્યાં ખાઈ હોયાથી તે તેમાંહે સરી પડી મુર્છા પામી હતી. જ્યારે સુદ્ધીમાં આવી ત્યારે તેણે માહ કલપાંત કર્યો તે સાંભળ્યાથી તે વગડામાં મનુષ્ય મંડલીનો ત્યાગ કરી વસી રહેલી વૃદ્ધા આવી. તે વૃદ્ધા બહુજ વીકાળ છબી ને લાખ્ખી ત્રાસ પમાડતી મુરતી હતી. તે ડાકેણમાંજ ખપતી હતી. તેને કોઈ છોકરૂં છૈયું નથી. તે આપવંતીની પુનમચંદ્ર કાંન્તી ઉપર પ્રસન્ન થઇ, અને પોતાની પુત્રીજ કરી લઇ પોતાને સ્થાને લઈ ગઈ. આ વૃદ્ધા શ્રીમંત હતી. બહુજ દ્રવ્ય તેથી તે આ વગડામાં નગ્રથી દુર એક જુકડું નાખી પડી હતી, ત્યાં તે ભોંયમાં તે સઘળું દ્રવ્ય ગાડ્યું હતું. તેની નીશાન આપવંતીને ડાવકી દીધી. તે બોલી "મ્હારા સ્વર્ગવાસ થયા પાછલ તને જોઇયે ત્યમ આ ખજાનાનો ઉપયોગ કરજે ને તું ત્હારે મનપસંદ ભરથાર વરીને સુખી થજે. હું જીવુંછું ત્યાંસુધી મ્હારીકને રેહ ને મ્હારી સેવા કર." આ નસીબાને આપવંતી આધીન થઈ છે અને વગડામાં એકાંત રહી છે. નીશદીન ઇશ્વર સ્મરણ કરી પોતાના પતીના વ્યોગનો શોક પાલે છે ને જોગણ સમાન સ્વરૂપ રાખે છે. વગડામાં પશુ પક્ષી નામે નથી તો પછે ત્યાં માનવી તે ક્યાંથી? પેલો રાજકુમાર એક નગ્રબાહેરના બાગમાંની વાવમાં જઇ પડયો. પડયાનો ઢબકારો થયાથી ત્યાંની વડી માલણ તર્ત દોડી પોંહોંચી વાવમાંહે જોયછે કે કોઈ ઘણોજ રૂપાળો જવાન પાણીમાં ગોટાં ખાયછે ને આમથી તેમ ફાંફાં મારેછે; તેથી તેણે બુમ મારી બીજા ત્યાંના કામદારોને બોલાવ્યા. તેમાંના એકે વાવમાં નખાવી ડુબતાને ઝાલી બાહેર કાઢયો ને તેની જતન કરી. તેના શરીરના શૃંગાર, તેનું ચંદ્ર તેજમય મુખ, તેનું વીશાળ ભાલ ને તેનો કસરતબાજ બાંધો એથી તે માલણની ખાતરી થઇ કે તે કોઇ છત્રપતી રાજનો ધણી કીંવા કોઇ ઉંચ ને નીર્મળ વંશ ધરાવેછે. લગાર તતાર થયો કે તે નકામો ના રહેતાં પેલી રક્ષક માલણને કામે વળગી ઉપયોગી નીવડયો.

જે બાગમાં તે આવી પડયો હતો તે બાગ નગરશેઠ કેસવરાયની પુત્રી કુવરબાનો હતો, જ્યાં તે દર પુનેમને દીવસ વાડીમાં શેહેલ મારવા આવતી હતી. ત્યાં ફુળ ફળાડી ખાઈ પુષ્પની સુગંધી માહે આનંદ માણતી હતી. તે ત્યાં આ પુનમ રાત્રીએ આવી પોંહોંચીછે. એક શખી સાથ છે.

બન્ને બાગમાં આમ તેમ દોડ મેળતાં ને હાસ્ય કરતાં શેહેલ મારેછે તેટલાં કુવરની નજરે રાંજકુમાર પડયો. તે એક સ્વરૂપ છોક ભુપ લક્ષણ સહીત માળણને આગળે ફુળોનો હાર ગુંઠવા કામે લાગ્યોછે. વૃદ્ધ માળણ તે ઉપર બહુ પ્રેમ કરેછે. પેટના પુત્ર સમાન જાણીજ તેને સઘળો પુષ્પ હુનર શીખવેછે. આ જવાન સ્વરૂપ છેલાને જોતાંજ કુવરને મોહ બાન લાગ્યું.

“ જ્યમ ગૌતમ અહલ્યાય, જ્યમ સીતા ને રામ;<br>
જ્યમ રૂકમણી ને કૃષ્ણ, કહું જ્યમ રતી ને કામ;<br>
જ્યમ તારા ને વાલિ, જ્યમ નળ ને દમયંતી;<br>
જ્યમ પાંડવ પંચાળિ, ચંદ્ર રોહિણિ ગુણવંતી;<br>
વળિ જ્યમ વસિષ્ટ અરૂંધતી, જ્યમ રનાદે ને રવી;<br>
ત્યમ તું વર ને હું કન્યકા, કહી ગયા કવીના કવી.”

“ઇશ્વરની આણ જો બીજાનું નામે મુખપર લાઉં! આ રૂપાળો પુરૂષ મને વરે નહીતર હું મરૂં ને આ જીવતરથી ટળું. જો કોઇ બીજો વીચાર પણ નીખું તો હું કુદષ્ટી કરૂં! લક્ષ તો શું પણ ચક્ષે પણ લગાર ફસે તો મને તત્ક્ષણ નાગ તત્કાળ દંસ દીયો.” આ વરદાન લઈ કુવરબા મનમાંહે તેને વરી ચુકી. એટલે શખીની નજર તે જવાન ઉપર ગઈ. ને તે સ્તબ્ધ થઇ. તર્ત તે સમજી કે “ કુવરબા ત્યારની મુગી થઈ ગઇ છે તે આ કારણ.” પછે તે લગાર ધીમા સાધે બોલી “બા પેલો પુરૂષ કોઈ માળીસુત ના હોય?” કુવર બોલી “હશે કીંવા ના હશે આપણને શી પંચાત?” આ શબ્દો બોલાયા તો ખરા પણ આંખોમાંથી તે વેલા માણકનાજ અંગારા વરશ્યા. શખી બોલી “બા માત્ર આ મૂરતી ને તમો બન્ને એક ચીત્ર હો ત્યમ આકૃત્તી જણાયછે, તેથી સેજ બોલીછું.” કુવર હસી બોલી “ મુર્ખી છે તું? આપણ ક્યાં ને એ ક્યાં? એ મશકરી મા કરીશ.”

“લે કામનિની કેડ, વગર મોતે તે મરશે ;<br>
લે કામનિની કેડ, હરખ હિત હારદ હરશે ;<br>
લે કામનિની કેડ, જીવ જર જશ તે જાશે ;<br>
લે કામનિની કેડ, અધિક અતિ અનર્થ થાશે ;<br>
દુખ દેશે કે દંડાવશે, મરશે કે તે મારશે ;<br>
જે કેડ કામનિની લેહ, શામલ હોડે હારશે.”

શખી સંગાત એ શબ્દો માહે સઘલી મોખલી રહી પોતાને પીંડ જડ ઘાલી મજબુત વસેલા પ્રેમનો એક ઈન્સારાએ જાણુ પડવા દીધો

નહી. બન્ને નવજોબનાએ ત્યાં કોઈ મરદ જોયોજ નથી ત્યમ તેઓ શેળ મારતી માલણ આગળ જઈ હશી સેતરંજી ઉપર બેઠી. શખી તો કુવરની બેદરકાર રૂઢીથી છેટરાઈ. માલણે પોતાની શેઠાણીને ત્યાં આવ્યાં જાણી થોડી થોડી થઇ રહી. પાકયાં ફળ ને સુગંધી પુષ્પ પેલા રાજકુમાર પાસ મંગાવી ત્યાંકને મેલાવ્યાં. મેલી જતાં રાજકુમારે કુવરબા ઉપર નજર કરી તો સુદ્ધ ચાંદીની ઘડેલી દેવી ત્યાં ભાંયમાંથી ફુટી નીકલી બેઠી દીસે છે. તેની આંખ્યો રત્નના અનમોલ દાના કૌતુક સમ વાજલી ગ્રહન કરી તે સમાન ઝડકે ચકચક થાયછે. તે મોહિની મૂર્ત જોતાંજ પેલો પોતાની આગલી હાલત વીસર્યો. તેને મનથી આપવંતી ઉડી ગઈ, ને તે જગ્યા આ નવી અજાણ સુંદરી માહે ગરી જઇ સતાધારી થઇ. કુવરબાએ માલણ-ને ઘણીજ રીજવવા માંહે એક બાજી સમાવી. તણે પેલી માલણને ઉપર ઉપરથી પેલા નવા પુરૂષની વાત પુછી લીધી. પછે દયા આણી તે ઉપર કાંઈ દાન કરતી હોય ત્યમ બે ચાર અછાં અમૃત સ્વાદીષ્ટ ફળ પેલાને ખાવા દીધાં. તે માહે ના માળણ જાણે કે શખી ત્યમ પોતાની મુદ્રીકા તેને ભેટ કરી. આ ભેટ જોતાં રાજકુમાર ચોંકીને જણાવા જાયછે પણ ત્યમ ના કર-વાનો કુવરે પલકન ઇશારો કરયોજ. બન્ને એક બીજાના દીલની વાત પામ્યાં નેબન્ને પ્રેમાધીન થયલાં ત્યાં પોતાના મનની ગુપ્ત ફુટી જઇ કાંઈ અટકાવ થાય માટે બહુ સાઉચેત રહ્યાં. મધરાત્ર લગી તો શેલનો આનંદ ને ફુલફું-લનો શોખ પૂર્ણ ચાલુ રહ્યો. પછે મ્હોલમાં મોહનિ કુવરબા આવી. શખી નીંદ્રાવસ સ્થીતી માંહે સેજ ઉપર જઇ પડી. તે એકાંત સમય કુવરે એક પત્ર લખવો શીરૂ કર્યો તે આ:—

"પરમપ્રીય અજાણ્યા તોય મ્હારા મનથી બરી ચુકેલા અહો મ્હારા પ્રાણપતી, તમો કોઇ પ્રકારે પણ મહોલે પધારજો. હું આપના ચરણના સેજ સાથથી મારી સાલુરી બારીએથી નાખીશ તે ઝાલી ઉપર ચઢી આ-વજો. નીર્ભય આવજો. અગર તમો ગફલત કરશો તો વળી એક માસ વચ્ચે જતો રેહશે ત્યાં લગી આપણો મેલો થનાર નથી. મ્હારૂં વરદાન છે કે આપના દ્રષણ કર્યા વના આવાં પછે કોઈપણ શૃંગાર કે શોખ હરામ."

મધરાત્ર વીટી ગઇ છે. ના કોઈ જાગતુંછે. માત્ર જીંગ્યાનો જનજ-નાટ કે ઝાડપાનનો વાયુએ થતો ખનખનાટ. ત્યાં આ પત્ર પોંહોંચાડ-વાની શો યુક્તી થાય? મ્હોલની ચોકીમાં પાંચ ભૈયા ત્યાં ફરતા છે. ત્યાં આ મેલો બને કયમ? બારપર બે ઘટીકા રાત્ર ચઢયાનો સમય લગોલગ થવા આવ્યો છે. આખરે કુવરબાને એક યુક્તી સુઝી. તણે તર્ત એક

બાન સલગાવ્યો. તે સનનનન કરતો આકાસલગી ઉંચો હજારો અમીતારા એરંવતો ફાટી ઉડ્યો. તે બાન ઉભ્યાલાંથી માલણ ઝૂકૂડી બાહેર પડેલા રાજકુમારે પોતાની મનચીટી પ્યારીનું મૂખ નીર્ખયું. વળી બીજો બાન ફુટો, તે પાછલ ત્રીજો તે જોતાં રાજકુમાર તે બ્યાંથી ફુટેછે ત્યાં જવાને ઉઠ્યો. ધીમી ને ડાવકી ચાલથી તે નીશાનબંદ ચાલ્યો આવેછે તેટલાં તેના માર્ગમાં એક ઉજાલી કરચી હવામાં અદ્દર ડાબા જમણી ઉડતી ને આક્રષણે અઠડતી આવી તેના મુખે અઠડી! તે ઝાલી લીધી ને જોયછે તો પ્રેમપત્ર! ચંદણી ખુબ ખાસી ને ખુલ્લી પ્રકાશેછે તે પ્રકાશ જોડે તે વાંચવાને શામર્થવાન થયો. પ્રેમપત્ર વાંચ્યો કે તેણે મેલાપની હામ-બીડી. તે પત્રમાહે સુચવેલા માર્ગે મ્હોલના પાછલા ભાગ તરફ ગયો. એક બારી ઉઘડી જઇ તેણે ત્યાં પોતાને માથે જરી બુટાની શાલુરીને છેડો ઉતરતો જોયો. તે પકડી લઇ સરસરાત તે મસ મ્હોલ ઉપર ચઢ્યો. પલકમાં પ્યારીના પાસમાં પ્યારો આવી ઠસ્યો. બન્ને પ્રેમે વર વહુ થવા-નું વરદાન લીધેલાં ગાનધર્વ વીવાહ સામગ્રી તૈયાર કરી વસ્યાં. શાસ્ત્રની રીતીએ વરી પ્રીતી કરી. નીશા પુરી થતાં કે આવ્યો ત્યમ રાજકુમાર શાલુનો છેડો પકડી નીચો ઉતરી ગયો. તે રીતીએ દર પુનેમને દીવસ બન્ને પીયાપ્રીયા સારી નીશા પ્રેમાધીન થઇ રીજતાં હતા. આ વાતને માસ બે ગુજસ્યા ને ત્યાં નગ્રમાં નગ્રશેઠનું એક નવું વાહાણ બંધાયું હતું તેને દરયામાં ઉતારવાનું મૂર્ત ઠસ્યું હતું તે વખ્તે કોઈ બત્રીસ લક્ષણ્યાનો ભોગ આપવા માટે તેવા કોઇ અનાથને સોધવાને ચોતરફથી નગ્રશેઠના સેવકો મંડીપડ્યા તે પેલી માલણને મોટી લાલચ દઇ ફુસલાવી પેલો રાજકુમાર ત્યાં માલીના છોકરાના વેસે રહ્યોછે તેને લાવ્યા. સંધ્યાકાલે વાહાણમાં મોટી રચના થઈ છે. રાજા સ્વતાં ત્યાં પોતાના પ્રધાણો સંગાતે હાજર થયો છે. મોટ મોટા વેપારી ને શેઠોનો સમુદાય મળ્યો છે. વળી રાણી ને તેના રીશાલાની ત્યાં નગ્રશેઠની વહુ ને કુવરી બહુ આસ્ના વાસ્ના કરે છે. મહાજન દબદબા ભરેલી મલી છે. સર્વ જાતના ઠાઠમાઠ ને સુગંધી ને માન સન્માન ત્યાં હાજર છે. મૂરતની નક્કી ઘડી આવી. એક નાખોદા ત્યાં હાથમાં તલવાર લઈ સર્વને નમી ઉભો. પલ ના થઇ કે ત્રણ જનાએ એક ઝલઝલ થતા ચેહેરાના કુમરા જવાન છોકરાને હાથે પગે શીકરેલો લાવી હાજર કસ્યો. તે ચંદ્રસ્વરૂપવાન કુમરો જવાસ એવો શીકરઇ બંધાયોછે કે તે સર્વને જોયછે પણ એક શબ્દ બોલવા જેટલી પણ છુટી નથી. તેથી ગાય જેવો ચુંપ થઇ ઉભોછે ને પ્રાલબ્ધ જે રંગ મચાવે તેને આધીન થયાવના કસો ઈલાજ જોતો નથી; તેટલાં તેની ને તેની પરમપ્રીયા

જે નગ્રશેઠની પુત્રી એ બન્નેની નજર એક થઇ, કે ત્યાં એક ચીસ પડી. નગ્રશેઠ પોતાના કબીલામાં દોડી ગયા કે એ શો બનાવ બન્યો? પુત્રી તર્ત બોલી "પેલા જવાનને બચાવો નીકર મને તે ઉપર તર્ત મસાનમાં જલી મરવું પડશે." પીતા બોલ્યો. "ક્યાણી પુત્રી આ શી નીર્લજ વાણી બોલી છે?" પુત્રી બોલી "તે મ્હારો સ્વામી છે." નગ્રશેઠ આ શબ્દો સાંભલી ત્યાંથી આવ્યો અને નાખોદાને ઇસારત કરી કે આ ખુન હાલ મોકુફ કર. પેલાઓને ઇશારો કર્યો કે તેઓએ તેને છોડયો. રાજકુમાર આ જોઇ ત્યાં નાખોદાને બોલ્યો "મ્હારૂં ખુન કરવામાં તમો સઘલાએ શો સાર ધાર્યો છે?" નાખોદાએ વાહાણ ચલાવવા પેહેલાં ભોગ આપવાની વાત જણાવી. ત્યમ નહી કરવાથી વાહાણને બહુ ઇજા થાયછે, એ સાંભલી રાજકુમાર બોલ્યો "આ મ્હારી આંગલી ઉપર ત્હારી શમશેર મેલ. મ્હારૂં રૂધીર ગલશે તો તર્ત વાહાણ ચાલશે ને સઘલી પંચાત પટશે!" નાખોદાએ ત્યમ કર્યું પણ વેહેમી તેથી તેણે વીચાર્યું કે માર્ગમાં કાંઇ હરખાત આવી તો આ માણસને નકી કરવાને કાંઇ દગાથી એ વાહાણમાંજ હોય તો ઠીક, એ ખ્યાલથી વાહાણ દરયાવમાં ઉતર્યું ને સઘલો મહીમા પૂર્ણ થયો ત્યાં તલગ પેલા રાજકુમાર સંગાતે ખુબ દોસ્તીની ચાલ ચલાવી. પછે જ્યારે સઘલો મેલો ખલાશ થયો ને છેલાં નગ્રશેઠનો સઘલો રીસાલો ને ઘરખટલો ઉતરી ચાલવા માંડયો કે નાખોદા પોતે પણ ઉતરવાનો હોય ત્યમ ડોલ રાખી પેલા રાજકુમારને પોતા સંગાતે આવવાને અર્જ કરી. રાજકુમાર ભોલો ને વલી દગાથી બેખબર તે નાખોદાની બે કલાકની દોસ્તીપર લેવાયો. ઉતરવાનું ડોલ જારી રહ્યું ને રાત્ર જ્યમ આગલ વધતી ગઇ ત્યમ વાહાણ દરયાવમાં આગલ ચાલતું થયું. મધરાત્ર થઇ ને રાજકુમાર ચેટયો પણ હવે બહુ મોડું થયું જાણી નીરૂપાય છે તેથી તે દગાની વાત જાણતો નહી ત્યમ વાહાણમાં રહ્યાથી બેહદ હર્ખમાં આવ્યો હોય એવાં ડોલના તેજે પોતાના મનની ગુપ્ત જાહેર પડવા દીધી નહી. ત્યમ નાખોદા સાથ જુદાઇ કે દુશમનાઇ પકડી નહી. સમો ઠીક તેથી વાહાણ ધારેલી સફરમાં એક બંદરથી બીજે બંદર ને બીજે બંદરથી ત્રીજે બંદર માલ ઉતાર લે કરતું બહુ નફા ભરેલો વેપાર ચલાવતું હોરમજ બંદર સુધી આવી પોહોચ્યું. હજી બંદર તો સામું છે ને તુફાન ચઢી આવ્યું. તેણે પલકમાં હજારો ખરાબી કરી નાખી. કીનારેના વાહાણને મછવાના કકડે કકડા કર્યા. બંદરની હવેલીઓ ગગડાવી ભોંય બરાબર કરી. ના જમીનપર કાંઇ ખરાબી કરવાની બાકી રાખી કે ના દરયામાં; તે તુફાનમાં નગ્રશેઠનું નવું વાહાણ પણ સપડાયું ને ત્યાં ચીચીયારી ને બૂમ ત્યમ રૂદન ને કલાપીટની

તો હદજ થઇ. જોતાં જોતાં માહે એક પાછલ એક ઉતારૂ ને સુકાનીઓ દરયામાં તંખ્યા મીશાલ ઉડી પડતાં કયાંના કયાં ગરક કે ઘસડાઇ ગયા. ના નાખોદા રહ્યો કે ના સોદાગર રહ્યો, ના ખારવો રહ્યો કે ના ઉતારૂ રહ્યો. સઘલા એક સમાન સ્થીતીના ભોગ થયા. પેલો હીનભાગ્ય રાજકુમાર પણ તે નશીબે પામ્યો ને દરયામાં ગોટાં ખાતો ને દર મોજે અધ અધ મૈલ ઘસડાઈ જતો એક પાટચાંનો કકડો મળ્યો તેને આધારે દુર કોઇ વેરાન કીનારે અધમુઓ જઈ પડયો. બે ત્રણ દીવસ તો ત્યાં બેભાન હાલતમાં પડયો રહ્યો પણ પછે સુર્ય તાપ લાગી તેના મનને ગતી થઇ. તે નીંદ્રાથી જાગી ઉઠયો હોય ત્યમ પણ અતી નીર્બલ સ્થીતીમાં લઠરતો ઉઠયો ને આમ ત્યમ જોયછે "અરે હું કયાં છું?" પછે બહુ વીચાર કરતાં તેને પોતાની હાલતનું ભાન થયું.

> "સ્થીતી હીન મન અગની વ્યાપી પ્રેમ ઉછળ્યો ઉર ખુલી;
> રોમ રોમ ઉડી લાહ્યથી કાંપી જીવ્યાની આશા મેલી સઘુલી."

"હાય હાય. અરે હું કોણ ને કયાં આવી પડયો? ફરી મ્હારે સ્વદેશ હું પ્હોંચીશ કે ક્યમ? અરે મ્હારી પરમપ્રીયા આપવંતી કયાં પડી હશે? અરે મ્હારી પરમપ્રીયા કુવર શો વ્યોગ સહેતી હશે? હું કયાં છું? આ ઉજાડ કીનારે કે જ્યાં ના તાપથી બચવાનો કસો આધાર કે ભુખથી બચવાને કસાં જંગલી ફળ! અરે હું કયાં જાવું?" નાચારીએ કીનારેથી આગલ ચાલ્યો. ત્રણ ચાર કલાક મુશકેલી ને વેઠ ખેંચી મંજલ કાપી ત્યારે તેને એક જુફડી નજરે પડી. તે માહે જઈ જુવેછે તો કોઇ નજર આવ્યું નહીં તેથી ત્યાં લગાર વીસામો લેવા પડયો. ત્યાં સામે મીથાં લીંબુનું ઝાડ હતું તે ઉપર નજર પડી, તેના પાંચ સાત ફળ તોડીને ખાધાથી તેને લગાર સાંતી થઇ અને ત્યાં ઉંગ્યો. જાગ્યો ત્યારે જોયછે તો કોઇ રૂષી બુઢાપાએ કરી કમરથી વાંકો વલી ગયોછે તે તેને સ્વાલ કરી રહ્યોછે "બાલક તું હ્યાં કયાંથી આવ્યો? આ જગ્યો સંસારી માનવીને રેહવા યોગ્ય નથી. હ્યાં રૂષી કીવા રાક્ષસો રહી શકે ત્યાં તને કોણ લાવ્યું?" રાજકુમાર બોલ્યો "પ્રાલબ્ધ." રૂષી આ જવાબ સાંભલી તેની સ્થીતી ઉપર દયા લાવી બોલ્યો "તું રૂષી થશે તો સર્વ ભવ દુઃખ ભંડારથી છુટશે" રાજકુમાર બોલ્યો "જે જોઇયે તે મને કર, મારી ના નથી." રૂષી બોલ્યો "બાલા તું હ્યાં રહે ને જ્યારે તું આનંદમાં હોય ત્યારે મ્હારી પાસ શીખ્ય લેજે. હું તને મોટો રૂષી કરીશ ને તને માહ પુરૂષનો અમર અવતાર દેશ." રાજકુમાર "જ્યમ આજ્ઞા" કહી ફરી નીદ્રાવસ થયો. રૂષી તેની નબલી હાલત સમજી ગયો. હજી

જુવાની ક્યાં ને વાત ક્યાં? તેટલી વયમાંથી સંસાર તજી વૈરાગી થવું એ બનેજ કયમ? એ ખ્યાલમાં રૂષી પોતાની મૃગછાલા મેલી તે ઉપર તુલસીની માલા કર લઇ બેઠો. કટાકટ માલાના દાના આપસઆપસમાં ઇશ્વરનું નામ ઝપવા લાગ્યા ને રૂષી બ્રહ્મધ્યાણની ધુનીનો નીશો ચઢી ત્યાં પથરની મુરતી જેવો સાસ આશ વનાનો થઈ ભાંયને વલગી ગયો હોયની ત્યમ તેની આંખ્યો બંધ, મુખ બંધ, અવયવો બંધ થઈ અંગ રોમેરોમ સમાધી ચઢી તે ત્યાં વૃક્ષની થડ જેવો ષઠ થઇ પડયો તોય માલાના દાના અંગોઅંગ આપસ આપસમાં ઘસાઇ ઇશ ઇશ ઇશ ભનકાર ભણ્યા જતા હતા! રાજકુમાર જ્યારે મધરાત્રે જાગ્યો ત્યારે તે પેલા પાષણ મૂર્ત જેવા રૂષીને જોઇ પ્રથમ તો બીહણો. પછે તેને તેના મેલાપનું જ્ઞાન થઇ તે તે બ્રહ્મધ્યાણલીલા બ્રહ્મચારી જોઇ આશ્ચર્ય પામ્યો. કલાકના કલાક થયા પણ પેલો રૂષી સમાધમાંજ રહ્યો. રાજકુમાર અંત્યે જુફડાં બાહેર આવ્યો. ત્યાં ફળ તૃવરો જોઇ તેને મન સંતોષ થયો. પાંચ સાત નારંગી, પાંચ સાત કેલાં, પાંચ સાત લીંબુ ને મોસમ્બી તોડી જુફડીમાં લાવ્યો. પાસે ઉષ્ણ કુંડ હતો તેમાંથી ઘડો પાણી લઇ સ્નાન કરી તે તાજો ખાસો થયો. તુફાનથી તેના હાડેહાડ દોડરાં થયાં હતાં, તે ત્યાં ઉષ્ણ કુડનાં પાણીથી ખુબ શેકયામાહે કાંઇ કરાર થયાથી ત્યમ ફલો ખાધાથી તેને શરીર તાકત આવી. તે હોશયાર થયો. સુર્યનાં કીર્ણ ફુટાં ને સમય નીકલી જતાં મધ્યાન બપોર થઈ પણ રૂષીની રૂઢી જ્યમની ત્યમ રહી! રાત પડી પણ તેની માત્ર મંકા ઇશ ઇશ બોલતીજ! મધરાત્ર થઇ પણ તે ત્યમજ. પછે તેને અંગ નાગ ને સાંપ વીટાઇ ગયા પણ માત્ર મંકા બોલે. આ અજાયબ દેખાવ જોતો રાજકુમાર ત્યાં ફળ ને કન ખાઇ લગભગ પશુ સમાન મુગો સાવછ થયોછે.

કુવરબા ઘર ગયા પછે માંડી પડી. વૈદ્યોની ઔસધી ને ઉપાય નકામા ગયા. સ્નેહી વના તેના શરીરમાં વ્યાધી વ્યાપી. પીતાએ પુત્રીની આ સ્થીતીથી શોકાતુર ચેહરે કારણ પુછયું. પુત્રીએ પોતાના થયલા પતી ને પ્રેમની વાતનો પડદો રાખ્યા વના સઘલો સાર કહી જણાવ્યો. અને તે વના તેને ચૈન નથીજ પડનાર એ બોલી તે આંખ્યોથી નવધાર આસું વરસાવતી રહી. પીતાએ તેના પ્રેમનો તુચ્છકાર કર્યો. નગ્રશેઠની કુવરી ને માલીનો પુત્ર એ મેલ માહ નામોશી લગાડનારો કહીને તે રીસભેર પુત્રીને મેલી ઉઠયો. એક રાત્ર ઘરમાં સઘલાં શોકમાં ડુબ્યાંછે. સર્વ ચુપ થયાંછે. એક મરડું ગુપચુપ મસાને ચાલ્યું છે અને નગ્રને પોતાના નગ્રશેઠની પુત્રીનું મરણ ખબર પડે તે આગલ તો તેને ચેહ સીચ્યા બાલી ભશમ કરીછે!

આ બનાવમાં ઘરનાને શક ઉપજ્યો છે કે કુવરબાની જગ્યો કાંઇ કાષ્ટ પુટલું જલાવી તે વાત ફેલાવી કે કયમ? કુવરબા તો બે દી થયાં ઘરમાં દીસી નથી. આ શક ખરો છે. નગ્રશેઠની પુત્રી કુવરબા કોને ખબર ના પડે ત્યમ પોતે જોગી વેસ લઇ નગ્ર મેલી પોતાના સ્વામીની ખોલમાં નીકલી પડી. આ પુત્રીનું કારચ અત્યંત નામોશી પોંહોંચાડે તે માટે કાષ્ટનું માનવી બનાવી મંગાવી તે મસાનમાં મધરાત્રે બાલી લાજ જાલવવાની યુક્તી નગ્રશેઠે કરી, તે માંહે તે ફાવ્યો છે. કુવરબા જોગી થઈ મર્દ સ્વરૂપે સૃષ્ટીમાં મંદીરે મંદીર ને નગ્રે નગ્ર ફરતી થઇછે.

> ધન્ય મેરે મૌલા સાહીબ, ધન્ય તેરી શાહેબી ॥ ટેક ॥
> જમીંકા ગલીચા કીયા, આસમાંકી રાવતી,
> પવન જમાદાર બંદા, ચંદા શુરજ મસાલચી. ધન્ય મેરે-
> એકનકુ હાથી ગોરા, એકનકુ જર પાલકી,
> એકનકે ઓલે પાંવ, એકનકુ કંગાલ જી. ધન્ય મેરે-
> એકનકુ કનક મ્હેલ, ફુલો શેજ બીછાવડી,
> એકનકુ તુટી જુફરી, નેના નીંદ નહી આવડી. ધન્ય મેરે-

વેશ તો મર્દનો પણ સાધ તો સ્ત્રીનો તેથી તેના ગળાંના મધમાં સાંભલનારનું ધક લાગી જાય ને તે જ્યાં જાય ત્યાં તે માહ ભાવ ને આદર-સત્કારમાં પુંજાય. આ પ્રમાણે તે નવજોબના પ્રવાસમાં દેશ દેશ ફરતી એક દેવ દેહડાંથી બીજે દેવ દેહડાંની યાત્રા ને લાહવો લેતી જે રાન વીક્રાળમાં આ-પવંતી રહેછે ત્યાં તેના મઠકે આવી પોંહોંચી છે. પેલી વૃદ્ધાને મર્ણ પામ્યાને માસ ત્રણ થયા છે. આપવંતી તેનું સઘલું દ્રવ્ય મેલવી માલેક થઇ છે. તેણે ત્યાં શેહેરના હોસ્યાર કારીગરોને બોલાવી ઈંદ્રાસનજ જોઇ લેવું તેવો મેહેલ બંધાવ્યો છે. તેમાંહે મોહિની સમાન છટા ને નખરાં નાઝથી રહે છે. દાસ દાસીઓ પોતાની સેવામાં રાખી છે. પચીસ વૃદ્ધ શીપાઇઓને ત્યાં મેહેલની ચોકીમાં નેમ્યા છે. બીજો પણ જોઇતો બંદોબસ્ત રચી નીર્ભય રહી છે. તેણે જોગીને જોતાં પોતાના પતીના ઉમેદ તેની સેવા કરવાને પોતાની દાસી પાસે હજુરમાં રાખી છે. ત્યાં કુવરબા ગાયન સારૂં સીખીછે તેથી ભજન કરી વખત ગુજારે છે. તે આપવંતી નખસીખ શૃંગારમાં જોગીપાસ બેસી ગાયનથી રીજી રહે છે. તે બે વાત એમ તો બે વાત એમ પુછી તેની જાત, નાત ને ભવથી વાકેફ થવાનાં ફાંફાં મારે છે. "જોગીને મોહપર મુછ નથી, વળી રૂપ પણ અથાગ તેથી તે તેનો પતીજ હશે ને પોતા વના જોગી થઈ તે વ્યોગ ભજતો હશે! એ કયમ ના હોય?" એ મનમાં ધારેછે,

આજ મોરે આંગન બોલિછે મોર—આજ.
દાદર મોર પપૈયાં બોલિ, કોયલ કર રહી ર્હોર— આજ.

"મારે આંગણે આજ મોર કલા કયમ કરે છે? બુલબુલના મધુરાં ગાયન ગાવાથી મ્હારાં મનને ઉમંગ કયમ વ્યાપે છે? અરે હું આ જોગીને જોઈ મોહબ્યાન કયમ બાઈ પડી છું? શું હશે? મ્હરા પીયુજી તો ના આવ્યા હોય?"

ચંદ્ર બીના કસી ચાંદણી? મોતી બીન કૈસો હાર?
કાજલ બીન કૈસી કામણી? પીયું બીન કૈસો શૃંગાર?

આપવંતીને હાલમાં પોતાના પીયાથી વ્યોગ થયાને બાર વર્ષ થયાં છે. આજ તેને પોતાનો પતી ને પુત્ર બન્ને સાંભરી આવ્યાં. તેની લોચનથી ગોલ ગોલ પરવાળાંને રંગના આસું તપકવા લાગ્યાં. તે જોઈ જોગી બનેલી કુવરબાને હૃદય પણ પ્રેમ વાદલી ચઢીજ. તેની લોચનો પણ નવધાર વહે છે. આ શોકાતુર સ્થીતીમાં તેનાં મૂખમાં સંગીત શૃંગાર ભૂષણ રત્ના ધનાશ્રી શરોદ તાણી રહી :—

જા દીનસે મેરે મીત્ર સીધારે, અન્ન ન પાણી કછુ ન સોહાતા;
જલ બીના જૈસી મીનહી તલપે, મૈં જો તપૂં જૈસા તેલહી તાતા;
બેઠત, ઉઠત, સોવત, ઑલટ, લેત ઉલહાસ નીસદીન જાતા;
મેરે તો ચીત્તમે મીત્ર બસત હે, તેરે ચીત્તકી હે જાણે વીંધાતા.

પદ્મીની આપવંતી આ ધનાશ્રી કવેત સાંભલીછક થઈ. મુખરો પણ ચંદ્ર, ચશ્મો પણ તારા, શરોદ પણ ગાયન, વલી તેની છટા ને આવભાવ માહ પ્રૌઢ! એ સઘલા શૃંગાર સંગ અદબ ને અંદાજાથી તેને જોગી વેસ ધારણ કુવરબા ઉપર બહુ પ્રેમ ઉપજ્યો. તે બોલી "જોગેશ્વર, ઇશ્વિર સર્વ સાધણા સાધક છે. શોચ કયાં કામ આવે છે? તુલસીદાસજી કહી ગયા છે કે શોચ કરવાથી કસુ બનનાર નથી. બનવાનીજ બનશે."

## ગોરી રાગણી.

અરે મન કાયકૂ શોચ કરે—
શોચ કરે કછુ બન નહી આવે ધીરજ કયું ના ધરે ॥ટેક॥
તુલસી રેખા કર્મકી, મીટા ના શકે રામ!
મીટાવે તો બીલમ નહી, સમજ કીયા હે કામ—અરે મન.

તુલસી તલબ ના કીજિયે, ઔર ધાયકે લીજિયે નામ,
માનોષ મજુરી દેત હે, કયું કર રખે શ્રીરામ—અરે મન.

જોગી બોલ્યો "પદ્મીની, ત્હારાં ગલાંથી મધુર વરસાવતી ગોરી રાગણી મને હર્ષાવે છે. હું ખુશ થયોછું પણ આ મ્હારી પણ ગોરી તું સાંભલ-

પીયા બીછરત દુખ બોતવે,
જાપર બીતે સોઇ જાણેવે-સૈયાં બીછૂરત. ॥ટેક ॥
જાતે રહે દગાસે, કછુ કેહેભી ના ગયે,
સો સો તરેહકી દાગ મેરે દીલમે રેહ ગયે—સૈયાં બીછૂરત-
કુદી દુનિયાવારી, તમાશા હે દીન રાત,
ગજબ બીખબર ના જાણે બીછુવા બુરી બાત-સૈયાં બીછૂરત-

"આ સંસાર સૈયાં વના કેવલ કલપાંત છે." આપવંતી બોલી "જોગેશ્વર તું વૈરાગ્યમાં ચકચુર છતાં પ્રેમ રંગના તુરંગ ને તાણમાંહે કયમ લીન થયોછે? શું ત્હારી કોઈ ગાનધર્વ વીવાહ કરેલી પ્રાણ પટણી ગુમાઇ છે કીંવા કાલે તેને ઝરપી છે? સો ગજબ ગુજરયો છે? દુઃખ દરયા જેવો તું હ્યાં વગડામાંહે આવી લાગ્યો છે. ત્હારી વીપત્તીનો વૃત્તાંત મને સંભલાવ. ત્હારૂં વૃત્ત શો? ત્હારી વૃત્તી કેવી? મેં તો વૃક્ષ ને બી સંઘળું બોલી આ હીનતા માંહે જન્મ પુરો કરવાને નક્કી ઉઠાવ કર્યો છે. સંધયાકાલ સ્હુની થઇ થઈ આ પ્રેમપત્ર સંધેસો બટોઇયા પાસ પ્રાણ પ્રીયાજી ઉપર ભેજુંછું તે આ ગોરી રાગણીઃ—

બીરા રે બટોઇયા સંદેશા લેતા જાઇયો ॥ ટેક ॥
અગમ જાઈયો વારી, પછમ જાઈયો મેરે સજ્જન
નેક ધર્મ કર્મ રાહીયો-બીરા રે બટોઈયા—
પ્હોંચા બપૈયા પ્રેમસુ મેરે પીતમકુ એ પયામ;
જાતી હે બહાર મ્હોશમકી ગાફીલ તું આજા શુબોશામ.
ગાફીલ તું મીલજા લે શલામ-બીરા રે બટોઈયા"—

જોગી બોલ્યો "વાઃવારે દેવી તેં મ્હારામાં નવેસરથી મોહનિ પ્રગટી છે. મોહિની મ્હારી આજ શોકિની થઇછે તેથી મને આ ગોરી બેસ્તી આવશે.

ઉરજા પંખેરૂ દીન તો રેહ ગયા થોરારે ॥ ટેક ॥
ઇસ દુનિયા બીચ હે જીવન થોરા
કછુ ઘરી પલક બસોરારે-ઉરજા પંખેરૂ—

આપવંતી બોલી "જોગેશ્વર મ્હારી આશા પૂર્ણ કર, સંભલાવ મ્હારી કહાણી." જોગી બોલ્યો "મ્હારી કહાણીજ નથી. હું માત્ર માયાથી મરેળ થયલો જ્યાં તું જેવી ચંદ્રવદની ને આ કન્ચન મ્હેલ ને ફુલન સુગંધી અંગ ત્યાં ક્યમ કરી તેનાથી શબ્દ પણ નકામી વેઠ ને શોકયના બકાય?"

## પૂરવી.

આવતી હે તેરે અંગનમે ફુલનડી બાસ ॥ ટેક ॥

શુધ્ધર માલણ્યાં ગુંઠ લાઈ ગજરા, ફુલમે ફુલ કપાસ—આવતી હે—

સવાલ.

દહી શરીખે ઉજલે, ઓર માલણ લાઈ તોર !

તમોમે એ કયા સદગુણ ભયો? દો દો બાંધે જોર?—આવતી હે—

જવાબ.

પીર પયમબર હમ ચહરેં, પરાઈ સેજ ચહર જાય;

પહેલે તીરીયાં હમ રચે, સો ઉન ગુણ બાંધે જાય.—આવતી હે—

આપવંતી આ શૃંગારસાગર સમાન જોગીની મસ્તી જોઈ દંગ થઇ; પણ બાપડી અનાથને ખબર નથી કે જેવી તે છે તેવી તે પણ નવજોબના છે. વલી જે રાજકુમારે તેને પોતાને ગાનધર્વ વીવાહથી વરી કરી પરમપ્રીય સ્ત્રી સ્થાપી, તેજ બેખબરા કુમરા જુવાન રાજકુમાર સંગ તેનો પણ મેલો થતાં ગાનધર્વ વીવાહે વરચાપછે વ્યોગ પડી ગયોછે. બન્ને સમાન નસીબાના શીકાર, બન્ને વૃદ્ધ પીતાની હઠીલાઈના ભોગ થયાં છે. બન્ને સ્વદેશ તજી સ્વામી સંગ રહેવાને રાજી પણ પ્રાલબ્ધ અંક નહી તે ક્યમ મેલો નીભે? સઘલું પરવરે પણ પ્રાણનાથનો વ્યોગ તો માહ કાલથી પણ અડકો!

"પિવું હલાહલ વીખ, તે પણ લાગે સહેલું,
પડવું પાવકમાહી, વારૂ જે મોતજ વહેલું;
જલમાં ઝંપાપાત, તે નહિ દુઃખડું ઝાઝું;
ગિરિથી પડવું ભોમ્ય, તે પણ દુઃખ નહિ તાજું;
વળિ વાઘ્ર સરપથી વધ થવો, તે સહેવું સેલું સહી;
પણ વીરહવિછો નાથતણો, નાર સહેવા સમર્થ નહી."

જોગી કુંવર ને જોગણ જેવીજ આપવંતી પણ બન્ને ચંદ્ર સમાન સ્વરૂપવાન પરસપર નેનમાર મારીને એક બીજાની પરીક્ષા લે છે. કુંવરમા જોગી વેસ એવો તો ભજી દેખાડેછે કે આપવંતી તે ઉપર ગફલત

ખાઈ ગઈ છે. જે સ્નેહનો મોહ આવભાવ દેખાડેછે તે રાજપુત્રીજ. જોગી તો પોતાની વાત જાણેછે કે જે જાત તેની છે તેજ આપવંતીની તેથી તે કાંઇ મર્દનો રોબ મારે પણ આશકનો આતશ ના ચમકાવે. આ રીતે તે બન્ને પરદામાં નાટક કરેછે તેટલાં ત્યાં પાચ સાત તુરી દોડ્યાની ત્યમ ધનુષ્ય કસ્યાનો અવાજ સંભળાયો. વળી તે સાથ વાઘને ફાડી ખાય તેવા સ્વાનના ભોંસવાનો પણ શ્હોર ઉઠી રહ્યો છે. તેટલાં એક મોટો પુકાર થયો. જોગી રાજપુત્રીનું મોહ જોય છે ને રાજપુત્રી જોગીનું. ત્યાં દાસી પણ ગભરાઈ ઉભી વીચારેછે કે "આ અરણ્યમાં આજ આ શો શ્હોર!" એટલાં વલી બીજી બોમ આવી તે ખુલી સંભલાઈ "આ સ્થાન કોણનું છે? દેવ કે દૈત્ય કે દેવી કે ડાકેણ જે પણ હો તેણે તર્ત માગી સામા આવવું!" આ બોલનારો પણ સેજવારમાં ત્યાં ચઢી આવ્યો, તો તેની અચરતીનો પાર રહ્યો નહી. એક ચંદ્રમાહજ જોઈ લેવી તેવી માહ રૂપાલી પદ્મીની કનકને હીંડોલ અમુલ્ય શૃંગાર કરી હીંચ ખાતી છે! સામે કનક પાટલા ઉપર તેવોજ સ્વરૂપવાન જોગી બેઠો છે. સામે એક દાસી સુરસાગર વજાડે છે. બીજી કનક તબલો લઈ ઠાપ દીયે છે. કાંઇ મધુર સમાન ગલું રસ વરશાવે છે. વલી નેના તો સુક્ર તારા સમાન તેજથી પ્રકાશે છે! તે જોતાં જોનારને આ મકાન માટે તરેહવાર અટકલો થાય છે. અંત્યે તેણે પ્રસન્ન પુછયો. "આ અરણ્યમાંહે આ ઈંદ્રાસન કોણનું સ્થાન છે? તમો કોણ છો? માનવી છો કે ગાનધર્વ કે દેવ છો કે દેવાંગના? કોણ છો?" આપવંતી બોલી "પ્રથમ તું પોતે કોણ છે તે કેહ. એચીંતો આ મ્હારા મ્હેલમાં કયમ પ્રવેશ કરવાને હીમત જીત્યો છે?" દાખલ થનારે જવાબ દેવાની જગ્યો પોતાની શીરોઇના સમ લીધા કે "વાછાળ તારૂણી પરણું તો તનેજ. હું પૃથ્વીપતી છું. આ અરણ્ય ને એ ફરતું ચોખૂણ બ્રહ્માંડ મ્હારી મીલકત છે. તર્ત એ સમજી તું મને સ્વાધીન થા." આપવંતી હશી બોલી, "અહો ક્ષત્રી ત્હારૂં આયુષ્ય ઘણું હોય તો માન માન પંદર વર્ષનું હશે. હાઃ હાઃ આજ મ્હારૂં બાલક જીવતું હતે તો તે પણ તું પ્રમાણે ઉધરી અછો મર્દ અવતાર થયો હતે. કાંઇ ધ્યાણ પકડ ને શ્યાણથી બોલ. મ્હારો પોતાનો સ્વામી છે. તેનો ને મ્હારો વ્યોગ થયોછે. હું કુમારી સ્ત્રી નથી પણ પરણી છું. માતા થયલીછું. મ્હારૂં આયુષ્ય ત્રીસ વર્ષ લગી થયું છે. મ્હારી ઉપર તું જેવા પૃથ્વીપતીની કુ-દ્રષ્ટી થાય તો શું પૃથ્વીમાંહેસ્ત્રીની કાંઈ બોટ પડી છે કે એવી નાલાયક વાત બોલવાને ત્હારી જીભ્યાને કાયદો રેહેતો નથી? મ્હારો સ્વામી માહ જુવાન ને ચંદ્રસ્વરૂપ, જે આકાસથી પાતાલ ને પાતાલથી આકાસ લગી ઉડી શકનાર છે." "હાઃ હાઃ પતીરાજ આપ ક્યાં છો કે આ બાલક માત્ર રાજ્ય

રૂપ સન્માનથી અન્મોલ જવાન સ્વરૂપ થયલો મુસમ હીનભાગ્ય સ્ત્રી ઉપર મોહ પામ્યો છે." તેટલાં પાંચ બીજા શુરા સવારો ત્યાં આવ્યા. તેઓને જોતાં જોગી વેશ ધારણ કુવરબા પણ મનથી ચોંકી. તે મનમાં બોલી "આજ કાંઇ નવી જુની વીટશે ખરી." આ તેની અટકલ ખરી પડી. ચંદ્ર ઘડીભાર જોઈ રેહ ને આકાસની દેવી મોહ પામી રેહ તેવા રાજકુમારે તર્ત પેલા પાંચ સવારોને તે મ્હોલ ને તેના રહીશો સ્વાધીન લેવા હોકમ કર્યો, તે બોલ્યો, "આ ચંદ્રમૂખવાલી ને ચાંદી સ્વરૂપ કાન્તી ઉપર ચોકી રાખો. એને કહો કે જો પ્રીત લાવી તું મ્હારી સંગ વરશે તો મ્હારા રાજ્યના સઘલા શૃંગાર ભેર કરી લગ્ન ક્રીયાથી તને મ્હારી રાણી કરી મ્હારા મ્હોલમાં માહ પ્રેમ ને સ્નેહની વૃષ્ટીમાહે જન્મભેર રીઝવીશ. આ મ્હારો શખુન નકામો ગયો તો પછે આ મ્હોલ લુટી લઇશ. સઘલી મીલકતનો નાશ કરીશ. સઘલો દ્રવ્ય ભંડાર બારેવાટ મારીશ. આ સ્થાનનું એક તંબુએ ના રાખીશ. ત્યાંના સઘલા મરદ જનના સીર છેદીશ. સ્ત્રી માત્રના નાખ કાન કાપીશ. ગધેડે બેસાડી શેહેરમાં રોશવાઈ કરીશ ને પછે બંદીખાને પુરી દેશ. પ્રતીષ્ટા જાલવવી હોય તો આ જોગીની પ્રીતી તજી દે ને મને હેત દઈ પોતાનો પતી કબુલ કર તો હું પ્રેમનો દાસ થઈ ત્હારી મનચાહી આશા પુર્ણ કરીશ. બેમાંથી જે પસંદ પડે તે મંજુર રાખ. જોઇયે સ્ત્રીચરીત્ર ને હઠથી ત્હારો નાશ રચ ને મને બદનામી દે." આપવંતી બોલી "ભુપત્ત સાંભલ:—

"સીતા સતી સ્વરૂપ, રણે રાવણ રોલાવ્યો;
દ્રુપદી દેવી દયાલ, કુરૂ કુલ નાશ કરાવ્યો;
રૂડી રેણૂકા રૂપ, ઠીક નહી બુદ્ધી ઠરાવી;
નક્ષત્રી અવની એહ, વાર એકવીશ કરાવી;
કચૌ કૈચક સ્ત્રીથી મુઆ, હોડ હોડ સૌ હારિયા;
શામલ શુરા પૂરા સહુ, માનનિએ બહુ મારિયા."

કુલવંત થઇને વલી પૃથ્વીપતી કેહવાઈ અહો આનંદ અવતાર મ્હારા પીંડને અગ્નીમાહે ભશ્મ કર્યા સમાન મુખવેણથી ના કાલી કરી દે મને. જોઇયે તે લે. મ્હારો મ્હોલ, મ્હારાં ભંડાર, મ્હારા સઘલાં સુખ સન્માન, પણ માત્ર મને પતિવર્ત ત્યાંથી હાંકી કાઢ. કહું છું તે સાંભલ. હું આજ બાર વર્ષ થઈ ગયાં કોઇ મરદ માત્રની નજરે તો શું પણ કોઈપણ માનવી અવતારને નજરે પડી નથી. આજ ત્રણ માસ થયા આ મ્હોલ ઉઘોચો છે અને ત્રણ કલાક થયા આ જોગેશ્વર ત્યાં આવી લાગ્યો છે. મુસમ

દુર્ભાગ્યણીને પરણી રાણી કરવા માંહે પાષાણને રત્ન કરવા જેવો માહ યત્ન સ-માયો છે. ક્ષત્રી કીંવા આર્ય તું હેશ તો પરણી નારીને કેમ વરીશ? પૃથ્વીપતી યશમાન ક્ષત્રી ત્હારે લાયક માનુનીને વરકે તને તે શોભે." રાજકુમાર રનમારસીંહને આ સ્ત્રીશબ્દો બાન સમાન લાગ્યા. રાજબીજ તેથી તેણે આ કઠીણ શબ્દોની અસર થઇ, પણ હઠ રહી. તે રોષે ભરાયલો ત્યાં ચોકી મેલી નગ્રમાં આવ્યો. રનમારસીંહ પીતા મૃત્યૂ પામ્યાથી આજ ત્રણ માસ થયા સીંહાસને આવ્યો છે. તે ન્યાયી ને માહ દયાલુ વલી પ્રજા પાલનહાર છે. તેણે પોતાના મંત્રી સાથ ખાંગીમાં મશલહત કરીને પોતાની ભુલ જોઈ હતી ત્યમ ડાહ્યા મંત્રીએ પણ ભુલ દેખાડી. પ્રેમ વસ થયલો કોઈ ભુલ સમજે છે? બાલક તો ખરો, માનમાન મર્દમાં ખપે તોય તેને મૃન આ-પવંતીથી કદી છુટા પડવુંજ નહી એવો ભાવ થઈ રહ્યો છે. એક હજાર ઇમાનદાર શૂરા શીપાઇઓ તે અરણ્યમાં મોકલી દઈ તેના ઘેરામાં તે મ્હોલ રાખ્યો છે. સઘલી સામગ્રી પોતાના રાજ્યભંડારથી ત્યાં રાનમાં પ્હોંચાડે છે. પણ ઘણીજ થઈ બેઠો છે. તેણે હાલતરત વાતની નાખતી થવા દેવામાં ડહાપણ જાણી લગ્ન માંડી વાળ્યું છે. આપવંતી પણ તેટલીજ રીઝીછે, કે "આ બાલકને લગાર ઉમર વધશે તો આ ઉપજેલો મોહ નરમ પડશે. વળી ઇશ્વિરેચ્છા હશે તો મ્હારો પતી આવી મલશે. સઘલું ઠીક થશે." આ વાત-ને બીજાં પાંચ વર્ષ આ રૂઢીએજ ગુજરી ગયાં છે. આપવંતી પેલા જોગીને ઘડીભર પણ નજરથી વેગલો કરતી નથી. આશકજ પડી હોયની એવી તે ઉપર બુરબાન રહે છે. તે આજ ઉદાશીન થઇ પોતાના પતીના વ્યોગ ઉપર અવલોકણ કરે છે કે "અહો ઇશ્વિર લગભગ વીસ વર્ષ થવા આવ્યાં પતીનો વ્યોગ પડવાને. અરે આ મ્હારો અવતાર તો એક બુણે વહ્યો ગયો ને આ શો નશીબો કે નાહકની વીસ વર્ષની જવાની સ્વદેશ કે બીજાં કોઈ નગ્રથી દુર માહ વીકાળ વગડામાં પડ્યાની સજો પાંમી!" ઘણીજ ઉદાસ થઈ છે. એવી ઉદાસ કે હજી કરમાયળાં જાઈ પુષ્પને સો ભલાઈ. તેવી ઉજલી બર્ફ જેવી બાલસ અવતાર દીપે છે. રોમે રોમ વૈરાગ્ય વ્યાપ્યો છે. મનમાં એવું થાય કે ધરતી માર્ગ દીયે તો માંહે ગરે; તેટલાંજ કામાતુર થયળ રનમારસીંહને ઈંદ્રજ જોઈ લેવો, તેવો માહ સ્વરૂપવાન ઝલઝલ થતો નખસીખ રાજ્યાલંકાર સજી ત્યાં વીચીત્ર સ્વરૂપે પ્રગટ્યો હોય એમ આવી આપવંતીનો કર ઝાલી કહેવા લાગ્યો "આજ તું મ્હારી સંગાત લગ્ન કરી મ્હારી રાણી થા અને મને પ્રેમ નવાજી ત્હારો દાસ કર. ત્હારો સ્વામી હોય તે વાત હું માણ્ય રાખતો નથી. કદાચ હોય તો તે મર્ણ પામ્યો હશે. હું સતાધારી છું તે યોગે તને જેવો જોઇયે તેવો ધારો બાંધી શાસ્ત્ર મંજુર

લગ્ન કરું." આપવંતી તેની પ્રેમાધીન મૂર્ત જોતાંજ ઇશ્વરને જાણે કે કયમ આલીગણ કરી પડી. આલીગણ થતાંજ તેના બન્ને સ્તનમાંહેથી પયધારા ફુટીને રનમારસીંહનુ મૂખ તે દુધથી ધોવાઇ ગયું! આ વાત અલૌકીક બની કે એક તીરાયતના સ્તનથી પયધારા ફુટી આમ કયમ કૌતુક બને! આ વાતથી તે અચંબો પામ્યો. આપવંતીએ અચંબો પામી કે માતાના સ્તનના દુધની ધારા માત્ર પોતાનાજ બાળકનો બહુ વર્ષે મેલાપ થયાની ઓલખ ને હર્ષનીશાની માહે વહેછે! આ દુધધારાની રેળ વહીને આપવંતી પણ સારે વદન ભીંજાઇ. રનમારસીંહ પણ સઘલો તે દુધ ધારાથી ભીંજાયલો પોતાના વૃદ્ધ મંત્રીને બોલાવી તેનો સબબ પુછવા લાગ્યો. રાજ્યના સઘલા પંડીત ને શાસ્ત્રીઓ ત્યાં આવ્યા છે. સઘલી રાજદરબાર ને રાણી બટલો ત્યાં આપવંતીના મ્હેલમાં આવી લાગ્યો છે. ત્યાં એક રાજ્યાસન મેલાઇ તે ઉપર છત્રપતી રનમારસીંહ માહરાજ્ય સ્વરૂપાલંકાર ધારણ કરી બીરાજ્યો છે. ત્યાં શાસ્ત્રીઓ ને પંડીત એક બાજુ છે. બીજી બાજુ રાજદરબારના વૃદ્ધ મંત્રીઓ બીરાજ્યા છે. સ્વર્ગવાસ માહરાજાની માહરાણી પણ ત્યાં એક બાજુ પોતાના દાસદાસીણો સંગાત બેઠી છે. અચંબાની પરપુછ ચાલે છે. ત્યાં વૃદ્ધ પંડીતો આપવંતીને સ્તનથી પય વૃષ્ટી થઇ રાજા ભીંજાય છે તે જોતાં શાસ્ત્રનો શ્લોક લલકારતા કહે છે કે "માતાવના કોઈ પણ સ્ત્રીના સ્તનની પયધારા એમ વરસે નહીજ." વૃદ્ધ મંત્રી, માહરાણી, આપવંતી ને ભુપતી એકાંત એક બાજુ બેઠા. ત્યાં સઘલી વાત ને મુદ્દા સાબેત નીકલી રાજા ને આપવંતી માતા ને પુત્ર પ્રમાણે નકી થઇ મળ્યાં. શેહેરથી ત્યાં અઘોર વગડા લગી દીપકોની રોશનીરેલ ચાલી રહી છે. માહરાજા રનમાર પોતાની પ્રીતીનો મજબુત ગાંઠ કયમ લાગ્યો તે સમજ્યોછે ને આપવંતી રાણીના વર્ગમાં અવલ પડવી પામી છે. ચોઘરદમ મોજ ને આનંદનો ઓત્સવ થઇ રહ્યો છે. જોગી ત્યાં માહ મોહીની છટાથી સઘલામાંહે પ્રવેશ કરીને મોટી વખાણમાંહે ગવાય છે. રાજ્યભંડાર ઉઘડી સઘલી જાતના રાજ્ય યોગ્ય દાનધર્મ ને ભેટશોગાત થઇ રહી છે. રાજ્યાધીકારીથી તે ભીક્ષુક સુધી પોતાના ભુપતીના માહ આનંદમાં ભાગ લેવા તે દીવસ જાત્રા જેવો મોજમજેમાં દીપાવે છે. તેટલાં ત્યાં બે સવારો એક જનને માર મારવાની ટપે બીજવાયલા ફર્‌યાદ ફર્‌યાદ પોકાર કરી રહ્યા છે. માહરાજા તે શ્હોર સાંભલી સ્વતાં ત્યાં પ્રજાની દાદ લેવા હાજર થયા છે. માહરાજાને જોતાંજ શીપાઇઓ ક્રોધભેર બોમ પાડી તુંદીથી બોલ્યા, "આ કોઇ પ્રદેશી આ મહીમા દરમ્યાન ડરતી ટપે હાંથી ત્યાં ભરાતો હતો. તેની આલ કોઈ રીપુ રાજ્યના છુપા જાસુસ જેવી જણાય છે; માટે અમો આ

ચોરને પકડી બંદ કરવાને બે કલાક થયા યત્ન કરીએ છઈયે પણ આ તો માત્ર પોતાના હાથમાંની એક છુરી તલવારથી અમારા અવયવો દોડરા કરતો ને વખતે વખત કોઈ જુદીજ ઢપછપની કસરત કરી ફાવી જવા ચાહતો હતો. જો માહરાજા આવ્યા ના હોત તો એ કોઈ રીપુ જાસુસ હાલ તો છટકી ક્યાંઈ નીકલી ગયો હોત." પેલો સપડાયલો શખ્સ માહરાજાને સ્તબ્ધ સ્થીતીમાં ટગમગ જોતો ઉભો છે. માહરાજાની સખી માત્ર પોતે આરસામાં જોયલી પોતાની જુવાન શીકલજ ન્યાલે છે! પ્રેમ પણ અપાર ઉપજ્યો છે. જીભ ઉપાડવાને મન ઘણુંએ ચાહે પણ તે ઉપડેજ નહી. માટે ત્યાં ચુપ ઉભો છે. શીપાઈઓ બહુ ગરમ થયા છે. તેઓની ચાલ માહરાજાને પસંદ પડતી નથી તેથી તે તેઓને રીસમાં ઇશારો કરી ત્યાંથી દુર જઇ પોતાને કામે વલગવા જણાવે છે. ત્યમ તેઓ સઘળા શરમીન્દા થઈ ખસ્યા છે. માહરાજા પછે પેલા તીરાયત ગંભીર શખ્સને લઈ દરબારમાં આવ્યા. ત્યાં ઠઠ દરબારમાં મોટી ઇજ્જતથી પુછે છે. "ઓ જુવાન યુદ્ધા તું કોણ કીંવા કોણ રાજ્યનો રહીશ છે? હ્યાં આ વીચીત્ર રીતે આવવાનો શો સબબ? સત્ય કેહ, ડરીશ નહી." પેલો બાપડો જબાં ઉપડે તો બોલે કે? બસ તે તો ઘુવર બન્યો છે. તેટલાં વળી તેની નેહ્મા ત્યાં આપવંતી ઉપર પડી કે છુરી તલવાર તેના કરથી ધબ દઇ છુટી પડી. તે ત્યાં સ્વપ્નાવસ્થામાંહે આવ્યો હોય ત્યમ આંખ્યો ચોલી ચોલી લાલ અંગારાજ કરે છે. એટલાં જોગી વેશ ધારણ કુવરબા તે સામે ડોલા કાઢી ટકટક જોતી ઉભી કે તે પોતાની ભાન બીલકુલ ભુલી ગયો. તે ચટોપાટ ત્યાં પડયો "અરે આ શો સ્વપ્ન?" આ શબ્દો પછે તેના ડોલા વીંચાયાજ.

> "ભીક્ષુક પામે ધન, હર્ખવાય થઈ તે રઝલે;
> વાઝણી પામવે પુત્ર, અહંકારી બનેજ ચકલે;
> પશુ પામવે વાચા, આલ ગાલ ના સમજે;
> કૃપણ પામે સીંહાસન, નગ્ર દુકાલ પડી મરસે;
> અધુરો પામવે શીખ, વીખ સમ કાસ્ય રચશે;
> જોગી પામે પરિવાર, સ્વપ્ન જાણી તર્ત ઊંઘસે."

અંત્યે છત્રપતી રનમારસીંહ તે દીસતો કોઇ દલીદ્ર પણ માહ કસરતબાજ યુદ્ધાને પદ્મીની આપવંતી ને જોગી બન્ને સંગાતે એકાંત જોઈ રહ્યો છે. રાજ્યતુલ્ય વૃદ્ધ મંત્રી પણ ત્યાં ઉભો છે. મુર્છા પામેલાને અંગ સઘલી નીશાન તપાશે છે, તો માત્ર બે મુદ્રીકા તેને કર તારાયન તેજ સમાન ઝલકે છે. એક આપવંતી નામે છે. બીજી ઉપર કુવરબા નામ વંચાય છે. જોગી

કુવર હૃદયમાહે પ્રેમ પ્રગટચો. તે તત્કાલ ત્યાં પ્રાણનાથ કહી ગળે વલગી! પણ આપવંતીએ તેજ શબ્દો બોલી ગળે બ્હાજી પડી! ત્રણ ત્યાં અલૌકીક ચીત્ર દીપે છે. સામે રનમારસીંહ આનંદ ગમનમાહે ગરક છે. રાજ્ય-સભા ઉઠી ઉભી થઇ છે. માહારાણી પણ ત્યાં આવી ઉભાં છે. સો ઉપર કુમારી રૂપસ્વરૂપવાન જોબન મદન દાસી ત્યાં અંદાજાથી તે મેલાપનો નકશો નીરખતાં ઇશ્વરેચ્છાની બળિયારી ઉપર આશક થઇ ઉભીયો છે. રાજ્ય-વૈદ્યે ચેતન બુટ્ટી ઝટ ગજવામાંહેથી કાઢી પડેલા જુવાનને સુંઘાડી તેને હોશ્યાર કર્યો કે તે બોલ્યો "ના ના એ નાહોય: એ હ્યાં આવે કયાંથી? આજ સત્તર વર્ષ થયાં એ એમ શ્યલવૃત્ત પાળી કાંઇ પણ કષ્ટ પામ્યાવના આનંદમાં જીવી શકે? ના. ના. વળી આ જોગી કયમ મ્હારી પ્રાણપ્રીયા હોય? ના. ના. મને ક્ષમા કરો. દેવ, ગાનધર્વ કીંવા અદભૂત જોગીણીઓ-ની સમાજ મને ક્ષમા કરો. મને મગઝથી ના ખસેડી નાખો. અરે હું નથી કોઈ રાજકુમાર કે કાષ્ટપરી ને આપવંતી ઓલખતો કે ના મેં કુવ-રદેવી સાથ લગ્ન કર્યું છે. મને ક્ષમા ક્ષમા ક્ષમા ક્ષમા" કહેતાં ફરી તે મૂર્છા પામ્યો. સઘલો ભેદ સમજાયો. રનમારસીંહે પોતાના પીતાના દ્રષણ કર્યાં. તેની માહ જતન જારી થઇ. માહરાજાએ પોતાના ખાસ રાજ્ય મ્હેલે પોતાના પીતાને લઇ જઈ મેલ્યો. તેની સઘલી જતન જાગીવેશધા-રણ કુવરબાઆને આપવંતી કરવા લાગી. જ્યારે પુરી સુખાકારી થઇ ત્યારે રાજકુમાર ચંદ્રસીંહ સઘલાંઓનેઓલખી સ્વર્ગ સમાન સુખમાંહે રીલ્યો.

"ગાંડા પણ ગુણવંત, કદી મોટમ નવ માણે;
નહી ટેક તરતીબ, અહંપદ મન નવ આણે;
વાંકા ચુકા ન થાય, બોલ નવ વાંકા બોલે;
પોતે થાય ન પ્રૌઢ, પરો પડદો ના ખોલે;
પણ વીરહાક વાજે જ્યાં, ત્યાં ધીર્જ મનમાં ધરે;
પછી જ્યમ ગોલા ચોખ્ખા છડે, વેરિ ઉપર કર વાવરે."

ત્યમ એક દીવસ રનસીંગ ફુકાયું ને નગ્ર પ્રદેશી લશકરથી બોલતાં માહે ચીકાર થઇ જ્યાં ત્યાં રાજ્ય ભયમાં આવી પડચું હોય ત્યમ ચોતર્ફ તુરીની ધુસની ધુસ ને શીપાઇની હરોલપર હરોલ ઉભાઇ રહી છે. રનમા-રસીંહ પોતાના શૂરા સંગાતે શીરોઈ લઇ તુરી ચઢે છે; તે જોતાંજ ચંદ્રસીંહ તર્ત લોખણ કવચ્છ ને મસ તલવાર તે પણ નાગીજ લઇ નીકળ્યો તે સર્વથી પહેલાં પ્રદેશી લશકરમાં જઇ પડચો; પણ તલવાર ચાલે ને રૂધી-રની નીખ વહે તે આગલ તેણે પોતાના માહ યશમાન પીતા રાજાધી-

રાજા રૂપસીંહને તેનો મુગટ જોતાં ઓલખ્યો. ધજા પણ તેણે પોતાની પીછાણી. રાજા સંગાતે એક કાલા દૈત્ય સમાન હાથી ઉપર એક લોખંડનું પાંજરૂ મેલ્યું છે, તેમાહે એક પશુ જેવો થયલો માનવી બંદ થયલો છે. સઘલાંના કવચ્છ ત્યમ ઘોડા કાળા ને સઘલા શોકાતુર ચેહરાએ કાલા બયામણા થયલા જેવા દીસે છે. રાજકુમાર ચંદ્રસીંહ તે લશકરનો પ્રવાસ તર્ત સમજ્યો કે "માહરાજા રૂપસીંહ પોતાના એકના એક હું માહ હીનભાગ્ય રાજકુમાર ચંદ્રસીંહની ખોલ કરતો ને નગરે નગર ફરી વલતો હ્યાં આવ્યો છે. જ્યાં છે ત્યાં હાથી ઉપરના લોખંડ પીંજરે પૂરાયલો મ્હારો સાચો મીત્ર હરદાસ છે કે જે મ્હારા ઓચીંતા ઉડ્યાના સબબે મ્હારો કાલ આણનારો બપી આ શીક્ષામાં આજ સત્તર વર્ષ થયાં માહ પીડા પામે છે! શીવ શીવ શીવ આ શો ગજબ તેં મ્હારી ઉપર પાડ્યો છે? હાઃ હાઃ તેં અહો ઈશ્વિર મ્હારા જેવા દીનબંદુ ઉપર ક્રોધ ને ત્રાસ પાડ્યો ના હોત તો આજ તો આ હાલતનો સ્વપ્ન જ થાત. ઈશ્વરેચ્છા!" પછે તર્ત પોતાની તલવાર ફેંકી તેણે પોતાનો તુરી વીજલી રૂપે દોડાવી પોતાના પીતાના તુરી પાસ આવી કુદી પડતાં શાષ્ટાંગ નમસ્કાર કરી માહ આદરમાન દીધું. માહરાજાનો પોતાના રાજપુત્રને માહ જબરો યુદ્ધો ને જવાન થયલો ત્યમ માહ રાજપાતનો ધણી જાણી હર્ખ સમાયો જાય નહી. તર્ત હરદાસને છુટો કર્યો અને તેને સઘલા જતનથી ઠીક કરી રાજ્યમંત્રી નેમી શીરપાવ દીધો. ચંદ્રે પોતાના રાજપુત્ર ને રાણીઓની ઓલખ કરાવી. રાજમોહોલમાં લાવી પીતાનો શોક મેલાવ્યો. છેલાદી માહરાજા માહ આનંદ ભોગવતા ઈશ્વર ધ્યાણ ધરી એકાંત બેઠા. માલવાનું રાજ્ય રાજકુમાર ચંદ્રસીંહને માપ્યું. તેની પતિવર્તા રાણીઓ તે સંગાત રહી. તેનો રાજપુત્ર જે રાજ્ય પામ્યો ત્યાં ચેનથી રાજ્યાસન ભોગવતો કીર્તમાન પંકાવા લાગ્યો. હરદાસ ભરતખંડમાં શ્રેષ્ઠ રાજનીતીનો માહ ચતુર રાજદરબારી વખણાયો. સત્ય પ્રેમનો અપાર આનંદ ઓત્સવ ઘોડ્યો.

# પતિવર્તા આઊંઆંગ.

"નારી રહે વસ નાથને, અમુલ્ય દેહ તે જાણો.
નારી રહે વસ નાથને, દેવી સ્વરૂપ તે માણો;
નારી રહે વસ નાથને, શોભે કન્ચન ખાનદાને;
નારી રહે વસ નાથને, નીભે સંસાર સત જમાને;
નારી રહે વસ પતીમતે, ધર્મ કોટીમૂળ કરયો પ્રમાણ;
રૂસ્તમ કહે તે નારી જન્મ, સફલ ફળ્યું યશ વહાણ."

શ્રી ચીન દેશની રાજ્યધાણી નાનકીનના પ્રખ્યાત નગરમાં ત્રણ ચીના વેપારી ભાઇઓ ભારે રોજગાર ચલાવનારા વસતા હતા. વડાનું નામ લીનહીરો, વચલાનું નામ લીનખજાનો ને ન્હાનાનું નામ લીનમોતી. તેઓ સઘલા સંપસલાહથી વેપાર વનજ કરી આનંદે કાલ ગુજારતા હતા, પણ વડા લીનહીરો પોતાની પતીવર્તા બાનુ આઊઆંગ સાથ બેહદ આનંદ ને સંસાર સુખમાં જીંદગી શોભાવતો હતો. આ જોડાંની શ્રી ચીનના સારા દેશમાં વાખવાખી થતી હતી. તેઓની નીતી અવલ આબની દીપી નીકલી જનેજન મુખ તે વખણાતી હતી. લીનહીરો મોટો ચતુર હતો, તેથી પોતાના આખા કુટુંબને સંભાલી પોતાની શોભામાં રેહવાને ફાવ્યો હતો, અને જો કે વચલો ભાઈ જુગાર ને દારૂના માહ બુરા વ્યશનમાં મચ્યો રેહતો છતાં બનતી સઘલી ધીરજ ને મેહરબાનીથી તેને સમાલી લઇ તેણે કુટુંબના સંપમાં લગાર પણ ખણો પડવા દીધો નહી. લોભનું મોહ કાલું, ત્યાં શ્યાણો પોતાની બાજી આર બેસછે. જ્યા લોભે ઘર માંડયું ત્યાં તો:

"લોભ ઘટાડે લાજ, કાજ બગડે જો જાગે;
વળી ઘટે વેહવાર, ભાર શોભા પણ ભાગે;
લોભે લક્ષણ જાય, થાય અન્યાય અધર્મે;
લોભે સઉ સંતાપ, છાપ ચોંટે કુલ કર્મે;
સનમાન માન મોટમ મટે, શુદ્ધ કુલમાં શુલ છે;
શામલ કહે શાણા સમજજો, લોભ પાપનું મૂલ છે."

ત્યમ લીનહીરો લોભી નહી પણ મોટો ચતુર, કુટુંબ સાર્થકી ને શ્રીમંત દીલનો હતો, ઘેરમાં હતો ત્યાંલગી સર્વનો નીભાવ થયો.

બનાવ એવો બન્યો કે એક વખત વેપારના માહ જરૂરના કારણસર વડાને શેહેરથી બાહેર જવાની ફરજ થઇ પડી, તેથી તે પોતાના વડા પુત્રને સાથ લેઇ તથા ઘર ને પેહેડીનો ખુબ બંદોબસ્ત કરી તે મુશાફરીએ ચાલ્યો. ધાર્યા કરતાં આ મુસાફરી ને તેનું ધારેલું કામ પાડ પડવામાં મોટી ખલલ પડી. પતિવર્તા આઉઆંગ ઘણીજ બેચેન થઈ. ન્હાના લીનમોતીને વડાની ગેરહાજરીથી ખરે ધાસ્તી પડી કે લીનખજાનો જુગારી ને દયાનતનો દગાબાજ છે. તેથી અગર વડો જો થોડા વખતમાં આવી લાગશે નહી તો કુટુંબ કબીલાની બારેવાટી ને પેહેડીના નામની આંત ગુમ થશે. આઉઆંગ ને લીનમોતી જ્યમ જ્યમ કુટુમ્બના વડાને આવવાની ઉમેદ કપાતી ગઇ ત્યમ ત્યમ વીચારવા લાગ્યાં કે કદાચ તેના આયુષ્ય પુરા થઇ તે માર્ગે મર્ણ પામ્યો હોય તો પછે આપણી શો દસા? મુસાફરીએ ગયાને સાત વર્ષ થવા આવ્યાં. વચલો પોતાના વડા ભાઈની કસી નશલ કે નીશાન ના જણાયાથી ઘરનો માલક ને વડો થવાની જુગ્તી રચવા લાગ્યો. તેણે બુમ ઉડારી "લીનહીરો જંગલમાં મરણ પામ્યો ને તેનો પુત્ર પણ તે સ્થીતીને પ્હોંચ્યો છે, એવો મને ખાસ સંધેસો મળ્યો છે." અંતે તે વાત તેણે પોતાની ભાભી નેક આઉઆંગને મોટી દીલગીરીના ડોલે કહી. આઉઆંગ ને લીનમોતી પણ તેવીજ ચીંતા રાખતાં હતાં તેથી તે વાતનો પાયો નખાવામાં ને તે મણાવામાં કાંઇ શક પડયો નહી. આઉઆંગે પતી ને પુત્ર બન્નેના સોગની હાવ મારી. તે રૂદન ને કલપાણ કરવા લાગી.

"સતી સ્ત્રી પતીવન, ધન મન તન મેલશે;
નેત્ર સદાય નીર, ભરપુર વીઘ્ન રેલશે;
જન્મ શરીર ગંભીર, ચેહ સીચ્યી માંહિ એલશે;
વ્યોગ તની લાહ્યમાંહે, મન મઠીજ પીલશે;
પ્રેમસાગરમાં પ્રાણનાથને, ઓલવા પડશે જઈ;
રૂસ્તમ કહે સતી પતિવર્ત, પતી વીના ના રહી."

લીનખજાનો બદ ને કનીષ્ટ હતો. તેના નીચપણની તો હદજ. અગર એક દામ મલવામાં જો કાંઈ ખુન જેવી પણ ખુવારી કરવી પડે તો તેને મન તેની કસી અફશોસ હતી નહી. તે તે બેધરક કરી દઈ પોતાના સ્વાર્થને મેલવે તેવો સ્વભાવ ધરાવનાર હતો, તે તેનો ન્હાનો ભાઇ ખુબ પીછાણતો હતો. આઉઆંગ પણ સેજસાજ સમજતી હતી. તે વચલાએ

અંતે મનમાં નકી ઠરાવ ગોઠવ્યો કે "કુટુંબ કબીલાનો વડો મરણ પામ્યો છે. આ સઘલી અસકયામત, પૈહેડી તથા ઘરનો માલક ધારા પ્રમાણે હું પોતેજ થયોછું. જવાન ને ખુબસુરત આઉઆંગને કાંઇ પણ તાલમેલ અથવા તો જોરજુલમથી જે કોઈ મને સારી પુંજી નવાજે તે સાથે જોડું સાંધી આપું. લીનમોતીની તાકત નથી કે મ્હારા મનસુબા વચ્ચે આવે ત્યમ આઉઆંગને મદદ કરનારાં તેના મા બાપ કે એશ કોઈ પણ નજદીકમાં તો રેહતાં નથીજ, માટે આ મ્હારી ધારણા રામબાન પાર પડશે."

"બદ ઘાનતનો ઇન્શાન, પલીત સમ જાણ ઝેરી
ઉદ્યમ બદી બુરાઈ, દગા કપટ તન પૈહેડી."

આ મનસુબો પોતાની પરણીનાર યાંગને કહ્યો અને તેની આ નીચ કામમાં સહાયતા માંગી. "તું તેને સમજાવ કે હું જે સાથ તેના દાના પાડી આપવાનો પરવાનો નકી કરૂં તેમાં તે ખલલ નહી નાખે." યાંગ સ્ત્રીજાત, વળી પોતાના પતીત પતીને વસ પડલી, તેણે જો કે આ કામમાં ઘણી આનાકાની કરીજ, પણ નાચારીએ તેણે આઉઆંગને બીજા સાથ નેકા કરવા માટે ખુબ નાજુખાઈ વાવરી સમજાવી!

"ન શોભે નરવીણ નાર, ન શોભે શરીરવીણ થર,
ન શોભે નેણવીણ નેહ, ન શોભે રેનીવીણ નૂર.
ન શોભે બુદ્ધીવીણ રાજ, ન શોભે નખ્રાંવીણ સુંદર,
ન શોભે દાનવીણ દાતા, ન શોભે નીરવીણ સમૂદર.
વીદ્યાવીણ પંડીત ન શોભે, ભરી શભામાં એયં લાજ,
રૂસ્તમ કહે જુવાની છાજે, જ્યાં હોય પાસ પતી મહારાજ."

આઉઆંગ તે સાંભલી રોષે ભરાઇ એવી તો બુમ પાડી પડી કે "સદા હું વીધવા અવતારમાં રહી મ્હારા પ્રાણ સમાન પ્રાણનાથને સંભારીશ. હું તેના વ્યોગમાં જ્યારે મને સમય અનુકુલ થશે ત્યારે ચેહમાંહે ગરીશ."

"ગયે પતી સર્વે ગયુંજ, મ્હારૂં સુખ ચેન સ્વરૂપ,
ગયે પતી સર્વે ગયુંજ, મ્હારી જુવાની ને ભુખ.
ગયે પતી સર્વે ગયુંજ, ભુમી આકાસ મહીમા,
ગયે પતી સર્વે ગયુંજ, શૃંગાર શરીર નુરનખ્રાં.
ગયે પતી પતિવર્ત પાષાણ સમ જાણ જંગલ ધુલમાં
રૂસ્તમ કહે પતિવર્તને પતી માત્ર સર્વે શ્રેષ્ટ મૂલમાં."

આઉઆંગ ઘણીજ બેકરાર થઇ, મગર તેના સઘલા સારા વીચાર આચાર ને ધ્રજતના એકરારમાં લીનમોતી રાજી હતો. લીનમોતી પોતાના ભાઈ

લીનખજાનાની ખોટી દ્યાનતથી તર્ત એક ડેડાવ ઉપર આવ્યો. તેણે સાચી ને પતીવર્ત આઉઆંગની રજા લીધી, અને તે પોતાના વડા ભાઈ લીનહી-રાની સોધમાં રાતોરાત ગુપચુપ ત્યાંથી મુશાફરીમાં નીકલી ચાલ્યો. લીનમોતી પોતાના વીચારમાં મજબુત ને ઉલટ પકડવામાં પણ આઉઆંગની કાકલુદીથીજ હીમતવાન થયો. આઉઆંગ બોલી "ભલા લીનમોતી મને તો શક જાય છે કે મ્હારો ભથાર મર્ણ પામ્યો નથી ને મ્હારા પુત્રના જાનને કસી હરખત થઈ નથી. તું કમર બાંધ મુશાફરી નીકળ. કયાંગશી પ્રાંતમાં જા ને તે બન્ને બાપ દીકરાની ખોજ કરી મને ખુશાલીની ખબરથી ફરી જીવતી ને આબાદ કર." આ શબ્દો બોલી આઉઆંગે પોતાના દેરના દીલમાં દયા પ્રકાશમાન કરી; તેથી તે જે કાંઈ ધચુપચુપણાથી લડરતો હતો તેમાંથી તદન તતાર થયો. પછે તે મધરાતે મુશાફરી કરવા નીકલી પડ્યો.

> "દ્રઢતાએ રહે છે લાજ, બની આવે છે મનકાજ;
> આનાકાનીમાં હરાજ, અહંકારમાં હોરે પતરાજ.
> સત્યમાં મલે મનલાગ, અસત્યમાં લાગે પુર આગ;
> અજ્ઞાન સમજે છે જ્ઞાન, જે મન લોભ ખેલે છે ભાગ."

લીનખજાનાએ લીનમોતીને મુશાફરી નીકલી ગયલો જાણી આઉઆંગનો પોતાની ધારણા પ્રમાણે નીકાલ કરવાને કસીહરખત જાણી નહી. તે મનમાં ખુશ થયો કે આ તો કન્ચન લાગ મળ્યો. દરરોજ તે આ વડચલ હાલતમાં જુવાખાનામાં આંખ વીંચી બીટ ઉપર બીટ મેલતો જતો હતો અને અફીમનો નીશો ને તર બીશો ત્યાં ખાલી કરી ફરી કંગાલ હાલતે પરોઢિયે આવી પઠારીપર પડતો અને વળી બે ઘડી વીસામો લીધો ના લીધો કે કેફ ને કનચન ખીસામાં લઈ જુવાખાને ચાલ્યોજ. તે જુવાખાનામાં જર ને જીંદગી ગુમાવી હારમાર ને હારેલો સઘલી રીતે ઘણોજ ખરાબ થતો ચાલ્યો. વળી પેહેડીની આંત પણ પડવા લાગી. પાસે નાણું નહી તેથી જુવાના લબની તેને તનબદન ઝીર ઉઠી.

> "જુગારિના શણગાર, કનક કઠીર કરી નાખે;
> જુગારિ મંદિર મહેલ, સહજમાં ભુંડાં ભાખે;
> જુગારિ ગાંઠે ગરથ, વ્યર્થ પથરાજ પ્રમાણો;
> જુગારિની જે લાજ, જવા બેઠેલી જાણો;
> વળી વ્યંડલન ઘર વીનતા, ગીત્રથકી જેવી રહે;
> ત્યમ જર જુગારીના હાથમાં, કવિ શામલ સાચું કહે."

તે તંગી વખતમાં ક્યાંગશી પ્રાંતનો એક શ્રીમંત વેપારી જે પરણ-
વા માટે સુંદર ને સત્ય નારીની ઓલમાં હતો તે સાથ આઉઆંગના નંકા પ-
ડાવા કબુલ થઈ લીનખજાનાએ તેની કીંમતમાં તે પાસથી ત્રીસ ટેલ લીધા!
પણ આ ગત સમજાવી રચી કે "મ્હારા સ્વર્ગવાસી ભાઈની તે બાનુ ઘણી
હઠીલી છે, કોઇનું સાંભલતી નથી; તે તારી સાથ આવવાને જાહેર આના-
કાની કરશે માટે તું સમીસાંજ થઈ ગયા પછે તેને લેવા પાલખી મોકલજે.
જે સ્ત્રીના માથે શોગ ફેંટો બાંધ્યો હોય તેને તે બોલે કે રમખાણ કરે કે ગ-
મે તે તુફાન કરે તેની કસી દરકાર કર્યાવના ને કસા પણ શખુન કહ્યાવના
ઉઠાવી લઇ જઇ પાલખીમાં નાખી ત્યાંથીજ તેને પાધરે પાધરી મછવામાં
ચઢાવી તે તારે ગામ હંકારી લઇ જઈ ઉતારવી કે વધુ ટીખલ નહી
થાય." જ્યારે તે નીચ ચીનો ઘરે આવ્યો ત્યારે તેણે પોતાની બાનુને પો-
તાની આગળ એકલી જોઈ તે કરપીન કર્મ કહી જણાવ્યું. પણ પાસેના
ઓરડામાં ઉભેલી આઉઆંગે આ કાવત્રૂં જાણ્યું. તે એફશોશ ને હાયહાય
કરી વીલાપ કરવા લાગી. પેલાં કાલા દીલના લીનખજાનાના દીલમાં
કપટ તેથી તે સમજ્યો કે ક્યાંગશીનો વેપારી આઉઆંગને લેવા આવ્યો
છે તેની તે કલાપીત ને વાયવેલા કરેછે તેથી તે બીજે રસ્તે શીતાબ ઘરથી
બાહેર નીકલી ચાલ્યો. આ ગડબડમાં પેલી 'નીશાની'થી પોતાની નારીને
જાણીતી કરવાને ચુક્યો કે "શોગ ફેંટો પેહેલી સ્ત્રીને તેઓ ઊંચકી જનાર
છે" તેથી તે જેવો ત્યાંથી નીકલી ગયો તેવી યાંગ જાતે સ્ત્રીજ તેથી આ-
ઉઆંગની સ્થીતીથી ઘણીજ મુજાવા લાગી. તેને દયા આવ્યાથી તે રૂદન
કરતી આઉઆંગના ઓરડામાં જવાનું મન કરેછે તેટલાં તો આઉઆંગ
બીજા મરદના પંજામાં ફસી પોતાની નીતીને ઝાંખ પ્હોંચાડવા કરતાં
જીવ આપવાને ઇરાદે ત્યાં પછડાઇ પડી. તે ભાંય ઉપર પડતાંજ બેભાન
થઈજ ને તેનાં માથે વીટાલેલા શોગના ફેંટાનું કપડું છુટું થઇ બારણા પાસ
જઈ પડયું. આ અવાજે યાંગ તર્ત આઉઆંગના ઓરડામાં દોડી ગઇ
કે "શું તે આપઘાત કરેછે?" તે તે ખ્યાલે તેના બંધ બારણાને એક જોરથી
ઠાપ મારી ઉઘાડી અંધારામાં ચાલવા જાયછે તેટલાં પેલા કપડાની આંટી
લાગી તેથી તુટી પડી ને તેના માથા ઉપરનું શોવાશનનું કપડું પણ ઉડી ગયું
ને તે બેસુધ થઈ. જ્યારે હોશમાં આવી ત્યારે યાંગ કોઇનો દરવાજો ઠોકી
ઉઘાડવાનો ગભરાત થયાથી તર્ત ઉતાવલમાં ભાંય ઉપરથી કપડું લઈ
પોતાને માંથે વીટાલી જેવી ઓરડામાંથી બાહેર નીલકવા જાયછે તેવીજ
પેલા વેપારીએ તેને ઘરી લીધી અને જો કે ઘણો પણ પેલીએ બુમ ને
સ્હોર કરી મેલ્યો પણ તે વેપારી ને તેની સાથના માણસોએ તેની કલ્પાંત

ને જુમ બરાડાની કસી પરવા કરી નહી, સબબ યાંગે પોતાને માંથે ભુલમાં ને ગભરાટમાં ઉઠી પેલો શોગનો ફેંટો મેલ્યો હતો. તે નીશાન બરાબર હતી તેથી તેને ઉઠાવી પાલખીમાં નાખી. તેના પુકારો લગનના ઢોલ તાસાના અવાજમાં ઢંકાઇ ગયા અને કયાંગશીનો વેપારી લાગલી તેને પોતાના મછવામાં ચઢાવી ત્યાંથી પાધરી પોતાને ગામ લઇ ચાલ્યો. પણ યાંગની હઠથી તે બહુ બીધો કે "આ સ્ત્રી જુવાન ને ખુબશુરત છે પણ બેશક ઘણીજ હટીલી ને કલેજાંફરોશ જણાયછે તો આગલ પાટલો કયમ ફાવશે?"

ઘાનત તેવી બરખત, ખુનીને શુલી પેહડાવે;
ઘાનત તેવી બરખત, ચોરને દેશ પાર કઢાવે;
ઘાનત તેવી બરખત, કપટીનું કાળજું કપાવે;
ઘાનત તેવી બરખત, નીચનું નાખ કપાવે;
ઘાનત તેવી બરખત, ગલેપડુને લાત મરાવે;
રૂસ્તમ કહે ઘાનતમાં ખ્યાનત તેને હીજરો ખપાવે.

આ સઘલું થઇ રહ્યું ને બેસુદ્ધીમાંથી આઉઆંગ હોશ્યાર થઇ. તેણે દુરના ઢોલ તાસા ને માણસોનાં પગલાંનો અવાજ સાંભળ્યો ને બીધી કે "પેલો આવ્યો!" પણ તે પોતાને છુપાવા જાય તેટલાં તે વધારે દુર ને દુર જતા જણાયાથી તેની તાજુબીની હદ રહી નહી કે એ શો બનાવ બન્યો છે? તે તર્ત ઉઠી પોતાના ઓરડા બાહેર નીકલી સઘલું ઘર ફરી વલી પણ તેમાંહે કોઈ માણસ નામે નથી! વલી તે યાંગના ઓરડામાં ગઇ તો તે ત્યાં મલે નહી! તર્ત તે પોતાના ઓરડામાં આવી કે પોતાનો શોગ ફેંટો પડયો લઈ પેહે તો અરે તે તો ત્યાં મલે નહી ને સોવાસન ફેંટો છે! તર્ત સમજી કે મ્હારી શોગ નીશાને કયાંગશીનો વેપારી યાંગને હું પોતેજ છું સમજી મ્હારી જગ્યે તેને ઉઠાવી ચાલ્યો ગયો.

સત્ય પુંજે જે કોઇ, ઇશ સહાયતા શંગારે;
સત્ય પુંજે જે કોઈ, દેવ દેવાલય સુવાડે;
સત્ય પુંજે જે કોઈ, સન્માન શ્રેષ્ટ પમાડે;
સત્ય પુંજે જે કોઇ, માગણ ભૂપતથી જાદે;
સત્ય પુંજે જે નર કે નારી ઇશ્વિરપાસ મૂલવાન છે;
રૂસ્તમ સૃષ્ટી સત્ય ઉપર શેષનાગ બલવાન છે."

આઉઆંગ પોતાના ખુદાની જનાબ જમીન ઉપર પડી રૂદને તરબોર મુખે ધ્યાન ધરી રહી તે બોલી:

સૃષ્ટી ત્હારે આધારે ચાલે, તંબુ તારૂણી ખીશાત શી?
આકાસ તારા ઝલે ઉજ્યાલે, બુંદ નીરગૂણી ખીશાત શી?
સુર્ય ચંદ્ર રોહીની પાલે, દાનો નષ્ટમણી ખીશાત શી?
રૂસ્તમ કહે કનક સાગરપતી કહીર રતીહીની ખીશાત શી?

આઉઆંગ ભાંયપડી શાષ્ટાંગ નમસ્કાર કરતી આ કાંઇ ભાગા તુટા શબ્દો બબડેછે તેટલાં વળી તેને મન કાંઈ અંચીતી ચીંતા ઉઠી. અરે હવે મને આ ઘરનો દરવાજો બંધ કરવો, નીકર પેલો પલીત લીનખજાનો આવી મને કાંઇ નઠારૂં દુખ દેશે તો? તે તર્ત ઉઠી ને દરવાજો બંધ કરી ઉપર ઓરડે આવી બારીએ જોયછે કે લીનખજાનો આવ્યોજ. તે તેને જોતાં તાજુબ થઇ બોલ્યો “દરવાજો ઉઘાડ.” તે બોલી “ત્હારૂં હ્યાં કામ નથી. ત્હારૂં છે શું કે તું આ ઘરમાં ઘુસવા માંગેછે?” તેણે જોયું કે સ્ત્રીની જીત થઇછે તો હવે કાંઇ કલા વાપડવી જોઇયે. તે બોલ્યો “આઉઆંગ બનનાર બની મને હવે વધારે રોશવા ના કર. મ્હારો વડો ભાઈ લીનહીરો પોતાના પુત્ર ને લીનમોતી સંગાતે આવેછે માટે મને ઘરમાં આગલથી તે માટે તૈયારી કરવા દે. આઉઆંગ ભોલી તેણે તેનું કપટ જાણ્યું નહી અને પતી ને પુત્ર ને સત્યવાદી દેરને મલવાના હર્ખમાં દોડી દરવાજો ખોલ્યો તો તે એખલોજ દાખલ થયો; બીજો કોઈ મલે નહી. પછે તે આઉઆંગથી સઘલી બીના જાણી લઇ ઘણોજ વીલાપ કરવા ને પોતાને મોહને માથે તરાપ ને ડબરાક મારવા લાગો. આ વખ્તે તે જુવાખાનામાં પોતાની સઘલી માયાપુંજી ને રોકડ ગુમાવી ચુકો હતો. બદામે તે પાસ મોજુદ હવી નહી તેથી તેણે વળી એક યુકતી રચી. “આઉઆંગને સમજાવું ને વલી બીજાને વેચી પરણાવું. તે નાણાથી હું ગુપચુપ બીજી નારી પરણી લાવું કે મ્હારી આબ્રૂ રહે ને ઘણીજ શરમીંદી પોહોંચાડનારી વાત ફેલાતી અટકે.” તેના તે વીચાર આઉઆંગ પામી ગઈ. તે બોલી “ઓ લીનખજાના તું એ નીચપણું તરક કર. મને શીવાસન ફેંટો મળ્યો છે તે મને એક લેખે સારા સગણુ થયાછે. મને લાગેછે કે મ્હારાં સારાં કર્મ ને મનનો બદલો આપણો ખુદા જરૂર સેજ ઘડીમાં આપશે. સમજ ને આ ત્હારી શરમ ઢંકાય તેવી કાંઈ ચાલ અખત્યાર કર અને આ જુગારના ઇલતથી હાથ ઉઠાવ.” જુગારી તે કાંઈ સતવંતી સ્ત્રીની શીરીન શીખામન સાંભલે? તે તો પોતાની ધૂંનમાંજ ઉઠયો ને દરવાજેથી બાહેર જાયછે તેટલાં તેની

સામેજ લીનહીરો પોતાના પુત્ર લીનશીતારા ને ભાઈ લીનમોતી સાથ આવી ઉભો. અરે આ વખ્ત લીનખજાનાના મોહનો રંગ જોયો હોય તો જુનું સીસુંજ જોઈ લેવું. તે એક હરફ પણ બોલ્યા વના ત્યાંથી કાલું મોહ લઇ ચાલ્યો ગયો. લીનહીરો ને આઉઆંગ મળ્યાં. સતવંતી નારીએ પોતાના પતીને હર્ખના આશુંના મોતીથી વધાવી લીધો. પુત્રને છાતીએ વલગાવ્યો ને દેરને ઉપકારનો વરસાદ વરસાવતાં નેણોથી જોઈ રહી.

આનંદ ઉરમાંથી નેનવાટે વૃષ્ટી કરેછે પતી પૂત્રપે આઉઆંગ નીત ॥ ટેક ॥
નીરખીનેહ સ્વરૂપ સત્યહૃદય સમાઈ દીવર પ્રેમ ઉપકાર નેત્રમાહ પ્રકાશીત॥૧॥

રાત્રે લીનહીરાની હવેલી દીપકોથી શૃંગાર રચ્ચઈ પ્રકાશમાન થઇ. વેપારીઓ મોટા માન ને મોહબતથી આવી મળ્યા. ખાણુ થયું ત્યાં શલામી લેવાઇ ને અફીમના પ્યાલાં ઉડાવતાં તે મુશાફરીની વાત થઇ, તે માહે લીનહીરો ઘણીજ તાજુબી ઉપજાવતી વાત લંબાવી સઘલા ત્યાં મલેલા શોદાગરોના દીલમાં ત્રાસ પેસાડતો હતો. તે વૃદ્ધ થયલા માહ અનુભવીએ પોતાના લેણા માટે શરકાર દરબારના અસાધારણ ગુચવાડા ને પોતાના પુત્રને બંદવો થઇ ગુલામીમાં ફસવાની ને તે માંહેથી મોટી રકમ આપી છુટકો કરવાની બીના ત્રાસદાયક દીલ પીગલતી કરી. વળી પોતાને બોલવા આવેલા પ્રીય ભાઇ લીનમોતીની બોટ દરયામાં ઉંધી વલી તેને દુખી મરવાની કસી બાકી નહી તેવા બીકટ વખ્તે પોતે જાતે દરયાવમાં કુદાવી તેને જીવતો બાહેર કાઢવાની બાહૂરી ત્યાં સઘલાએ એક આવાજે વાખવાખ કરીજ. આ વાત પાસના ઓરડામાં વેપારીઓની ઘણીક બાનુ સાથ મોજશોખમાં બેઠેલી આઉઆંગે સાંભલતાંજ તેનાં નેત્ર ભરાઇ આવ્યાં. લીનહીરાએ પોતાના ભાઈ લીનખજાનાની ઘણીએ તલાસ કરી પણ તે તો કોણને ખબર કયાં નીકલી ગયો કે તેની કસી નીશાને મલી નહી ને જે કાવત્રાંનો ખાડો તેણે ખણ્યો હતો તેમાં તે પોતેજ પડી કુટુંબના સમાગમ સુખમાંથી નીકલી ગયો.

ઝાઝા જુલમ ને કપટ, કોઈ કાલ ગલું ઝટ કપાવે;
ઝાઝી અનીતી કલા, કોઇ દીન દીલ સપડાવે;
ઝાઝુ મન અભીમાન, કોઇ સમય લાજ લુટાવે;
ઝાઝી જુઠ પતરાજ, કોઇ વાર કાન ચીમટાવે;
ઝાઝી ડફાંસ ખટપટ, માણ કહુંછ નકટો બનાવે;
રૂસ્તમ કહે કસા ઝાઝામાં ના જાણ માન સન્માન પલાવે.

# હાલીચાલબ ને જીરાયદા.

ખાલીફ હારૂન-અલ-રશીદે પોતાના મોટા વજીર જ્યાફર ને મોટા ગુલામ મશરોરને પોતાની હજુર બોલાવી ફકીરી પોશાગ પેહડી શ્રી બગદાદ શેહેરના દીવાનાઓના મકાનનો તમાશો જોવા જવાની ખાયશ જણાવી. જ્યાફર ને મશરોર તે હોકમને ઇજતથી નમ્યા. ખાલીફ ફરી બોલ્યો કે મારી મકશદ દીવાનાઓના મકાનમાં જાતે જઇ ત્યાંની સઘલી તરતીબ જોવામાં ફકત તે બેઆધાર બીચારાઓની અછી માવજત થાયછે ને અછું ખાવાનું મલી બરદાસ્ત લેવાયછે કે કેમ તેથી બરાબર વાકેફ થાઉં. દરવેશના પોશાગમાં કોઈ આપણને પીછાણનાર નથી અને એ સાધણે આપણે આપણા મનની મુરાદ મુઆફેક મુફલેશીનો મહેલ જોઈ વલી લાયક નાલાયક બીનાથી માહીર થઈશું.

"નાઝકી બાત નાઝની જાણે, નેહકી બાત પલકણ પીછાણે ;
કાજકી બાત કામણી માણે, રાજકી બાત ધ્રધન તૂફાણે."

ખાલીફ દરવેશના લેબાશમાં જ્યાફર ને મશરોર સાથ દીવાનાખાનામાં ગયો. તમામ તે દીવાનાનું મકાન ફરી ત્યાંનો રાહરીવાજ જોયો તો તે ધારા પ્રમાણે ઠીક ચાલતો જણાયો. એક કોઠડી પાસથી બીજી કોહડી પાસ જોઈ આગલ જતાં એક મોટો દરવાજે આવ્યો કે ત્યાં તેઓએ એક પુકાર સાંભળ્યો. ખાલીફે તે અવાજ સારૂ પોતાના વજીર ને ગુલામ બન્ને તરફ જોયું કે એ કયાંથી આવેછે? જ્યાફર કેહવાલાગો આ દરવાજાથી જે મકાન લંબાયુંછે તેમાં ઘણાજ તુફાની દીવાનાઓને રાખવામાં આવ્યા છે તેઓના આ ગુલબાંગ છે. ચોકમાં જે જોવામાં આવેછે તે સેજ મગજ ખસી ગયલા છે. તેથી વધુ મગજના ખસેલાઓ તો જે ખંડમાંથી આપણે પસાર થયા ત્યાં જોયા તે અને આ બાકી મકાનમાં મોટી કમબખતીમાં ગરકાવ તદન મગજ ને દીનદુનીઆથી ઉડી ગયલાઓને રાખવામાં આવેછે. ખાલીફે ખાયશ દેખાડી કે આ મકાનનો આપણે તમાશો જોઇયે કે તે પુરા દીવાના પોતાની કોઠડીમાં કેમ રેહેછે ને શો પટપટારો ને ખ્યાલ કરેછે? હોશ્યારી ખુબ રાખવી અને આપણ ત્રણમાંથી એક એક અલાયદા

એલાયદા સાથ વાત કરે. આપણે એક પછે એક તે દીવાનાઓને પુછવાની વારી રાખ્યે. આ ડેડાવે પેહેલી વારણુ મશરોરની આવ્યાથી તેણે એક કોઠડીમાં જોયું તો ત્યાં એક દીવાનો શખ્શ આસરે ચાલીસ વર્ષની ભરતીમાં આવેલો દીસેછે. તે દસ્તમાં હુક્કાની નલી પકડી તેબલ ઉપર બેઠોછે. તેની સામે કાગલયાં પડયાં છે. તેવા ખ્યાલમાં ચકચુર પડેલા દીવાનાને મશરોરે અલેકુમ શલામ બજાવી, કે દીવાનાએ શલામે અલેકુમથી જવાબ વાલ્યો! મશરોર તવાજેથી કેહવાલાગો "ખાનશાહેબ આપ આ દીવાના જેઓ શ્હેર ને મસ્તી તુફાન કરેછે તેઓ ઉપર રખેવાલી કરનાર હશો?" પેલાએ જવાબ દીધો, "ના હું હ્યાં આશાયરામાં રેહનારો છું. તેઓની પંચાત મને નથી જોઇતી." મશરોરે ફરી પુછયું "રાસ્ત કેહો શું તમો દીવાનગીથી આ મકાનમાં આવી પડચા નથી?" દીવાનો બોલ્યો "ત્યારે શું હું એ નામદારી પામેલો નથી ને દાનેશ દરયાફવાલો છું એવું તું સમજે છે? શ્રી બગદાદમાં જે ફીસમનો ઇનશાફ થઇ દાદ લાગેછે તે રવેસના ઇનશાફે મારા કરજદારોએ મને ગભરાવ્યો. મારી પાસ મુડા ને સાબેતીવાલા દસ્તાવેજ છતાં મ્હારા પોતાના દોસ્ત આશ્નાવો ને ઓલખ પાલખવાલાઓએ મને આ કુશાદે મ્હોલમાં હવા ખાવા મોકલાવ્યો છે. તે નેકબખતો મ્હારી તમામ બરદાસ રાખેછે ને હરદમ મ્હારી ખબર લેવા જાતે હ્યાં હાજર થાયછે." મશરોર બોલ્યો "બેતબાજી કરવામાં ઘણા દીવાના બનેછે! સેજ સુર મગજમાં ચઢયું કે બસ પછે હીશાબ હાથથી જતો રહેછે. દીલ સીતાબ ફરી જાયછે સબબ તેને ઠેકાણે લાવવાની કુંચી તેની પાસ રહી નથી; તેથી બેશક દેવાનગી હાંશીલ થવાને કસો વીલંબ લાગતો નથી." દીવાનો ડાગા ચઢાવી બોલ્યો "અફશોશ આદમી શીતાબ એક બીજાને ફરામોશ કરેછે, તે શું મજાક નહી કેહવાય? એક જનનું દીલ દાનાવ ને મગજ અકલમંદ બીજાથી જાદા હોયછે, તે બેતબાજી કરેછે. તે હોસ્યારી ને બાહોશી થોડી છે કે તેને દીવાનો ખપાવી હેમકો પેલા પુરવીનને ઇનામમાં આ બંદીખાને લાવી નાખેછે? આ મારો હેવાલ છે કે હું બચ્ચાં શીખવનાર મુનશી ને વલી બેત લખનાર, વલી નુકતેચીંની! વાઃ વાઃ એટલો બધો ઇલમ જાણુ છું તે મ્હારી બેહદ ચબરાકી ને ચાલાકીના ઇનામમાં આ અમનો ચમનની દેવડીમાં મ્હારૂં મકાં થયુંછે. હું નજુમી પણ છું!" મશરોરે તાજુબ થઇ પુછયું "તું નજુમી છે?" કહ્યું કે "નહી? અવલથી હું નજુમી છું. નજુમનો ઇલિમ જેહાન દરમ્યાન તમામ ઇલમની ચાવીછે." મશરોરે પુછયું કે "તું તે કયાં ને કોણુથી શીખી માહીર થયો?" દીવાનો તાજુબ થઇ બોલ્યો "ક્યાંથી? અફશોશ બેખબરા, હ્યાંથી,

આ મકાંથી." મશરોર પુછયું "શું તું શીતારા સાથ સંધેસા ચલાવી શકેછે ને ગોફતેગુ કરેછે?" દીવાનો બોલ્યો "અલબત." મશરોર પુછયું "તે સઘલા શીતારા ને ગ્રેહ દરમ્યાનથી કયા શીતારા ગ્રહની નવાજેશ ને મેહરબાનીથી તું ખુશીખુશાલી ને એશઆરામમાં રહેછે?" દીવાનો બોલ્યો "ચંદ્રમાહથી." મશરોર કેહવાલાગો "આગલ ત્હારી ઉપર એ રવેશાની રેહમ નવાજેશ હવી કે?" દીવાનો દીલગીર થઇ કેહવાલાગો "જ્યારથી હ્યાં આવી પડયોછું ત્યારથી તો તે મને ભુલી ગયોછે. બાકી આગલ તો ચંદ્રમાહ મ્હારી સાથ બેહદ રમુજ ને ખુશાલી ગુજારતો હતો. તે વખ્તે જેટલી તેની મેહરબાની ને મોહબત હતી તેમાંની હાલ રજ બરાબર નથી. તે ચંદ્રમાહના નાખ ઉપર મેં એક વખ્તત મ્હોટો મસો જેયો જાણે મશીદનો કંગુરોજ, ત્યારથી આ કમબખ્તી મ્હારી ઉપર ગુજરેછે ને હ્યાં એકાંત દીવાનખાનામાં પાદશાહાત ભોગવુંછું. તે મ્હારા હેશાન તલે આવ્યોછે. તે ગ્રહણમાં ફસ્યો હતો તે વખતે મેં બેહદ જેહમત ને જફા ખેંચી એને બચાવી લીધોછે. તે હેશાનથી તે મને ઘણોજ મરતબો નવાજેછે ને મ્હારા હોકમ સર રહેછે. પણ હાલમાં તેટલો મને ભરૂશો નથી. હાલમાં તેના કામ ઉપરથી તે બેવફા જણાયછે, કેમકે આ મકાનમાં હું એને ઘણો સમજાવી બોલાવું છું પણ તે નાફરમાની કરેછે. તે મ્હારૂં સાંભલતો નથી તો નથી, પણ એટલી ખંડાઇ વાપરેછે કે આ વખતમાં મ્હારી કસી તરફદારી પણ ખેંચતો નથી. ખુદાને ખબર તેમાં એટલી તાકાત છે કે નહી. પુર પરકાશે છે ત્યારે મને જેતાં તે પોતાનું મોહ વાદળમાં છુપાવી દેછે. ખુદા માલમ તે મ્હારેથી એટલો કેમ ડરેછે? આખરે જ્યારે તે કમ કઉવત ને સુકાઇ છોડાં જેવો થશે ત્યારે તે મ્હારી મદદ માંગતે મ્હારી પાસ એક તાબેદાર જેવો આવી નમશે! જો એ મ્હારેથી પકડાય તો હું એને એની આ બેવફાઇ ને નાલાયકીનો ઠીક બદલો આપું, કે ફરી કોઇ બચારાને ઠગી છેતરે નહી." મશરોર બોલ્યો "જો તે ચંદ્રમાહ ત્હારી પાસ આવ્યો તો પછે?" દીવાનો બોલ્યો "પછે? બેખબરા, ચંદ્રમાહ આવે એ લગાર બીકટ વાત છે. આશાન નથી કે પકડાય! પણ તું જેવા જબરાની મદદ થાય તો. તે આજે રાતના બરાબર નવને અમલે હયાં આ મકાનનો તમાશો જેવા અને પેલા ચોકમાંના તલાવમાં નાહવા આવનાર છે, ત્યારે હું તુને મ્હારૂં આ સટાન, આ કલમ ને આ કાગળ્યાં આપું તે લઇ ત્યાં તું છુપો થઇ બેસ. તે તુંને જેઈ સરમાશે નહી પણ બેદરકાર તેમાં ઉતરી નાહવાનો એલ કરવા પડશે. તે જેતાંજ તું તે તલાવ ઉપર આ સ્ટાન મેલી દેજે કે તે અંદર ઘેરાઈ જશે, તેને બાહેર નીકલવાની રાહ બંધ થશે ને તે આપણા કબજામાં આવશે. તે પકડાયો કે

પછે આપણું ભાયગ ફાટું જાણ, હો. તે આપણા કબજામાં આવ્યા પછે કેવું કેવું બોલશે કે બસ તું તે સાંભલી ખુશ ખુશજ થશે. ખુબ ધ્યાણ લગાડી તેનું મધુર બોલવું સાંભલજે." આ બોલતાંજ દીવાનાએ પેલી હુક્કાની નલી હાથથી પડતી મેલી મશરોર પાસ આવી તેના કાન એવા તો મજબુત પકડી ખેંચવા શીરૂ કરયા કે તે ગુલામનો સરદાર ભેંસાસુરની મીશાલે બુમ પર બુમ મારવા લાગો. મશરોર પુકાર પર પુકાર મેલે ને પેલો દીવાનો કેહ "ત્હારા કાન એટલા નબલા કેમ?" મશરોર પેલા પલીતથી છુટવાને ગમે તેટલાં ફાંફાં મારે પણ કાંઈ વલે નહી તેટલાં તો દીવાનાશાલાનો રખવાલ પોતાના માણસો સાથ ત્યાં દોડી આવ્યો. તેણે માહ મુશકેલે મશરોરને છોડાવ્યો. તે તે દરદથી હેરાન થતો ખાલીફ પાસ આવ્યો અને પોતાનો કીસ્સો કહી બહુ મુજાવા લાગો.

ખાલીફ હશી બોલ્યો, "ત્યારનો હું તમો બન્નેનો તમાશો જોતો હતો અને તેની ને ત્હારી વાત સાંભલી હું હશતાં હશતાં હાંફી જતો હતો. દીવાના માણસ સાથ એટલી વાત લંબાવી તો તને માલમ નથી કે તેઓ તો પોતાની જુમમાંજ મસ્ત રેહેછે; તેથી નભરવસ રેહવામાં ખતા. તેં ગફલતી વાપડી તો તું આ ઇજાને પોંહચ્યો." ફરી ખાલીફે બ્યાફરને કહ્યું "તું જઈ બીજી કોઠડીના દીવાનાની તજવીજ કર. પણ ખબરદાર હોશ્યાર રેહજે. તું ત્હારા કાન ને સર તપાસજે. હું ત્યમ મશરોર ત્યાં દુર ઉભા છઇયે. જ્યારે મદદ જોઇયે ત્યારે તર્ત પોકારજે."

બ્યાફર વજીર બીજી કોઠડી પાસ ગયો ત્યાં એક પીરમર્દ મોટી દાઢી વાલો દેખાવે બુજોરગને જોયો. તેનો દબદબો પણ તેવોજ મારતો હતો. બ્યાફરે સલામ કરી, તેવીજ શલામ પેલા બુજોરગે કરી બ્યાફરને પોતાની પાસ ઇજત દઈ બેસાડયો. તે બોલ્યો "ઓ નવજવાન તું શું મ્હારી પાસ મસલત પુછવા આવ્યો છે? અલ્લા ઉપર શોકર પુકાર કે તે શાહેબે તને મ્હારા જેવા બુજોરગ ને જેહાંદીદઃ પાસ મોકલ્યોછે. તુ મ્હારી આ કેતાબ જે અલ્લાતાલા પાસથી ખાસ લાવ્યો છું તેના આ બાબ તું સમજવાની ખાયશ રાખેછે?" બુજોરગ દબદબાનો શખ્સ જે કીતાબ બોલ્યો તે માત્ર એક લાકડાનો તકતો હતો, તે જોઇ બ્યાફર બોલ્યો "આ કીતાબ?" તે બોલ્યો "અરે જવાન તું શું આ ખત શીખ્યો નથી? યા બરાબર જોતો નથી કે જીબ્રાયલ ફીરેસ્તાની આ આસ્માની કીતાબ દરમ્યાન નશીહત છે? તું સાચા એતેકાદવાલાનો મહજબ પાલનાર થઇને ત્હારા મહજબના ખાસ ધારા પુસ્તકને પીછાણવાને બેનશીબ રહ્યોછે? શું તને એટલી પણ હોશ

નથી કે હું ત્હારી પાસ કોણ બેઠો છું? હેમક ખુદાતાલાએ આ ફાની આલમ ઉપર મોટી રેહેમ નવાશેજ કરી મોકલેલો નબી હું પોતે તેના નુર ને ઇલમની બરખત પુર મોજેજો છું!!!”

જ્યાફર તર્ત તે પાસથી ઉઠી ખાલીફ પાસ આવી કેહવા લાગો “નામદાર ખાલીફ પેલો શખ્સ ઘણોજ બીઅદબ ને નાવાજેબ જબાંદરાજ છે. તે પોતે પોતાને મોહોથી બોલેછે કે હું તમારો મોટો નબી છું !!!” ખાલીફે કહ્યું “તે જે કાંઈ બોલેછે તે સમજીને બોલતો નથી. તે કાંઈ બદ, બેઅદબ કે નાલાયક નથી. તું ખાતરજમા રાખ કે જે કોઈ પયગમ્બર હોય તે તો મોજેજા દેખાડનારો હોય. તું તે બુજોરગ પાસ ફરીને જા ને કેહ, જે પેગમબરી દાવો ઉઠાવે તે તો મોજેજા દેખાડે તો તું કયા મોજેજા દેખાડશે?”

ખાલીફે હોકમ કરવાથી શીતાબ જ્યાફર પેલા પીરાનપીર પાસ જઈ બોલ્યો “બુજોરગ તું કહેછે કે ખુદાનો મોકલેલો નબી છે તો આ દીવાનાખાનાના બંદીખાનામાં તને કોણે લાવી પુર્યો?” પેગમબરી દાવો કરનારો દીવાનો બોલ્યો “માણસો મને કબુલ રાખતા નથી તેથી અફશોશ કરી આ દીવાનાખાનામાં આવી રહ્યો છું. જ્યારે તમો મને નહી પીછાણો, નહી કબુલ રાખો ત્યારે તમો આદમીજાત તે ખુદાને કયમ ઓલખશો ને કબુલ રાખશો?” જ્યાફર બોલ્યો “પેગમ્બર તો મોજેજા દેખાડેછે તેથી કબુલ રખાયછે. જો તું પોતે નબી છે તો મોજેજા કયમ દેખાડતો નથી?” દીવાનો દાવો કરનારો કેહવાલાગો “આદમી અવલ મોજેજાની વાત કાઢેછે પણ જ્યારે હું મોજેજા દેખાડુંછું ત્યારે તે સઘલા મ્હારેથી ધ્રુજી ડરી યકીન લાવવાથી પાછા હટેછે.” જ્યાફરે કહ્યું “તું મોજેજો દેખાડશે?” દીવાનો બોલ્યો “હા. આ મોટાં ઝાડથીજ ફકત તને એક મોજેજો દેખાડુંછું. તું આ સીરી ઉપરથી એ મનારા ઉપર ચઢી જા ને પછે ઊંધો લઠ કાઈ નીચે નખાવી દે. તું જમીન ઉપર પડશે ત્યારે તો દશ હજાર કકડા થશે પણ તું બેફીકર રેહેજે. હું તુંને હાલ કરતાં વધારે ખુબશુરત ને મજબુત ઉઠાડી મ્હારો મોજેજો તને સેજમાં દેખાડીશ.” જ્યાફર તે પાસથી ઉઠતાં બોલ્યો “તું ખરો પેગમબર છે, એ ત્હારા આ મોજેજા ઉપરથી સાફ દીસેછે.” ખાલીફ પાસ આવ્યો ત્યારે તેણે તે સઘલી હકીકત કહી. ખાલીફ બોલ્યો “ત્હારે તે અજમાયસ કરવી જોઈએ.” વજીર બોલ્યો “જેને મોજેજાની અજમાયશ કરવી હોય તે સુખેથી તે મીનારા ઉપર ચઢી ઊંધો થઈ નખાવી દે. એની મને તો કસી ફીકર કરવી જરૂર નથી.” ખાલીફ, જાફર ને મશરૂર ત્રણે દરવીશ લીબાસમાં ત્યાં વાત કરતા, તે જગ્યો ઘણા શખ્સો આવી

સાંભલતા હતા. દરવીશો જાણ્યાથી માન પણ દેનારા ત્યાં નીકલી આવ્યા. ત્રણે જન એક જાલીદાર દરવાજામાં જઈ જોયછે, તો ત્યાં કોઇ કમનશીબો તુટાં ફાંટાં બીછાણા બાંધ છોડ કરેછે! કોઈ છલાં તો કોઈ છાણના તોપલા ઉંચકી 'મીથાઇ બ્યો રે મીથાઇ' કહી વેચતા ફરેછે! કોઈ ચાંચડ માકણના ચીઠડાં ફકીરોને શોગાત આપવા માટે લાવી તવાજો બનાવી નજર કરેછે! દીવાના તરેહવાર રમુજ ને અરજ કરતા હતા તેનો કસો ઇલાજ ખાલીફ પાસ હતો નહી. એવી એવી અજાએબી ભરેલી અરજ કરે કે તેઓને કબુલાત અપાય તો કદી બર લાવી શકાયજ નહી. નાચારીએ ખાલીફ પોતાના વજીર ને ગુલામ સાથ આગલ ચાલ્યો. હવે ખાલીફની વારણ આવી હતી કે કોઈ એકુ કોટડીમાં જઈ ત્યાંના શખ્સ સાથ વાતચીત કરી આવી પોતાની સાથનાઓને કહે. ત્યમ કરાર થયા પ્રમાણે હારૂન-અલ-રશીદ એક કોઠડીમાં જોઈ ધુસ્યો.

આ કોઠડીમાં તે જોય શું કે બીજી સઘલી કરતાં તે સફા ને આરાસ્તા હતી. ત્યાં એક નવજવાન ખુબશુરત મરદ ચીનાઈ કોચ ઉપર બેઠો બેઠો બંદગી કરતો હતો. તે જુવાનનો ચેહરોજ કહી આપતો કે તે ગમ ને માહતમનાં દર્યાવમાં ગરક ગયોછે. ખાલીફે આ જુવાનને શલામ કરી. તે ઘણીજ મીથાસ ને નરમાશથી દુરવેશી લેબાશનો મરતબો સચવાય તેમ ધીરજથી પુછવા લાગ્યો કે "ઓ ખુબશુરત જવાન, તું જેવા દાનાવ દુરબીન શખ્સને આ રવેશના દીવાનાખાનામાં આવ્યાનો શો સબબ હશે?" તે જવાન આ ધીરા ને શાલેશ શખુન બોલનાર દરવીશને સાંભલતાંજ શીતાબ કીતાબ ઉપરથી નજર ફેરવી તે તરફ જોવા લાગો. પછે ખુબ ગોર કરીને તે જવાન કેહવા લાગો "ઓ દરવીશ મ્હારા કામ પ્રમાણે મને આ જગ્યામાં બંદ થવાની શજા મલીછે. મેં બુરી ચાલ ચલાવી છે. મને બુરૂં ફળ મળ્યુંછે. તેથી આ કોઠડીમાં હું પુરાયો છું." ખાલીફ બોલ્યો "જવાન ત્હારા હેવાલથી મને વાકેફ કર, સબબ મને તું સારી સમજ ને શ્યાણ ડહાપણવાલો નજર આવેછે." જુવાન બોલ્યો "હું મ્હારો હેવાલ જાહેર કરતે જો ત્હારી જગાએ ખાલીફ પોતે હતે તો. હું સઘલો મ્હારો ગમ તે પાસ રજુ કરતે. ત્યમ હું દીનરાત એ દુવા ગુજારૂંછું કે તે રાસ્ત રાહનુમાહ ઇમાનદારોનો ખાલીફ કોઈ વખતે આ મકાન ઉપર આવે તો મ્હારી દાદ લાગે. તે ત્હારી પાસ બોલ્યામાં શો ફાયદો? માટે હું કોઈ બીજા પાસ કસો શખુન કાઢવા માગતો નથી. ખાલીફના મોટા વજીરનું કામ છે કે હું આ બેઈજત મકાન ઉપર આવી પડ્યો છું. તેના ખાસ હોકમથી આ મ્હારી સ્થીતી થઇછે.

મને આ દીવાનાશાળામાં આવી પડવાનો સબબ હું પોતે પણ કસો જાણી
કે સમજી શકતો નથી." ખાલીફ તે નવજવાનની ગમગીન હકીકત સાં-
ભલવાને લલચાયો, તેથી તે જવાનની તમામ વાત ખાલીફે આવી બ્યાફર ને
મશરોર બન્ને જનને કહી સંભલાવી. બ્યાફરે તે ખુબશુરતને ખુબ રવેશ
નેધા કરી પણ તે કોણ તે ખીલકુલ પીછાણી શક્યો નહી. વજીર બોલ્યો
"નામદાર ખાલીફ મેં એ ખુરાનુમા ચેહરાના જવાનને કોઇ કાલ જોયો
નથી. એની અફશોશ ને આંફતથી હું ખીલકુલ નાવાકીફ છું." ખાલી-
ફનું દીલ તે જુવાનનો કીસ્સો સાંભલવાને બહુ ખાયશ કરવા લાગું, તેથી
ફરી તે પેલા જવાનની કોઠડીમાં જઇ તેની પાસ બેઠો. આ જવાન હરદમ
બ્યાફરનું નામ દઇ દઇ અફશોશ ને ગમ પોકારતો હતો. ખાલીફે પેલાને કહ્યું
"જવાન હમો દરવીશોનો મરતબો પાદશાહો મીશાલે બુલંદ છે. ખાલીફ
અમોને મરતબો આપેછે. આજકાલ તે નામદાર ખાલીફે અમારો દરજ્જો
બેહદ જાદા વધાર્યો છે. મ્હારા કહ્યા ઉપર ઇતબાર રાખ. તું મને ત્હારો
હેવાલ કહી શંભલાવ. મ્હારા હાથમાં છે, ત્હારી અફશોશ આપણા નામ-
દાર ખાલીફને કહી ટાલવાનો ઇલાજ. ખુબ ધીરજ રાખ ને ત્હારા તમામ
હેવાલથી મને વાકીફ કર." જવાને પેલા દરવીશથી આ રવેશની મોહ-
બત ને મેહરબાની નવાજેશ થયલી જોઇ. વળી તેણે તેની વાત ખાલીફને
કહી તેનો ગમ ટાલવાની કબુલાત આપી તે સઘલાંથી તેનું દીલ પીગળ્યું.
તે ફરી અફશોશ ને જારી કરવા લાગો. તે આંખોથી નવધાર આંસું વરસા-
વતો જતો ને ગમના નીશાસા ઉપર નીશાશા ખેંચતો પોતાની હકીકત
બયાન કરવા લાગ્યો.

"ઓ મૌલા ફકીર શાહેબ, હાલીચાલબ મ્હારૂં નામ છે. શ્રી બગ-
દાદ શેહેરનો મોટો શોદાગર તે મારો પોતાનો બાપ થાયછે. મ્હારા બાપે
એક વખતે શ્રી બગદાદના તમામ શોદાગર પોતાને મકાન મેહમાન બો-
લાવ્યા, તે સઘલા પોતાના બેટાઓ સાથ મ્હારે મૂકામ તે મેહમાનીમાં
આવ્યાં હતા. તેઓ સઘલા સોદાગરો ખાનુ ખાધા પછે પોતપોતામાં
પોતાના બેટાઓ બાબે ગોફતેગૂ કરતા બેઠા.

"મેં સાંભાલ્યું ત્યમ એક શોદાગરનો બેટો બીજા શેહેરમાં શોદાગરી
કરવા ગયો હતો. બીજાનો વ્હાણમાં ચઠી વેપાર કરવા ચાલ્યોછે. ત્રીજાનો
બેટો તે સાથેજ બાગમાં વેપાર કરેછે. ચોથાનો ચીન સરજમીન મુશાફરી
કરવાનો ઇરાદો રાખી અશબાબની ખરીદી કરેછે. તેથી મને વીચાર
આવ્યો કે સઘલા શોદાગરોના બેટા પોતાના બાપના પેશામાં મશગુલ થયાછે.

તમામ મેહમાનો રવાના થયા પછે મેં મ્હારા પેદરને આજીજી કરી કહ્યું "પેદર હું એક મોટામાં મોટા શોદાગરનો બેટો છતાં નકામો ઘરમાં ને શેહેરમાં ફરયા કરૂં ને મ્હારા જેવા બીજા શોદાગરજાદાઓ શોદાગરી ને સફરમાં મશગુલ થઈ દોલત જમાવ કરે?" મ્હારી ફીકર મારા પેદરે પસંદ રાખી. પછે એવો મામલો મુકરર થયો કે આ શ્રી બગદાદના જેહાન મશહુર શેહેરમાં એક તદન જુદીજ શોદાગરી સામાણથી ભરેલી દુકાન કાઢી હું પોતે મ્હારો જુદો વેપાર ચલાવું, એ નક્કી ઠરાવ કરી મ્હારો પેદર ઉઠયો. ત્યાં એક મોટી દુકાન શોદાગરવાડામાં ભાડે લેવામાં આવી. મ્હારા પેદરે મને ચીનાઈ, ઇરાની ને હીંદુસ્થાની અશબાબ ને માલ પોતાની દુકાન ને વખારમાંથી કાઢી હવાલે કસ્યો. મેં જુદા ગુલામો, નફરો ને મેહતા રાખ્યા હતા. વેપાર અછી નેમ ને દુરઅંદેશાથી ચલાવ્યો. મ્હારા રાખેલા મેહતા નોકર નફરો વેપાર વનજમાં વાકીફગાર ને ચાલાક હોયાથી મ્હારૂં નામ તમામ શોદાગરો ત્યમ અમીર ઉમરાવોમાં વખણાવા લાગ્યું. મ્હારો રાસ્ત ભાવ ને શીરીન સ્વભાવ તમામ જનને પસંદ પડયો. મને માતબરો ને જરદારો સાથ પીછાનત થઈ. મને હાંશલ પણ બહુ થવા લાગી. મ્હારી દુકાન ઉપર બીજા શોદાગરોની દુકાનથી જાદા ભીડ થવા લાગી. મ્હારા પેદર ઉપર જે ઉમદા ચીજ આડત્યાઓ મોકલી આપતા હતા તે તમામ માલ મ્હારી દુકાને મોકલી આપવાની મેહેરબાંની કરતો હતો તેથી જેવો મોતેબર ને બેકીમતી માલ મ્હારી દુકાને મલતો તેવો બીજી દુકાનમાં તો કદાચજ આવતો હતો. પાદશાહી લાયક ઉમદા ચીજો સારા બગદાદમાં મ્હારીજ દુકાને મલતી હતી. તે વાત સઘલે આશકારા, તેથી એક વખ્ત હું પોતે મ્હારી દુકાનની ગાદી ઉપર બેઠોહતું. મ્હારા મેહતા તરેહવાર માલ વેચતા ને દામ લઈ નામે લખતા હતા. બીજા શોદાગરો મારી પાસ બેઠાછે ને જઠાબંદ ઉમદા માલના સાટાં મારેછે ને હાથા ચોકેછે તેવામાં બે બાનુ ખાસ ઉમદા પોશાગથી વીટાયલી મ્હારી દુકાને શોદો ખરીદવા આવી. તેઓને જોઇ મેં ઇજ્જતથી બેઠક દેખાડી. બીજા શોદાગરો સાટાં મારી રહેલા હતા, તે કરાર કરી ઉઠી ગયા, એથી તે બાનુઓ ને હું, બીજું ત્યાં કોઈ રહ્યું નહી. મ્હારા મેહતા પોતાના નામામાં વલગેલા, મ્હારા ગુલામો માલ ગોઠવવા લાગેલા, બીજા પણ પોતાને કામે મશગુલ, એ રીતે ત્યાં હમો ત્રણ જન માત્ર છૈયે, તે જોઈ પેલી બે બાનુમાંથી એક જને પોતાનો જરી નીકાબ શીકલ ઉપરથી ઉઠાવ્યો કે તે બાનુની માહતાબ ખુબશુરતી જોતાંજ મને ચસ્મમાં ચક્ર આવ્યાં. તે પરીજાદ ચેહેરાવાલીઓ ચીનાઈ દુમાસના કોચ ઉપર બેઠી. જરબફ્તનાં ઉમદા તાકા મંગાવ્યા ને પલક વચ્ચે

તેમાંથી એક હજાર અશરફીનો માલ ખરીદ કર્યો. આ ખરીદી થયામાં મને નફો પણ ઠીક મળ્યો. તે માલ બંધાવ્યો અને મેં તેના ગુલામ પાસે ઉચકાવી તેઓને સ્વાધીન આપ્યો. ગુલામ તે માલ પેલી બેમાંની એક બાનુના હોકમ પ્રમાણે ઊંચકી ચાલ્યો. જ્યારે પેલી બન્ને બાનુએ ચાલવા માંડ્યું ત્યારે હું પેલી ખુબસુરતનો દસ્ત પકડી બોલ્યો "મ્હારા માલની કીંમત મલી નથી તેનું કેમ?" પેલી નવજવાન પરીજાદી બોલી "હાલીચાલખ હાલ મ્હારી સાથ કીંમત જેટલું નાણું નથી, તે થોડા દાહડામાં તને મોકલી આપીશ. વળી પણ બીજો બેશુમાર માલ ખરીદ કરીશ." બીજી બાનું બોલી "ઓ નાજનીન તું આ શ્રી બગદાદના મોટામાં મોટા શોદાગરના બેટા સાથ વાત કરેછે કે જેની મોટાઇ ને જરદારી તમામ જેહાનને માલમ છે. આ એક મોટો શોદાગરજાદો તું નેક બાનુંને હોરમત આપવા ઠીકાણે છેક નીચો પડીને નાણાં મેલવવાની અધીરાઈ દેખાડવાને લજવાતો નથી તો જો કે એ શોદાગરજાદાના ઉદાર ને ખુલ્લા દીલના વેહવાર વેપારથી બાલીક પોતે વટીક જાણીતો છે." પેલી ખુબસુરત પરીજાદી પોતા સાથની બાનુની ગોફતેગોહથી પોતાના દીદાર ખુલ્લા કરી મને ઘણાજ હેત પ્રીતથી જોવા લાગી. એથી હું ચુપ થયો. મ્હારૂં મોહોડું બંધ થઇ ગયું, અને તે બાનુંનો પરીસુરત ચેહરો જોવાથી, હું નાણું માંગી શક્યો નહી. મને એટલી શરમ પુગી કે મેં તે બાનુનું નામ વટીક પુછયું નહી. તે તો મ્હારી પાસેથી હોરમત ને ઇજત ભરેલી રજા લઈ ગઇ અને હું દુકાનમાં સ્હુના સાવછ મીશાલે થામલો થઈ ઉભોજ! હું બસ તે જતી નાજનીનો જોતોજ ઉભો. મ્હારા દીલમાં એટલો પણ ખ્યાલ આવ્યો નહી કે મ્હારા કુરીબંદ ગુલામોમાંથી એકને તેઓ પાછલ દોડાવી તેઓનું મૂકામ યા કાંઇપણ જાણવાની તજવીજ કરૂં! જ્યારે બીલકુલ તે નાજનીંનો મ્હારી નજરથી ગુમ થઇ ત્યારે મ્હારો હોશ ઠેકાણે આવ્યો ને હું વીચારમાં પડયો કે મ્હારો કીંમતી માલ મેં કોણને ધીર્યો? હું તે બાનુંઓને તો ઓલખતો નથી તો પછે મ્હારૂં નાણું મને ક્યાંથી મલશે? મ્હારા પેદરે મને નશીહત કરીછે કે "શ્રી બગદાદમાં જેમ મોટ મોટા અમીર ઉમરા ને શાહજાદા ને હાતમ શરીખા શખ્સો વસેછે ત્યમ દગલબાજ, ઠગ, ધુતારા ને ફાંસીઓનો સુમાર નથી." ત્યમ આ માહતાબ પરીજાદીઓ પોતાની ચલકતી શેતારાની ચશમો મ્હારી ઉપર ચમકાવી મને ગભરાવી ફસાવી લુટી ગઇ! મેં જરૂર જાણ્યું કે એ ઓરતો મને લુટી ગઈ. આખરે હું જલદી દુકાન બંધ કરી મ્હારા મૂકામ ઉપર આવ્યો. ઠગાઇ ગયાની મને દેહસત લાગી ને હું તનબદન ધ્રુજવા લાગો કે મ્હારા બાપને હું તેનો શો જબાબ દઇશ? મ્હારી માદર

મ્હારી તે બીમારી શમજી. માદરનો જીવ તે મને બહુ ધીરજ દે ને મ્હારો ગમ જાણવાની યુક્તી કરે. તે બોલી "બેટા, શોદાગરી એવીજ છે, એકમાં હાંશીલ તો બીજામાં નુકસાન. તારી ખાયશ તારા પેદર સાથનો સંબંધ બંધ પાડવાની હોય તો ત્યમ કર. તને જોઇયે તેટલો ગંજ હું તને મ્હારી ખાસ પુંજીમાંથી આપું. તું એટલો ડરેછે કેમ? ને ધ્રુજેછે શાસબબ?" બીજે દીન ફરી હું ઇંતેજાર મ્હારી દુકાને ઉમેદમંદ જઈ બેઠો, કે પેલી બાનુઓ મ્હારૂં નાણું લઇ આવશે અથવા તો મોકલી આપશે, પણ ફોકટ. બીજો દીવસ પણ તેવોજ ગયો; ત્રીજો પણ અફસોસમાં ગુજર્યો, પણ ચોથો દાહડો થયો ને પેલી બાનુ પોતાના ગુલામો સાથ જરની કોઠલી લાવી. તે તેણે મ્હારી દુકાને ઉતારી. તે પરીજાદ શીકલ કેહવાલાગી. "આ જવાન ત્હારી કીંમત ગણી લે." જરની કોઠલી ને પેલી માહતાબને જોયાથી મ્હારા હર્ખની હદજ રહી નહી. પાર વનાની ખુશાલીમાં આવી ગયો. પેલી માહતાબ શીકલની બાનુએ વલી પાંચસો અશરફીની કીંમતના જરબસ્કતના તાકા ખરીદ્યા. આ પ્રમાણે મ્હારી અફસોસ ટલી જઇ આરામ થયો, તે મેં મ્હારી માદરને જણાવી હું બોલ્યો "માદર શોદાગરીમાં નોકસાન ને નફો બન્ને છે એ વાત ગલત છે. હરદમ નફોજ છે. હું કહુંછું તે બેશક સાચ્ચું છે." એ ઇજત ભરેલા દુરવેશ શાહેબ એ રવેશ તે અજાણી પરીજાદ બાનું માલ ખરીદી તેની કીંમત પાછલથી લાવી આપતી હતી. તે પરીસુરત બાનુ એક વખ્ત પાંચ હજાર અશરફીનું ઉમદા જરઝવેરાત ને કપડ ખરીદ કરી ગઈ, જેટલી રકમનો તો મેં તેણે આગલ મારી પાસથી ઘણી વખ્તના ખરીદેલા શોદામાં નફો મેલવ્યો હતો !

"એક દીવસે હું મ્હારી દુકાને ગાદી ઉપર બેસવા જાવુંછું, તેટલામાં એક અધોર ઉમરની ઓરતે આવી મને સલામ કરી. મેં જાણ્યું કે તે કાંઇ માલ ખરીદવા આવીછે. માટે મ્હારા નોકરોને તે દેખાડવા હોકમ કરૂંછું, તે સાંભલતાંજ તે બોલી "બેટા હું કાંઇ લેવા આવી નથી પણ કાંઇ કેહવા આવીછું. હું જે બાનુ તને પાંચ હજાર અશરફી દેવીછે તે પાસથી પેગામ લાવીછું, જર લાવી નથી. તે બાનુએ તને પોતા લાયક મરદ જાણ્યોછે માટે ત્હારી સંગાતે શાદી કરવા ચાહેછે. તેની ખાયશ મુઆફક ત્હારી ખાયશ હોય તો તું મ્હારી સાથ આવ. તે બાનુને બરાબર નજર કરી જોઈ લે. મોહબતની વાત કર. તારી મરજી શાદી કરવાની થાય તો જે નાણાની રકમ તને દેવીછે તે તેના પલ્લામાં આપ. અગર ત્હારી મરજી ના કરે તો ત્હારૂં નાણું તને સ્વાધીન કરે, છે ખુશી? જો ત્યમ હોય તો ચાલ

મ્હારી સાથે તે નાજનીનના મુકામ ઉપર." તે સાંભલી મ્હારા દીલમાં મ્હોબતે જોસ કીધા. મને તે પેગામથી બેહદ ખુશાલી ઉપજી. હું બસ તે માત્ર પેગામથીજ પરણી પરવાસ્યો હોઉં તેવો ઉલટમંદ થયો. મને તેની સાથ મોલાકત કરવા વના બીજી હોંસ હતી નહી.

"તેરા દીલ મુજસે મીલતા નહી મેરા દીલ રહે નહીં સકતા;
ગરજ એસી મુશીબત હયે, કે મે કુછ કેહ નહી સકતા."

"મને તે પરીજાદીએ પોતાનો નીકાબ ઉઠાવી પોતાની પરીજાદ શીકલ દેખાડી હતી તે ચેહેરાની ઝલક ને તેના બદનની લાડ ને નખરાંદાર ચાલમાં હું ફસ્યોજ.

"રાતોદીન તેરા તસવ્વાર હે મેરે આંખોમે
તેરી સુરત જો મેં દેખા તો નહી હે અબ લાખોમે."

"અને તેના બરફ મીસાલના દસ્તો જોયાથી મ્હારા દીલમાં આતશ સલગ્યોજ.

"જો કશકા સનદલકા હે જબીં પર તો પાસ અબરૂકે ખાલભી હે,
સેપહેરે ખુબીપે માહભી હે, શાહેલભી હે હેલાલભી હે."

"વલી તે નાજનીન બાનુ સાથ ખરીદેલા માલની કીંમત બાબે બોલચાલી થઈ તે વખતની તેની મીથી જબાન ને શીરીન સમજાવતના લબજોની હજી મને યાદ તાજી હવી! તે પરીજાદીએ મ્હારી અધીરાઈ જોયા છતાં પણ કસું ગુમાન મનમાંહે પકડ્યું નહી. બલકે મ્હારી દુકાનથીજ હરદમ જરીન કપડાં ને ગોહર ને મોતી ખરીદ કરવા માટે તનમનથી ફીદા થતી આવતી હતી. એમ નહી વીચાર બાંધ્યો કે એ શોદાગરજાદાએ મને બેઇજત જુબાંથી કીંમતની માંગણી કરી તો હવે હું સારી જીંદગી તલગ તેનું નામ નહી દેવું કે મોંહ નહીં જોઉ કે દુકાન ઉપર કદમ નહી મેલું! એવી બાશિરા ને મેહરબાન; તે જ્યારે પણ કાંઇ ખરીદ કરી મારી પાસથી જવી ત્યારે દર વખતે મ્હારા જીગરમાં તેની જુદાઇથી આતશ શલગતો અને તેના શોહોલામાંથી ગમ પ્રગટ થતોહતો. હું ગ્હારાં મનસાથ તે પરીજાદીના ગયા પાછળ આ પ્રમાણે બકતો હતો કે 'અરે અરે આ નાજ નખરાંવાલી બાનુ કેવી ખુબસુરત ને અદાબાજ અસીન છે. અરે એ નાજનીનને જોઉંછું તોજ મને ખુશાલી ને ઉલટ થાયછે. એ જાયછે કે તે સઘલા આરામ સાથેજ લઇ જાયછે. મ્હારો જીવ બહુ મુજાયછે!'

"ન ભુલ આરસી ગર આશ્નાકુ તુજસે મોહબત હે
ભરોંસા કુછ નહી ઉસકા ઇધે મોહ દેખેકી ઉલફત હે."

"પેલી અઘોર ઓરત વલી મને રીજવતી ને પોતાની મકશદ મુઆફક તે પરીજાદી પાસ લઈ જવાની કલાથી બોલી 'ઓ શોદાગરજાદા, તે પરીજાદીએ તુનેજ એખલાને આ સારી ખલકમાંથી પોતાનો જોડયો સોધી કાઢયો છે અને વ્હારી ઉપર દીલોજાનથી ફીદા થઇ રહીછે.'

"પાસ જા દેખા તો દેલ હે પાર ઉસકે તીર હે,
દુરસે સમજેથે હમ સીનજાફમે તેહરીર હે."

"આ આશકીનો દબદબો ભરેલો હદીયો મને બહુ પસંદ આવ્યો. મેં તરત મ્હારા ગુલામોને મ્હારી દુકાન બંધ કરવાનો હોકમ કર્યો. વલી તેઓને મ્હારે મુકામે જઇ મ્હારા પેદર માદરને મને મ્હારા આસ્નાવો સાથ મોજમજા મારવા માટે બાગ દરમ્યાન જવાની તેમ મ્હારા તે રાતના નહી આવ્યાની ખબર કરવાને હોકમ કર્યો.

"મીત્ર ચીતમે બસ ગયો, વારી જા ફુલો માસ બસંત,
યાર દુર ગયે ના બીસરે, સો રહ્યો હે પાસ બસંત."

"પેલી અઘોર ઓરતે મને કહ્યું "જવાન તું મ્હારી ઉપર એતબાર રાખવામાં પસ્તાશે નહી. સાંભલ ચીત દઇ, તે પરીજાદીના નામ નીશાન કે એશફખીલાથી તું વાકેફ થવા માંગતો ના. તેની ખાયશ ત્હારી સાથ વગર નામ નીશાન ને ખાનદાનની ઓલખે શાદી કરી મોહબત ગુજારવાની છે. એ તેની ખાયશ પ્રમાણે મને હોકમ ફરમાવ્યો છે ત્યમ ત્હારી આંખે પાતા બાંધીને મ્હોલમાં લઇ જવામાં આવશે, એથી તું ક્યાં ને કોણના સંબંધમાં છે તેથી અજાણ્યો રહે." હું તો બસ તે પરીજાદીની મોહબતમાં મસ્ત થયલો તેથી બેખબરોજ, તે પેલી ઓરતે જ્યમ કહ્યું ને કર્યું ત્યમ તેનો તાબેદાર જ થઈ તે સાથ ચાલ્યો. તેણે મ્હારી બંધે આંખ એક ખુણામાં લઈ જઈ રેશમી રૂમાલથી બાંધી. એક ખાસી મંજલ જેટલી રાહ તેણે મને પોતા પાછળ ભટકાવ્યો. પછે એક બાજુ એકાએક થોભાવીને દરવાજો ગગડાવ્યો. તે ઉઘડયો ને તેમાં અમો દાખલ થયાં. ત્યાં દસ કદમ ચાલી મ્હારી આંખથી રેશમી રૂમાલ છોડી નાખ્યો. મ્હારો પોશાગ ખુબશુરત બાંદીઓ પાસ કાઢી નખાવી બીજો ઓમરાવ લેબાશ પેહાવ્યો. હું તે લોંડીઓ સાથ એક પછે એક સાત દરવાજા વટાવી ગયો. ત્યાં વળી બીજી ચઉદ પુનમના ચાંદ સીશાલની ખુબશુરત લોંડીઓ જેઓના તનબદનમાં તમામ જરીન પાદશાહી લેબાશ પેહેરેલો. તેઓએ આવી મને એક પાદશાહી દીવાનખાનામાં પ્રવેશ કરાવ્યો. આ દીવાનખાનું તમામ ઉમદા ચીજોથી આરાસ્તે કરેલું હતું. ત્યાં સંગેમરમરની ટેબલો ને જરબફ્ત ને

સાટીનની લેલીન થયલા ચીનઈ કોચો ને ખુરશી દબદબાથી ગોઠવેલી હતી. ઈરાની ગલીચા જાબજા પાંઠરેલા ને જગો જગો સુના રૂપાના ગુલાબ ને અતર ને કસ્તુરીદાનો તે લાયક ચાંદી ને ફીરોજાની રકાબીમાં મેલેલાં હતા. જમરૂદ ને શુનેરી શીંગારોના તખ્તા ને વળી ચાંદી ને સોનાના બતીદાંનો ને સ્ટાનો ગોઠવેલાં હતાં. ત્યાંનો તમામ ફરસ જરી બીછાવેલો તે, ત્યાંના સઘલા શૃંગાર ઉપર પોતાનું તેજ છાંટીને ઓર દબદબાથી તે દીવાનખાનાને રોશન કરતુ હતું. હાંલગી પેલી અઘોર ઓરત મ્હારી સાથ રહી, પણ પછે ત્યાં મને પેલી પરીજાદીઓ વચ્ચે મેલી તે ગઈ અને એક ખુબસુરત ગુલામને માથે યાકુત ને મોતી જડાવનું બીછાણું ઉચકાવી લાવી ત્યાં પંઠરાવી, તે ઉપર મને બેસાડ્યો.

> "હવે શાકી તું શીશાનું મ્હોડું ભાંજ,
> હવે ગા રામજની રામસની આજ,
> હવે નાચ કામની કામન રંગમાંજ,
> બીલીછે ખુર્રમ મોશમ મોબતનાઝ."

"આ મલક મોહ પામે તેવા દીવાનખાનામાં હું જ્યાં બેઠો હતો ત્યાં તે સામે એક ટેબલ, પગ જેના પરવાલાં જડેલા ને બેઠક જેની ચાંદી મઢેલી, તે ઉપર પેલી પરીજાદીએ પાંચ હજાર અસરફીઓ જરી કપડાંની કોઠલીમાં ભરેલી મેલી હતી. પેલી અઘોર બોલી "આ ત્હારા માલની કીંમત. જોઈયે એ લે, જોઈયે મ્હારી બાઈ સાથ શાદી કરવાનો કોલ કર. હજી મ્હારી પરીજાદ બાઈએ તને પોતાનો ચેહેરો દેખાડ્યો નથી તેનો તું કસો ગમ કરતો ના. જ્યાંલગી કદખુદાઈનો બંદોબસ્ત બન્ને વચ્ચે થાય નહી ત્યાંલગી તે પાકજાદી પોતાની પાકદામણીનો રોશન ચેહેરો તને દેખાડનાર નથી. આ રૈવેયો આ ખાંનદાનમાં કાયદા છે તેને કસી બેજાલત પુગે નહી." હજી તો અઘોર આ હરફ બોલેછે તેટલાં કાજી પોતાના દશ ગુલામો સાથે ત્યાં આવી લાગો. તેને જોતાં મેં ઉઠી તવાજોથી સલામઅલેકુમ બજાવી. કાજીને પેલી અઘોરે કહ્યું "મ્હારી જુવાન બાઈની મરજી આ નવજવાન શોદાગરજાદા સાથ શાદી કરવાની છે, તે સબબ તે બાનુએ તુને પોતા તરફથી પોતાનો સુતવળી નેમ્યોછે. ત્યાં ખુબ સંભાલ ને દુરઅંદેશાથી એ ત્હારો અમલ તું બજાવવાની કસી ખાયકી કરતો ના. ત્હારા ઓહ્દા માફક હું ત્હારેથી તમામ રીતે મ્હારી બાઈના નેકામાં મદદગારી માંગુંછું. ખુદાવાજબ હોય તે તું કામ બજાવ." કાજી બોલ્યો "બેહતર ખુબ. ત્હારી બાનુએ એ શોદાગરજાદાને ખાવીંદ પસંદ કરવામાં બેહતર અકલ વાપડીછે." પછે તેણે

કદ્દખુદાઈ ખત તૈયાર કર્યું. તે ઉપર ત્યાં હાજરમાંથી જરૂર જોગી શાયદી ગુવાઈ નોંધી લીધી. કાજી ને તેના ફરમાનબરદારો સારૂ ફરસ ખીછાવેલી, તે નાસતો કરી ફારગ થયો. મ્હારી બાનુએ એક ખાસ પોશાગ ને ત્રણસો અશરફી કાજીને ઈનામ આપ્યું. સો અશરફી પેલા દસ જનને લાયકાત માફક વેહેંચી આપવા હવાલે કરી. કાજી ખુશ થઈ પેલી અધીર મારફતે મ્હારી પરીજાદ બાનુને દુવા ને શલામ કેહવાડી ત્યાંથી રવાના થયો. આ બનાવથી હું ઘણો અજાયબ થયો હતો. હું મ્હારૂં લેણું તો ભુલીજ ગયો. હું પણ કાજી ઉઠી ચાલી ગયા પાછલ ઉઠી ચાલવા લાગ્યો. તે જોઈ પેલી અધીરે હાંક મારી મને કહ્યું "જવાન તું કયમ ઉઠી જાયછે? જોતો નથી ત્હારી તો શાદી થઈછે અને તું તો હાંનો માલક થયોછે? હવે તું નેકી ને વફાદારીથી મ્હારી બાઈ ઉપર હરદમ ફીદા રેહજે. ત્હારો હાં રાતદીન રૈહેવાનો હક છે. તું હાં તે પરીજાદી સાથ મોહબતમાં રીજી ખુશ રેહ. તમારી શાદીનો સામાન તઈયાર થાયછે. તું હાં બેસી જોયે તે હોકમ કર ને જોયે તે હાજર ચાહ." મ્હારી પાસ સઘલી ચીજ મોજુદ હતી. મ્હારી શાદીનો સરનજામ પણ જે મ્હારા પેદર માદર તરફથી થવો જોયે તે પણ તેઓજ તઈઆર કરતાં હતાં! એ ખાબ જેવો મહીમાનો તમાશો જોઈ મને પેલી પરીજાદીની પ્રીતીનો જોશ ચઢતો હતો. પછે ખુબ ખાણાંની બેહદ રકાબી આવી. મીથાઈ પણ તેટલીજ તે ખાઈ હું ખુશ આરામમાં તનદરોસ્ત પડ્યો હતો. તેટલાં પેલી અધીર મને ત્યાંથી ઉઠાડી હમામમાં લઈ ચાલી. ત્યાં પરીજાદ બાંદી પાણીમાં ઉભી રહી મ્હારાં કપડાં ઉતારી મને સારે તન સફા કરી બીજો ઉમદા ને ગોહરનો પોશાગ પેહવેછે! ને ગાયન ગાઈ હસી ખુશીથી મ્હારી મદારત કરેછે.

"અગર મૈં બાગબાં હોતા તો ગુલસનકુ લુટા દેતા,
પકર કે હાથ બુલબુલકા ચમનસે લે ઉડા દેતા,
અગર હયે દલ પતંગ હોતા કે ઉરતા ગેરદે શામએકી;
હુશાન પર શમએરૂકે મૈં સદા દેલકુ જલા દેતા."

"ખેદમત ને મદારતની વાતજ પુછવી શું? કે તે મુઆફક બેશક મ્હારી ખાતરી છે કે ખાલીફની પણ કદી માવજત ખેદમત કરવામાં આવતી હોય નહી. મ્હારા મહેરબાન મૌલા સાહેબ તમો જોવો કે તે વખત તે મ્હારી શી મદારત ને માવજત ને મોહબત કરતી હતી ને હાલમાં તે મોહબતે મને કેવો બેવકુફ નેહલકો પાડ્યોછે?

"બેમુરવત, બેવફા, નામેહેરબાં, નાઆશના;
જીસકી યેહ તારીફ કરૂં ઉસકે હે હમ આશના!"

"ત્યાંથી વળી બીજી ચાંદસુરતો આવી મને બાહેર કાઢી લઈ ચાલી. આ વખત શામનો હતો તેથી કેટલીકના દસ્તમાં સમેદાંની, કેટલીકના દસ્તમાં ધુપદાની, કેટલીકના દસ્તમાં અગરદાની ધરેલી હતી, તેથી હવા ખુશબોદાર ને રોશન થઈ હતી. મને બીજાં દીવાનખાનામાં પેલાં આગલાંને તફાર મારે ત્યાં લઈ જઈ એક કોચ કે જે તમામ જર કીનારીથી આરાસ્તા થયલો અને બેહદ ઉમદા તે ઉપર બેસાડ્યો. ત્યાં માહતાબ પેકર લાંડીઓ શરોદ ગાવા લાગી. તે મધુરા ને અંદાજાસર તાણ અલાપ ધુમતા રાગ ઉપર મ્હારો જાન ફીદા કરતો હતો.

"મેરા અલબેલા, મીત્ર પીયરવા, તુ યાર મેરાવે,
લાડ ગયલા અતહી નવેલા સામેકર રાખુંગી હાર હમેલા;—મેરા૦"

"તે સઘલી સુંદરીઓએ ગાયન કરી મને ખુશ કર્યા પછે ત્યાંથી બીજા રંગ દીવાનખાને લઈ જવા ઉઠાડ્યો. ત્યાંથી ઉઠ્યો ને રંગ દીવાનનું બારણું ઉઘડ્યું કે અરે મ્હારી મ્હાતાબ નાજનીન જેણે મને ખાવીંદ કર્યો, તે મ્હારી સામે આવી ઉભી.

"કમરકુ લચકા પ્હોંચા હમ્બે, બાલીંકે ભારસે;
સીના પસીના હો ગયા, મોતીયન હારસે."

"તે કાંઈ બોલી નહી. મને આગલથીજ ચેટાવ્યો હતો કે "ત્હારી બાનું તને મલશે તેવી ત્હારી ઉપર મોહબત કે લાડ વધાવશે નહી" છતાં મને તે વખતે તે વાતની કસી યાદ રહી નહી હતી. તે મ્હારી પરણેલી બાનુ ને હું ખાબ દીવાનખાને ગયાં. ત્યાં એક તખત બનાવ્યું હતું તે ઉપર બેઠાં. ત્યાં સુદ્ધ સુનાના વાસણમાં માહ લેહજતી ને સુગંધી મીથાઈ અમો માટે આવી. તેમાંથી કાંઈ હું લઇ તે પરીજાદીને ખાવા આપું. કાંઈ તે મને હશીને ખાવા આપે. અર્ધ કલાક આ ખારબાજી ચાલી પછે પેલી અધારે ઈશારત કરી તેથી વાસણો લઇ લાંડીઓ બાહેર નીકળી ને અધાર પણ પાછળ ચાલી. હું ને તે પરીજાદ બાનું એખલાં રહ્યાં. મ્હારા દીલમાં મોહબ્તે દેહશત ઉપજાવી, કે આ મોટી શાહજાદી જેવી બાનુ સાથ શાદી કરવાથી મને શું શુખ મલશે? પણ તેટલાં તે પાક પરીજાદી બોલી "હાલીચાલબ જે દીવસથી મેં તને પેહેલો જોયો તે પલકથી હું ત્હારી ઉપર આશક પડી."

"યાદ કરતે હૈ શબોરોજ તેરે મુલાકાતકી હમ,
કુછ તો હ્યાં રખ લે તેરે ખરીદદાર હે હમ
હમ તો ચાહતે હૈં શબો રોજ તેરેહી દીદાર યાર;
કુછ તો સનમ યાદ રખ લે તેરે બીમાર હે હમ."

"તેથીજ હરદમ તુંને જોવા ખાતર ત્હારી દુકાન ઉપર આવી નકામી નકામી ખરીદી કરી મ્હારાં દીદાને તાડક ને મ્હારાં જીગરને આરામ આપતી હતી. તું જવાન છતાં મ્હારી તરફ હોરમત ને ઈજતથી જોતો ને હલકી નેધા કરતો નહી એથી મને ત્હારી ઉપર હજાર ઘણી જાંફેશાની ઉપજતી હતી."

"સંગદેલકુ સંગ લેકર રંગદેલકે ઘર ગયે
ઉમંગ થા ઉસકા રંગ સંગ દીલ જીગર ગયે."

"ઓ દીલજાન ખાવીંદ આપણે આશુક માશુક હવે પરણેલું જોડું થઈને આપણી તમામ હૈયાતી લગી વફાદાર રહી મોહબત ને મરૂવતમાં રીજીયે. આપણે પર્સપરના વીચાર, મન ને મશાલહતથી હરદમ એક જીગર મળ્યાં બંધાઈયે."

"મેં કહા 'એક બોશા દો શાહેબ?'
સુનતેહી મોહ ફીરાયા 'લો શાહેબ!'"

"હું બોલ્યો દીલજાની માશુક, હું તમામ તન બદન ત્હારો છું. આ વખતેજ મેં તને પ્હેલી બરાબર દીઠીછે, મગર સેજ નીકાબ ઉઠાવ્યા વખતે તું માહતાબને જોતાં જાન ને જીગર હારયોછું તો પછે આ રવેશ જુલવેગીરી ને ઝલકાત ભરેલી પેશાનીનો બહાર જોયા પછે તદન ત્હારી મોહબતનો મારેલો શીકાર છું.

"દુરસે સમજેથે હમ શીતારેકી નબજીર હે,
પાસ જા દેખે તબ તો માહે મુનવવીર હે."

"પેલી પરીજાદ બોલી" ઓ શોદાગર જવાન શબર અખત્યાર કર. તું સાથ હું એક ઘણીજ કઠણ સરત કરવાની ઉમેદ ધરાવું છું. દીલ, જાન ને તમામ મ્હારી મુરાદ ત્હારે સ્વાધીન કબજામાં આપુ છું. આજ પછે કોઈ બીજો મરદ પછે તે માહતાબ શુરત હોય કે પાદશાહાતોનો ધરાવનાર ગમે એવો હોય પણ તું એક પોતેજ મ્હારો માલક ને ખાવીંદ છે. તે મુઆફેક તું પણ મ્હારી વગર બીજી કોઈ ઓરત પછે તે પરીજાદ હોય કે આશમાન પરની હુરાં ગમે એ હોય તે ઉપર કદી દીલ આપે નહી ને હરગેજ તે સાથ મોહબત પાડ નહી. મ્હારી તમામ ચાંદ સુરત બાંદી ને લોંડી ત્હારી પોતાનીજ છે. સઘલી સુંદરો તારી તાબેદારી બજાવશે. તેઓ સાથ ફકત ત્હારી હાજતના કામકાજના હોકમ સીવાય બીજી જાતની વાતચીત કે બોલચાલ કે હરફબાજી બીલકુલ કરતો ના. જો જાદા વેહવાર રાખવાને લલચાયો તો તને તાબે રેહશે નહી ને ઓર આપણા એખલાસમાં ખલલ

ને રંજ ઘણો પાડી ગમ ને જુદાઈ પાડશે. ઓ દીલદાર આ શખ્શુન ઉપર અમલ કરી મ્હારી હોરમતની સંભાલ કરજે. મેં તને આગલથી ખબરદાર કર્યો છે તે હમેશાં યાદ રાખજે. પણ તેં મ્હારી હોરમતને સંભાલી નહી ને મ્હારી બાંન્ડીમાં કે ગુલામમાં કાંઈ તકશીર કરી તો તેની શીક્ષા તને હું કેવી શખ્ત કરીશ અને મ્હારો ગુસ્સો ને જુસ્સો શી રવેશ નરમ પાડીશ તે વીષે હું તને કાંઈ કહી શકતી નથી."

"દીલ તો દીયા હૈ દીલદારકો, સમજો તો એલ લીયા
પર એસી ના કીજીયે બેવફાઈ બગેર બેલ દીયા."

"હું મોહબતથી બોલ્યો માહતાબ મોરદાર તું બેફીકર રેહે. તારો આશક જ છું તો પછે ખાબમાં પણ ત્હારી નાફરમાની થનાર નથી. તું આરામભરેલી તનદરોસ્ત એ તમામ જીકરથી દુર રેહ.

"મેં ઓ નહી કે તુજ બુતસે દીલ મેરા ફીર જાય
ફીરું મેં તુજસે તો મુજસે મેરા ખુદા ફીર જાય."

"બે ફીકર રેહ. નાફરમાની કે નારાજી ઉપજે તેવી મ્હારેથી તકશીર નીપજનાર નથી. અગર નીપજે તો પછે જાનને રાખવામાં શો માલ છે?

"કાતેલ તું કતલ કર ચુકા અબ કયા દલીલ હે?
પયાશા ના જાવે કોઈ ઈયે ખુને સબીલ હે."

"મ્હારી મોહબતબાજી ને ઈજત ભરેલી જુબાની સાંભળ્યાથી મ્હારી મોહરદારની છાતી ભરાઈ આવી. તેની ચશમથી મોતી મીશાલના આંશુ તપકવા લાગાં. તે નવધાર આશું વરસાવતી મને કેહવા લાગી, "ઓ દીલદાર હાલીચાલબ ત્હારો બખતાવર દસ્ત મ્હારા સીના ઉપર મેલી તે તપાસ કે તે શી રવેસ ધપકારા કરેછે? એનું કારણ માત્ર આ, કે હું ત્હારેથી ઘણીજ ધાસ્તી આવુંછું કે મબાદા તું બેવફા થાય ને મ્હારા શોખનથી ઉલતો આલી મ્હારી ઉપર નામોશી લાવે. ફરી કહુછું હું મ્હારી તમામ જીંદગાની ત્હારી પોતાની, જ્યમ તું કેહ ને ફરમાવે ત્યમ શાબુત ને વફાદાર બાનુ છું. પણ તેં મને નાહકની જુઠી માયાના વેહેમમાં ડુબાડવા માંગી તો ત્હારે સારૂ મ્હારી જીંદગાનીની આશાએશ ધુલ મેલવીશ. મ્હારી તમામ ઉમેદ બરબાદ કરીશ. આપણો એખલાશ બંધ પડશે. આપણી એતેફાકીમાં ખલલ થશે. ફરી કોઈ કાલ આપણે મલવા કે એક બીજાના દીદા જોવા પામનાર નથી. એવું નહી થાય કે:—

"આહ દો દીન ના નીભી હાય જુદાઈ ડેરી!
મુફ્ત રૂસવા હુએ ઔર લોક હસાઈ ડેરી!"

"મેં તૂર્ત હશી મહારા દસ્ત મ્હારી પરીજાદ બાનુની ગરદનમાં નાખ્યા. તે ગુલબદનીના જીગરમાં જીગર અખત્યાર થયલું ત્યમ હમા ખાવીંદ ને બાનુ થયલાંની હકીકત બયાન અગર હું તુલાંતવીલ ચાલુ કરી સંભલાવું તા દીવસના દીવસ નીંઠે નહી માટે દરવીશ શાહેબ તમારા કીમતી વખત ફાકટ ગુમાવવાનું મને દરૂસ્ત દીસ્તું નથી. તે તમામ મોહબત ને એખલાશ ને કદખુદાઇની કીતાબ મ્હારાં જીગરમાં જડાઇ છે, તે તમા જેવા માટા દબદબા-વાળા સંસાર મેલી ફકીર થયલાને સાંભળવા લાયક નથી. અરે તે દાસ્તાન ને બનેલી હેકાયત મને યાદ આવી જાયછે ત્યારે મ્હારાં રૂવે રૂવાં ઉઠી ઉભાં થાયછે અને મ્હારી અકલ ને હાશ ઉડી જાયછે; માટે ટુકમાંજ કહું છું કે મેં તે મ્હારી પરીશીકલ મોરદાર સાથ એક પખવાડયું એશ આરામમાં ગુજાર્યું. તમામ જેહાન તે તે મ્હારી દીલબરજ ને તમામ મોજજોક તેજ ગુલબદન, એટલે તલગ કે તે વાત કેહતાં મને ઘણીજ શરમ ઉપજે છે કે તે પંદર દીવસ મેં મ્હારાં માદર પેદરને પણ યાદ કરયાં નહી કે તેઓ મ્હારી જુદાઇથી કેટલી મુશીબત ને માહેતમમાં આવી પડશે ને સારા શેહેરમાં મ્હારે નામે કેટલી બેહદ ટાબ્યારોરી ઉઠાવશે? નામદાર દરવીશ શાહેબ આખરે એક દીવસ મને મ્હારાં માદર પદર યાદ આવ્યાથી મ્હારા ચેહરા ફીકા મારી ગયા છે અને હું ગમખાર થયાછું, તેવા મને જોતાંજ તે મ્હારી મોરદાર મ્હારા મનની વાત સમજી ગઇ. ફરી પણ મને પુછી વાકેફ થઇ તે બોલી કે "ત્હારી તદબીર હું બીજી રવેસથી હાર પાડું છું."

"મ્હારી મોરદાર બોલી "બેશક માદર પદરના હક સમાલવામાં તું વાજબી વીચાર કરેછે. પ્યારા ખાવીંદ તુને હું કહુછું કે તું આપણી કદ-ખુદાઇ કે મોહબત કોઇપણ ત્હારા દોસ્ત કે ઓલખીતાને જણાવતો નહી. તને ગમે એવી ખુશીખુશાલીમાં લાવી ત્હારા ભેદ પુછવાનું છટકું માંરૂ પણ એક હરફ પણ કોઇના કાનને સંભલાવતો નહી. આપણા ભેદ કોઇ પણ ફરેબ રમી જાહેર લાવશે તો માટી ખરાબી છે. ખાલીફના છુપા જાસુસો શેહેરની જોસતેજુ ને ખબર રાખનારા ફરેછે તેથી આપણે ફાંદામાં ફસી પડશું. રૈયત શું કરેછે તે સઘલાંથી તે જાણીતા રહેછે પણ તે શું કરેછે તેથી કોઇ વાકેફ નથી. ત્હારે ઘર જવાની રજા તો તને આપું છું. પણ મ્હારૂં દીલ ત્હારી સાથ આવશે. જ્યાં જશે ત્યાં આ મ્હારૂં જીગર ત્હારી સાથ ને આસપાસ ફરતું તું જાતો રેહશે. ત્યમ ત્હારૂં દીલ ને શીકલ પણ મ્હારી પાસ ને મ્હારી આસપાસ મોહબત ને એખલાશ નવાજતું ફરયા કરશે. પેલી અધીર ઓરત જે તને હાં લાવી તે મ્હારી માહ વીશ્વાસુ દાઇ છે,

તે આપણ વચ્ચે રહેશે ને આપણા પેગામ લાવ આપ કરશે. તે મ્હારી ખેર આફીઅતની ખબર તને પોંહોંચાડશે ને ત્હારી મ્હારી પાસ લાવશે. આપણી શાદીની ખીના તું ત્હારાં માદર પદરને જરૂર કેહજે. તેમને વાકેફ કરવાને ચુકતો ના કે કોઇને જણાવે નહી." જ્યારે મધરાત થઇ ત્યારે મને પેલી દાઇ સાથ રવાના કર્યો. તે મને જ્યમ લઈ ગઈ હતી ત્યમ લઇ જઈ બાહેર મેલી આવી. ત્યાંથી હું મ્હારા મુકામ તરફ ચાલ્યો. જેવો હું મ્હારા ઘરના દરવાજા આગલ જઇ લાગો ત્યાં મ્હારા મુકામ સામેની દુકાનના ચેરાગની રોશની મ્હારા ઘરના દરવાજા ઉપર પડતી, તેથી મ્હારી પડોશણ જે પોતાને બારણે બેઠી હતી તેણે મને જોયો ને તાજુબ થઇ હાંકમારી બોલી "હાલીચાલબ કે?" મેં હા પાડી. "ખુદા વાસતે તું ત્હારી માદરને જ્યાં લગી તે આગલથી ત્હારા આવ્યાની ખબર જાણે નહી ત્યાં લગી દેખાવ ના દેતો." પડોશણ બોલી ને હું વીચારમાં પડયો. "થોડી પલ તું મ્હારી પાસ આવી ડોભ; મ્હારા ખાવીંદપાસ ત્હારી માદરને ત્હારા બાબમાં દીલાશા ભરેલા બે બોલ કેહવાડી ધીરજ દેવાડું, પછે તુને બોલાવે ત્યારે તું ત્યાં શુખે જજે. ત્હારા ગુમ થઈ ગયાથી ત્હારી માદર ધાસ્તી ખાઇ મરતતોલ આજારી પડીછે ત્યાં તે પાસ તું એકાએક જશે તો તને જોતાંજ તેને ખુશી ને હરખ ઉપજી તે તર્ત જાન મેલી દેશે." પડોશણે આ શખુન કહી મને પોતાની પાસે પ્યાર કરી બેસાડયો. વળી તે બોલી "હાલીચાલબ તું જેવો મોટાં કુલનો નવજવાન શોદાગરજાદો એટલા દાહડા કયાં ગુમ થઈ ગયો હતો! ત્હારાં માદર પદરની રજાવના આ ચાલ ચલાવ્યામાં ઘણી ખરાબી થઇછે." તે ઓરતના આ શખુન સાંભલી મેં કદખુદાઈની વાતનો એક સખુન બી કાઢયો નહી પણ કહ્યું "ઘણાજ જરૂરના કામ માટે શ્રી બસરા જવાની ફરજ પડયાથી હું ત્યાંથીજ ચાલતો આવ્યોછું. મ્હારા બસારા ગયાની ખબરથી વાકેફ કરવા મે ત્યાંથી એક કાસદ મોકલ્યો હતો. પણ ત્હારી વાત સાંભલી મને ફીકર ઉપજેછે કે તે કાસદને રાહ દરમ્યાન કોઈ હોનારત ગુજરી હશે તેથી હ્યાં આવી પોંહોંચવા પામ્યો નથી." આ ખીના સાંભલી પડોશણ દયા ખાઇ કેહવા લાગી "હાલીચાલબ તું ફરી ઘોરથી ઉઠી આવ્યો હોય તેમ જીવંતો થયોછે. આવતી કાલે તો તને દફનાવવાનો દાહડો મુકરર કરી ત્હારાં તમામ એસી માહેતમપોસીમાં પડયાંછે." પછે તેણે ઉઠી પોતાના ખાવીંદને સઘળી ખીનાથી જાણીતો કરી મ્હારાં માદર પેદર પાસ મોકલ્યો અને પોતે મારી પાસ આવી મને કેહવાલાગી, "ત્હારા ગુલામોને મોહથી ત્હારી કેહવાડેલી ખીના જાણી તે દીન ને રાત તો ત્હારાં માદર પદર ખુશી ચેનમાં હતાં, પણ બીજે દીન તો ત્હારી ગેરહાજરીથી બેચેની

ઉપજી. તમામ શોદાગરો ત્હારી સોધાસોધ ને જોસતેજો કરવા પડયા. શ્રી બગદાદના તમામ બાગબગીચા વાડી જંગલ ને મેદાન જોઈ વળ્યા. સારૂં બગદાદ શેહેર તમામ શોદાગરો જોવા ને તપાસવા મંડયા પણ કોઈ જગો ત્હારી નીશાન પામ્યા નહી. આખરે ત્હારી જોસતેજોમાં સાત દીન તલગ શોદાગર બજાર બંધ રહ્યું ને ચોધરદમ સોધ બોલ ઘણીજ સખ્ત રીતે જારી થઈ, પણ કાંઈજ પટો કે ઠાગ લાગો નહી ત્યારે નકી કર્યું કે બ્યમ બીજા જવાન ને જરદાર શોદાગરજાદા શેહેલ કે ચમન કરવા નીકલેલા બુરા ને ઠગ બગદાદીઓના ફાંદામાં ફસી બેજાન થાયછે તેવી હાલત તું ઉપર ગુજરીછે અને તું જેહાનના તખ્તા ઉપરથી નાબુદ થઇ ગયોછે. તેઓની લોઠ ક્યાં જાયછે કે કયો દાહડો તેઓના મોતનો છે તે બીલકુલ નહી માલમ પડવાથી તેવા શેકાર થયલાઓની મરણ ક્રીસ્યા વગર મુરડાંઓ કરવામાં આવેછે તેમ ત્હારી પણ મરણક્રીસ્યાનો દીવસ આવતી કાલનો ઠેરવ્યો. ત્હારાં માદર પેદર બેશ બેશાવંદાઓ પોતાના સર ને દાઢીના બાલ ખેંચી મોઠી માહેતમપોશી કરીજ. ત્હારૂં તાબુત બ્યમ હાલમાં ગુમ થયલાઓના બાબમાં બનવાનો રવેયો પડયોછે તેમ બનાવી ત્હારી મરણક્રીસ્યા કરી તે દફન કરવા ને ત્હારા મોતને એક દીન લાગુ પાડવાનો ઠેરાવ થયોછે. તમામ શોદાગરો ત્હારા બાબમાં ગમગીન ને આંખથી નવધાર આજું વરશાવેછે." એ પાદશાહી દબદબા વાળા દરવીશ શાહેબ, પડોશણને મોહથી આ રવેસની બીના જાણ્યાથી હું ઘણો દીલગીર થયો. આ જે આફત ને હોનારત મ્હારાં માદર પદર ઉપર ગુજરી તે ફકત મ્હારી ગફલતીથીજ. મ્હારી જે ફજેતી થઈ મને તમામ શોદાગરોમાં જે શરમીન્દી ઉપજી તે મ્હારા વગર અજમાયશના ખ્યાલથીજ. તેટલાં પડોશણ બોલી "હાલીચાલબ ઉઠ ને ત્હારાં માદર પદર પાસ જા કે મ્હારા ખાવીંદે તેઓને હાં ત્હારા આવ્યાની તમામ હકીકત કહી હશે."

"હું મ્હારાં મુકામમાં દાખલ થયો. મ્હારાં માદર પદરને એટલી ખુશી ને હરખ ઉપજ્યો હતો કે કહ્યાની વાત નહી. મને જોતાંજ બન્ને જને પોતાની બગલમાં પકડી બોશા લીધા તે એટલે તલગ કે તેઓ બોશા લેતાંમાંજ બેશુદ્ધ થયાં. જ્યારે હોશ્યારીમાં આવ્યાં ત્યારે હજાર મોહબત ને પ્યારથી મ્હારી ઉપર જાંફેશાની કરવા લાગાં. મ્હારા પેદરે મને સેજ નાણાના જોખમ માટે બસરાની વેઠ હોરી લેવાનો ઠપકો દીધો "બેટા તને જોયે તેટલો જર ખજાણો તું લે. આ જેહમતથી તને કેટલી મુશીબત વેઠવી પડી હશે?" મેં કહ્યું "મ્હારો એક આડત્યો ભાગ્યો હતો તે માટે તરત બસરા

જવા વના મને આપ્યું નહી." હાલતરત તો ત્યમ કેહેવાનુંજ મશલહત બ-
રેલું જાણ્યું ને તેમજ વાત રાખી. બસરાનીજ વાત કાઢી મેં જણાવ્યું
કે "ત્યાં ગયો તો મારાં લેનાના અવેજમાં આ એક બેમુલો હીરો મ્હારા પદર
મ્હારી કોલાહમાં ને આ બીજો ખંજરના દસ્તા ઉપર જડવા માટે લાવ્યોછું.
આ રતનજડીત બાંગરી તો મ્હારી વ્હાલી માદર માટે લઈ આવ્યો ! આ
ઝવેરાત મ્હારાં લેના જેટલી કીંમતનાં છે."

"મ્હારાં માદર પદર તો બસ હરખાઈજ ગયાં. શોગનો પોશાગ તર્ત
કાઢી નાખ્યો. બીજે દાહડે મ્હારા ઘરમાં રામસ્નીજ થઇ રહી. હજારો હ-
જાર ઝુમર ને દીપકોથી મ્હારૂં મકાન ખાલીફના મેહેલ જેવું રોશન થઇ
રહ્યું. તમામ શોદાગરો ને શોદાગરજાદાઓ મ્હારા આવ્યાની ખુશાલીમાં
મેહમાન આવ્યા. મ્હારાં તમામ એશ એશાવંદોને કીંમતી નજરાણા થયા
સાથ મ્હારા મુકામમાં તે ખુશાલીની રામસ્ની ગુજારવા ઓજરખવાઈ
ભરેલાં ઇજન થયાં. સારા બગદાદમાં મ્હારી ગુમ થયાની વાત જાહેર થ
યલી તે સઘલે મ્હારા આવ્યાની જાણ થયાથી રામસ્ની ને ખુશાલી થઇ
રહી, એટલું મ્હારા કુટુંબ ને માદર પદર ઉપર સઘલી રઈતનું હેત હતું. એ
રીતે તે દીવસ નવરોજના તેહવાર જેવો ગુજર્યો અને સઘલાં શોદાગર
મેહમાનો રાજી થઈ રીજી પોતપોતાના મકાને ગયાં.

"મોહશમે ખુશબખ્તી હે ક્યા ખુશ બાહાર મોઆત હે ; ।। ટેક ।।
બોલે કમલ ઉર ભ્રમર છુપકે, કોમલ ગુલસે કરે શ્હોર
બેલ ચાંદણીસે ચીકોર પ્રેમભર, ગીરી નાચત હે મોર ।। ૧ ।।"

"બીજો દીવસ થયો. હું મ્હારી દુકાને જઇ બેઠો કે સેંકડો ઉમદા ચીજ
ખરીદદારોની ભીડ થઇ. સામ તલગ મેં દસ હજાર અશરફીની લેવડદેવડ
કરી. છેક રાત્ર વખ્ત મેં મ્હારા મુકામની રાહ પકડી. ત્યાં મ્હારાં માદર
પદર મ્હારી રાહ જોતાં બેઠાંછે. ઉમદા ખાનાનો બીસતરો બીછાવ્યોછે.
ગુલામો ને બાંદી હાથબક્ષ કરી ઉભાંછે. મેં મ્હારો શોદાગરી પોશાગ કાઢી
ઘરનો શાદો પેહેર્યો ને મ્હારાં માદર પદરપાસ આવ્યો. મેં એક અર્જ કરી
એલવતમાં મશાહલત ચાહી. અમો ત્રણે ત્યાં બેઠાં. મ્હારી માદરે મને બ-
ગલમાં પકડ્યો. મ્હારા પદરે મ્હારૂં મોહ ને સર પસવારી દુવા દીધી. આખરે
મેં હીમત ધરી ને બે હાથ જોડી માફી ચાહી ને દરૂગ હતું તે દુર કર્યું ને
રાસ્ત હતું તે જાહેર પાડ્યું. મ્હારી શાદીની તમામ હકીકત કહી. ને તેનો
કોઇ પાસ હરફ નહી કાઢવાને મોટી મીનતથી મેં માંગી લીધું. મ્હારી હકી-
કત સાંભળી ઓર મ્હારાં માદર પદર બેહદ ખુશી થયાં. જે બેમુલાં ગોહરો

મને મ્હારી પરીજાદ મ્હોરદારે નવાજ્યાં હતાં તે તો તેઓ જોતાંજ બેહદ હર્ખ ઉલટમાં આવ્યાં. મ્હારો પદર તો બોલ્યો કોઇ જીનની બેટી વગર કાજી શીતાબ આવી નેકા ક્યમ બાંધે? એ પ્રમાણે અમો માદર પદર ને હું બેહદ રાજી થયલાં ખાણું ખાઈ પરવાર્યાં અને અશલ પ્રમાણે મુકામનો રવૈયો ચાલુ થયો. અશલ પ્રમાણે હું મ્હારી દુકાને આવું જાવું ને વેપાર વેહવાર કરૂં. મ્હારા ઘરાકોની માંગણી ચોકસ અદા કરૂં. એ પ્રમાણે પખ-વાડયુ ગુજર્યું ને મેં મ્હારા પદરને ફરી મ્હારી મોરદાર પાસ જવાની ખબર આપી કે "હું ગુમ થઇશ" માટે મ્હારી દુકાન ઉપર કોઈ લાયક ઉપરી રાખી મ્હારો તમામ વેહવાર ખુબ દાનાઇ ને શાલસ સવભાવથી ચલાવવાની તાકીદ રાખવી. ફરી ઠેરાવ પ્રમાણે પેલી દાયા સાથ અસલીજ ઢપછપે આંખે રેશમી રૂમાલ બંધાઈ મંજલ કાપતાં મ્હારી મોરદારના મ્હોલમાં જઈ પ્હોંચ્યો. જ્યમ હું ત્યમ તે મ્હારી પ્યારી મોરદાર અમો બન્ને એક બીજાંને જોતાંજ ભેટી પડ્યાં. અમારી મોહબત એટલી સાબુત ને ઇજત ને વફાદારીથી બ્હાઝેલી હતી કે એ પ્રમાણે એક પખવાડયુ હું તે મોરદાર સાથ ને એક પખવાડયું મ્હારાં માદર પદર ને વેપારવનજ સાથ ગુજારતો ને બેહદ ચૈનચમનમાં ખુશ ખુશ રેહતો હતો.

"રંગ મોહબત મધરાત મીલે તબ દીનકો નેહ કીયો ન કીયો,
જબ માશુક મોરદાર મીલે તબ ઓરકો દીલ દીયો ન દીયો,
જો મીત્ર દેખ દીલ કરાર મીલે તબ ઓરકો શલામ કીયો ન કીયો,
જાઈ હીરદે હૈશાન ફુલે વોઈ હીરદે શરાબ પીયો ના પીયો."

"એ રવૈયો પડ્યો ચાલ્યો જતો હતો. મ્હારી મોરદાર મ્હારી ગેરહાજરી-માં મ્હારી તારીફના બેત બનાવી વાંસલી લઈ ગાતી અને પોતાની બાંદી-ઓને તે ગાયન ગાવામાં સામીલ કરતી હતી. આ બાંદીઓમાં એક જાલીજા નામની હતી, તે અમારી મોહબતની અદેખી થઇને એક દીવસ જ્યારે મ્હારી મોરદાર મ્હારી વખાણ ગાતી હતી; તે સાથ તેની ખાસ બાંદીઓ પણ હલક ને અવાજ મેલવી ગાતી હતી, પણ ગાતાં ગાતાં મ્હારી વફાદારી ને મોહબતની બેહદ ખુબી ને મારી તારીફ આવી કે જાલીજાએ વાંસલી ફેંકી દીધો. મ્હારી મોરદારે ઘણું સમજાવ્યું પણ તેણે તે હાથમાં ધરી નહીં. મ્હારી મોરદારે ઘણોજ ગુસ્સો કર્યો કે વાંસલી ફેંકી દેવાનો શબબ શો? ત્યારે તે બોલી "એ તારીફ લાયક મ્હારો મરદ નથી. તે કાંઈ વફાદાર ને રાસ્ત ચાલતો નથી. હાલીચાલબ પોતે ઘણો ખુબસુરત ને પરીજાદો છે તેથી બાઇ તમો બેશક વફાદાર મોહબત રાખોછો પણ તેની મોહબત કે

દીલ કે કોઇ પણ કીસમનો પ્યાર તમારા દીલની આશ્નાઇ બરાબર નથી. હું બેશક રાસ્ત કહુછું. બનશે તો કોઇ વખત એ પુરવાર કરીશ." જાલીજાએ ઝેરી બી વાવ્યું તે દીવસથી મ્હારી મોરદારના દીલમાં વેર વસ્યું. હું તો મ્હારા રાબેતા પ્રમાણે આવતો જતો હતો. હું તો બસ તેના દીલ ને મોહબત ને વફાદારી ઉપર મુસ્તાક હતો; તેથી જ્યારે મ્હારે મુકામ જતો ત્યારે મ્હારાં માદર પદર સાથ મોહબતથી રેહતો હતો ને મ્હારા વેપારમાં મશગુલ થતો હતો. તે ઉપલી જાલીજાની વાત પછે જ્યારે જઈ મળ્યો તે વખત મ્હારી મોરદારે મને મોહબત નવાજી ને હોરમત પણ તેટલીજ દીધી પણ તેના ચેહરા ઉપર ઘેરો આવેલો દેખાતો હતો. મેં જાણ્યું કે મ્હારી જુદાઇથી આ રંગ થયો હશે, પણ મને તે હલકી બાંદીની અદેખાઈ કે તેના શખુને પડેલી ઝેરી વાવણીનો કસો ખ્યાલ ઉપજ્યો નહી.

"બાત કીયે કોનસી હમને ન માની આપકી ?
કમ હુઈ હે મ્હેરમાં કયું મ્હેરબાની આપકી ?"

"વળી મ્હારા રાબેતા પ્રમાણે મ્હારી ચંદ્રમા મોરદારથી જુદો પડી દાઈ સાથ અસલ પ્રમાણે આંખે રૂમાલ બંધાઈ તેના મ્હેલથી બાહેર નીસર્યો. મ્હારે મુકામ ગયો. વળી મ્હારો રાબેતા માફક મ્હારી માશુકને ત્યાં જવાનો દીવસ આવ્યો. હું તૈયાર થઈ દાઇની રાહ જોવુંછું તેટલાં એક દલાલ પાસ એક દાબરો જોયો જે તમામ ગોહોર જડેલો ને મોતીની કીનાર લાગેલો ઘણોજ બેમીશાલ, તે હજાર અશરફીએ વેચવા માંગતો હતો. મ્હારા ગુલામ પાસ તેને બોલાવી પુછયું 'એ કોણનો છે?' તે બોલ્યો "એક જુવાન બગદાદણનો છે તે પેલી ત્યાં ઉભીછે." મેં ત્યાં જોયું તો તે ઘણીજ ખુબસુરત, જવાન ને તેવોજ ઉમદા પોશાગ પેહેરી ઘણીજ નાઝ નખરાંબાજ ઉભીછે.

"ચાંદસા મુખરા દેખાકર અશ્કબારી દે ગયે,
લે ગયે શબરો કરાર ઔર બેકરારી દે ગયે."

"મેં પેલી જવાનને મ્હારી સાથ મ્હોડે મ્હોડું વાત કરવા આવવાને કહ્યું. પેલી જવાન મને સાંભળી પેલા દલાલના દસ્તમાંથી દાબરો લઈ તેનો દલાલીનો હક અદા કરી પછે મ્હારી આગલ આવી. મેં તે જવાન ઓરતને પુછયું "બાઈ એ દાબરો તમારો છે? તેમ હોય તો તમો મહેરબાન થઇ મને જે મુળ હોય તે લઈ આપો. એની શોભતી જગા કયાં છે તે હું જાણુછું." તે બોલી "હાલીચાલબ તને પસંદ હોય તો તું આ મુખે લે. તારોજ એ સમજ. મને તારી પાસે એની કસી કીંમત જોઇતી નથી." મેં કહ્યું "એમ કંઇ મ્હારેથી લેવાય?" તે બોલી "હાલીચાલબ જેવા

ખુબસુરત અહેરાના શોદાગરજાદા જેવા મારા ખાસ આશનાવને તો એ જેવા દસ દાબરા ભેટ આપું તો થોડા." હું તો તાજુબ થઇ રહ્યો. ફરી તે જવાન ઓરત બોલી "હાલીઆલબ હું ત્હારી દુકાન ઉપર ઘણા ફેરા ખાઈ ગઇ પણ તેં મ્હારી કસી ખબર પુછી નહી. હું તો ત્હારી ખુબસુરતી ઉપર આશક પડીછું અને ત્હારી મોહબતની શીકાર થઈછું. દીનરાત ત્હારી માહતાબ પેશાની મ્હારાં દીલ ઉપર વધારે ને વધારે કાબુ મેલવેછે. પ્યારા, આ દાબરાની તું મ્હારી એટલી ભેટ કબુલ કર કે હું મ્હારાં તનમનથી ખુશ થઇશ. મ્હારી એટલી મોહબત શોગાત તું મજુર રાખ્યાથી તેં મને તમામ જેહાન નવાજી એમ હું સમજીશ." મેં તે જુવાનને કહ્યું "ત્હારી એટલી આજેજી છે તો મેં આ દાબરાની શોગાત કબુલ રાખી. પણ શાહેબજાદી તું એના બદલામાં જે કાંઈ કીંમત હોય તે મ્હારી પાસથી લે." તે બોલી "એના અવેજમાં હું કાંઈ જરઝવેર કે અશરફી લેનાર નહી. હું તો ત્હારી ઉપર આશક છું. તું મને નહી ચાહશે પણ હું તો તુંને મ્હારી સારી જીંદગી તલગ ચાહીશ. ત્હારી ઉપર મોહબત રાખુછું તે મોહબતથી એક ઉમેદની હોંશ ધરાવુંછું. તે મ્હારી ઉમેદ બર લાવે તો હું સમજીશ કે તેં મને ખાલીકનો સઘલો ખજાણો નવાજ્યો. તે મ્હારી મુરાદ માત્ર તું મને ત્હારા રૂખશારા ઉપર એક બોશો આપ કે તે ત્હારી ભેટ મને હમેશ યાદ રેહશે અને આ દાબડા તું લે કે એથી મ્હારી મોહબતની યાદગારી ત્હારા જીગરમાં હમેશાં તાજી રેહેશે." મેં કહ્યું "એમ કાંઈ બનનાર નથી. ત્હારી આ વાત હું કબુલ નહી રાખતો. જોઇયે તો કીંમત લે ને દાબડા મેલી જા. જોઇયે તો ત્હારો દાબરો પાછો લઇજા." તે બોલી "આ પરીજાદા ત્હારી મોહબતની મારેલી હું મોતતલગ પ્હોંચ્યા જેટલી બેકરાર થઇ પડીછું. ત્હારી ઉપર મ્હારો જાન બરબાદ કરીશ. અરે મ્હારો જાન જતી વખતે પણ તું શું એક બોશો આપવાને શખ્ત દીલ થાયછે? એ દાબરો વેચવા તો લાવીતીજ નહી, ફક્ત ત્હારૂં દીલ ખેંચવા ને તને મલવા માટેજ એ લાવી હતી કે તું એ પસંદ કરે તો તને તે નજરાણું દઇ એક બુસ્શો લઇ હું મ્હારા મુકામ ઉપર ખુશાલ જીગર પાછી ફરૂં. ઓ જાન કરતાં પ્યારા હાલીઆલબ મ્હારો એટલો શખુન માણ અને એક બુસ્શો આપી આ મ્હારી અન્મોલ ચીજ તેથી વેચાતી લે. ત્હારી મોહબતની મારેલી જે પોતાનો જીવ આપવાની અણી ઉપર આવી લાગીછે તેનો જાન બચાવ." તેના આ અમૃત બોલોથી મ્હારી કમબખ્તી લાગી કે હું ઠગાયો. તેની આજેજી, વળી તેની બેહદ કાકલુદી સાંભળ્યાથી મ્હારા મનમાં દયા ઉપજી. હું બુસ્શો આપવાને કબુલ થયો. મેં ભોલાએ પેલીની ઠગાઈને

કપટ જાણ્યું નહી. મેં તે મોહબતની મારેલીના મોહનો નીકાબ પણ ઉઠાવી જોયું નહી કે તે કોણ છે? મેં ઈશારત કરી તેને મ્હારી દુકાન ઉપર બોલાવી. એક અંધારા ખુણામાં હું જઈ ઉભો ને મેં મ્હારા રૂખશારા તેને આપ્યા. તે ઓરતે મને બુશ્શો લેવા ઠેકાણે મ્હારા રૂખશારાને પોતાના મોહમાં દાંત વચ્ચે ધરી મને એવો તો કરડયો કે તેથી હું મ્હારા હોશ ભુલ્યો ને બુમાબુમ પાડવા લાગ્યો. આ મ્હોરથી તે ઓરત ગભરાઈ ગઈ તેથી પેલો દાબરો મ્હારા હાથમાં પડતો મેલી નાઠી. નીકર તે દાબરો પણ સાથ લઈ ગઈ હતે. મ્હારા રૂખશારા એવા તો જબરા કરડેલા કે તેના સઘલા દાંત તેમાં પેસી ગયલા ને નવધાર લોહી વેહતા થયલા તેથી મ્હારો ચ્હેરો બદશીકલ થયો. મેં માહ મુશકેલીએ તે વેહતું લોહી બંધ કર્યું પણ તેને આવેલો સોજો કે દાંતના દાગ કયમ કાઢી શકું? આ સબબે દીલગીર થયલો મ્હારી ગાદી ઉપર આવી બેઠો ને પેલી દાયા આવી. હું પોતે ઘણોજ હાલહાવાલ ને બેચેન થયલો હતો તે જોઈ દાઈ અજાએબ થઇ અને મ્હારા રૂખશારના જખમો માટે પુછવા લાગી. મેં જુઠી વાત લગાવી, "ખીલોરી શીશાઓ ઉપર તુટી પડયાથી તે ભાંગી જઈ તેના જખમ થયાછે!" આ બહાનું મ્હારી મોરદારને પણ કેહવાને ગોઠવી રાખેલું, પણ પેલી દાબરાવાળી ને ગાલ કરડનારી જવાન તો પેલી બદ અદેખી જાલીજા પોતે, તે મ્હારી મોરદારને આગલથી સઘળા મામલાએ વાકેફ કરી ચુકેલી; તે મને એ રવેશના અવતારે જોતાં મને ખરો ગુનેહગાર જાણી હજી તો તે સામે મ્હારૂં કદમ મેલુશું તેટલાંજ પેહલાં મને એક કાલા અબલીશ જેવા ગુલામને સ્વાધીન કર્યો. પછે તેણે પુછયું "હાલીચાલબ આ શો ત્હારો હેવાલ ને આ ત્હારા રોખશારા ઉપર જખમ શા કારણ?" મેં મ્હારી આગલી જુગ્તી લગાવી કે "ખીલોરી શીશાઓ ઉપર પડયાથી તે થયાછે!" ફરી પુછયું ત્હારા દસ્તમાં દાબરો કયાંથી?" હું બોલ્યો "એ ગોહરજડીત દાબરો મેં હજાર અશરફીએ ખરીદ કર્યોછે." મારી મોરદાર બોલી "તું જુઠો છે. તું કહેછે તે ઠાને પણ વધુ મુળ આપી ખરીડયોછે. તેં એ દાબરો ત્હારા રૂખશારા આપી વેચાતો લીધોછે. અરે તું કેટલો જુઠો ને બેવફા છે. તેં ત્હારે હાથે મ્હારી ત્હારી ઉપરની મેહેરબાની ને મોહબત વગર ખ્યાલે વેચી નાખી. એ ત્હારાં પાપી કરતુક આખરે તું પોતેજ ભોગવશે." પોતાના વડા ગુલામ મારીજેનને તે કેહવાલાગી "શીતાબ એનું સર તનથી જુદું કરી નાખ!" મારીજેને તો તલવાર મ્યાન બાહેર કાઢી કે મ્હારૂં સર એક પલકમાં ઉડારી નાખે! પણ પેલી દાયા વચ્ચે પડી. પેલી ગુસ્સે થયલી મોરદારના પગ ઉપર સર મેલી તે માહ આજીજી કરતી પડી "ઓ માહતાબ

મીશાલની માફેક તું આ ખુન ના કરાવ. જે કામ કરાવ્યા પછે તું સારી જીંદગાની તલગ પસ્તાવા ને તોબામાં હાયદાય કરવી પડશે માટે તું એ તકશીર મને નવાજ." તે સાંભળી ફરી તેણે હોકમ કર્યો "ત્યારે મારીજેન એને લાકડીનો માર માર!" તે વડા ગુલામે તે હોકમ શીતાબ બજાવ્યો. એક ગમથી મ્હારી ઉપર લાકડીનો માર ચાલે ને બીજી ગમથી તે મોરઘાર મ્હારી બેવફાઈનો આ બેત જોડી ગાયઃ—

"ત્હારી બેવફાઈ થઇ જાહેર એ પલીદ,
અફશોશ છે ત્હારો ચેહેરો માહતાબ શરીદ.
જ્યાં કરતો હોય પ્યાર ત્યાં જા હાંથી નીકલી,
બેદલ બેવફાએ બુરી સંગ શોખી કરી.
બેહોરમત થા દુર મુજ દીદાથી શીતાબ,
દગાબાજ છે માબ મીશાલ ભટકતો બેતાબ.
ઠગાઈ ત્હારી તને દેશે શબક શોબ તા સબ,
બુરાઈ તેં કરીછે તો પામજે પુરો ગજબ."

"જેરબંદ મારનું દરદ આ બેતની જાલમી આગલ કસું લાગતું નહી. લાકડીના જેરબંદ મારથી અંતે હું બેહોશ થયો. જ્યારે હોશમાં આવ્યો ત્યારે મેં પોતાને મ્હારા પદર માદર પાસ મ્હારા મુકામમાં બીછાણા ઉપર બીમાર પડેલો જોયો. ત્યાં મ્હારા દોસ્ત આશ્ના બેશ બેશીઓ મ્હારી આસપાસ બેઠાછે. હકીમો દવાદારૂ બનાવેછે. આ બીમારીમાંથી હું માહ મુશકેલ જેહેમતે આરામ પામ્યો. હજી પણ મ્હારી ઉપર પડેલા મારના જખમો રૂજ વલવાના બાકી હતા. માનમાન હું સેજ ઉઠ બેસ કરતો થયો ત્યારે મારો પદર બોલ્યો કે "તેં જીનની કે પલીદની જનમેલી સાથ શાદી કરીછે કે આ પ્રમાણે વૈરથી ત્હારી ઉપર માર મરાવ્યો? અરે તું બેહોશ મ્હારા ઓટલા ઉપર પડેલો જણાયો તો જ્યાં છે ત્યાં તેણે આ મરદુમ આજારીનું કામ કરી હાાં ગુલામો પાસ મોકલાવી નખાવ્યો જણાયછે." મેં કહ્યું "મ્હારીજ તકશીર છે. મ્હારી બાનું મને તન મનથી ચાહેછે, તેને જ્યારે કાંઈ કપટથી એવી વાત જણાય કે હું બેવફા છું, મોહબતમાં દામાડોલ છું, તો પછે તેના ગુસ્સાની હદ રહે નહી. તેણે મને ચાહ્યો તેમ મ તે સાથ વફાદાર રેહવામાં ગફલતી કરી અને હું જુઠું બોલી તકશીરવાર થયોછું. કદી મ્હારો જાન જાય તો પરવા નથી પણ હું તેને મ્હારા જાન કરતાં જાદા ચાહુછું. જો કે તે આ રઈસની ગુસ્સાબાજીથી નીદંય થઈછે તોપણ મ્હારો તો જેવો ચાહ હતો તેવોજ હાલ પણ છે. મ્હારી મોહબત તે

ઉપર બેહદ દોડેછે. અરે હું ચાહુંછ કે એક મરતબે તે મ્હારી માહતાબ સાથ મલું ને માફી માંગું ને દીલદાર નહી તો તેનો ગુલામ થઇ તે પાસ મ્હારી બાકીની જીંદગાની તાબેદારીમાં ગુજારૂં."

"દેલ મેરા તેરે લીયે ચરખ બના ફીરતા હએ
જૈસા કાબ્રકે લીયે કેબલેનુમા ફીરતા હએ."

"અરે તે આશ્નાવ કે જે વગર મ્હારી જીંદગાની મને હરામ છે, તે અગર નહી મળશે તો પછે હજાર તરેહના ગંજ ખજાના ને એસ આરામથી મને કયાં આરામ થનારછે?"

"તેરે ફેરાકમે કયું કર ઇએ દર્દનાક જીએ?
મરે તો મર નહી સકતા, જીએ તો ખાક જીએ!"

"મ્હારા પદરે ગુસ્સાથી કહ્યું "તું ઇનિશાન નથી. તું બેઅકલ છે. અરે બેટા તું મ્હારી આલઓલાદ ને ખાનદાન તરફ નેથા કર ને તેનો દરજ્જો સમજ કે તે જેહાનના સર્વેથી બુલંદ ને આબાદ શ્રી બગદાદમાં શોદાગરોની સરદારી કરનારૂં છે, અને તમામ એતેકાદવાળાઓના વાળી ખાલીફ હારૂન-અલ-રશીદના શાહ્યા હેથલ કરાર પકડનારૂં છે. છેક બેફામ કેમ થયોછે કે આજના જમાનામાં શ્રી બગદાદ જેવું શેહેર કયાંહાં છે? તેમ તું જેવા ખુબસુરત શોદાગરજાદાની કયાંહાં જોડ છે? ત્હારૂં શાદી લખત મને દેખાડ કે કેવું કરવામાં આવ્યુંછે? મને વેહેમ આવેછે કે તે બાનુના દીલમાં કપટ હશે તેથીજ તેણે પોતાનું નામ નીશાન આજલગી તને જાહેર કર્યું નથી! મોટી બેજાલત તેં તને પોતાને ને ત્હારાં ખાનદાનને પોંહોંચાડી છે કે એક બેવકુફ મીશાલે કોઈ ખુની ઓરતના પંઝામાં ફસ્યો ને કદખુદાઇ કરીને તેના ગુલામ કરતાં નફેતર થયો, અને વળી પણ આ રવેશાની શજા પામીને તેજ ઓરત ઉપર જાન ને તન ફીદા કરવાનો હોશ જાહેર કરેછે? અરે શો ગજબ કે તું જેવા શ્રી બગદાદના અવલ શોદાગરના માહતાબ શાનીના બેટાને કોઈ લાયક ને ચંદ્રમાહ શીકલની બાનું મલતી નથી કે ખુની જાદુગર જેવીના જીગરનો લુમકો થયોછે? ઓ જવાન ખુદા વાસ્તે એ નાપાક ખ્યાલ દુર રાખ." મ્હારા પેદરે મને એવી રીતે મ્હારી બાનુના બાબમાં કહ્યું કે તે બાનુ નહી મેં મેલવી પણ કોઇ ઝેરી પાણી પાયલી કાતેલાજ મેં મ્હારાં જીગરમાં ઓસી! મ્હારા પેદરે વળી કહ્યું કે "જ્યારે હું નામદારોના નામદાર જેહાનના ચલાવનાર ખાલીફ જનાબ જઇશ ત્યારે આ આફતનો કીસ્સો કહીશ. તે ઇમાનદારોનો વાલી કંઇપણ કોશેશ કરીને તે ખુનખાર બલાને પોતાના ફાંદામાં લાવી તેને શુલી ઉપર લટકાવશે!"

"આલસે ખ્યાલ, ખરાંસે ખીરાંધ અગોચર નારસે ના હરિયે;
હારસુ લાજ, આગસુ વેર, અજાણસે નીરમે ના ધસિયે.
લોંડીકુ લાત, ગોલામકુ ડોંસા, નાદાનકુ નીતી-શીંખ ના કહિયે;
બૈલકુ નાક, ઘોડકુ લગામ, હાથીકુ આંકોસ સીધા કસિયે;
કહે કવી ગંગ સુન શાહ અકબ્બર, કુરસે દુર સદાય બસિયે."

"આ રીતે મ્હારો પેદર બહુ ગુસ્સે થઈ બોલ્યો. હું એક તો તાજો બીમાર, હજી હકીમોનાં કડવાં અરક ને દવાઇનાં પ્યાલાં પીવાનાં જારીજ, તેથી બેહદ કંટાલેલો ઘણોજ ધુંજ્યો. મ્હારા પદરની તુંદી મને બેહદ લાગી. મેં મ્હારાં મનમાં એક બાજુ મ્હારી જાન મીશાલની મોરદાર ને બીજી બાજુ મ્હારાં તન મીશાલના પદર ઉભાં કર્યાં. તે બન્નેને મેં મ્હારા મગજમાં ખુબ ટીકી ટીકી જોયાં તેમાં મ્હારી મોહબત મ્હારી મોરદાર ઉપર જાદા ને મ્હારા પદર ઉપર ઘણીજ કમ ઉપજી. હું દવાદારૂ ને દરદથી તદન બેધ્યાન થયલો તેથી તર્ત ઉશકેરાયો. મેં કોઇના દીલાશા ને ધીરજના શબ્દો ઉપર કશું ધક આપ્યું નહી. મેં તે ઉશકેરણીમાં અવલ તો મ્હારી તમામ જેહાન કરતાં વાહલી માદરને મ્હારી પાસથી હાંકી કાઢી. ઘરના તમામ નોકર નફરો કે ગુલામ ઉપર બુમ બરાડા ને ગુસ્સાના તુફાન વરસાવા લાગો. ખાણી પીણીને તદન બેશવાદ ને ખરાબ છે કહી બારેવાટ કરી ફેંક ઉડાર કરવા લાગ્યો. પકાવનારા બબરચીઓને ગાલબેલ દેવાની તો હદજ રહી નહી! આ મ્હારી નબલી હાલતમાં હું તમામ જનથી કંટાલેલો ને ફટાઉ થઇ ગયલો તેવામાં એક હમારા ખાનદાનની ખીદમતમાં બુઢો ખખ થયલો તે ઘણાજ અશરાફ ખીદમતગારે મને અરજ કરી "મ્હારા જવાન શાહેબ તમો કશું ખાણું લેશો?" આ તેનું બોલવું ને મ્હારા મગજમાં અબલીશ ભરાયો. એક તોપ ફુટા જેવી બુમ મારી કે 'ચુપ' પછે ઉઠી મેં દોડી જઈ તમામ જાતનું ખાણું ફેંકી દીધું. વાસણો ભાંગી નાખ્યાં. નોકરો નફરો જે સામણ બચાવા આવ્યા તેઓને ઉંચકી ફેંકી જખમી કર્યા! જબરાઓને લાકડીનો માર મારવા લાગો ને કેહેવા લાગો "બુઢા ત્હારા સવાલના જવાબમાં કેવી મજા ને બદલો મળ્યો!" મ્હારી વાહલી માદર મ્હારા મગજની હાલત નબલી જોતાં નોકર નફરોને મુકાવવા વચ્ચે આવી તે બચારી ઉપર મેં મુકીનો માર વરસાવ્યો. મ્હારો પદર આ આફત સાંભલતાં દોડી આવ્યો તો તે ઉપર પણ હું બેમરૂવત થઈ ધસ્યો! મ્હારા પદરે જ્યારે જોયું કે હું બેફ્રામ ને દીવાનોજ થયો છું અને કોઇને ખાતરમાં લાવતો નથી તેથી તેણે શીતાબ પોતાના સઘલા ગુલામ ને નોકર નફરોને હોકમ કર્યો કે મને પકડી લઈ મ્હારા તન ઉપર

જંજીર નાખે. આ હોકમ ઘણીજ દીલગીરીથી મ્હારા નોકરો અમલમાં લાવ્યા અને મને બાંધી લાઇલાજ કર્યો! તે વખતે હું બેહોશ થયો. જ્યારે હોશમાં આવ્યો ત્યારે જ્યાં હાલ દરવીશ શાહેબ તમો પોતે મને જોવોછો ત્યાં મેં પોતાને આ અફશોશભરેલાં મુકામમાં જોયો. મ્હારા સાંભલવામાં સારી સત્તાથી આવ્યું છે કે હ્યાં મને લાવી દીવાનાઓના મકાનમાં પુરવાનો હોકમ મોટા વજીર જ્યાફરે આપ્યોછે.

"ચુક જાત દાની દાનહુસે, ચુક જાત કરબાની કરબાનહુસે.
ચુક જાત ઘોડેકો ચઢેયાં, ચુક જાત વેદપુરાનકો પેઢેયાં.
ચુક જાત રોજગારકો બેપારી, ચુક જાત લીખો લેખધારી.
બૈતાલ કહે સુન છત્રધારી, એક ચુકયો નહી ચુગલહારી."

"ઘણા મહીના થયા હું આ શરમીંદગી ભરેલી જગ્યામાં પડી રેહેયો છું. મને હેલાયડી ને ખુલી જગામાં કોઈ રાખતું નથી, કે તાંહાં હું મારાં દીલને તદબીરથી સમજાવું. મારી પ્યારી મોરદારને કંઇ બદ રાખુન બોલું નહી. બસ તે માશુકનેજ મારી આખી જીંદગી તલગ ચાહી અંદેશામાં રેહું. આ માનભરેલા દુરવેશ આ હોનારતે મને મારા એશ કબીલાથી વીશારો મેળ્યો છે. પણ પેલા મોટા વજીરે તો મારી ખબર લેવા લાજમ છે કે જેના ખાસ હોકમથી હું આ બંદીખાને આવી પડયો છું? તેણે મારા બાપને ભલામણ કરવી સજાવાર છે કે તાહરા બેટાને પાછો વેપાર સોંફ કેમકે તે ચલાવી શકે એવી તંદરોસત ને સ્યાણ શલુખવાલી હાલતમાં છે.

"ઓ મારા બુજોરગ દરવીશ મારો હેવાલ મેં તમારી આગલ કેહી સંભલાવ્યો. મારો તમામ એતેકાદ કોરાન ઉપર છે કે જે પાક કેતાબ તમો મારા હાથમાં જોવોછે. મારી ઉમેદ એક એજ છે કે કોઇ વખતે આપણી ઉપર હકુમતનો ચલાવનારો મોટો ખાલીફ પોતે આ જગાની મુલાકાત લે અને મારા હેવાલથી વાકેફ થાય, એ દુવા હું અલ્લા પાસ હરરોજ સો દફે માગુછું પણ અફશોશ, કમનશીબની દુવા હજી તલગ તે અલ્લાતાલાને કબુલ નથી."

ખાલીફે તે જવાનને દીલાશો દીધો કે "તું ત્હરી દુવા તે કેરતાર પાસ હરદમ ચાહવી ચાલુજ રાખજે. કોઇ શાયતની દુવા મંજુર થઇ તે શાહેબ તારી દાદ લેશે ને ખાલીફ હારૂન-અલ-રસીદ તાહરી મુરાદ મુઆફેક ફલશે." આ કેહી ખાલીફ પોતાના સાથીઓ સાથ તાંહાંથી પોતાના મેહેલમાં આવ્યો. તે બોલ્યો કે "અજબ આ જવાનની હકીકત છે." તે પોતાના સંગાથીઓને કેહવા લાગો કે "જે હકીકત આપણે સાંભલી તે ઉપર તમારી શું શલાહ છે! એ હેવાલ ઉપર તમો શું વીચાર દોડાવો છો?" જાફર

કેહવા લાગો કે "શાહેબ એ શોદાગરબચાની વાતથી હું બેખબર છું. મને તેની કસી ખીના ખબર નથી. એ જે રવેશ મને બદનામ કરેછે તે ઉપરથી મને એ ખીઆલ આવેછે કે એ જવાન કોઈ જુઠી ભટાઈ કરનારો છે. ખાબ જોયાથી એ ગુમાનમાં એ પડયો હોય એવો હેવાલ જણાયછે. અથવા તો પોતે પોતાને કોઇ તાજુબીઅત વીગત ભરેલો જણાવવાને એ ગપ મારીને મગરૂર થતો હોય એમ દીસેછે." ખાલીફ બોલ્યો "તે જવાનની વાતમાં મને રાસતી માલમ પડેછે. વાસ્તે હું કેહુછું કે તું એ વાતનો અંદેશો કરી કાલરોજે મને કેહજે કે એ રાસ્ત કે ગલત છે."

બીજે દીને જાફર ખાલીફની જનાબમાં આવી કેહવાલાગો "મને એ જવાન શોદાગરબચાની હકીકતમાં દરયાફ કરતાં એની વાત વીશ્વાસ લાયક જણાયછે. હાલીચાલબની બોલવાની છટા ને તેના મુખની ગંભીરાઈ સાથે તેના જીગરની દોલગીરી ઉપર મેં ખુબ દરયાફત કીધો ત્યારે મને તે જવાન તેના હેવાલમાં રાસ્ત જણાયછે. જે શખસના દીલમાં જુઠાઈ કે બનાવત હોય તેની વાતમાં તો આસમાન જમીનનો ફરક પડતો જાય. પણ તેનો માજરો જોવાને ફકત આ એકજ સુતરો રસતો છે કે તે જવા-નને તમો નામદારે પોતાની જનાબમાં બોલાવવો અને તેના હેવાલનું બયાન કરવાને હોકમ ફરમાવવો. તે પોતાનો હેવાલ જે બયાન કરે તે જો આપ-ણને પેહેલાં જણાવ્યા મુઆફક હોય તો બેશક તેનો હેવાલ રાસ્ત ઉતરશે. પછે તેના હેવાલનો આપણે ચોકસ ચારો કરશું." ખાલીફને પોતાના દાનાવ વજીર જેઆફરની સલાહ પસંદ પડી. તેણે હાલીચાલબને પોતાની હજુર બોલાવી મંગાવ્યો. જેવારે તે જવાને આવી સર જમીન ઉપર મેલી ખાલીફને સલામ બજાવી તેવારે તે મુશલમીન આલમનો વડો તે જવાન શોદાગરજાદાને પુછવા લાગો કે "ઓ હાલીચાલબ મેં સાંભળ્યુંછે કે કોઇ અજાયબ વાતથી તુને દીવાનાઓના મુકામમાં લેઇ જઇ કેદ કીધો છે. તું તારા દીલથી પુરતો ઈતબાર રાખજે. મને રાસત ઈનસાફથી મારી રઈ-યતની આબાદી કરવાની ખાયશ છે. તારી ગમે એવી ખીનાથી મને વાકેફ કર્યાથી તું મારેથી રાસત ઈનશાફ ને તે સાથે દરજ્જો પામશે." હાલીચાલબે ખાલીફના સખુન સાંભલી અંદેશો કીધો કે પેલા ભલા દુરવીશે મારી દાદ ખાલીફ હજુર પોંહોંચાડીછે ખરી. તેથી પોતાનો તમામ હેવાલ અવલથી આખર તુલીક જેમ દેવાનાઓના મકાનમાં બયાન કીધોહતો તેમ કહી દીધો.

તે જવાન શોદાગરજાદાના અસલને મલતાં તુલાતવીલ બયાનથી વજીર જેઆફરની ખાતરી થઇ. તેણે પોતાનો દસ્ત લબમાં પકડયો. ખાલીફ

તાજુબ થયો કે મારાં અદલ રાજમાં આ શો જુલમ પડયો? એ જવાન રાસ્ત બોલેછે. એ ઉપર કોઈની ગોવાઈની કસી જરૂર નથી. વજીરે અંદેશો કીધો કે એની ઘણી પ્યારી પણ ઘાટકી ને કપટી દુસમનને સોધી કાઢી તે બુરી જબુન ઓરતને ઇનશાફ હજુર હાજર કરવી જોઇયે. જાફરે એ વાત મન ઉપર લીધી. તે ઓરત કોણ? એ તલાશ તેણે જારી કરવાનો ખુબ પકો ઠરાવ કસ્યો. તે દાનાવ વજીરે અંદેશો કસ્યો કે અગર જો બગદાદના તમામ કાજીઓને બોલાવી તજવીજ કરવા ચાહેછે તો તેનું કસું સેવત આવતું નથી. કાજીઓ એ કામ કરવાવાલા તકશીરમાં આવવાની દેહસતે કદી પણ પતો મેલવી દેવામાં મદદ કરનાર નથી. માટે હાલીચાલબને તેના બાપના ઘરમાં પાછો મોકલવો. તેને વેપારમાં મશગુલ કરવો. કદાચ તે મામલો જોવાથી જે બુઢી દાયા તેની પાસ આવતી તે તેની ખબર પુછવા આવે તો તે ઉપર છુપા જાશુસ મોકળ્યાથી તે સપડાય તો એ જવાનની વીગત મેલવવાનો કસો ઇલાજ મલે. જેવી તે બુઢીયાં તે જવાનને કસી ખબર પુછે કે મારા છુપા મોકલેલા જાસુસો તેને પકડી મારી હજુર લાવ્યાથી હું મારા હોધાની રૂવે જબરદસતીથી તે ઓરતનું નામ પુછી વાકેફ થાવું અને પછે ખાલીફ આગલ લાવી હાજર કરૂં. ખાલીફે જાફરનો અંદેશો ધ્યાણમાં લઇ હાલીચાલબના બાપને પોતાની હજુરમાં બોલાવ્યો. બાપ બેટાનું બેતાલે હાલતનું દરદ યાદ કરી ગમ ભરેલા નાશીપાયશીમાં ગરક ગયો હતો. પોતાનો બેટો દેવાનાઓના મકાનમાં હેજગારી ભોગવતો એ જાણી તેનું જીગર જલી રેહેતું હતું. તે ગમખાર બાપ પોતાના મોટા ખાલીફના હોકમને માન આપી તેની દરબારમાં આવ્યો અને તખતને જોતાંજ ખાલીફ ઉપર રાહ રસમ માફક તવાજો ને કુનસ બજાવા જાયછે તેવામાં તેની નજર તેના જવાન બેટા ઉપર પડી કે તે બેટો દબદબાથી ખાલીફની હજુર ઉભોછે. પોતાના પ્યારા બેટાને જોઇ તેના જીગરમાં ખુશાલી તેમજ અજાયબી ઉભાઈ ગઇ. ખુશાલી ઉપજી તે પોતાના બેટાને સારી હાલતમાં જોયાથી, પણ અજાયબી ઉપજી તે મબાદા મોટા ખાલીફની હજુર તેના બેટાએ તેની ફરીયાદ કરીછે કે શું? એ રીતે તે બુજોરગ શોદાગર ખ્યાલમાં હતો પણ ખાલીફે તો તેને મરતબા ને મોહબતથી પોતાની હજુર બુજોરગી આપી બેસાડયો. જાફરે તે બુજોરગ શોદાગરને તેનો બેટો સવાધીન કસ્યો કે, "આ બુજોરગ શોદાગર અશલ રાબેતા માફક હારા બેટાને ફરી વેપાર વનજમાં નાખ ને દુકાન કાઢી બેસાડ." તે શોદાગરે તે હોકમને સર ઉપર ચડાવી અવલ પોતાના એકપુરા ફરજંદને બગલમાં લઇ મોટા પ્યારથી તે ઉપર પેદરનો ચાહ નવાજ્યો. તે શોદાગર પોતાના બેટાના

હેવાલથી વાકેફ થતાંજ તેને અશલ રશેતા પ્રમાણે દુકાન ગોઠવી વેપારમાં મશગુલ કરવા ખાલીફની રજા લેઇ તે દરબારથી ઉઠી ચાલ્યો.

જતી વખતે ખાલીફે તે બુજોરગ શોદાગર ને તેના બેટાને શરેપાવ નવાજ્યો અને મોહબતથી રૂખસત કીધા. તે ખુશાલીમાંજ બાપે પોતાના બેટાને તેની અશલ દુકાન ઉપર લાવી બેસાડયો. પેદર તરત ત્યાંહાં નામીચી બેકીમતી વેપારી જનસોનો જમાવ કરવા ને રચના રચવા લાગો. ખુબ ખુશાલી ને આરાસતાગીરીમાં તે શોદાગરજાદો ફરી પોતાની આગલી દુકાને ડસ્યો. તેણે આગલી પોતાની નાલાયકી ને નાફરમાની માટે પોતાનાં માબાપ પાસ માફી ચાહી. તે એવી તો સરસ તાબેદારી ને ખેદમત બજાવતો ચાલ્યો કે તેની નેકી ને સાલિસી તથા દુકાનદારી કરવાવાલી ભલમનશાઇથી તે પોતાના ટોલાની મોહબત ફરીને મેલવી કુટુંબ કબીલા ને નોકર નફરમાં ઘણોજ પ્યારો થઇ પડયો. તે જવાન હજી પોતાની ઓરતને અશલ માફક મોબત ને ફીદાગીથી ચાહતો હતો અને હરદમ તે ઉપર જીગર ખુર-બાન કરી તેની યાદમાં બેસતો હતો. જો કે તે પરીજાદ ઓરતથી પોતે વફાદારી ને દોસતીમાં ખલલ જોઇ તોપણ તેની મોહબત ને જુદાઇ યાદ કરી હરવખત પોતાના દીલથી ઉદાસ ને ગમખાર રેહતો હતો.

પેલી પરીજાદ મારોય કે જે હાલીચાલબ સાથ શાદી કરી મોહ-બત ને ખુરબાનીમાં ચકચુર હતી તે ઓરતનો ગુસ્સો નરમ પડયો ત્યારે તેણે પોતાના જુલમગાર કામ માટે બહુ પશેમાની ખેંચી. તેણે પોતાના નાલાયક બેવફા જુસ્સા ઉપર અફશોશ કીધો. પોતાના આશક ઉપર મુશી-બત ગુજારી માટે તે ખુબશુરત દીલગીર થઇ. જો કે તે દીલગીર થઇ હતી તોપણ તેણે પોતાના આશકને તો ગુનેહગાર જાણ્યો હતો. ઇશકે તેના દીલની નીરાંતને પાયામાલ કરી નાખી. ઇશકે તેની શબુરીનો દરયાવ સુકવી નાખ્યો. ગમે એવી તદબીરથી તે દીલને સમજાવતી હતી પણ બીજાને અખત્યાર થયલું દીલ તેની સમજમાં નરમ પડતું નહી. તે તો બસ પોતાનો ચાહેલો આશકજ ચાહતું હતું. હરદમ તે દીલ તેના માલ-કને હરએક પાપણોની નોકે ઢુંડી વલતાં જ્યારે કાંઇજ પતો મેલવતું નહી ત્યારે પોતાની નરગેશના ઝલકતાં મોતી જેવાં થંડા આંસુથી પોતાની અગ્નીનો ઉંડેલો શોહેલો હોલવવાની તદબીર કરતું. તે તકદીર તે તદ-બીરને નીરાશીના સરસ મેદાનમાં રખડતી કરવામાં ફાવતી હતી. તે ઓરત સબર અખતેઆર કરી શકી નહી અને પેલી બુજોરગ વીશ્વાસુ દાયાને હ-જુર બોલાવી દીલગીર દીલના ખાલિશ ઉછલતા પ્યારથી કેહવા લાગી કે "ઓ

અતુર ને ઇલાજબાજ દાઇ તું મારા તે જવાન જીગર આશકને લેઇ આવ, યા નહી તો તેની ખબર લાવ કે મારા આશ્નાવ ઉપર શું હેવાલ ગુજર્યો છે! તે કેવી હાલતમાં ગીરફતાર છે? અરે તે મારી ઉતાવલથી મુશીબતને દસ્ત સપડાઇ કેવી તાસવીસમાં ટવલે છે?" તે સાંભલી દાઇ બોલી "અફશોશ ઓ નાજનીન તે જવાન ઉપર મારી બેસુમાર રેહેમ હોયાથી વખતે વખત હું તે જવાનની ખબર અંતર પુછી વાકેફ થતી હતી. હું વાકેફ થવા માટે ઘણી વખત તેના બાપના એવાનમાં છુપી દાખલ થઇ હતી. પણ એક દીન તેની પડોશણથી મને ખબર મલી "તે જવાનનો જાન બેહદ જોખમમાં આવ્યોછે. તે મોતના બીછાણા ઉપર પોતાનો છેલો દમ લેછે." પછે હું બે ત્રણ દીન રેહી જ્યારે તેની ખબર કાઢવા ગઇ તો અફશોશ તે જવાન આ જેહાનમાંજ નથી તેમ તેની નીશાન નાબુદ થઈ ગઇ." આ સાંભલતાં તે ખુબશુરતનો દમ ગુંગરાવા લાગો. તે બોલી "શુ મારા ખાવીંદનો જાન જોખમમાં આવ્યો ને મને ખબર પડી નહી? શું તેની નીશાન નીસતી થઈ અને હૂં જીવતી રહી? અરે મેં જેને મારા જાન કરતાં જાદા ચાહ્યો, તે નાબુદ થાય અને હું જીવતી રેહું? ના, તેની પાછલ મારો જાન તરતજ હું બરબાદ કરૂં. અરે મારા ખાવીંદ, તેં મ્હારે હાતે નાહક મોત મેલવયું. ઓ દાઈ તું ફરી એકવાર જા ને તે મ્હારા વ્હાલા ખાવીંદની ચોકસ ખબર લાવ, કે તે કેવી રીતે મુશીબતને પોંહોંચ્યોછે? શું હોનારત ગુજરી તે એકવાર તેની હું તમામ કેફીઅત બરાબર જાણી પછે આ નાપાક જાનનો છેડો લાવું." તે સાંભલી દાઇ અફશોશ ભરેલા જીગરે ગઈ, કે તે જવાનની ખબર લાવે. દાઈ ગયા પાછલ તે નવજવાન પરીજાદી બોલવા લાગી કે "ઓ આશના તેં મારેથી પ્યારના બદલામાં મોટી ખતા જોઇછે. હું તકસીરમંદ જીવુંછું અને તું કોણ જાણે કેવી મુશીબતે મુઓછે. મને ઉલત ને નાજમાં ઉધારી તેં મુશીબત ને હાંદેશામાં જીંદગીનો મહીમા છોડયો, એ જો અંત હોય તો પછે આ જાનને હજારો લેયાનત હોજો કે જાનીનો જાન લેનાર ખુની થઇને નાપાક તકશીરમાં ટકયોછે."

પેલી દાઈ ફરતી ફરતી એખ્યાલમાં ગરક હતી કે "હવે હું શું તદબીર કરૂં કે પરીજાદી બેઠી પોતાનો જાન જાલવે? અરે મને જો ચોકસ નાદરૂસત ખબર મલી તો પછે એ નાજનીન બેઠી પલક પણ જીવતી રેહનાર નથી. તેનો પ્યાર ઘણો હતો પણ આ પરીજાદી તો તેને ચાહવામાં દીવાની જેવી થઇછે અને પલક પણ તેની શીકલ ભુલતી નથી. અરે હું કોઈ ખુશ ખબર કે નીશાન પામું તો એ જોડું પાછું ખુબ થાય." એવા વીચારે

તે શોદાગર બજારમાં કજા એલાઇ જ્યાંહાં હાલીચાલબ પોતે અશલ માફક ગ્યાણશોકત ભરેલો થઈ આગસતા દુકાન ઉપર એક હાકમ મુઆફેક બેસી શોદો અપાવા કરતાં દીલના ભરમ ઉપર બેઆલમાં ગરક હતો તે ઉપર નજર પડી કે નાગણ માફક ચોંકી. તે દાઈ તરત દુકાનમાં દાખલ થઇ તો હાલીચાલબને ત્યાં એક ચીનાઇ ઉંચી કારીગરીવાલા સોફા ઉપર જુદાઇના ગમમાં ગીરફતાર તેમ મોહબતનો નીરાસ સરીઓ પડેલો જોયો. તે તેને હોશ્યારીમાં લાવી વાત કરવા જાય શું કે તેટલાં જેઆફર વજીરના જાસુસો તેને ઘેરી પકડી લઇને નામદાર વજીર હજુર ઉંચકી ગયા.

વજીર તે બુઢયાં દાઇને જોતાંજ તેને પોતાની પરીજાદી બેટી જી-રાયદાની દાઈ પીછાણી. પણ તે ભરમમાં બોલ્યો કે "ઓ નીમાના કોણની બેટ્રી ઉપર તેં મેહેરબાની વરસાવી તે ખુબસુરતને હાલીચાલબ ઉપર ન-વાજીછે? તેં તે શોદગરબચાના રાસ્ત ને વફાદાર દીલ સાથ કોણ જુલ-મગારનું દીલ સાંધ્યુંછે? કોણની શાદી કરીછે તે મને કેહ." નીમાના દેહસતથી ધ્રુજવાલાગી. પણ તરતજ હોકમ થયાથી તે રાસ્ત બોલી કે "નામદાર શા-હજાદા જે બાનુની તાબેદારીમાં હું હાલ નેમાયલીછું તે ખુબસુરત શાહજાદી જીરાયદાની શાદી એ જવાન શોદાગરજાદા સાથ થઇછે." આ સખુન સાંભલતાંજ જેઆફર ખામોશ થઈ ગયો કે શું મારી બેટીએ મારા વગર જાણવે પોતાની શાદી કરી? એ અંદેશો કરી તે ત્યાંથી ઉઠયો કે ખાલીફને તે બીના જણાવી તેની શલાહ લે; ક્યમ કે આ કામ ઘણું અજાયબ સમજી તે તાજુબ થયો હતો. તેથી તે પોતાની બેટીને લાગલો પુછી તેહકીક કરવા જગો ઇમાનદારોના ખાલીફ હારૂન-અલ-રશીદ પાસે ગયો. તે ત્યાં શેજદો બજાવી બોલ્યો "ઓ આલમના ખાલીફ, હાલીચાલબની શાદી જે સાથ થઇછે તેથી હું વાકેફ થયો છું. શાદી કરનારી ઓરતની દાઇને દરવાજા ઉપર મેં ઉભી રાખી છે. મારા જાસુસોએ તે બુઢયાંને પકડી છે પણ હું જેમ વાકેફ થયો છું તેમ તો હાલીચાલબની ઓરતે તેની સાથ જે સલુખાઇ કરી તે કારણ ધારા પ્રમાણે દરૂસ્ત છે. બેશક જે એકદીલી ને એખલાશથી ચાલવું જોયે તેમ નહી ચાલી તે જવાને આપેલા કોલથી ઉલતો જઈ બીજી ઓરત સાથ એખલાસમાં પડયાથી તેનો જે ગુનાહ થયો તેની તાજે-સને તે પોંહોંચ્યો છે. તે મુશીબત તે ઉપર ગુજરી તે તેના નાલાયક-પણાની આબાદ સજા છે." હારૂન-અલ-રશીદે પોકાર મારી વજીર જીઆ-ફરને કહ્યું "ઓ જાફર તું આપણી હકુમતના કાયદાથી કેમ બેખબરો થયોછે? બલકે હું જાણુંછું કે ત્હારો ખવાસજ નાતરસ છે. એ મીશાલ

બગદાદમાં કેટલાક જવાનોનાં સર નાહક બરબાદ થયાં હશે ને દરરોજ થતાં હશે. તારી વજીરીના જમાનામાં આ રવેસની બુરી બેદાદીથી મારી રઇયતની પાયમાલી થાયછે." જીઆફર તર્ત બોલ્યો "નામદાર ખાલીફ તમામ પરણેલાંઓ ઉપર હરએક કાનુન જાસતીથી ઉભા કીધા નથી. પણ એક જવાન ઓરત જો કોઈ શખ્સ સંગાતે લગન કરી તેને પોતાનોજ હર-દમ કરી રાખવા ચાહે અને તે પ્રમાણે તે જવાન કબુલાત ને કોલ આપી ચાલવાને રાજી હોય; પછે તે જોડાં દરમ્યાન અગર તે ઓરત કાંઈ નીર-જીવ સબબે પણ ગુસ્સાથી જુલમ જાસતી કે ઈજા પેલા શખ્સને કરે તો તે ઓરત કોરાણના પાક કાનુન મુજબ સજા લાયક ઠડતી નથી."

હારૂન બોલ્યો કે "મારી તરફદારી હાલીઆલબ ઉપર જાયછે. મારી ખુશી છે કે હું હાલીઆલબ ઉપર રેહેમ કરૂં ને મરતબો નવાજું. મારી ખાયશ એવી છે, પણ તું જે રીત બોલેછે તે રીત તો ઓરતની તરફદારી-માં છે વાસ્તે મને તે ઓરત કોણ છે તે કેહ." જાફર બોલ્યો કે "તે મારી બેટી માલમ પડી છે." હારૂન જરા મીજાસમાંજ બોલ્યો કે "તું મારૂં તમામ રાજપાત ચલાવવાને બંદોબસ્ત રાખનારો કેહવાઈ ત્હારાજ ઘરના કાર-ભારમાં ગાફેલ થાય ત્યારે પછે મારી પાદશાહાતનો શો હાલ? હવે મને તારો માંડી વાલવાનો સબબ માલમ પડ્યો કે તું તારી બેટીની તરફદારીમાં છે. તારા ઘરમાં શાદી થાય, તે પાછલ દેહશત ભરેલાં ખુન થાય અને તું એ રીતે બેખબરીથી થંડી વાત કરે કે તારી બેટીએ પોતાના પ્યારના હદથી જાદા જુસાથી સેજ વાતમાં હાલીઆલબનો જાન લેવા જેવો જુલમ જફા ગુ-જાર્યો. અફશોશ! એવી નાલાયક ઓરતને તો ઇનશાફથી મોટી સજા થવી જોઈયે. તારી બેટીએ હાલીઆલબને જોઈ પસંદ કરી શાદીમાં લીધો તો શું તે પોતે વડા વજીર ને શાહજાદાની બેટી થઈ માટે પોતાના ધણીને હલકા હેવાન માફક ગણવામાં વાજબી કીધું? તારી બેટી જેટલાજ મરતબાનો એ શોદાગરજાદો છે. અને જો કે તારી બેટીએ નાકરમાની ને બેવફાઈ કરીછે તોપણ તે શોદાગરજાયો તે તરફ વફાદારી ને મોહબત રાખેછે. તે તારી બેટીને પોતાના ખાસ જીગરથી ચાહેછે તો શું તારી બેટી તેને નહી ચાહશે? તું જાણેછે કે હું કેવો ખાલીફ છું કે જે ઉપર મેહરબાન થાવું છું તેને મરતબામાં ચાહુંછ તેટલો ઉંચો ને બુજોરગ કરૂં છું.

"હું હાલીઆલબને પાદશાહી મરતબો નવાજીશ. હું હાલીઆલબના બાપને તમામ શોદાગરોનો બુજોરગ કરીશ. એ રીતે હું કરીશ તેવારે તે જવાન શોદાગરજાદાનું એકબાળ તારી બેટી સાથ બરાબરી કરશે અને

તુને હોરમત મલશે ! જે કાજીએ તારી બેટી જીરાયદાના નેકા બાંધ્યા તેની ખબર કાઢ કે તેણે તારી રજા વગર એવી રીતે ગુપ ચુપ શાદી કરી કેમ? તારી બેટીની શાદી તું તોડી નાખવા કરતાં તે દરૂસ્ત કર, કેમકે બની ના બની થનાર નથી." ખાલીફે પછે હાલીચાલબને પોતાની નજદીક બોલાવ્યો. તેણે આવી શીતાબ શેજદો કર્યો. ખાલીફ પ્યારથી તેને કેહવાલાગો "એ ભાયગશાલી જવાન તારી જુલમગાર ઓરત જાહેર આવી પડી છે. તે મારા વજીર જ્યાફરની બેટી જીરાયદા છે. મેં તે ઓરતને તારે હવાલે કરીછે. જોઈયે તો સજા કર, જોઈયે તો ગુનાહ માફ કરી મેહેરબાની નવાજ."

હાલીચાલબ બેહદ તવાજો કરીને બોલ્યો કે "યકીનદારોના મોટા હકુમતદાર ખાલીફ, જે બાનુને મેં મારા જાન ને જીગર કરતાં હજાર ઘણી જાદા ચાહીછે, જે ઉપર મારી જીંદગી ને જુવાની ફીદા કરી ચુકોછું તેને શું સજા કરાવું? તે ઉપર શું કીનો લેવું? જો તે મ્હારી પ્યારી ઓરત મને ફરી પોતાના દીદાર એકવાર દેખાડે, મને ફરીને તે પોતાના પ્યારમાં લે તો મને નવી જીંદગી હાંશેલ થશે. અગરજો તે બાનુંના બાપની મરજીથી તે બાનું મને ચાહશે તો પછે આખી જીંદગી તલગ હું એ બંને જનાની મોટી મેહરબાની જાણી હમેશાં નમતો રેહીશ." ખાલીફ આસાબુત પ્યાર જોઇ જાફરને કેહવા લાગો કે "મેં તને તારી બેટી તથા તારા દામાદનો એખત્યાર સોંફયો છે. હું ચાહુંછું તેમ એઓની સામેલગીરી કરજે. મેં હાલીચાલબને બીજા મારા અમીરો માફક ચાહવાને ઠેરાવ કરયો છે તેમ હું એ જવાનને હમેશાં મરતબા ને મોહબતથી ચાહીશ." જાફર એ હોકમ પ્રમાણે હાલીચાલબને લેઇ મેહેલમાં આવ્યો. પણ પેલી દાયા આગલથી છુટી તે પોતાની શાહેબજાદી પાસ પેહેલાં જઈ લાગી; પણ બનાવથી વાકેફ કરે તેટલાં તો વજીર જાફર મેહલમાં દાખલ થયો. જીરાયદા પોતાના પેદરને દુરથી જોતાંજ ઉભી થઇ કે રસમ મુઆફેક ઇજત દે. પણ વજીરે તો પોતાની બેટી ઉપર દીદાનાં ભવાં ચઢાવ્યાં. તે ગુસાથી કેહવા લાગો "ઓ શોખ બેટી ત્હારી જુઠી મોહબત મને બતાવી ના ઠગ. જ્યાંહાં એતેકાદ નહી તાંહાં મોહબત પણ નહી. જે મકાન ઉપર હોરમત નહી ત્યાંહાં બુજોરગી કેમ મલે? તેં મારા હોકમ વગર તારા દેલના જોકથી કેમ શાદી કીધી? તેં મારા મેહેલમાં મારા તમામ આદમીઓ ઉપરથી મારો ઇતબાર ઉડાડી મેલાવ્યો. તું પોતે પણ મારેથી વગર ઇતબારની થઈ. તેં તારા પ્યારા ખાવીંદ ઉપર શેતમ ગુજારી તેનો જુમખો તારે સર લીધો. એ વાતથી તેં નામદાર ખાલીફનો ઠપકો ખેંચી લીધો, એટલુંજ નહી પણ તેના

ગુસામાં તું ગીરફતાર થઇછે. તું જાણતી નથી કે તેં તારો દસ્ત બગદાદના એક મોટા ને નામીચા શોદાગરના ઘણા જવાન ખુબશુરત બેટાને આપ્યો કે જે હોરમત ભરેલા શોદાગરને આપણા ખાલીફ આગલ બેસુમાર બોજોરગી છે. પણ તેં તો માની લીધું કે તારો ખાવીંદ કોઇ કમીનો ગુલામ છે તેથી મનમાં આવ્યું તે રીતે તે ઉપર આજાબ ને મુશીબત ગુજારી. અરે બેટી કમીના ગુલામનો જાન પણ આપણા જાન માફકજ છે, તો પછે તે તારા પ્યારા ખાવીંદનો જાન લેવાથી તું કેમ શલામત રેહી શકતે? વાસતે આજથી ને આ વખતથી આ જવાન શોદાગરજાદો તારો મુખત્યાર શાહેબ છે. તેનીજ ખુશી મુઆફેક તારો જાન ને તન બરકરાર કે પાયામાલ રેહશે. શેતાબ તું એ તારા ખાવીંદના પગ ઉપર સર મેલી માફ માંગ કે તે તારો જુલમ ને શખ્ત દીલ દરગુજર કરે, અને અશલ માફક એ જવાનની મોહબત તેમ મારો પ્યાર તારી ઉપર કાયમ રેહ."

બાપની તાનાજનીથી જીરાયદાના દેલમાં ધ્રુંજરી પેદા થઈ. તે શેતાબ ખરા પ્યારથી પોતાના પ્યારા ખાવીંદના પગ ઉપર તુટી પડી અને પોતાના ચંપેલી જેવા નાજુખ હાથે અને મુરદાં જેવા બેહોશ દેલે પોતાના વાહલા પાસ ચુપ જીગરના કાલાવાલા કરવા લાગી. હાલીઆલબે આ દેખાવથી તરતજ પોતાની પ્યારી ઓરતને બગલમાં ઉચકી લેઈ મોહબતથી બુશા લીધા. તે વખતે જીરાયદા હોશમાં આવતાં પોતાના પ્યારા ખાવીંદના પગે ફરી વાંકી વલી બુશો લેઈ આજુજી ભરેલાં દીલે માફી ચાહતી પડી. તેને પ્યાર ભરેલાં દીલથી હાલીઆલબે કહ્યું કે "મારી પ્યારી, ઉઠ મારા દીલમાં કસો કીનો નથી." પછે તેઓએ બગલગીરી કરી ઘણો વખત આંખથી મેલાપના આંજું વરશાવ્યાં. આ રવેસ એક બીજાનો અડાગ પ્યાર જોઈ જાફરને પોતાની બેટી ઉપર બેહદ રેહમ આવી તેથી તે બોલ્યો કે "તમારા નેકા કયા કાજીએ બાંધ્યાછે તેનું નામ કેહો કેમકે શાદીનો કોલ બરાબર સંધાયલો લાગતો નથી." જીરાયદાની હજુરમાં રેહનારીમાંથી એકે તે કાજીનું નામ કેહતાં તેને વજીરે પોતાની હજુર બોલાવ્યો.

કાજી આવ્યો કે જાફરે તેને ખુબ ખખરાવી કાઢયો કે "તારી મકદુર શું કે તું મારી બેટીની શાદીનો કોલ બાંધે ને મને જણાવ્યા વગર મારા મેહેલમાં ને મારા કબીલામાં એવો રવેઓ જારી કરે!" કાજી બોલ્યો "નામદાર વજીર તું બોલેછ તે આગલ મારો ખુલાસો સાંભલતે તો ઓર પણ તું મને ગુસો જાહેર પાડવાને બદલે માન ઇજત નવાજતે. ખુબશુરત શાહજાદી જીરાયદાએ મને ખુલું કેહવાડયું કે 'હું એક જવાન ઉપર આશક

છું. એવી આશક થઈ છું કે બસ પલ પણ તેની શીકલ મારી ચશમથી ખસતી નથી. મારૂં દીલ તે ઉપર એવું લાગુંછ કે બસ દમબદમ તે વધતું ને વધતુંજ જાયછે. તેથી તું શેતાબ આવી નેકા બાંધ, નહી તો મારો અખત્યાર મારા અંદેશાથી બેકામ થયલા મગજમાં રેહશે નહી.' મેં તે વખતે ખુબ અંદેશો કરયો. મારો પેશો તો શાદી નેકા કરવાનોજ છે. વળી જો આ જલતાં ને મોહબતમાં મસત થયલાં દીલને તેના દીલદાર સાથ શાદી કરી હકદાર કરીશ નહી તો આ શાહજાદી પોતાની આબરૂ જાળવે તેવી હાલતથી દુર થશે, તેથી મેં તે બેટીની માગણી કબુલ રાખી તેના નેકા બાંધ્યા. તેને વગર નેકાથી નાસજાવાર રાહે બુરાઈમાં ગીરફતાર થતી બચાવી. નામદાર વજીર, શાહજાદી સાફ ખુલું બોલી કે 'મારા મેહરબાંન પેદરની જગો તું છે. તેથી મારો પસંદ કરેલો ખાવીંદ તું જરૂર પસંદ રાખજે.' આ વાત ઉપર મેં મારી પક્કી ખાતરી કરી એ બંનો અરસ પરસ મસત આશક થયાંછે એ વીચારે મેં પસંદગી ધરી લાયક કોલકરાર કરી શાદી કરી આપી કે જેવારે તું નામદાર સાંભલે તેવારે તું મને શાબાશી ને શરોપાવ નવાજે, પણ તે જગો તો આજ મારી હોરમતને બેજાલત લાગીછે." જાફરે આ ખુલાશો સાંભલી અંદેશો કર્યો કે કાજી કેહછે તેજ રાસ્ત છે. એણે મારી ઉપર મેહરબાની કરી મારી ખાસ ફરમાબરદારી બજાવી છે. પછે વજીરે પેલી કમબખત જાલીજાને જેરબંદનો માર મરાવ્યો કે તે અદેખીએ આ એક પ્યારાં જોડાંને જુદું પાડવાને જુગતી કરી હતી. પણ અવલ રાસત વાત કબુલ કરાવી સજાને પોહોંચાડી. જાફરે પછે હાલીઆલબને પોતાના બેટા મીશાલે મોહબતથી ચાહ્યો અને જીરાયદાની શાદીમાં સારી બગદાદને ઉમદા જ્યાફત આપી.

હારૂને જીરાયદા ઉપર જવાહેરનો શરોપાવ ને હાલીઆલબને અમીરના એતાબત મોકલી દીધા. જુબીદીએ ને ખાલીફે પોતે તે આશક માશુકની શાદીની રામસનીમાં મુખ્ય ભાગ બજાવ્યો.

# રાજા વીક્રમાદીત્યનો પુત્ર રાજરત્ન.

## ભાગ પેહેલો.

"તરૂવર લીલું જ્યાંહ, છાંહ તેની સઉ બેસે;
ભર્યું નવાણું નીર પાણી પીવા સઉ પેસે;
ફળ્યો દેખી વનરાય, જાય ક્ષુધાતુર ખાવા;
ગંગા જ્યાં ગંભીર, નીર સઉ જાય ન્હાવા;
જ્યાં દાતા દીલ દરયાવ છે, ત્યાં જાચક જાય ઘણા;
વૈતાલ જાય વીક્રમ પાસે, શામળ શી ખોટમ મણા."

શ્રી વેલાવતી નગરીમાં શાહા વેલચંદ નામે કોઇ વેપારી વાણ્યો રેહતો હતો. તેને ચાર પુત્રો ને એક પુત્રીનો પરીવાર હતો. પુત્રીનું નામ વેલકુવર, તે ઠીક ભણેલી ને સમજુ હતી. બત્રીસ લક્ષણી ને રૂપસ્વરૂપમાં ઈંદ્રાસનની અપ્છરા સમ; વળી ભક્તીવાળી, ધર્મધ્યાણી ને માતપીતાની અદબ આગ્નામાં રેહનારી હતી. શાહા વેલચંદ ઘણો પ્રમાણીક ને ડાહ્યો વેપારી છતાં તે પડતી દશામાં આવ્યો હતો. જો કે પુત્રોનાં લગ્ન કર્યાં હતાં પણ પુત્રીનાં લગ્ન વેળા તે પાસ તેટલો ગરથ નહી કે તેનાં કોઈ લાયક પુરૂષ સંગાતે લગ્ન કરી દે. વર્તણુકમાં વાણ્યો છતાં તેના ઘરનો ખર્ચ ધમધોકાર ચાલતો હતો. નગરીમાં કોઇ નામ ધરે એ ડરનો માર્યો તે પોતાના ઘર કે સંબંધીને ઓછું પડવા દેતો નહી. તે પોતાની એકની એક પુત્રી મોટી થયાથી તેના વીવાહની ફીકરમાં છે અને રાત્રે તે પંચાતમાં ઉંઘતો એ નથી તે સમય તેની દુકાને જોગેશ્વર સ્વરૂપને વેશે રાજા વીરવીક્રમ જઈ સેજ ઉભા. તેના તેટલી ઘડીના ત્યાં ઉભા રેહવાથી એક કૌતુક બની ગયું હોય તે પ્રમાણે તેની દુકાનનો ઘણો ખરો સઘળો સરસામાણ વેચાઈ ગયો. નફો પણ ઠીક થયો. વેલચંદ આ બનાવથી વીચારમાં પડ્યો કે વરસોનો માલ પડી રહેલો આ કોઈ જોગીના મ્હારી દુકાન પાસ સેજ ઉભા રહ્યાથી વેચાઈ ગયો તો બ્યાં છે ત્યાં આ કોઈ સીધ પુરૂષ જણાયછે. અગર આ જોગીને મ્હારે ઘેર લઇ જઈ તેની સેવા કરીશ ને પાંચપંદર

દીવસ મ્હારે ત્યાં રાખીશ તો મ્હારી ભીડ મટશે. હું મ્હારી પુત્રીના લગ્ન કરવાને સામર્થવાન થઇશ. ડાહ્યા કવીઓ કહી ગયાછે, કે "પવિત્ર મનના પુરૂષોની સેવા કરવાથી ભવની કાલાસ મટેછે ને લક્ષ્મી ને સુખ પ્રાપ્ત થાયછે." વેલચંદ ખુબ ગોર કરી અંત્યે પેલા જોગીને આર્જવ વાણીથી પોતાની મેરીએ તેડી ગયો. ત્યાં તેણે તે પનોતા જોગીની ઘટતી સેવા ચાકરી કરી ભોજન જમાડયું. તેણે તે પાસ કર જોડી માંગી લીધું "જોગેશ્વર તમે મ્હારે મકાન રહો. જે સીધો સામાણ જોઇયે તે તમને મલશે. મ્હારૂં ઘર તમારૂં પોતાનું વીશ્રામ રુકડું છે એ સમજી ત્યાં આનંદે કાલ ગુજારો. તમારા ઈંદ્રસમાન પગલાંથી મ્હારી ગરીબાઈ ટલીછે અને મ્હારા મનની આશા પુરાયછે." વાણ્યાને સાંભળી જોગી સ્વરૂપ વીક્રમે મનમાં જાણ્યું કે જો હું આ વણીકને નારાજ કરીશ ને ત્યાંથી નીકલી જઇશ તો એ બહુ કકળશે. તેની મને હાય પડશે, માટે ત્યાં તેના ઘરમાં ઉતારો લઇ રહ્યો. વેલચંદે ધાર્યું તેમ તેનું પગલું તેને ફળ્યું. પંદર દીવસમાં બે લક્ષાપતી બની ગયો. બે પોતાને લાયક ઠાને પણ મોટાં કુલમાં પોતાની પુત્રીના વીવાહ કરવાને ફાવે તેવી સ્થીતી પામ્યો. તેનું સઘલું દાલીદ્ર તો ટળ્યું પણ તે જે ઇચ્છા કરે તે તેને તત્કાળ મળે તેવો ટેકેલ ને શ્રીમંત કેહેવાયો.

" સુખે સાંભરે નાર, સુખે શણગારજ સુજે;
સુખે સાંભરે સેજ, સુખે બહુ પ્રાક્રમ બુજે;
સુખે સાંભરે સ્વાદ, સુખે વાહન પર બેસે;
સુખે સાંભરે વીવાહ, પુત્ર પુત્રીના કંઇ કેહેસે;
સુખમાં અનેક શોભા ધરે, કરે કલ્પના નામની;
શામલ સુખમાં સદા સાંભરે, ખુસી ખુસાલી દામની."

આ ઉત્તમ હાલત ને મોટી પુંજીથી પોતાની બત્રીશલક્ષણી પુત્રી વેલકુવરને મનમાંગ્યો વર અપાવાને જીક્ર ચલાવેછે અને પોતાની બાયડીને વેલકુવરનો વીચાર પરછવા કેહેછે, "વ્હાલી, આ કોઇ ઈંદ્રાવતાર જોગીને પનોતે પગલે હું પાંચ પૈશા ટકાથી માન પાત્ર વેપારી કહાવુંછું. આ અનુકુળ વખત છે કે પુત્રીના લગ્ન કરી નામ કરયે. વળી પુત્રીના સદગુણ સ્વરૂપ ને અંતઃકરણની તેમાં સહાયતા છે. નગરીમાં આપણા કુળ ને નામ દીપવવા જેટલી હાલ મ્હારી પાસ ઠીક પુંજી થઇછે. તું તે બ્યમ કહે ત્યમ પુત્રીની કોઈ પણ શેઠ શાઉકારના પુત્ર સંગાતે સગાઇ કરયે." માતાએ પુત્રીને તેના પીતાની સઘળી વાત કહીને તેનો વીચાર માંગ્યો કે "દીકરી તને જે પણ શૌકાર પસંદ હોય તે કેહ. તેની સાથ ત્હારા વીવાહ કરી તને

જગતમાં પાર પાડ્યે. ત્હારી મરજી છે કે આપણા નગરશેઠના પુત્ર પ્રાણુ-લાલ સંગાતે ત્હારી સગાઇ કર્સ્યે?" વેલકુવર બોલી "તે સંગાતે હું નહી પરણીશ. તે નીર્બળ છે." માતા બોલી "ત્યારે તને ઉત્તમચંદનો પુત્ર ભાવે છે? જે રૂપાલો છે, વળી વેપારમાં કુશળ છે." વેલકુવર બોલી "તે સઘળી સુંદરીઓના મોહ ઉપર આંખ્યો બેસેછે, તેની ચાલ સારી કેહવાતી નથી." માતા બોલી "તો પછે આપણા જવેરચંદનો પ્રેમચંદ કેજો?" વેલકુવર બોલી "તે તો અભણ છે. તે સંગાતે ભવ ક્યમ સફળ થાય?" માતા બોલી "તો તું હરીદાસના ભાનેજ નવલશાહને ત્હારો પતી પસંદ કર." પુત્રી બોલી "તે અધીર ઉમર, તેનો ને મ્હારો મેળો ઠીક દીસે નહી." આ વાત થતી ત્યાં વેલચંદ, તેના પુત્રો ને પુત્રોની વહુઓ સઘળાંએ આવી ઠસ્યાં. માતા ને પુત્રીની વાત આગળ વધી ને માતા કહે તેનો પુત્રી જવાબ દઈ તે માટે વાંધા ઉઠાવતાં અંત્યે માતા થાકી બોલી "વેલ, તું તો કોઇને માન્ય કરતી નથી. ત્યારે ત્હારા વીવાહ કોણ સાથ કરવા માંગેછે?" પુત્રી બોલી "વ્હાલી મા હું મ્હારી સગાઈ મ્હારા જેવા કોઈ બત્રીસલક્ષણ્યા પુરૂષ સંગાતે કરીશ." માતા બોલી "દીકરી તું સ્ત્રીભવમાં આવીછે. ત્હારાં લગ્ન જલદી કોઇ શાઉકારના પુત્ર સંગાતે થવામાં આપણા કુલની શોભા છે. આજ ત્હારા બાપા પાસ તને લાયક પતી પરણાવાની ઈશ્વરે જોગવાઇ દીધીછે. પેલા કોઇ વીલક્ષણ પુરૂષના પનોતા પ્રતાપે આપણી સઘળી નબળી હાલત ટલીછે. આપણે ધનના પતી ને શ્રીમંત થયાં છીયે. વળી શાસ્ત્ર પ્રમાણે જેટલી ત્હારી વય થઇછે તેટલી વયલગી પરણ્યાવનાની સ્ત્રીહાલત માહ પાપયોગ્ય ગણાયછે. આખર પરણ્યાવના છુટક નથી. કોઇ સ્ત્રી સદા કુમારી રહી નથી ને રેહનાર નથી; માટે વેલ તું તો ભણીગણી ડાવકી ને શ્યાણી પુત્રી છે. માતાને સાંભળી કાંઇ કુળની લાજ વધે તેવાં વચન કહે તો આજકાલ આપણી મેરી ત્હારા ઓત્સવ ને વીવાહથી ગાજી રહે. નગર પણ વાખ્ખાણ કહે ને માહજન આપણા સુદીવસની વધામણી માણે." પુત્રી બોલી "મા તું ગમે તે કહે. પણ હું ત્હારાં બોલવાથી અંજાવાની નથી. હું તો કોઇ લાયક, ભણેલા ગણેલા, બત્રીસલક્ષણ્યા ને શ્રીમંત પુરૂષને મ્હારો પતી કરી વરીશ. મુર્ખ સંગાતે વરીશ નહી ત્યમ ગરીબ દાળીદ્ર સંગાતે પણ વરીશ નહી, પછે તેનું કુલ બ્રહ્મા સંગાતે કાં ના પોતાની વંસાવળી ખેંચે." આ વાત થતી હતી ત્યાં વડાની વહુ હાજર હતી. તે તેની ભોંજાઈ મેહણુ મારી પડી, "એ તો રાજા વીક્રમ સંગાતે પરણશે." ભોંજાઇના મેહેણાનું તીક્ષણ બાન વેલકુવરને હૈડે લાગું. તેના મોહનો રંગ ઉડ્યો. ત્યાં તેણે પોતાના મનમાં કાંઈ નક્કી કર્યું ને માતા પીતા ને ભાઈ ભોંજાઇઓ પાસથી ઉઠી પોતાની ઓરડીમાં

ચાલી. તે રાત્રે ના તેણે કાંઈ ભોજન ખાધું કે ના પાણી પીધું. બસ તે પોતાના દીલથી શોકાતુર મધરાત્ર લગી ત્યાં એકાંત એક સ્થીતીએ ઇશ્વર ધ્યાનમાં આસુંની તર આંખ્યોથી પડી રહી. પછે મધરાતે તે ઉઠી કોઇ ના જાણે ત્યમ કમાડ ખોલી ઘર બાહેર નીસરી. તે મેદાનના મોટા કુવા તરફ ચાલી. તેની કેડમાં પાણીનો ઘડો ને હાથમા દોરડું હતું. આજે રાતે વીક્રમે ઘરની પંચાત સાંભળી હતી. તેને વળી સારી રાત્ર ઉંગ આવી હતી નહી. તેણે વળી પોતાનું નામ સાંભળ્યુંહતુ, તેથી તે ચેટયોહતો કે કાંઇ પણ વીઘ્ન આ ઘર ઉપર લટકેછે. તેણે કમાંડ ખુલ્યાનો ખોખરો અવાજ સાંભળ્યો ત્યારે તે તર્ત ઉઠયો તો જોય શું કે એક ચંદ્ર સ્વરૂપ સુંદર કન્યા ઘરમાંથી બાહેર ચાલી જાયછે. તેના નેણમાં રોશ ને ચલનમાં દ્રઢતા દીસેછે. વીક્રમે જાણયું કે જ્યાં છે ત્યાં રાત્રની પંચાતનું આ ફળ છે. તે પણ તર્ત તે પાછળ પોતાનો અંધાર પીછોડો ઓઢી ચાલ્યો. વેલકુવર વાયુજ વહ્યો ત્યમ ચાલી કુવા ઉપર આવી. નીરમલ જલે પોતાના સારે અંગ સ્નાન કરી એક બાજુ બ્રહ્મધ્યાણ સ્મરણ ધરી ઉભી. પા ઘડી ગઇ નહીં કે કુવાના વડા ઉપર ચઢી. તેણે એક સુંદર રાગણી સમ સાધ્ય ખેંચ્યો. તેણે ઇશ્વરની ભગ્તી કરી. તે આંખ્યોમાં આસું લાવી સ્વચ્છ શબ્દોની વાણી આ પ્રગટ બોલી:—

"અહો નાથ આ મ્હારૂં સ્વરૂપ, જોબન ને જુવાની, આ મ્હારો વેષ, લક્ષણ ને સત્ય ઇત્યાદી પેલા જગત પ્રસીદ્ધ રાજા વીર વીક્રમાદીત્યને વધાવુંછું. હું મ્હારો આપઘાત કરૂંછું. એ મ્હારી આત્મહંત્યા તે રાજા ઉપર પડો. મ્હારી ભોંજાઇએ મેહેણું માર્યું કે 'તું કોઇવેપારી કીંવા સાહુકારના પુત્રને ત્હારો પતી પસંદ કરતી નથી તો શું વીક્રમ સંગાતે પરણનાર છે?' તો મેં વરદાણ લીધુંછે કે પરણું તો તે રાજા સંગાતેજ. તો તે રાજા કયાં ને હું કયાં? કયાં ઉજ્જન નગરી ને કયાં વેલાવતી? કયાં વણીક ને કયાં ક્ષત્રી? માટે મ્હારો પ્રાણઘાત કરૂંછું તે રાજા માટે." એ બોલતાંજ આંખ્યો વીંચી દઈ તે કુવામાંહે પડી. પણ પાણીમાં પડવા ઠેકાણે કોઈ માનવીના પાસમાં પકડાઇ પડીછે, તે તાજુબી જોતાં વેલકુવરે પોતાની લોચણો ખોલી જોયું તો કોઈ વીર પુરૂષ સાધુસ્વરૂપ તેને ઝાલી ઉભોછે. તેનું કદ ત્રાસદાયક, વળી શ્રેષ્ટ, વળી જોતાં લાજ પડે તેવું છે. તેનો ચેહેરો ઘણોજ ચતુર ને શૂરો દેખાવ દેછે. તે જોઈ તે ઘડીભર ગાભરી પડી, પણ પછે તત્કાળ બોલી "મને મેલ, તું કોણ છે કે હું પવિત્ર પીંડને અપવિત્ર કરવાને અવીચારી થયોછે? મ્હારી ખટપટ વચ્ચે તું કોણ કે આવ્યોછે?" સાધુ સ્વરૂપ વીક્રમે વેલકુવરને કોપાયમાન વાણીથી બહુ ડરાવી કે "સુંદરી તું રાક્ષણી કીંવા ડાકણી બપી ત્હારી દેહનો

તું પોતેજ ભોગ લેછે કે ક્યમ? આ મધરાત્રીએ પોતાનાં માતપીતાના ઘરથી ચોરી છુપાઇથી નીકળી હ્યાં આત્મહત્યા કરવામાં ત્હારી શી મરજી છે તે સાંધછે?" વેલકુવર બોલી "ગ્રહસ્થ હોય તે આ કનિષ્ટ ચેષ્ટાથી કોઇ કુલવંતીને પુછવાને તેના કામ વચ્ચે પડવાને આચકી ખાય. તું કોણ છે કે મને આ પ્રશ્ન કરેછે?" વીક્રમ તેને સાંભળી સ્તબ્ધજ થયો. અંત્યે ધીર વીર સમાન ઢપછપે વેલકુવરને બે સારા શબ્દો કહી તે બોલ્યો "વેલકુવર, તું વેલચંદ વાણ્યાની એકની એક બત્રીસલક્ષણી ડાહીડ્યાણી પુત્રી થાયછે. હું તને ઓળખુછું. ત્હારા મનમાં જે હોય તે મને કેહ. ત્હારી સઘળી મંછા હું પુરી પાડીશ!" વેલકુવર વીસ્મય થઇ તે સાધુને જોઇ રહી. પણ રીજીને પોતાની વીટક કહી બોલી "જ્યાંલગી હું વીક્રમ વર પામું નહી ત્યાંલગી આ દેહ રાખું નહી, એ વરદાન લીધુંછે અને પ્રાણઘાત કરૂંછું." સાધુ સ્વરૂપ વીક્રમ બોલ્યો "તું તે રાજાને ક્યમ ઓલખશે, જો તે તને હાલ આવી મળે તો?" વેલકુવર બોલી "તેનો જમનો કર ડાવાથી લાંબો, હાથે ચક્ર, પગે પદમ, એવો તે ઈંદ્ર સ્વરૂપ ધારણ વીક્રમ રાજા છે. જો ઇશ્વરેચ્છા તે મને આ ઘડી આવી મલે તો તેને જોતાં હું તર્ત ઓલખીશ." વેલકુવર બોલીને જોગીએ પોતાનું સાધુ સ્વરૂપ ફેરવ્યું કે તર્ત રાજા વીક્રમ પ્રગટ થયો. વેલકુવર તેને જોતાં દંગ થઇ. તે તર્ત વીક્રમ એ પોતેજ છે ઓળખતાંજ ચરણે પડી, "માહરાજ મ્હારો અંગીકાર કરો, કીંવા મને પ્રાણઘાત કરી આ સૃષ્ટીથી વીદાય થવા દીયો." "વેલકુવર તું કહેછે તેમ હું ત્હારો અંગીકાર કરૂંછું, કેમકે તેં મને ઓળખ્યોછે ને મને વરવાને વરદાન લીધુંછે, તે હું વીક્રમ રાજા છું." પછે રાજા વીક્રમે ત્યાં વીર વૈતાલને બોલાવ્યો. વીર બે વૃદ્ધ ને શ્રેષ્ઠ બ્રાહ્મણોને ઉપાડી લાવ્યો. તેઓએ વીક્રમ ને વેલકુવરનાં લગ્ન શાસ્ત્ર વીધી પ્રમાણે કીધાં. તર્ત ત્યાં એક વીચીત્ર દેવતૈ તંબુ ખેંચાયો. કનક સીંહાસન મંડાયું. ત્યાં બન્ને આશાવંત પ્રાણનાથ ને પ્રાણપ્રીયા બાકી રાત્ર હસીબોલી રીઝ્યાં. પરોઢીયાનાં ચીનહ દીસવા જેવી વેલા થઇ કે વીક્રમે પોતાની પ્રીયા વેલકુવરને ડાવકી પોતાને ઘર જઇ રહેવા કહ્યું. વળી તે બોલ્યો "પરમ પ્રીય, આ લે. જો છોકરો થાય તો આ પત્ર ને કટાર ને રૂમાલ ને વીંટી આપજે. વળી આ રત્નો લે. તે ત્હારી પાસ રાખ. વખતે અડીભીડીએ તને કામ આવશે. જો પુત્રી આવે તો એ રત્નો વેચી તમો મા દીકરી ગુજારો કરજો. હું રાજધાણી જઇશ ત્યારે તને જે જોઇયે તે ઉજ્જણથી મંગાવતી રેહેજે. મ્હારી પતીવર્તા, આ સાવચેતીનું કારણ માત્ર મ્હારેથી તને ગર્ભ રહ્યોછે. જ્યારે એ જાહેર થશે ત્યારે સઘળું નગર ને વળી ત્હારાં પોતાના માતપીતા પણ ત્હારી ઉપર કાલો કલંક લાવવાને ચુકશે નહી. વખતે તને સઘલાંના

સંબંધથી વેગલું પડી જંગલ કે પ્રદેશ ભોગવવાં પડે તે ભીડ વખ્તે પણ એ રત્નો તને કામ આવશે. હાલ તો હું આ વેલાએજ આ નગરીથી બાહેર નીકળી જાવુંછું. મને હવે મ્હારા સસરાના ઘર કે નગરમાં રેહવું છાજે ના." વળી એક બીજો કાગળ પોતે વેલકુવર સંગાતે કયમ, કયાં ને શા કારણ લગ્ન કર્યું તે તથા વેલકુવર સત્યવાદી ને પતીવર્તા છે તેમ લખી આપી તેને છેડે પોતાની રાજ્ય મ્હોર મારી. વખત છે, વેલાવતીનો રાજા વેલકુવરને અધર્મ કર્મ કરવાવાળી જાણી કોઇ જાસ્તી કે જુલમી સજો કરે તે વેલા તે દેખાડવાથી પોતાની પ્રીયાની આબરૂ સચવાય ને બચાવ થાય.

વીક્રમ ભાગોળ આવ્યો ને વેલકુવર તેને ભેટી માહ પ્રેમવાકયો ને આશીરવાદે પોતાના પતીને મંગલ ગાતી પોતાને ઘરે વલી. તે કમાડ લગાડી પોતાની ઓરડીમાં ગરી કે પોહોર ફાટો ને ઘરનાં સઘળાં જાગ્યાં. સ્વપ્ના સમાન સઘલી વાત ગુપ્ત રહી. વેલકુવરને પરણવાની વાત તો તે સવારથી બંધ થઈ. વેલચંદ પોતાને ત્યાં ઉતરેલા જોગીને રાત્રનો જતો રહેલો જોઇ તેણે વધુ શ્રીમંત થવાની આશા મેલી દીધી. જે પુંજી સંગ્રહ થઈ હતી તેની જાલવણીમાં પડયો. પુત્રીને હવે આગ્રહ કરવામાં તેને ઉલટ રહી નહી. વેલચંદે પેલા પરમેશ્વર સ્વરૂપ જોગી ગયાથી પોતાની બાયડીને કહ્યું, "હવે ફરી મ્હારૂં પ્રાલબ્ધ અસલ સ્થીતીમાં આવ્યું જાણ. જેનો પ્રતાપ હતો તે તો આપણો મકાન છોડી ગયો છે." વેલચંદ ઉદાશ થયો ને તેની બાયડીએ ઉદાશ થઇ. ઘરમાં સઘલો પરીવાર પેલા પનોતા અવતારના ગયાથી દીલગીર જેવો દીસતો હતો. આ વાતને પાંચ છ માસ વહી ગયા ત્યારે વેલકુવરની સ્થીતી તે ઘરને જાહેર થઈ કે કન્યા તો કયાંથી ગર્ભ લઇ આવીછે. માતાએ પુછયું "કન્યા તું તો નગરના સઘલા વેપારી, સાઉકારોના છોકરાઓમાંના એકે સંગાતે પરણવા ના પાડતી તો આ શો મોહકાણ વાલીછે? દીકરી, તું તો સત્યવાદી ને પતિવર્ત પાલનારી કેહવાણીછે; વળી તને વ્યભીચારના માહ પાપનો બોધ સંપાદણ થયોછે. નગરીની સર્વે નારીમાં તું ઉત્તમ નારી સરખ્યાની જ્યાં ત્યાં નક્કીજ વાત બોલાઇછે; છતાં તેં આ શો અનર્થ રચ્યોછે? આ ગર્ભ કયાંહાંથી? તું સદગુણી, શ્યાણી ને શ્યળવૃત્ત પાલનારીએ પોતાના સઘલા એ ગુણ ઉપર પાણી કયમ ફેરવ્યુંજ? સઘળી કન્યામાં તું પેહેલી ને શીખેલી ને સુંદર કુમારીકા ગણાઇ તેં વૃદ્ધોનો વીશ્વાસ ખોયોછે. નગરમાં તાલી પડશે ને મને કમોતે મરવૂં જોઇશે. દીકરી, તેં ચતુર શીરોમણીએ આ માહ પાપ કયમ માથે હોરી લીધું? એ પાપ તું કયમ ઉપાડી અવતાર શોભાવીશ? દીકરી, માહ ભુડું થયું કે

કુળનું તેજ ઉતરવાનું તું કારણ થઈ. આ અઘોર કાલું કર્મ કર્યાથી અહો મ્હારી રાંક ને ભોલી દીકરી, તેં બ્રહ્માને પણ ત્રાસ પમાડ્યોછે. આ માહા પાતક કર્મ કરવાને કોણ નીર્દય પુરૂષે તને ફસાવી હશે?" વેલકુવર બોલી "મને રાજા વીરવીક્રમ વરી ગયા છે. તે મ્હારા ભર્થાર રાજા વીક્રમનો મને ગર્ભ છે." માતા આશ્ચર્ય પામી. ભોંજાઈ જાંખ પામી. ભાઇઓ એ વાત જુઠી જાણી લાજ પામ્યા. પરીવાર એ વાત સાંભલી કલંક પામ્યો. પીતા ગાંડો થયો. પાડપાડોશી એ ઓટી વાત જાણી ઠેકડી ને નામ ધરવા-લાગાં. નગરે એ વાત જાણી હશી કસ્યાનો હોકાર થઇ રહ્યોજ કે "વેલચંદ વાણ્યાની એકની એક લાડવાયી પુત્રી બત્રીશલક્ષણી વેલકુવરે કોઇ પરપુરૂષ સંગાતે સ્નેહ કરી પેટે ગર્ભ રાખી બાપનું નામ બોળ્યું છે." અંત્યે રાજાની ધાકે તેના માત પીતાએ પોતાને ઘરબારથી વેલકુવરને હાંકી કાઢી કે મફતમાં રાજાથી આપણું ઘર લુટાઇ જશે. પીતા બોલ્યો "અધર્મ પુત્રી તેં માહ જબુન કર્મ કર્યુંછે ને મ્હારા વડીલોના ઉજળ નામને કાલું રંગ્યુંછે. જા અમારી મેરી મેલી. ત્હારા ગર્ભની વાત રાજા જાણશે તો મોટો અનર્થ થશે. અમારી સઘલી મીલકત લુટાઈ બારેવાટ થઇ જશે. જા, જા, આ પાપી કર્મ કર્યું છે ને પાપી ગર્ભ સંઘર્યો છે તો તને જોઇયે તે ઠીકાણે." વેલકુવરને પોતાના માતપીતાનો વ્યોગ બહુ લાગો. વળી આળ ચઢવે તે માહ ઉદાશ નીરાશ થઇ ગઈ. કુમારીકા સ્થીતીમાં ગર્ભ આવે ક્યાંથી? એ નગરીમાં ચરચા જે ચાલી તેથી જને જન વાકીફ થઇ તે સુંદરીને નીંદે. ગૃહસ્થની દીકરી, વળી નગરની કુમારીકા, અવલ કુળ, તે ઉપરના કલંકે તો વૃદ્ધોના મોહમાં ઓચંબા ભરેલો પટપટારો ચાલુ થયો. માબાપે કાઢી મેલી તે રડતી માસી પાસ ગઇ, તો માસી પણ ડરી બોલી "બા હમારૂં ઘર રાજા ખણી ઓડી નાખે ને લુટી બાપલા વનાના કરી દીયે. પર પુરૂષ સંગ કરી ગર્ભ રહેલી સ્ત્રીઓ ને તેના કબીલાનો રાજા કટ્ટો દુશ્મન છે. હ્યાંથી જા. તને કસી લાજ નથી આવતી કે કોઇ નીચ પુરૂષનો સ્નેહ માંડી આ પાપ હોરી આવી તે મા-હત્મા વીરવીક્રમાદીત્ય જેવાને નામે ચઢાવવાને છડે છોક મન આવ્યું ભાંડ-છે? કુલીન હતી તે તું આજ માહ મલીન થઇછે. નષ્ટ, ત્હારૂં કાલું મોહ કર. માતપીતાને કુલને લાજ લગાડવાને લગારે બીહણી નહી?" એ વાણી ને મેહેણા ને કુવચણોની ઝડીએ તેના સઘલાં સગાં વાહલાંઓએ તેને પોતાને ઘર આગણેથી હાંકી કાઢી. અંત્યે ઠાકી તે અનાથ વેલકુવર, ત્યારે પોતાના પતીએ આપેલાં રત્નોમાંથી એક રત્ન એક દયાલુ ને સત્યવાદી ઝવેરીની દુકાણે વેચ્યું. તેના મુલનું દ્રવ્ય લઈ ગામ બાહેર એક વૃદ્ધ પણ દયાલુ માલણ-ને ઘર એક ઓરડી ભાડે લઇ રહી. આ વાત રાજાને પણ જાણ થઇ કે

"શાહા વેલચંદની કન્યાએ હરામનો ગર્ભ રાખ્યો, તે પુત્રીને તેના કુલીન પીતાએ ઘર બાહેર કાઢી મેલીછે, કે રાજાજી જાણે તો આ કર્મની શીક્ષામાં ઘર બાર લુટી લેશે ને પૈ વનાના કરી હાંકી કાઢશે." એ રીતે વેલકુવર વેલાવતી નગરની બાહેર માલણને ઘર તે વૃદ્ધાના આશ્રે જઇ રહી.

એક દીવસે વેલકુવર પેલી વૃદ્ધ માલણ પાસ કરગરી કહેવાલગી કે "માલણ મા, મ્હારે માટે તું સઘલી તૈયારી રાખ્ય ને આ મ્હારી અવસર સમાલી લે. મ્હારૂં તો અનેક સગું સાવકું છતાં આજ કોઇ પાસ નથી, કીંવા મ્હારૂં નથી. માબાપ કુબુદ્ધીએ માર્ગ ચુકયાં છે. આ પાંચ અશરફીઓ લે ને જે જોઇયે તે લાવ. જે વેલા ચાલેછે તેવામાંહે હું એક બાલકને જન્મ આપીશ. આ ભારી વેદના વખતે અહો પ્રાલબ્ધ મ્હારૂં શો ગજું કે એકલી નીભીશ?" માલણ બોલી "કુમારીકા જેવી તું દીસતી ઓચીંતી આ શો આફત કાળ પ્રગટે છે? તું પરણી તો દીસ્તી નથી. એક વેલા જેવી નાજુખ ને વળી રૂપાલી તો એવી, જે જોય તે ગેલો બની રહે! તેં આ ગર્ભ કયાંથી આણયો? ત્હારો બાપ તો વાણયો છે ને તું વૈશ્નવ ન્યાતની એ જાણી મેં મ્હારે ઘર ઓરડી ભાડે દીધી તો આ પાપની વેઠ કયાં માંથે નાખવા આવી? પાપની વેઠ તો જેણે તને હેતથી એ અર્પણ કર્યું તેનો પલવ પકડ કે તે કરે. હ્યાં હું વૃદ્ધ, વળી રાજાના ઘરની હું માલણ, તે જો આ વાત જાણે તો મ્હારો શો હાલ કરે તે તને ખબર છે?" વેલકુવર આ વળી નવો ગજબ તે પણ ક્યારે કે જ્યારે પલ તોલા સોનાના મુલે અંકાય તે વેળાએ, એથી હીમત હારવામાં બાકી કસી નથી તોય ઘણીજ નર્મ વાણીથી દાસીને વીણવવા લાગી. "માલણ મા, રીશે મા ભરાશો. હું કુમારીકા નથી. હું પરણીનાર છું. તે પણ પરદુખભનજન વીક્રમ જેવા રાજા સંગાતે. તે આપણા રાજાજીની નગરીમાં જોગી વેષે આવ્યા હતા તે વખતે તેઓ મ્હારૂં રૂપ સ્વરૂપ ને સત્યવર્ત જોઇ તથા મ્હારા વરદાણને જાણી લઇ મને વરી ગયાછે. તેઓનો આ ગર્ભ મ્હારા પેટમાં છે. આ વેલા તું મ્હારી મા થા. ત્હારો પાડ હું નહી ભુલીશ. આ જે વખત જાયછે તેટલાં હું એક બાલકને જન્મ આપીશ એવી મને અક્રાંતી થાયછે. મેં મ્હારી ધર્મ માતા તને કરીછે. આજથી તું મ્હારી માતા ને હું ત્હારી પુત્રી. માલણ મા, આ વખત સમાલી યશ લીયો. હું ખોટી નથી. સાચી છું; ને ધર્મ પ્રમાણે ચાલનારી ને પતીવર્ત જાલવનારી છું. તું નીડર રેહ." આ કોમલ વાણી સાંભલતાં માલણને મન કાંઇ એવી દયા મયા છુટી કે તે પલથી તે વેલકુવરની મા થઈ. મા કરતાંએ જાદા હેત પ્રીત લાવતી તેના સર્વ સારની સહા-

ધીકાર બની. આ સમજુતી થતાંમાંજ વેલકુવરે એક ચંદ્ર સ્વરૂપ બાલકને જન્મ આપ્યો. કોઈ માહાન રાજ્યધીરાજ બીજ હોય તેવો ચતુર, તેવો ઉતમ લક્ષણી, તેવો રાજય નીશાણ ને ઉંચા કપાલવાળો નીરખી માલણ તોહરખાઈ હરખાઇ ગઈ. માતાએ પણ પુત્રને જોતાં જન્મ સફલ જાણ્યો.

એક દીવસે વેલાવતી નગરનો રાજા પોતાની રાણી સંગાતે હાશ્ય વીનોદમાં છે. અનેક અનેક ગપાં ને ટપ્પા ચાલી રહ્યાછે. રાણી રાજાને પુશ્કળ હશાવેછે ને રાજા પોતાની રાણીનાં નખરાં ને આંખોના ઈનિશારા ઉપર ફીદા ફીદા થયોછે, ત્યાં વાત ઉપરથી વાત નીકળતાં લોકચર્ચા ઉપર એક દાસીથી વેલકુવરના છોકરાની સાંભલેલી વાતનો દ્રષ્ટાંત મેલાયો. રાજા ફીક્કોજ પડ્યો. તે જોતાં રાણીને રમુજ પડી. તે વળી આગલ વધી બોલી "નગર કહેછે કે છોકરો રાજાનો છે." આ સાંભળી રાજાને રીશ ચઢ્યા સાથ ડોળા ફર્યા, તેથી રાણીને બહુજ રમુજ પડી. વળી તે બોલી "તમારા રાજમાં તો અનીતીનો મોટો ધીક્કાર ને તેની ભારી શજો થાયછે; અને આ વાણ્યાણી તો રાજાની રાણી થઈ રાજપુત્રને મોટાં વ્હાલ ને દેવતે લાડથી ઉછાલેછે. કહેછે કે વર્ષનો થયોછે પણ પાંચ વર્ષના જેટલી ઉમરનો તે રાજપુત્ર દીસેછે. તેનું રૂપસ્વરૂપ તો કોઈથી જોવાઈ શકાતું નથી એવો ઈંદ્રજ જોઈ લેવો. વેલકુવર તો કોઇ દેવી હોય તેવી ખુબસુરત. તે ઉજલાં વસ્ત્ર પહેડી આપણી માલણના બાગમાં જ્યમ આકાશમાં કોઇ વેળા પુછસ્યો તારો ફરવા નીકલે ને દેખતા દેખતાંમાં અલોપ થાય તેવું કૌતુક ત્યાં થયુંછે. તેના સ્વરૂપના તો ચાલતી વખતે ઓરા પડેછે. જાણે કોઈ વેરાગણ વીરને કેડ લઈ રમાડવા ને ધવાડવાને આ બાકી પ્રજામાં આવી વસી હોય એવો તો તેનો રોબ મારેછે. રાજાજીના એ સઘળા પ્રતાપ." આ સાંભળી રાજા ઉઠ્યો ને બોલ્યાવના ત્યાંથી ચાલતો થયો. જ્યારે દરબારમાં આવ્યો ત્યારે પ્રધાણને કહ્યું કે "આપણા ખાસ હવાલદારને મેના આપી આપણી માલણના મકાને મોકલી પેલી વેલકુવર ને તેનો પુત્ર હ્યાં દરબારમાં બોલાવ." રાજાનો હોકમ ત્યાં પછે ધીલ તો શી થાય? તર્ત દેખતાંમાં દરબાર વચ્ચે વેલકુવર પોતાના પુત્ર સંગાતે હાજર થઈ. તેને જોતાં દરબાર ચોંકી. રાજા પણ જોતોજ રહ્યો. વેલકુવર આ વખતે લીલાં વસ્ત્ર સજી તેવાજ લીલા રંગનાં વસ્ત્રમાં પોતાના પુત્રને વીટાવી લઇ ત્યાં આવી હતી. તે, ત્યાં રાજા ને દરબારને, બસંત સ્વરૂપ કામદેવને કેડ લઇ પ્રગટ થયું હોય ત્યમ ચીત્ર દીસ્તું હતું. ઘડી પા એ ચીત્રમાં સઘળા રાજ્યાધીકારી સમેત રાજા વેલકુવર ને તેનો પુત્ર ખુબ બારીકીથી જોયા પછે

રાજા સીંહાસન ઉપરથી બોલ્યો, "માતપીતા ને સંગા સંબંધીએ તજેલી ને નગરે હાંકી બાહેર કાઢેલી કુમારીકા, આ છોકરો કોણનો અને આ શો હોહોકાર કે તેં મ્હારા નગરને ખરાબ કહાવ્યુંછે? તું ગ્રહસ્થની દીકરી, વળી શ્રીમંત વેપારીની દીકરી, વળી સઘળામાં શ્રેષ્ટ ભવવાળી, વળી ધર્મ કર્મ વાળી, સુંદર શરીરવાળી, કુલને શોભાયમાન કહેવાડનારી, આરોગ્ય ને અદા અદબ આબરૂવાળી, છતાં આ અનીતીના લાભને ક્યમ રાજી થઇ વળગી? દેવતા જેવાને તું સમાન પુત્રી હોય તો ગર્વ વધે તેવી દીસ્તી અ-બછરા કાંતીવાળી! કામદેવ જેવા તું સમાન સ્ત્રીને મોહે તેવી પતીવર્ત પાલ-વાવાળીને આ હબકું કર્મ કરી કાયા બગાડવા ને સકુલને કાંઇ કલંક ચઢા-વવાને શી ગરજ આવી પડી કે સંસારે વ્યર્થ થવા યોગ્ય આ અઘોર કર્મ કરવા મનથી કાંઇ અંકોશ રહ્યો નહી? નગરના કોઇપણ વેપારીના લાયક પુત્રની માંગણી ત્હારા પીતાથી ત્હારા માટે થઇ હતે તો માનસહીત સ્વીકારવા તે હા પાડત. તે ચોખો માર્ગ મેલી અનીતીનો સ્નેહ સાચવ્યામાં તેં શી આશા રાખી હશે! સત્ય બોલ ને જે હોય તે તેવાજ વૃતાંત્તમાં હાં જણાવી દે. ડરીશ નહી કે હું મારીશ, પણ સત્ય બોલી તરીશ એ મ્હારી મસલહત સંભાલથી અંગીકાર કરજે." વેલકુવરને પોતાના રાજાનાં વચનો હાડેહાડ લાગાં. અપકીર્ત ને અનીતી બન્નેમાં ગેરાયલી વેલકુવરે પોતાને આ સ્થી-તીમાં મેલાયાનો ગમ સાંખી પોતાના રાજાના ચરણ પાસ પોતાના બાલ-કને મેલ્યું ને નર્મ વાણી બોલી "રાજાજી પોતાની પ્રજાના પીતા છે ને હું પણ પ્રજા છું તો આ સત્ય કહુંછું તે તમારી પુત્રીની હકીકત સાભલો." પછે અનાથ વેલકુવરે પોતાના માતપીતા સંગાતની લગ્ન પંચાત, પોતાના કુટું-બમાં તેને પરણાવાની ઉપજેલી કાલજી, તેના ભાઇ ભોંજાઇઓના ટોણા ટકોર, પેલી મુખ્ય ભોંજાઇનું "વીરવીક્રમાદીત્ય સંગાત પરણશો" એ મેહેણું, પોતે તે પરદુખભનજન સાથ પરણવાનું મનમાં નકી કરેલું વરદાણ, તે પછે રાત્રે આત્મઘાત, ત્યાં પેહેલાં જોગીવેષે મળેલો વીક્રમ, છેલે તે સાથ કરેલાં લગ્ન અને પછે વ્યોગ, એ સઘલો હેવાલ સાચે સાચો જે હતો તે કહ્યો. માત્ર ભુલી તે પેલાં પત્ર ને રત્નો. રાજા ને દરબારીઓ અજાયબીમાં ગરક ગયા. રાજાએ બાલકને પોતા પાસે લઇ તપાશ્યો તો આબહુબ વીર-વીક્રમાદીત્યજ બાળક સ્વરૂપમાં! હાથે ચક્ર, પગે પદમ, કપાલે ચંદ્ર તીલક દીસ્યાં! વળી તે બાલક વર્ષનો છતાં બોલવા રમવા ને બેસવા ઉઠવામાં પાંચ સાત વર્ષનો બાસો ટેકેલ ને દીલ જીતી લેનારો, કાંઇક ભવાં ચઢેલાં, દેખાવમાં માહ ગંભીર ને પોતાની માતાના બચાવમાં સીંહ સમાન ટક્કર લીયે તેવો. રાજા બોલ્યો "અહો સુંદરી, ત્હારી વાત તો મેં સાંભલી, પણ તે

ઉપરથી હું કંઈ ચોકસ ગણત્રી ઉપર આવું એ નક્કી કરી શકતો નથી. વીર વીક્રમાદીત્ય જેવો માહ પરદુઃખભનજન રાજા મ્હારી નગરીમાં આવે, ત્યાં રહે, ને તે ત્હારી સંગાતે ખુલ્લાં મેદાનમાં મંડપ રચી લગ્ન ક્રીયા કરી તને વરે, તને ભોગવે, ને તને સઘલી તૃપ્ત કરી વળી આગલ પ્રવાસમાં જાય, એ બહુ આચંબો પમાડનારી કથા છે. તું કન્યા, દેવી સ્વરૂપ, ને સાધુ સ્વભાવની છે. ત્હારી વાત મને આજલગી ક્યાંઈથી એવી મલી નથી કે કોઈએ તને પરપુરૂષ સંગાતે ખુલ્લી જોઈછે. તું બત્રીસ લક્ષણી, સદગુણી ને શીયલ, નગરવાસીઓથી કેહવાઈછે. માત્ર આ એક અલૌકીક વાત બનીછે તેથી તું જ્યાં રહેછે ત્યાં નીતીથી રહી કરી ત્હારા આ પુત્રનું લાયક જતન કર. રાજ્યથી તને ત્હારૂં ને ત્હારા પુત્રનું પોશણ થવા માટે ખર્ચ મળ્યો જશે. ત્હારા પુત્રનું નામ હું **રાજરત્ન** રાખુછું. જો સત્ય સાચવીશ તો સઘલાંમાં તું ચલકીશ." વેલકુવર બોલી "હું મ્હારો કે મ્હારા પુત્રનો બોજો રાજ ઉપર નાખવા ચાહતી નથી. મ્હારી પાસ પોષન અર્થે મ્હારા પતી વીક્રમે મને આપેલી મોહોરો છે. તે મ્હારો પુત્ર પોતે પોતાને જગતમાં દીપાવે એટલી ઉમરનો થાય ત્યાં લગી ચાલે એટલી છે." આ સત્યતા ને સ્વતંત્રતા જોઈ રાજા, વેલકુવર ઉપર બેહદ ખુશ થયો "કન્યા તું પ્રમાણીક ને ધાર્મીક છે. જા આનંદ કર, પણ જો કાંઈ સંકટ આવે તો મ્હારી સહાયતા માંગવાને આનાકાની કરીશ નહી. સુંદરી ત્હારાં માતપીતા ને સગાં વાહલાં સર્વે કોઈ રાજ્યના કરડા ધારાથી તને તજી બેઠાં છે. તું નીરધણ્યાતી છે માટે તું રાજ્યની મતા છે. ત્હારી બરદાસ રાજ ઉપર આવીછે. તું બેપીકર રહે. હું ત્હારા પીતા જગો ત્હારી બરદાસ ને દેખરેખ રાખીશ." વેલકુવર બોલી "માહરાજાજીના આયુષ્ય વધો. પ્રજાનો પ્રેમ ને યશ મેલવો. જગતમાં નલના યશ ને બળ પામો."

"શીતલતાએ શશી હાર્યો, મૂકી કલા પામ્યો કષ્ટ;
તેજ થકો આદિત્ય હાર્યો, ફરેછે મેરૂ ને પૃષ્ટ.
ઈશ્વર-બુદ્ધીથી ઈંદ્ર હાર્યો, કરે ઉપાય તે લાખ;
નલ આગળ મહિમા ગયો, માહદેવ ચોલે રાખ."

## ભાગ બીજો.

"પુત્ર મારે જો ઠાપ, માતા તે માહ લાડ જાણે ;
પુત્ર દીયે જો ગાલ, માતાને ચંડોલ પ્રમાણે ;
પુત્ર દીયે જો ચોટ, માતાને ચતુરાઇ ભાસે ;
પુત્ર દીયે જો કલક, માતા તે મમતા ગાસે ;
ભણ્યો ગણ્યો કહે માતા, જોકે પુત્ર સાવ ગમાડ છે;
રૂસ્તમ કહે માતા હર્ખાય સુની પુત્રવાણી લબાડ છે."

રાજરત્ન રાજકુવરની રીતીએ વીદ્યાભ્યાષ કરી ત્યમ યુદ્ધકલા શીખી ફકત બાર વર્ષની વયે સર્વમાં પુર્વીણ થયો ! તે એક દીવસે પોતાના પંડીત સંગાતે પ્રેમપ્રશ્ન ઉપર પ્રશ્ન પુછી રહ્યો છે અને આ સૃષ્ટી ઉપજ્યાના અનેક તુરંગ ઉપર તુરંગ લડાવેછે, તે સાંભલી ત્યાં તેના કરતાં બેવડી ઉમરનો પંડીતનો વડો નીશાળ્યો એક વેપારી વાણ્યાનો છોકરો હતો અને જેણે રાજરત્ને સંપાદન કરેલાં જ્ઞાનમાંનુ ભાગ્ય અર્ધ ભંડોલ મેલવેલું, તેણે ટાણો માર્યો "પીતાવનાના પુત્રને આ શો હડપ્પું? વ્યભીચારણી માતાનો પુત્ર છેક છકયો છકયો પંડીતની પડવીનો પર્પુ થયોછે!" આ બાન શરીખા વીષ વચન સાંભલી તેની શીરાઇ તેની કમરેથી ઝપાટામાં નીકલી બોલ-નારનો વધ કરવાને સેજ વીલંબ, તેટલાં રાજ્ય પંડીત હજુર તે બેઅદબી કરવાને મનથી ડર્યો. વણીકે કનીષ્ટ જીભ વાવડી પણ રાજ્યબીજે શ્રેષ્ટ આબ પાયલી શીરોઇ મયાણમાંજ રાખી. તે આ વચનથી ખેદ પામ્યો. મનુસ્વ-ભાવજ કડવા વચનથી ફીરાવણ થવાવાલો, વળી તેવા ત્રાસી વચનોથી તો વીરનો પીંડ પ્રવત્ત સમ ગગડાટ કરી મેલે, પણ રાજરત્ન તેના ભીતર બેસવા જેટલી વયને પુગો હતો નહી; તેથીજ તે ઉલટના અવતારથી ફેરવાઇ જઇ ઉદાશીના અવતારમાં ફેરવાયો. તર્ત તે પોતાના પંડીતજીને શલામ કરી તે પાસથી ઉઠી નીસર્યો. મારામારી અટકી તેથી મનને મુંજ-વણી અપાર થઇ ઉદાસી ઉપજ્યામાં એક ફાયદો એ થયો કે વગર વીચા-રનો કોઇ કાલો અનર્થ ત્યાં પ્રગટ થયો નહી. રાજરત્ન, પંડીત પાસથી માતા પાસ આવ્યો, તે વજ્ર તે ઉમરે તો ન્હાનો પણ ગુસ્સાએ માહાન પુરૂષ સમાન ધગધગતો હતો. તેને દેખતાંજ તેની માતા ડરી. તે બોલી "દીકરા શો બનાવ બન્યોછે?" રાજરત્ન બોલ્યો "તું મ્હારી ખરી માતા છે?" "હા દીકરા" તે બોલી. "તો મ્હારો ખરો પીતા કોણ છે?" રાજરત્ન બોલ્યો. વેલકુવર આ પ્રશ્નથી કંપી. જે ચીંતા તેને રાત્ર દીવસ હતી, તે

તે સન્મુખ માહ વીખી મુખ વકાસી તેને આખી ને આખી ગલી જવા તલપી. આ પ્રશ્ન સાંભલવા જગ્યે જો કોઇ દેવતે કરામતે તે ત્યાં શબ થઈ પડી હતે તો હજી તે પ્રાલબ્ધ તે ઠીક માણતે. સ્ત્રી સ્વભાવેજ શરમાલ, વળી સંકોચાતી રૂઠીની, વળી લગાર લગારમાં ફીકી પડી જાય તેવી ઘડાઇછે. તે સ્વભાવ, વેલકુવરમાં ઘણો આગલ પડી તેના પુર્ણ આબમાં ધીકતો હતો. દુઃખદાયક સ્વપ્ન સમાન આ પોતાના પ્રેમ કરતાં પણ વાહલા પુત્રના પ્રશ્નથી વેલકુવરના રોમેરોમ ગઈ ગુજરી સજીવન થઈ મંદ થયલી માયાનો શ્વાસ ખેંચાયો. વેલા બહુ થઈ પોતાના ઉત્તરના પ્રત્યુત્તર માટે, તેથી રાજરત્ને પોતાની માતા માટે શકનો પ્યાલો પીવાને નકી જાણ્યો અને અનીતીના ઉપજેલા અવતારને પલક વચ્ચે ક્ષીણ કરવાને દરૂસ્ત જાણ્યા છતાં છેલું ભાષણ કરવા ને માતાને બે શબ્દોના બાંન લગાડવાને નકી ઠડાવી તે બોલ્યો "માતા સત્ય બોલ, કહુછું કે મુરતી જાહેર આનંદમય ને ઇશ્વરધ્યાણી તે શું બાતેન દૈત્ય લાજે તેવી પાપીણી રહેછે?" વેલકુવર બોલી "દીકરા, ઉતાવલો મા થા. મેં એવું કોઈ કર્મ કર્યું નથી કે તેની લાજનો વૃત્તાંત મ્હારી કે મ્હારી કાયાને ઘેરે. હું એક અનાથ સ્ત્રી માત્ર દયાને પાત્રછું. મેં પ્રેમ કર્યો છે તે દેવતે છે. હું રાજાઓમાં માહ શ્રેષ્ઠ વીરવીક્રમાદીત્યને વરી છું. તેની પરણી ચાહી નાર છું. તે રાજાનો તું હકદાર પુત્ર છે. કો કાલ તું ના જાણીશ કે જેને તું જેવો ઈંદ્રસ્વરૂપ સમાન પુત્ર હોય તે અધર્મ કર્મ કરનારી પાપીણી હોય? કદી અનીતીમાન પ્રેમને વશ થયા ઠાને કોઈ માહ વીષી નાગના દંખનો ભોગ થવાને હું અવલ રહીશ. હું અવલ રહીશ ને આગલ રહીશ. અભાગ્ય અવસ્થાને પોંચવાને મેં છાનુમાનું પ્રેમ બીછાણું ભોગવ્યું નથી. મેં દેવતા જેવા બ્રાહ્મણો ને વીર વૈતાલ જેવા માહ પરાક્રમી પક્ષી શાખ પાસ પરદુખભનજન માહરાજા સાથ લગ્ન કર્યુંછે. દેવ દેવતા ને ત્રૈલોક હકવાજબી ઠરાવે તેવી વડીલ રીતીએ હું મ્હારાં પ્રાલબ્ધને તાબે થઈછું. તું, સત્યવંત માતા ને માહપ્રતાપી પીતાનો સૃષ્ટી પ્રસન્ન થાય તેવો મારકણો શૂરવીર રાજપુત્ર છે. તે પણ વળી માટવી પુત્ર છે." એ પછે પોતાની સઘલી ખરી હકીકત જે અવલથી તે આખર લગી બની હતી તે પોતાના પુત્રને પોતાપાસ બેસાડી નવધાર આશુંએ ગગરતી આંખ્યો સાથ કહી સંભલાવી. તેનાં માતપીતા ને સઘલાં સગાંવાહલા ફરી ગયાં, તે વાત કરતાં તેના હૈડામાં અગ્નીજ ઉછલી ને પ્રગટી. તે પ્રેમના સઘલા આવભાવને આગલગાડી ખાક કરતી ચાલી. રાજરત્ન પોતાની સત્યતા સમાન માતાના હેવાલે બાલક વય છતાં પણ વૃદ્ધ સ્થીતી પુગા સમાન જારજાર રડી પડ્યો. અર્ધઘડી તેનેથી પોતાનું રડવું ક્રેમે

કરતાં રોખાય નહી. અંત્યે પોતાની નબલી પડેલી હાલત રેડવી લઇ, તે સાથ પોતાની માતાને પણ રેડવી તે ઠરયો. અર્ધ ઘડી લગી માતા પુત્ર વચ્ચેનું આલીંગણ રહ્યું. આજ માતાએ મનભાવતાં માતાહેત ચુમ્બનોથી રાજરત્નને ન્યાલ કર્યો. પાસામાંથી છુટા થયા પછે પુત્રે પોતાની માતાને પુછયું કે "કોઈ પત્ર કે નીશાની મ્હારા પીતાએ આપીછે?" આ પ્રશ્નથી વેલકુવર તર્ત ચોંકી હોશ્યાર થઈ. તેને કાંઈ યાદ આવ્યું. તે તર્ત દોડી. તેણે એક ગોલ દુચ્ચો ખોલી લાવી રાજરત્નને આપ્યો. તે તેણે ખોલ્યો. તેમાં એક કટાર, એક વીટી, એક રૂમાલ ને એક પત્ર, જેમાં નવાણું રાજ તુલ્ય રત્ન એટલી મતા હવી. તે જોતાં રાજરત્નના હર્ષની સીમા રહી નહી. તર્ત વીંટી તો તેણે પોતાની છેલી આંગલીએ પેઠી, જે ઉપર "વીરવીક્રમાદીત્ય" નામ લખ્યું હતું. કટાર કમરે ખોસી, જેના હાથા ઉપર રત્નોના જડાવમાં 'વીરવીક્રમાદીત્ય' નામ જડયું હતું. રૂમાલ સઘલો કસબનો તેમાં "વીરવીક્રમાદીત્ય" નામ ચારે બાજુ ને વચ્ચોવચ એક માહાન શોભાયમાન સ્વરૂપ ચીત્ર ગુંથેલું હતું. તે રૂમાલ તેને પોતાની છાતીમાં ખોશ્યો. પત્રના રત્નો તેણે માતાને આપી તે પત્ર ખોલ્યો તો આ તે માંહે લખ્યું હતું:—

"વાંચનાર અગરજો તું મ્હારો પોતાનો પુત્ર હોઇશ તો તું બાર વર્ષ થતાં મ્હારી રાજધાની ઉજ્જણ નગરમાં આવીશ. મ્હારી પાસથી ત્હારા પોષનનું બાર વર્ષનું ગ્રાશ લઇશ. આ ગ્રાશ લઇશ ત્યારે તને હું મ્હારો ખરો પુત્ર જાણીશ. ગ્રાશ ના લઈશ તો તું મ્હારી પુત્રી છે એમ જાણી તમો માત પુત્રી જે મ્હારી પાસ પોતાના પોશણ અર્થ ખર્ચ મંગાવશો તે હું મોકલીશ તે લઈ તમો તમારા ગામમાં એક જગો પડી રહેજો."

આ પત્ર વાંચી જોઈ રાજરત્ને પોતાની માતાને ઠપકો દીધો, "જ્યારે માતા ત્હારી પાસ આ શાક્ષી પુરાવો પુરનાર પત્ર હાજર હતો તો તેં તે ત્હારા માતપીતા ને કુટુંબ કબીલાને કેમ ના દેખાડયો? તું રાજાજી પાસ ગઇ ત્યાં પુરાવો કેમ ના મેલ્યો? માતા બોલી "મ્હારા દીવસ અભાગ્યા તે હું એ પત્રની સુળગી વાત ભુલી હતી." રાજરત્ન બોલ્યો "ખેર, બની તે તો બની. પણ હાલ મને મ્હારૂં ગ્રાશ લેવાને ઢીલ કરવામાં કસો સાર નથી. પુરાં બાર વર્ષની વય મને થઇછે ને મ્હારા પીતાનો મને હોકમ છે તે કરવામાં મ્હારૂં શુરાતન ને વીરત્વ સમાયુંછે. પીતાએ કહ્યુંછે ત્યમ માતા હું ઉજ્જણ જઈ ગ્રાસ લઇ આવું તો વીરવીક્રમનો પુત્ર રાજરત્ન ખરો, નીકર તો પુત્રીજ." માતા બોલી "અહો પ્રભુ આ તો એક પાછલ એક સંકટની હાર લંબાઇછે કે કેમ? પુત્ર ત્હારી ગુંજાશ શી કે તું વીર વીક્રમાદીત્ય જેવા માહ પ્રતાપી

માહરાજા પાસથી આશ ઉઘડાવશે? તેં હજી ઘરનો ઉંબર ઓલંગ્યો નથી. હજી તેં આકાશના તારા બરાબર ન્યાળ્યા નથી, તો તેં સૃષ્ટીના તરેહવાર પ્રપંચી પુરૂષોના ચાલા જાલાં ક્યાંથી જાણ્યાંછે? આ આપણા હાલ હવાલ બાગ કે ગામના ગામડ્યા લોક તે તે માત્ર મોટાં શેહેરની રચના નથી; તે કોઈ કૈલાસ્ય કલાવંતી રચના, જે પુશકળ અનુભવે કાંઇ સેજ સમજાયછે. ગમે એવો પાવરદો સેજે કપટ ને કાવાદાવાનો પથરો ખાઈ મુર્છા પામી હાલ હવાલ થાયછે. સો વર્ષ જીવેલો, મચેલો, ફાવેલો, ફુલેલો ને ફાટી ગયલો અનુભવી જ્યાં કસી ખીસાત કે ડાગમાં લાગતો નથી ત્યાં તું એકાંત, એક હાલહવાલ બાગનું જેવું નવુંસવું ઉઘરેલું પક્ષી, તેવું તું દગાફટકાથી બીલકુલ નાવાકીફ બાળક, ક્યમ મોટી રાજ્યધાણી ને રાજદરબાર ને રાજાના રોબ ને પ્રકાશ ને ચાતુર્ય પાસ ટકાવ કરી શકશે વારૂં? પુત્ર એ કલ્પણાથી હાથ ઉઠાવ ને મ્હારા જેવી અનાથ માતાને ના મુજાવ." વીર પુત્ર બોલ્યો "માતા, હું જેનો પુત્ર છું તે પીતાનો શબ્દ ને આશા ઉપર રાખવા યોગ્ય છું. એ આબ મને દેખાડવામાંજ ત્હારી ને મ્હારી સરસાઈ ને શોભા છે. તું મુજાઈશ નહી માતા. તું ડરીશ નહી માતા. હું નકી છું. જો વીક્રમનોજ પુત્ર છુ તો તે પાસથી આશ લઈ આવીશજ." વાદસંવાદ કલાકના કલાક ચાલ્યો. માતા કહે ના જા ને પુત્ર કેહ જાવું જાવું. અંત્યે બાળ હઠ ફાવી. રાજરત્ન માતાને રાજી કરી તેની રજા લઇ એક રત્ન વેચી કીંમતી ઘોડો લાવી તે ઉપર માહાન રાજપુત્રનાં ભુષણાલંકાર સજી યત્નના બખ્તરમાં વેલાવતની હદથી શ્રી ઉજ્જન પોતાનાપીતા વીક્રમરાજા પાસ આસ ઉઘડાવા ઘોડે ચાલ્યો.

રાજરત્ન રાન વીકાલ ત્યમ નગરે નગરની એપ ને પ્રવાસ કરી પોતાના પીતાની રાજધાણી શ્રી ઉજ્જન નગરમાં આવ્યો. થોડા દીવસ નગર બાહેરના મંદીરમાં ઉતારો લઈ રહી રાજરત્ને નગરનો સઘલો રાહબાટ જોયો. દરેક છુપાં ને જાહેર ઠીકાણા ફરી વળ્યો. નગરના સઘલાં બજાર ને ચૌટા જોઇ વાકીફ થયો. ગુચવણવાલી વાટનો તો તે ખુણે ખુણેનો રૂપ થયો. રાજદરબાર મેહેલ, ખાસ રાજ્ય મેહેલ ને દરેક રાજ્યદરબારી પ્રધાણોના મેહેલ ને મેરીથી માહેર થયો. હલકા મોહલા ને આબરૂદાર મોહલાનો તો તે ભોમ્યો બન્યો. મહીના ત્રણ નગરનો માહીતી થવામાં ગુમાવ્યા. એવો ભોમ્યો થયો કે સઘલાં નગરનો નકશો તેની નજરમાં દોરાયો. એક દીવસ રાજાવીક્રમની સ્વારી નીકલી હતી, તે જોતાં પોતાનો તુરી માર્ગમાં એક બાજુ ઉભો રાખ્યો. તેણે વીચાર્યું કે "આજ મ્હારા પ્રતાપી પીતાને સઘલા ઠાઠમાઠ ને રાજ્યાલંકારમાં બરાબર જોવાને

બનશે, માટે હ્યાં લગાર ઠમૂં ને પીતાના દ્રષણ કરૂં કે કેવી શોભાયમાન સુરત છે?" આ વીચારે તે દુર જ્યાં લોકની ગરડી ના હતી ત્યાં ઘોડો ડોભાવી ઉભોછે ને સ્વારીનો તમાશો જોયછે. નગર લોક સઘલું રસ્તાની બાજુ ને મેરીએ ને છાપરે જ્યાં પણ જગા મલી ત્યાં જમાવ થઇ ઠર્યું હતું તે સ્વારી જે પાસથી પસાર થતી ત્યાં તે વેલા સોના રૂપાના ફુલ ફલથી રાજા ઉપર વધાવો વરસતો હતો. પ્રજાનો પોતાના રાજા ઉપર બહુજ પ્રેમ હતો. રાજા હાથી ઉપર રત્ન જડીત અમ્બારીમાં બેઠો હતો. તેના તન ઉપર જે જહવેરાત ને મોતીનો પ્રકાશ થયો હતો; તેથી તે માહાન રાજા દેવ સમાન સ્વરૂપે પુંજવા-લાયક પ્રતાપવાન માહમૂરત દીપી હતી. બેમુલાં રત્નોથી ગરકાવ તેનું બદન અપાર ઝલઝલ થતું હતું. તેણે જે મુક્તા જડીત મુગટ માંથે મેળ્યો હતો તેની ઝલક ને તેજ આપે તે તે સ્વારીમાં એક સૂર્ય પ્રકાશ્યો હતો. તે પ્રતાપવાન વીરવીક્રમની દ્રષ્ટી રાજરત્ન ઉપર પડી ને બન્નેનાં નેણ સામસામાં મળ્યાં, ત્યારે તે રાજા તે તેજશ્વી જવાનને જોઇ લગાર ચકીટ થયા સમ ચોંક્યો. પણ જ્યારે તે ઘોડસ્વાર શૂરાની શલામ ના મલી ત્યારે તો તે લગાર ફીકો માર્યો. રાજા વીક્રમ ખ્યાલમાં પડ્યો "આ કોઈ માહ રૂપાલો પુન્મ ચાંદાજ કોઈ વાયુવેગા ઘોડા ઉપર સવાર થયલો આકાસથી ઉતરી આવ્યા સમાન જણાયછે. જેણે વદન ઉપર શૂરાઓને ઘડીભર શક પડે તેવું શસ્ત્ર સજીત કવચ સજ્યું છે. માહ છટાદાર તેની ઘોડ સ્વારી લેવાની ઢપ ને અદ્દર બેસવા જેવો રોબ તો સૈનાધીપતી ચાલો શોભ્યો છે. ઉમર તો બહુ ન્હાની માન માન મર્દ ખપ્પા જેટલી ગુજરી દીસેછે ને છે કોણ એ કે મને શલામ કરતો નથી? સીધી નજરે ટગર ટગર જોતો રહ્યો છે પણ આડી નજરે પણ લગાર નમતો કે માન દાખવતો નથી? જ્યાં છે ત્યાં એ કોઈ મોટા રાજાધીરાજનો યુવરાજ જણાયછે. ત્યાં લગી આ ઢંગ તો હોય નહી. હાઃ હાઃ આ સમાન સુંદર ને શૂરો એક પણ પુત્ર મને હોત ને મ્હારી પાછલ મ્હારા રાજસ્થાન ને સતાનો રખેવાલ ને માહરાજ થાત તો હું મ્હારાં ધનભાગ્ય જાણુત." રાજપુત્ર પણ વીરવીક્રમનો રોબ ને દબદબો જોઈ આચંબો પામી વીચારવા લાગો "અહો લખી રેખા, આ મ્હારો પીતા તો માહબલી એક બીજો ઈંદ્રજ આ સૃષ્ટી ઉપર જોઈ લેવો. મ્હારૂં ધાર્યું કયમ ફાવશે? હું એ શૂરવીર ધીર વીરજીતને કયમ જીતી આશ લઇ શકીસ? જ્યાં દેવતા દાનવ સમાન ખપે ત્યાં પછે સુસમ ગમે ત્યમ હોય પણ માનવીનું શો ગજું? હોની પ્રબલમાં જોઇયે શો સાર નીપજેછે?" રાજાજીની સ્વારીએ આગલ ચાલી ને રાજરત્ન ત્યાંથી ઘોડો મેલી નીસર્યો. રાજરત્ને ઠરાવ કર્યો, "ઠીક આ સુઅવસરથીજ કોઇ બાજી રચવી.

પ્રતાપવાન પીતાનું મોહ જોયુંછે તો મને તે જોવા સાથ મ્હારી ગ્રાસ મે-
ળવવાની બાજી રચવામાં સગણ ઠીક થયાછે." તે વીચારે તે આગલ
આવ્યો તો નગરમાં દુર જતાં એક બાગનો દરવાજો ખુલ્લો જોયો. તેમાં
તેણે પોતાનો ઘોડા ચલાવ્યો. તર્ત ત્યાં ઘોડાને જીન લગામ ઉતારી લઈ
પાસે છુટો મેલ્યો ને પોતે જીન લગામનો તકયો કરી ત્યાં સુગંધી ફુલ કયા-
રામાં ઉંઘાયો. આ બાગ ખાસ રાજા વીક્રમનો હતો. ત્યાં રાત્રી થોડીક બાકી
છે, તે સીતલ પોહોરે વડી માલણ રાજા માટે ફુલ ચુનવા આવી. તેણે ત્યાં
એક રાજપુત્ર સમાન સ્વરૂપાળ જવાન ઉંઘતો જોઈ એક ફુલની ડાંખરી
મારી જગાડ્યો. ઊંઘેલો જાગ્યો તેને માલણ પુછવા લાગી, "એ જવાન
તું કોણ છે કે હ્યાં બેધરક નીંદ્રાવસ થયો? આ બાગ રાજા વીક્રમનો છે ને
હું તેની માલણ છું. કોણના હોકમથી તું હ્યાં આવ્યોછે? કોણે તને હ્યાં
આ ફુલના કયારામાં ઉંઘવાની રજા આપી? ત્હારા હ્યાં ઉંઘી ગયાથી સઘળાં
સુંદર ને સુગંધી ફુલ દબાઈ ગયાં તો હું આજ રાજા માટે કયાં પુષ્પો લઈ
જાવું? અહો જવાન આ બાગમાં દેવદેવતા જેવાને પેસવાને સત્તા નથી.
સત્તા કોણના બાપની સાવ હોકમ નથીજ. તું એવો કોણ કે તને હ્યાં
ઉંઘી જવા ને આ પુષ્પોના સુગંધી કયારાનો નાશ કરવાને કસો ભય ના
ઉપજ્યો કે ક્યમ તે મને કહીશ? તું શું ઉજ્જણની પ્રજા નથી? કોઈ પ્ર-
દેશી છે? કોઇ અજાણ્યો, ત્હારો માર્ગ ભુલી માંહે આવી ઢોર માફક સુતોછે?
સાચું હોય તે કહી દે." રાજરત્ને આંખ ચોલતાં જવાબ દીધો "માતા હું
રાજપુત્ર છું. શીકારે નીકલેલો માર્ગ ભુલ્યો હ્યાં બાગમાં આવીને સુતોછું.
થાકો હતો તે થાક ઉતરીછે. તું કહેછ ત્યમ અજાણ્યો ને વળી પ્રદેશી મુ-
શાફર જેવોછું. મેં તને માતા કહી પ્રથમથીજ, મ્હારી તું માતા આજથી ને હું
તારો પુત્ર. આ રત્ન તું લે ને મને ત્હારી પાસ થોડા દી રેહવા દે." એ
કહેતાં એક અમુલ્ય રત્ન માલણના હાથની હથેલી ઉપર મેલ્યું, તે જોતાં તે
તે જુવાન ને વળી મુછ વનાના ચંદ્ર સ્વરૂપ ઉપર ફીદા થઇ. માલણે પ્યા-
રથી તેને પોતાને ઘરે લઈ જઇ ઉતારો આપ્યો. તેની સેવા માહાન હે-
તથી કરવા લાગી. રાજા વીક્રમની આ ખાસ માલણ હતી જે પુષ્પવૃષ્ટી
કરવા માટે ઠરેલી હતી. કામ માત્ર તેનું જ્યારે રાજા સીંહાસન ઉપર આવી
બીરાજે તે આગળ રાજ સીંહાસનને સુગંધી ફુલોની વૃષ્ટી કરવી. આ વાત
રાજરત્ને જાણી. વળી તેને ત્યાં ઉતારો લીધાને થોડા દીવસો પણ ગુજર્યા
છે. માલણ રાજપુત્ર ઉપર ઓલિઓલ વારી જાયછે. બહુજ કુરબાની કરેછે.
રાજરત્ન પુષ્પ ચુનવામાં વખતે વખત માલણને કામ લાગેછે. બાગમાં
જઈ એક દીવસ રાજરત્ને એક ચીઠી લખી:—

"શ્રી ઉજ્જણ નગરના રાજા વીક્રમાદીત્યને જાણ થાવ કે અમારૂં ગ્રાશ આજ બાર વર્ષ થયાં તમોએ મોકાલ્યું નથી, તે ચઢેલું ગ્રાશ તર્ત આ કાગલ વાંચતા વારમાં મોકલી આપવું. કહુંછું ધીલ લગારે કરશો મા. સહી ગ્રાશ્યાજી." એ ચીઠી પુષ્પવૃષ્ટી ટોપલીમાં માલણ ના જાણતાં પુષ્પોમાં ભેલી નાખી. ધારા પ્રમાણે સીંહાસન ઉપર પુષ્પવૃષ્ટી થઈ. ત્યાં પેલી ચીઠી માલણ ના જાણતાં શીંહાસનની બેઠકની બાજુ પુષ્પો વચ્ચે પડી રહી. જ્યારે વીક્રમ તે સીંહાસન ઉપર આવી બેઠો, રાજકારભારી ને રાજપ્રધાણો આવી પોતાની બેઠકે બીરાજ્યા. રાજ કારોબાર ઘડી અર્ધ ઘડી રાબીતા માફક ચાલ્યોછે તેટલાં બાજુમાં પડેલી ચીઠી ઉપર ઓચીંતી રાજાવીક્રમની નજર ગઈ. તે ચીઠી રાજાએ લઈ ઓલી વાંચી તો માંહેની બીના જાણી તેની અચરતીનો પાર નથી. રાજાએ તે રૂકો પ્રધાણોને આપ્યો. સઘળાઓ વાંચી બોલ્યા "માહરાજ, લખનાર બીલકુલ મુર્ખ કે સાવ ગાંડો માલમ પડેછે કે જ્યાં ઈંદ્રની હામ લડરે તે જેવા શૂરા રાજા પાસ ગ્રાસની ઉઘરાણી કરેછે?" વીક્રમ પણ તેમ સમજ્યો. રાબીતા માફક પછી કારોબાર ચાલ્યો. રાજરત્ન ત્યાં વેપારીના પોશાગમાં હાજરહતો તેણે સઘળો મામલો જાણ્યો. કચેરીએ ગ્રાશ માગનારને મુર્ખ કીંવા ગાંડો ઠેહર્યોછે તો ફરી બીજો યાદી પત્ર લખવો. એ નકી વીચારે બીજે દીવસે બીજો પત્ર લખી પેહેલા માફક ટોપલીના ફુલોમાં ભેલ્યો. ફરીપણ દરબાર ભરાઇ. રાજા તખ્તે આવી બીરાજ્યો. પ્રધાણો પણ હાજર થયાછે. ફરી રાજકારોબાર કચેરી પોતાના કામે વલગીછે, તેટલાં રાજાજીની નેધાએ વલી રૂકો પડ્યો તે ઉંચકી ઓલી વાંચ્યો:—"રાજા વીક્રમાદીત્યે પોતાની શોભામાં બાર વર્ષનું ચઢેલું ગ્રાશ તર્ત વેળ ઓવે મોકલી આપવું. ગઈકાલ મને રાજ્ય શભાસદોએ ગાંડો ને મુર્ખ ઠેહવી લક્ષ ના દેવાને ભુલડાપ બાંધીછે. હું નકે નકી જણાવું છું કે મ્હારૂં ગ્રાશ મને નહી મલશે તો નગરની પાયામાળી થશે ને ઉજ્જન રાજ્ય લય પામશે. જો તમો ડાહ્યા હોવ તો મુર્ખા રાજ્યપ્રધાણોનું કાંઇએ ન સાંભલતાં તત્કાલ અમારા ચઢેલા ગ્રાશનો આબરૂ ને ભરયાભારમાં નીકાલ કરજો. વાતના અખાડા કર્યામાં માલ નથી. નકી કર્યામાં સર્વ જુની નવી શોભા જલવાઈ છે. જો મ્હારો પેહેલો કાગળ વાંચીને મ્હારૂં ચઢેલું ગ્રાશ મોકલી આપ્યું હતે તો આ બીજો ત્રાસદાયક વચનોનો પત્ર લખવાને મને આ ખેદકારક માર્ગ લેવો પડતે નહી. સહી ગ્રાશ્યાજી" રાજા આ બીજો કાગલ વાંચતાં ચોંક્યો. તેણે તે તર્ત પ્રધાણોને વાચવા આપ્યો. રાજા બોલ્યો "એવો તે કોણ ગ્રાશ્યો છે કે હું જેવા પૃથ્વીપતી માહરાજા પાસ ગ્રાશની ઉઘરાણી કરેછે? એને પકડી લાયક સજા કરવી જોઇયે કે

ફરી એના જેવી કોઇ બીઅદબી કરવાને હીંમત બીડ નહી. આ વીશે બીજા પ્રધાણો ને રાજા વચ્ચે મસલહત થઈ ત્યાં તે ગ્રાશ્યો પકડવાનું બીડું મેલાયું. "જે કોઈ આ હીંમતવાન ગ્રાશ્યાને પકડી લાવી રાજ કચેરીમાં હાજર કરે તેને પાંચ મુલકની જાગીર ને રાજેન્દ્રનો બીતાબ અર્પણ થશે." આ બીડું મેલાયું તે રાજાના ખાસ બે બ્રાહ્મણ પ્રધાણો જેઓ સગા ભાઇ હતા તેઓએ તે કચેરીમાંથી ઉંચકી લીધું ને રાજાને શલામ કરી કે "ગ્રાશ્યાને પકડી અમો હાજર કરશું. તમો જેવા પરદુખભનજન માહરાજાની રાજધાણીમાં ગ્રાશ્યો તે કેવો હોય? અમો બન્ને ભાઇ નગરના ઉત્તર દરવાજે આજ રાત્રે ચોકી મેલીશું ને ત્યાંથી એ ગ્રાશ્યાને પકડવાના અમારા યત્નનું મંદાણ કરીશું. જો ગ્રાશ્યો રાજબીજ હશે તો ત્યાં અમને મળી બાઠ બીડશે, નીકર તે હલકી વર્ણનો જાણવો. અમારી ચોકી ઉપર તે આવી લાગો તો રાજાજી નીશ્વય માણજો કે તેને પકડી બાંધ્યોજ. તેના નાખ કાન કાપી સઘલે મોહોને ચુનો લગાડી રાજ્ય કચેરીમાં હાજર કરીશું. પછી જે રાજાજીને શીક્ષા કરવી હોય તે કરે." કચેરી બરખાસ્ત થઈ. આ સઘલો તમાશો જોવા ને ત્યાંની બની જાણવા રાજરત્ન હાજર હતો. તેણે તે સઘલો બંદોબસ્ત જાણી લીધો. તે માલણને ઉતારે આવ્યા પછે વીચારવા લાગ્યો કે "આ બે ભાઈ સેહદેવ ને મુલદેવ ભણેલા ને પુરા લક્ષણી બ્રાહ્મણો છે. વળી ઉત્તમ પંકટીના પ્રધાણો કેહવાયછે. વળી ચતુરાઇમાં વખણાયલી જોડ છે. શો પરાક્રમ રચું કે એ બન્ને પોતાના ગર્વના નાશમાં સપડે? એ બન્ને મગરૂરીથી મ્હારા હાલ કરવાને પંકાઈ બોલ્યા તેવી સ્થીતી એઓનીજ કરૂં તો કેમ?" પછે રાત્રે માલણ વગેરે સઘલાં ભરઉંગમાં પડ્યાં કે મધરાત્ર ઉપર બે પોહોર થયા પછે પોતે સ્ત્રી શૃંગાર કર્યો. સુંદર શરીર તેથી સુંદરીનો વેષ લીધો કે ઈંદ્રની ગુણકાજ બની. પછે પુંજાપાત્રીની થાળ લઈ છણણ છણણ ઝાંઝરનો ઝળકાર કરતી ચાલિ ચાલ્યો તે પેલી ઉતરની ચોકી તરફ ગયો. ત્યાં જોય શું કે પેલા પ્રધાણો ઠીક જમાદાર ને શીપાઇઓ લઈ ચોકાસીમાં બેઠાછે. બ્રાહ્મણ ભાઇઓમાંના એકની નજર તે ઉપર પડી કે કોઈ સુંદરી શોલ શૃંગાર કરી દેવ પુંજાની થાલ લઈ જાયછે તેથી તર્ત જમાદારને કહ્યું કે "પેલી નવ જોબના સુંદરીને મ્હારી કને બોલાવી લાવ." જમાદાર હોકમ બજા લાવ્યો. સેહદેવે પ્રથમ તે સુંદરીને પ્રશ્ન કર્યો "ઓ સુંદરી તું કોણ સ્ત્રી છે? આ મધરાત્રે આ અમુલ્ય શૃંગાર સજી કરી કયાં જાયછે?" તે સુંદરી બોલી "સેહદેવ તમો મ્હારા ઘરના ગુરૂ બ્રાહ્મણ થઈ મનેજ ભુલ્યા? હું રાજકન્યા છું, તે હરશીધમાતાની પુંજાએ જાવું છું. તે પુંજા કરી ફરીશ તે વેલા જે પેહેલો

પુરૂષ મારા દીઠામાં આવશે તેને હું વરીશ. મને રાજમંદીર અનગમતું થયું છે. રાજ્યરીતીનું બંદીખાણું મ્હારાથી સહન થઈ શકતું નથી. કોઈ લાયક સાથ મળશે તો તે સાથ હું ત્યાંથી નીકળી જઈશ. મ્હારી પાસ પુષ્કળ ખજાણો અનમોલ રત્નોનો છે. એક રાત્રના પાંચસો કોસ ચાલનારી બે ઘોડી તૈયાર રાખીછે. તૈયારીમાં કસી મના નથી. માત્ર હરસીધ માતાના દ્રષણ કરી આવું એટલી ખોટી છે. પણ સેહેદેવ તમો આજ મધરાત્ર ત્યાં કેમ? મને જરૂર તે કેહો કે તે સાંભળી હું જાઉં. મ્હારૂં તમારી ઉપર શા સબબ હેત થાયછે. જાણે તમો પાસથી આગળ ખસું જ નહી." સેહેદેવ તે સુંદરીનો શૃંગાર ને જોબન જોઈ બસ પલક મેલામાં મોહી પડ્યોજ, "કામીણી તું મને તો પુંજા પેહેલાં મલી તો પછે આપણે બન્ને ધણી ધણ્યાણી. વળી બીજો કોણ આ રાત્રી તને મળશે, વ્હાલી?" સુંદરી બોલી "મને પણ કમ વ્હાલ ઉપજ્યું નથી. પણ જ્યારે તમો મ્હારા સ્વામી થયાછો તો હરશીધ માતાને મેલી તમનેજ આ સઘળી પુંજાપાત્રીનો સામણ વધાવી અર્પણ કરૂં." પછે પેલી થાળમાંથી સઘળો પુંજાનો સામણ કાઢી સેહેદેવને ચઢાવ્યો. ફુલના હાર પેહેરાવ્યા. કકુનાં ટીલાં કર્યાં. તેલ છાંટયું ને લાડવો ખવાડ્યો. પેલા સઘલા સીપાઈ તથા જમાદારને પણ બીજા લાડવા તે ખુશાલીમાં વેહેંચી ખવાડ્યા. આ લાડવા કેફી વસ્તુના બનાવ્યા હતા તે ખાતાંવાર સઘલા મુર્છા પામ્યા. સેહેદેવને જે તે કચેરીમાં બોલ્યો હતો તે સઘળાં ચીનઃથી નકી કર્યો. બાંધ્યો, નાખ કાન કાપ્યા, ને મોહોને ચુનો લગાડ્યો. રાજરત્ન પછે સુંદરીવેષે બીજી બાજુ સુળદેવ ચોકી લઈ બેઠો હતો ત્યાંથી પેહેલાં પ્રમાણે ચાલ્યો. ત્યાં પણ સેહેદેવને ઠગ્યા પ્રમાણે ચતુરાઈમાં ફાવ્યો ને તેના પણ તેવાજ બુરા હાલ કર્યા. ત્યાંથી તે સુંદરી ઠાઠમાઠે રાજાના મંદીર પાસથી ચાલી. ત્યાં ઉભેલા ચોકીદાર સીપાઓ તે સુંદરીને જોઈ રહ્યાછે તેટલાં તે સુંદરીએ તેઓને કહ્યું "બ્રાહ્મણ પ્રધાણીએ પેલા બ્રામ્યાને પકડ્યોછે તે ખબર રાજાજીને કહો." રાજરત્ન ત્યાંથી ચાલ્યો તે પોહોર રાત્રી રહી ત્યારે પોતાના ઉતારે આવ્યો. સ્ત્રી શૃંગાર ઉતારી તે પોતાના અસલ પોશાગે પોતાની ઓરડીમાં નચીંત ઊંઘ્યો.

પરોઢિયે નગરમાં બ્રામ્યા પકડાયાની હોહા થઈ રહી. રાજા વીક્રમે જ્યારે આ સમાચાર જાણ્યા ત્યારે તે બહુ મગ્ન થયો. બ્રામ્યાની અડચણ ટાલવાવાલા પ્રધાણો માટે મોટું મત બાંધીને જલદીથી રાજ્ય કચેરી ભરી. બંદવા બ્રામ્યાને ત્યાં દરબારમાં બોલાવી મંગાવ્યા. નાખ કાન વનાના બે ચુનો ચોપડેલા ચેહેરાવાળાઓને જોતાંજ રાજા કોપ કરી ઉઠ્યો.

"અયોગ્ય કાગલ લખી આશ માગવાના પરીણામમાં આ શો શીક્ષા પામ્યાછો તે સમજ્યા ના હોવ તો વળી પુરતીપેર સમજાવવાવાળા બીઆ-ણુનાની તલવાર લઇ મારાઓ આવ્યાથી વીક્રરાયલી શ્યાણનું ઠીક ખંડણ થશે." આશ્યા સમાન શીક્ષામાં હાજર થયલા રાજાના બન્ને પ્રધાણો સેહેદેવ ને મુળદેવ એકીવારે બોલી ઉઠયા "માહ પ્રતાપી રાજાજી અમે આશ્યા નથી પણ બ્રાહ્મણ પ્રધાણો સેહેદેવ ને મુળદેવ છૈયે. અમોએ આશ્યાને પકડયો નહી પણ આશ્યાએ અમને પકડી આ સ્થીતી કરીછે." પછે તે બન્ને ભાઇ ઘણા લજવાયા. જો કે રાજાએ આ હાલ બનવાની હકીકત પુછી પણ તેઓ મુગાજ ઉભા. રાજા માહ ઉદાશ થયો ને બન્નેને તેમને મકાન જઇ પોતાની હાલતનો ઇલાજ કરવાને તાકીદ કરી. વળી કહ્યું કે "નાખ કાન વનાના પ્રધાણોથી રાજ્ય દરબારને કલંક છે, માટે તમને બેઠો મુસારો મલશે. તમારે ગામ બાઇ આનંદમાં દીન ગાળવા."

રાજા આશ્યાના બલ ને ચાતુર્ય માટે ચીંતાતુર થયો. ફરી તેણે કચેરીમાં આશ્યાને પકડી લાવવાનું બીડું મેલ્યું. તે નટ ને બટ નામના રાજાના માહ પરાક્રમી ને હાસ્ય શકતીવાળા ખાસ હજામોએ ઉઠાવ્યું. તેઓ બોલ્યા "શ્યાણપણ ને દીર્ઘ દ્રષ્ટીમાં હજામોની બરોબરી કોઇ કરી શકનાર નહી. અમો તો ખરા કે આશ્યાને પકડી, તેનું નાખ કાન કાપી ઝાડ સાથ ઉંચો બાંધી ટાંગ્યે. અમો બે પશ્ચમની ભાગોલના બન્ને દરવાજે નોખા નોખા ચોકી કરતા બેસીશું ને તેની સઘળી હીલચાલની ખબર મેલવી તેનો મંઓ ઉતારીશું ને રાજ્ય કચેરીએ લાવી હાજર કરીશું." કચેરી બરખાસ્ત થઈ. નટ ને બટ જોઇતી ચોકી સંગાતે પશ્ચીમ ભાગોળ તરફ ચાલ્યા ને રાત્ર ત્યાં વીસામો લઈ રહ્યા. કચેરીની વાત સઘલી રાજપુત્રે ત્યાં હાજર હોવાથી જાણી. તે પણ જેવો પોતાને ઉતારે ગયો તેવો હરીફાઇની સરસાઇ મેલવવાની મનમાં ગોઠવણ કરવા લાગો. તેણે જોગીનો વેશ ધારણ કર્યો. સીર ઝટા ને બાંધે ઝોળી ઓઢવી લીધી. એક તુમડું સંગાતે રાખ્યું. તેમાં કેરી પાણી ભર્યું હતું. તે જોગીસ્વરૂપ ધારણે આલેખ જગાવતો મધરાત્ર ગુજર્યા પછે પેલી પશ્ચમની ભાગોલ તરફ ચાલ્યો. તે બાજુ નટ બેઠો હતો તે તેને જોતાંજ બોલ્યો "બાવાજી આ મધરાત્રે અલેખ જગાવતાં શો નફો થશે? સઘલું નગર તો નીદ્રા ખેંચેછે ને તું ભીક્ષા માંગેછે એ તો કૌતુક છે." "મને નગર કે નગરવાસી સંગાતે શો સંબંધ છે? હું ભીક્ષા માટે નીકળ્યો નથી. હું તો મ્હારા રાખીતા પ્રમાણે કૈલાસથી જ્યાં નદી તટ સ્નાન કરવા જ્યમ હમેશ આવુંછું ત્યમ આવ્યોછું.

મેં સ્નાન કર્યું કે ફરી રાબીતા પ્રમાણે કૈલાસ આવ્યોજ. એ નટ તું હ્યાં આશ્યાને પકડવા બેઠોછે તે આશ્યો તને મલનાર નથી," જોગીએ જવાબ વાળ્યો. નટ બોલ્યો "બાવાજી તે આશ્યો પકડાય તેવો કોઈ ટુચકો ત્હારી પાસ છે?" જોગી બોલ્યો "હજાર બ્રાહ્મણ જમાડવાની કબુલાત આપે તો અબગડી આશ્યો ક્યાં છે તે તને દેખાડી દઉં." નટ બોલ્યો "ઈનામ મળ્યા પછે હજાર બ્રાહ્મણ જમાડીશ." જોગી તે સાંભલી સંતોષ પામ્યો હોય ત્યમ નટ પાસ જઇ બેઠો. તર્ત તુમડાંમાંથી એક પયાલી કેરી પાણી ભરી કાઢી તે નટના હાથમાં પકડાવી બોલ્યો "સત્ય રેહજે. આ સ્વર્ગ અમૃત્ત ભરેલી પ્યાલી આંખ વીચી પી. એની કરામતથી તું સૃષ્ટીની છાની છુવાઈ દેખીશ. બીજી પ્યાલી પીવે સ્વર્ગનો સઘલો મહીમા તને નજરે પડશે. ત્રીજી પીધી કે પાતાલ ત્હારી પાસ ખુલ્લું થયુંજ. પણ તને તો માત્ર એક આશ્યો પકડવો છે તો એક પયાલી બસ છે." લોભીને ઇચ્છેલું મલવાની આશા મલે તો દેખતો અંધ થઈ જઈ પાસેનું પણ ખોવાને રાજી થાય, ત્યમ નટ જોગીને સાચો માણી પ્યાલી પી ગયો. નટે વીચાર્યું પ્યાલી એક પીવાના બદલામાં હજાર બ્રાહ્મણ જમાડવા પડશે ને ત્રણ પ્યાલી માટે પણ તેટલાજ, તો હું ત્રણ પી ત્રૈલોકના સઘળાં ખુણે ખુણાનો તમાશો ને ભરમ પામુ તો ક્યમ? તેથી કેહવાલાગો "બાવાજી બીજી પ્યાલી પણ પાવો કે સ્વર્ગ તમાશો જોઇ વલું." જોગીએ બીજીએ ભરી કાઢી. કાંઇ તે ઉપર બબરી ફુંક્યો. નટે તે લઇ ઝપાટામાં ગલે ગટ દઇ ઉતારી. વળી હજામનીજ જાત. તે બોલ્યો "ત્રીજી પણ દ્યો." જોગીએ તર્ત ત્રીજી પ્યાલી પીવાને આપી. નટે તે હાથમાં લઇ મઝમનથી પી પ્યાલી જોગીના હાથમાં આપતાંમાંજ તે મુરડું થઈ પડ્યો. ત્યારે રાજ્કુવરે તેની પાગડીથી બાંધી તેને ઝાડ સાથ ઉંધો લટકાવી દીધો. તેના નાખ કાન કાપી લઈ જ્યાં ખટ બેઠો હતો તે બાજુ તે અલેખ જગાવતો આવ્યો. ખટે પણ નટ પ્રમાણે જોગીને પ્રશ્ન પુછ્યો ને આમણ સામણ ઉતર પ્રત્યૂતર થઇ એક બે ને ત્રણ પ્યાલી પી જઈ તે પણ નટના હાલે ત્યાં ઝાડ સંગાતે બંધાઇ લટકતો થયો. રાજપુત્ર બે ઘડી રાત્ર બાકી તે વેલાએ પોતાના હરીફોનો ઠીક રકાસ કરી ઉતારે આવ્યો. તે સોંગ ઉતારી અસલ વસ્ત્ર પેહી આનંદે પોતાની ઓરડીમાં સુતો. પણ ઉતારે જવા પેહેલાં રાજાની મેરીના રખવાલોને આશ્યો પકડાયા માટે જાણ કરી ગયાથી રાજા તે સમાચાર જાણી ખુશ ખુશ થયો હતો. જ્યારે રાજ્ય કચેરીની ઠઠ મલી ત્યારે આશ્યા હાજર થયા. રાજા તે ઉપર બહુ કોપાયમાન થયો. પણ અંત્યે તો નટ ને ખટ તે હાલહવાલ આશ્યા જણાયા. રાજા બોલ્યો "આ તમારા શો હાલ?" નટ ને ખટ

ઘણાજ લજવાયા. કાંઇ બોલી શકયા નહી. રાજાએ તેઓને પણ પેલા બે બ્રાહ્મણો પ્રમાણે મુશારો બાંધી ગામ જઇ બાકીની ઉમર રેહવા કહ્યું.

રાજાએ નટ ને ભટની બુરી દશા થયાથી ગ્રાશ્યાના બલને જબરૂં જાણ્યું. તેણે ફરી સભા વચ્ચે બીડું મેલતાં પોતાના મંત્રીઓને જણાવ્યું કે "તે ગ્રાશ્યો માહ જબરો ને ઘણોજ ચબરાક છે. તમો નભરવસપણે કામ લોછો તેથી તમો નામોશી પામોછો. માટે મોટી હોશ્યારી વાપડો. આ બીડું વળી કોઇ શૂરો ચતૂર મંત્રી લીયે ને એવું નહી થાય કે તે પણ વળી આગલાઓની અવસ્તામાં સપડાઇ જઇ બાતલ થાય!" આ બીડું લલો ને પતો બે રાજાના ખાસ હલવાઇઓએ ઝડકયું ને ગ્રાશ્યાને પકડી લાવવા ત્યમ તેના બુરા હાલ કરવાની ખાતરી દીધી. ઇનામ જબરૂં તેની પણ લાલચ પડી. લલા ને પતાએ ખુબ હોશ્યારી ભરી જીભ ચલાવી, "હજામ તે હજામજ. માથું બોડી જાણે. બ્રાહ્મણના દીકરા તો ભીક્ષાથી પેટ ભરે. અમો બન્ને ભાઇ તો બજારના બેસનાર, મોટા વરાના પકવાણ પુરાં પાડનાર, લઇયે દામ તેનું ભાગ્ય પા મુલનું તોલી દેનારા; એવા હોશ્યાર. વળી હજારો તરેહના લોક સંગાતે વેહવાર વાતચીતમાં આવનારા; તે સેજ શબ્દમાં પર્ખ કરી લઇયે બોલનારને, તેવા ચતુર. આજ અમો બન્ને ચકલે અમારી મીથાઇની દુકાણે ચોકાસી રાખીશું. કાંઇ પણ જુગ્તીથી ગ્રાશ્યાને પકડી તેના બન્ને કર છેડી શીક્ષા કરી નીર્બલ કરીશું. રાજકચેરી ભરાશે તે વેલા હ્યાં લાવી હાજર કરીશું કે તેના ગર્વ ને જુલમનું સાસન થાય." રાજા હલવાઇઓને સાંભલી હરખાયો કે ગ્રાશ્યો સપડાયો. કચેરી બરખાસ્ત. સઘલી સભા વીસરજન થઇ. રાજા મ્હોલે ચાલ્યો. રાજપુત્ર સભામાં પ્રજા વેસે આવ્યો હતો તે હલવાઇઓની વાત જાણી તેનો વીચાર કરતો તેઓની પાછળ પાછળ તેઓની મીથાઇની દુકાન ને ઘર બરાબર જોઇ લઇ પછે પોતાને ઉતારે ચાલ્યો.

રાત્રે નગર નીંદ્રાવસ થયું, પણ લલો ને પતો રાજા પાસથી બીડું ઝડપી આવેલા, તેઓ ગ્રાશ્યાની ચોકી કરતા નોખી નોખી દુકાણ માહે બેઠાછે. જ્યાં લલો છે ત્યાં પ્રથમ રાજરત્ન કાસદના વેષે ગયો. લલાએ તો દુકાણ બંધ કરી હતી ને માહે છુપાઇ બેઠો હતો પણ લોખણની જાલીના દરવાજા હોયાથી તે માંહેથી બાહેરનો સઘલો જાવ આવ તમાશો જોતો હતો. તેને જોતાંજ રાજરત્ને અરધો રૂપેયો કાઢી તે ઉપર પેલી જાલીના બકારામાહેથી ફેંકયો. "હું કાસદ સીપાઇ બહુ દુર દેશથી વાટ કાપી હ્યાં આવ્યો છું. હું ભુખ્યો ને ઘણા દીવસ થયા જંગલી કણ ને ફળ ખાઇ

કંટાળ્યો છું માટે મને પરચુરણ સુખડી આળ કે પેટને સંતોષું." લલો એ તેની હાલત જોઇ તેનું કહ્યું સાચું માંણી અરધાની મીથાઇ જોખી બાંધી જાલીના બકારાંમાંથી પોતાનો હાથ બાહેર કાઢી કાસદને આપેછે તે લેવાના મીષે તર્ત રાજરત્ને તેનો કર ધરી ખેંચ્યો તે છોડવવા તેણે બીજો કર બાહેર કાઢયો. તે પણ પેહેલાં જેવી ઢપે પકડી તે ખુબ તાણી લઇ બોલ્યો "મૃત્યૂ પામ્યોજ જો એક ઍં કરીછે તો. સંભારજે! ત્હારા રાજાને કહેજે મ્હારૂં બાર વર્ષનું આરા જલડી ચુકાવી દે," કહીને પોતાના બળને પુરતું વાપડી લલાને તે જાલી સાથ સીકડી બાંધ્યો. પછે પોતાની પાસથી ન્હાની તલવાર કાઢી તેના બન્ને પોંચા કાપી લઇ ચાલ્યો. તે પતાના મકાને આવ્યો અને તેને પણ લલાની રીતેસ હાગાથી ફસાવી બાંધી આરા ચુકાવી દેવા રાજાને કેહવાની તાકીદ કરી હાથના પોંચા વ્હાડી કાપી ત્યાંથી પણ જ્યમ આવ્યોહતો ત્યમ ચાલ્યો ગયો. ત્યાંથી જતાં વળી આગલ પ્રમાણે દરબારના ચોકીદારોને આમ્યા પકડાયાની ખબર કરયા પછે પોતાને ઉતારે આવી વેષ બદલી નચીંતે નીદ્રા ખેંચવા લાગો.

દીવસ પ્રગટયો. સુર્યના તેજશ્રી કીરણોની વૃષ્ટીથી સૃષ્ટી ઝલઝલાયમાન થઇ રહી, ત્યારે ઈંદ્ર સમાન સ્વરૂપવાન ને કીર્ત મહીમાવાલો વીક્રમરાજા દરબારમાં સીંહાસન ઉપર સઘલા મંત્રીઓના નમસ્કાર વચ્ચે આવી બીરાજમાન થયો. વડા પ્રધાણે લલા ને પતાની દુકાણ સંગાતે બાંધેલા આમ્યાઓને માહરાજા સન્મુખ હાજર કરવાને હોકમ કર્યો. રાજદરબારના સીપાઇઓ દોડયા પ્હોંચ્યાં તે આમ્યા તો નહી પણ પેલા બન્ને હલવાઇઓને છોડી ત્યાં રાજકચેરીમાં લાવ્યા. રાજા તે બન્નેથી આમ્યાનો હેવાલ સાંભલી માહ ચીંતાતુર થયો. હલવાઇઓ લલા પતાને તેઓને આસ ગામ જઇ રેહવા તાકીદ કરી ને ગુજારાનો ખોરો મુસારો મુકરર કરી પોતા પાસેથી વીદાય કર્યા. વળી રાજાએ કચેરીમાં બીડું મેલ્યું. નગરમાં જ્યમ જ્યમ આમ્યાની વાત પસરતી ચાલી ત્યમ ત્યમ કચેરીમાં નગરનું ન્હાનું મોટું સઘલું લોક જમાવ થવા લાગ્યું. આજ કચેરીમાં પુષ્કળ ગીરદી થઇ હતી. જુના ને વૃદ્ધ દરબારીઓ પણ આવી હાજર થયા હતા. ત્યમ રાજાજી ને તેના સઘળા ખંડણ્યાઓના પ્રતીનીધીઓએ હાજર થયા હતા. સઘલા, બળવાન આમ્યાની ચાતુરાઈથી દંગ થઇ તેના પરાક્રમથી તાજુબ થતા હતા. આ સઘલી માહાન ઠઠ વચ્ચે નગરનો કોટવાલ કીરતી મેલવવાને લલચાયો. તેણે તે બીડું તર્ત ઉંચકીલીધું. પોતાનું સીસ રાજાને ચરણ લગી નમાવી કેહવા લાગ્યો "માહન પ્રતાપી માહારાજાજી તમો નચીંત

રહો. આજ રાત્રે હું જાતે નગ્રમાં ચોકી ફરી એ નાલાયક ગ્રાસ્યાને પકડી રાજ દરબારમાં હાજર કરીશ." રાજ્ય કચેરી બરખાસ્ત થઇ. રાજા ને મંત્રીઓ ચીંતાતુર ઉઠી ચાલ્યા. કોટવાળે પોતાને મંદીરે આવ્યો. રાજરત્ન વેપારી વેષમાં રાજ્યકચેરીમાં હતો તે આજ તો કોટવાલ સાથ કામ લેવું છે તેની તદબીર રચવા પોતાને ઉતારે જઇ લુગડાં કાઢી ફુલવાડીની ઘટા ઘોરતો બેઠો. રાત્ર પ્હોર બે વહી કે રાજરત્ન ધોબી બન્યો. તે નગરના મોટા તલાવ પાસ જઇ જુના લુગડાં કાઢી બેઠો. તે એક તુમડું માનવીના માથા જેવું ઉજલું કરી લઈ ગયો હતો. તે તલાવમાં ઉતરી વચોવચ્ચ મુકી કીનારે તરી નીકળ્યો. જ્યમ નીરધન ધોબી મેલાં લુગડાં ધોય ત્યમ તે પોતાની સંગાતે લઈ ગયલાં લુગડાંને તલાવના કીનારે તેના પાણીથી ધોવા લાગ્યો. તેટલાં ત્યાં ચોકી ફરતો ઘોડેસ્વાર કોટવાલ આવ્યો. તે ધોબીને કપડાં ધોતાં જોઇ પુછવા લાગ્યો "કોઈ આ માર્ગે થઈ જોરાવર જેવો પ્રદેશી ગયોછે? જો જતાં જોયો હોય તો કેહ." ધોબી બોલ્યો "તું પુછેછ તેવો કોઈ તલાવ કીનારે બેઠો હતો પણ તને જોતાં ને ત્હારા ઘોડાના કદમનો આવાજ સાંભલતાં તલાવમાં પડ્યોછે." ધોબી બોલ્યો કે કોટવાલે જાણ્યું ગ્રાસ્યો મ્હારા ડરે આ તલાવમાં છુપાઇ રહેવા પડ્યો છે. રાત્ર પણ ચાંદની પ્રકાશતી હતી, તેથી તલાવમાં મનુષ્ય માથાં શરીખું હીલતું તેણે કાંઈ જોતાંવાર ઘોડેથી કુદી પડી પોતાનો ઘોડો તથા કપડાં પેલા ધોબીને હવાલે સોંપી પોતે માત્ર નાગી તલવાર લઈ તલાવમાં પડ્યો કે પેલા ગ્રાસ્યાને પકડે. તે થોડો દુર ગયો કે ધોબીનો વેષ કાઢી રાજરત્ન કોટવાલનો પોશાગ પેહેરી તેને ઘોડે સ્વાર થયો. કોટવાલ છટકાંમાં સપડાયો તેથી રાજરત્નથી હસ્યા વના રેહેવાયું નહી. તેણે મોટે હશી અવાજ માર્યો "કોટવાળ ત્હારા રાજાને કહેજે કે મ્હારૂં બાર વર્ષનું ગ્રાશ ચુકાવી દે, નીકર તારી આબરૂ રેહનાર નહી." કોટવાલ તે સાંભલી વીચાર કરે તે પેહલાં તો તેણે ઘોડો પવન મીશાલે મેળ્યો. રાજરત્ન ઉતારે આવી આગલ પ્રમાણે નચીંતે ઊંઘ્યો. કોટવાલ ગ્રાસ્યાથી ઠગાયલો તલાવમાંથી બાહેર નીકલી શરમીંદી સ્થીતીમાં પોતાને ઘરે જઈ નામોશીનો વીચાર કરતો સારી રાત્ર જાગૃત બેઠો હતો. જ્યારે બીજે દીવસ રાજ્ય કચેરી મલી ને સઘલી પ્રજા ને સઘલા પ્રધાણો હાજર થયા ત્યારે રાજા વીરવીક્રમ ત્યાં ઈંદ્ર સમાન રાજ્યાલંકારોથી ભરપુર સીહાંસને આવી બીરાજ્યો. પછે કોટવાલને બોલાવ્યો. તેણે મોહ નીચું કરી રાત્રની સઘલી બીના જાહેર કરી. પોતાની અનાથ હાલત જાહેર કરતાં તેને મોહ પ્રસેવના બુંદ ફુટ્યાંજ. તે લાજનો માર્યો વગર શજાની શજા પામી મરણ્યો થયો. ગ્રાસનો દાવો સાંભળ્યો તેનું તોલ

પોતાના કોટવાલની સ્થીતી સાથ કરી રાજા વીક્રમ માહ આશ્ચર્ય થયો કે "એ કોણ છે કે મ્હારા માહ પ્રતાપી નગરમાં આજ પખવાડયું થયું ત્રાસ પાડી રહ્યોછે? કાંઇ પણ યુકતીથી એને પકડી શીક્ષા કરી કેદમાં પુરવો તો જોઇયે. આ બીડું હું મેલુંછું તે જેનામાં આવ્રત હોય તેણેજ ઉચકવું. એ ગ્રાસ્યાને પકડી લાવનારનું ઇનામ મેં આગલથી બેવડું કસ્યું છે, એટલુંજ નહી પણ તે જેમ ઇચ્છા કરશે તેટલું રાજ્ય તેને ઇનામ બક્ષીશ." આ મોટાં ઇનામ ને કીરતી ખાટવાની આશાએ વડા પ્રધાણે તે બીડું ઉઠાવ્યું ને ગ્રાસ્યાને લાવી હાજર કરવાની કબુલાત દીધી. વડા પ્રધાણે બીડું ઊચકયાથી તો સઘલી પ્રજા ને દરબારને જુદીજ ઉમેદ ઉપજી. રાજા પણ નીર્ભય થયો ને સઘલો રાજ્યમંડળ આનંદમય બરખાસત થયો. કચેરીમાં રાજરત્ન હાજર હતો તે પ્રધાણની જુગ્તી કરવામાં ગુંટાયો.

રાત્રે પ્રધાણ પોતે એક બેકીમતી ઘોડે સ્વાર થઈ નગરમાં મધરાત્ર પછે ગુપચુપ ચોકી ફરવા લાગો. તે પોતાની ગ્રાસ્યા ઉપર જીત થવાની ચોકસ ખાતરી જાણતો હતો. તે મધરાત્ર બે પોહોર ગુજર્ગી તટલાં તો નગરમાં ફરી વળ્યો. વળી તેણે નગરના લોકને રાત્રે નવ કલાક પછે કોઇને ઘર બાહેર નીકળવાને તાકીદથી મનાઇ કરેલી તેથી તે કોઇને પણ બાહેર નીસરેલો કે ફરતો જોય તે પછે સગોભાઈ કાં ના હોય તેને પણ કેદમાં પુરી દેવાને પક્કો ઠેરાવ રાખી નીકલેલો, પણ ઢંઢેરો પીટાયો હતો તેથી કોઈ પક્ષી નામે ક્યાંઇ દીસે નહી એવું નગર સુમસામ થયું હતું. તે સારૂં નગર ફરી વળતો નગરના કોટ લગી ગયો. પછે કોટ બાહેર નીકળી આસપાસ ફરવા લાગો. ત્યાં રાજ્યબાગથી દુર કોઇનો ડલવાનો અવાજ સાંભલી ત્યાં ગયો તો કોઈ ઓરત અનાથ જે દાના નાખી ડલેછે તેને જોઈ વજીરે કોઇના ત્યાંથી પસાર થવા બાબે પુછયું "દાસી કોઈ હ્યાંથી મોટો કે ન્હાનો મરદ પસાર થયલો જોયોછે?" આ ડાસી કોઈ નહી પણ આપણો રાજરત્ન પોતે ડલનારીના સોંગમાં ત્યાં નાટક રચી રહ્યો હતો. તેણે જવાબ દીધો કે "હું વીધવા થવા પછે મુદત થઈ હ્યાં ડલી પેટ ભરૂંછું પણ આજ રાત્ર સીવાય મેં કોઇને હ્યાંથી પસાર થયલો જોયો કે જાણ્યો નથી. આ એક મોટો મનીખ ઉતરથી આવી દખણ તરફ ગયોછે." તે સાંભલતાંજ પ્રધાણ દખણ તરફ ઘોડો મારી આગો કે ક્યાં છે ત્યાં તે ગ્રાસ્યો છે. મઠી મઠી અર્ધ ઘડી દખણ તરફ ઘોડો સઘળી બાજુએ દોડાવ્યો પણ ગ્રાસ્યાનો પટો લાગો નહી તેથી ફરી પ્રધાણ ડલનારી પાસ આવી પુછવા લાગો કે "દાસી ત્યાં તો દીસ્યો નહી પણ મ્હારા ગયા પછે ફરી તે હ્યાંથી પસાર થયોછે?" ડલ-

નારીએ ઉતર દીધો "હા આવ્યો હતો. તેણે મને પુછ્યું "કોઇને તેં દીઠોછે?" મેં જેમ તમને કહ્યું તેમ તેને કહ્યું. તે સાંભળી તેણે પશ્ચમ તરફ ઘોડો મેલ્યો." પ્રધાણની તો ખાત્રી થઈ કે આશ્યો તો એ ખરો કે મ્હારેથી ડરી નાસેછે. ફરી તેણે પશ્ચમ બાજુ ઘોડો છોડ્યો ને ત્યાં સઘલી બાજુ ફરી વળ્યો પણ ફોકટ યત્ન. વળી તે ડલનારી પાસ આવ્યો ને પુછ્યું "મ્હારા ગયા પછે તેં વળી જોયો હતો?" ડલનારીએ ઉતર દીધો "હા, તમારા ગયા કેડ તે આવ્યો ને મને તમારા માટે પુછી તે પુર્વ દશા તરફ ઘોડો યાહુમ ઝોંકાવી ચાલ્યો ગયો." પ્રધાણે વીચાર્યું "છે તો આશ્યોજ, પણ ડલનારીને પુછી મ્હારા ધાકે ધાકે ન્હાસતો ફરેછે; માટે હું ડલનારનો વેષ લઈ હ્યાં ડલતો બેસું ને મને પુછે ત્યારે હું હા કેહતાંજ તેને પકડી બાંધી લઉં." એ ઉતમ કલા સુજ્યાથી ડલનારીનો પોશાગ પોતે પેઢવા માંગ્યો "દાસી ત્હારાં લુગડાં મને પેઢવા આપ ને તું મ્હારાં પેઢ કે તે રાજાનો ચોર છે તેને પકડવાને હું ફાવું. આ કામ થયાથી તું અનાથની પણ હું રાજાપાસ દાદ લેવાડીશ," એ કહી ડલનારીનો પોશાગ પેઢી ત્યાં ડલવા બેઠો. દાસીએ પ્રધાણનો પોશાગ પેઢ્યા પછે ઘોડે કુદી બેસી પ્રધાણને મોટા સાદે મારી કહ્યું, "મુંઢ હું પોતેજ આશ્યો છું. ત્હારા રાજાને કહેજે મ્હારૂં બાર વર્ષનું આસ તર્ત ચુકાવી દે, નીકર ઉજ્જેણ બાળી ખાખ રાખ કરીશ." એ કહેતાં સાથ ઘોડો ફેંકતોજ કે પોતાને ઉતારે આવી કોઈ ના જાણે ત્યમ પોતાની ઓરડીમાં જઇ સુએ નીંદ્રાપસ થયો. પ્રધાણ આશ્યાના ઠાગાથી છેટરાયો તેથી બહુ લજવાયો. પગે ચાલી માહ મુસીબતે પોતાને મોહોલ પોંહોચ્યો ને સંતાપ કરતો રહ્યો. બીજે દીવસે રાજ્ય દરબાર મલી તેમાં પ્રધાણે રાજાને સઘલો વૃતાંત કહી માથું નીચું નમાવ્યું. રાજા વીક્રમ પ્રધાણની હાર થયાથી જાંખો પડ્યો. તેણે પોતે હરસીધ માતાની પુજા કરી આશ્યાને પકડવા નીકળવાના ઠડાવે કચેરી બરખાસ્ત કરી. રાજરત્ને રાજા વીક્રમનો આજ રાત્રે આશ્યાને પકડવાનો ઠેડાવ જાણી પોતાને ઉતારે આવી તેની યુક્તી કરવા માંડી. મોડી રાત્રે રાજરત્ન પોતે શરીરે શસ્ત્ર સજી હરશીધ માતાના દેહડાં પાસ એક ખુને જઈ ભરાયો. જ્યારે રાજા વીક્રમ હરસીધ માતાના દેહડામાં ગયો ને પોતાની સંગાતે લાવેલો પુંજા સીધી સામાણ માતાને ચઢાવી તેની પુંજામાં એકાગ્ર ચીત લાગી ઉભો, તે ઠીક ફાવતો મધ્યરાત્રનો અવસર સાંધી પેલાં છુપાં ખુણેથી રાજરત્ને નીકલી પોતા સાથ લાવેલું મસ ટાઉં વાસુ સમ ઝપાટામાં દેહડું બંધ કરી દઇ દરવાજાને લગાડ્યું, ને માહે વીક્રમને બંધ કર્યો. તે મોટા અવાજ થયાથી વીક્રમ પણ પોતાના ધ્યાણથી ચોંકી પામી ગયો કે મને આશ્યાએ દેહડાંમાં

બંધ કર્યો ! રાજા તર્ત દોડી આવ્યો પણ દરવાજો બંધ તે ઉઘડ્યો નહીં. તર્ત દેહડાંની બારી હતી તે ઉઘાડી પણ ત્યાં તો તેણે કોઇને જોયો નહીં. રાજાએ નક્કી જાણ્યું "આશ્યો મને જીતી ગયો. એનો દાવો ખરો થયો. એ આશ્યાને બોલાવી રાજ દરબારમાં જે એ માંગે તે આપી એને સંતોષું. હું એનો દરજ્જો વધારી મોટું ઈનામ ને માન ને રાજ્યપદ દઉં."

દીવસ પ્રગટ્યો. રાજ્યદરબાર સઘલી વરણના લોકોની ઠઠે ચીકાર થઈ. સઘલા પ્રધાણો ને ઓવેદારો આવ્યા પણ રાજસીંહાસન રાજા વના ખાલી રહ્યું! સઘલા વીચારવાલાગા કે રાજા આજ સીંહાસન ઉપર કયમ આવી બીરાજ્યો નથી. વડા પ્રધાણે જાતે જઈ રાજમોહોલમાં ખબર કાઢી તો ત્યાંથી માલમ પડયું કે રાજા રાત્રનો બાહેર ગયલો હાલસુધીતો મોહલમાં આવ્યો નથી. આ વાત જાણી દરબારમાં આવી તેણે બીજા પ્રધાણો સંગાતે મસલહત કરી. અંત્યે એક મનસુખે થઈ પ્રથમ સઘલા મંત્રીઓ ગાનધર્વ મસાન તરફ હરસીધ માતાના મંડીરે ખોલ માટે ગયા. ત્યાં મંડીરને ટાલું જોઇ વીસ્મય પામ્યા. દરવાજા ઉપર કાગલ વલગાવેલો હતો:— "આશ્યાના બાપને હ્યાં મંડીરમાહે બંધ કર્યો છે." આ વાક્ય વાંચી સઘલા પ્રધાણો ખુશ ખુશ થયા કે રાજા માહ પરાક્રમી વીરજીત, તેણે અંત્યે આશ્યાના બાપને મંડીરમાં પુર્યો છે ને દીકરાની પુઠે લાગો દીસેછે. જોઇયે તો ખરા કે આશ્યાનો બાપ કેહેવો છે? સઘલાઓ એ વીચારે મંદીરની ખુલ્લી બારીની જાળીમાંથી જોવા લાગા. જોતાં તો સઘલા એકે અવાજે બોલી ઉઠયા "આપણો રાજા છે!" તર્તજ દરબારી જમાદાર સીપાઇઓ વગેરેને હોકમ કરી દરવાજાનું ટાલું ભંજાવી નાખ્યું ને દેહડું ખોલી દીધું. રાજા વીક્રમ મંદીરથી બાહેર નીકલી પોતાના ઘોડે સ્વાર થઈ તર્ત રાજ્યદરબારમાં આવ્યો. તેના મુગટધારી મોહ ઉપર ચીંતાની છાંઈ ચીત્રાયલી હતી. તે હાલલગી શબ્દ માત્ર બોલ્યો નથી. તેણે કચેરીમાં આવતાંજ રાજ્ય ઢંઢેરા ટીશાળાના ઉપરીને પાસ બોલાવી કહ્યું:—"તર્ત સઘલાં નગરમાં ડાંડયાઓ પાસ આશ્યાને રાજ દરબારમાં હાજર થવાને ડાંડી પીટાવ. તેનું જે આશ હોય તે સુખે ચુકવી લઈ જાય. તેને કસી પણ ઈજા કે દગા ફટકા કરવાના સમમાં માત્ર મ્હારૂં આજ લગીનું પુન્ય પરાક્રમ બાંયધરીમાં મેલ, તેના વાલને અલવલ લાવવાથી મને બ્રહ્મ હંત્યા પીટાવ." દાંડી પીટાઇ ને નગર આશ્યાની હોશ્યારી ને પરાક્રમથી છક થઈ રહ્યું. આ હોહોકાર મચ્યો છે તે રાજરત્ને જાણ્યો. તેણે તર્ત માલણને પોતાની પાસે બોલાવી ઈનામની લાલચે રાજા વીક્રમને પોતાનો સંદેસો પોંહોંચાડવા કહ્યું. "આશ્યો મ્હારે ત્યાં

આવી ઉતર્યોછે. તે કહેછે કે મને લેવા માટે જ્યાંલગી વડો પ્રધાણ રાજ્ય સ્વારી લઇ મ્હારે લાયક શરેપાવ ને નજરાણું ને હાથી સાથ આવે નહી ત્યાં લગી હું રાજ્ય દરબારમાં મ્હારૂં કદમ મેલીશ નહી." માલણ હશી, "છોકરા એ શું લવારી બકેછે? રાજા જાણશે તો શીરછેડ કરશે ને મ્હારૂં ઘરબાર ને કામકાજ લુટી ભીક્ષુક કરી હ્યાંથી હાંકી દેશે. મોહ બંધ કરી બેશ." રાજરત્ને પોતાની મનરીજ ફુસલાવણ વાણી તેમ ઉમદા ઈ-નામની લાલચે અંત્યે પા ઘડી રગજીક થયા પછે માલણને પોતાના કહ્યા સર સંદેશો પોંહોંચાડનારી કરી. તેણે રાજા વીક્રમને જઇ રાજરત્નનો સં-દેશો કહ્યો. રાજા ને તેની દરબાર વગેરે સઘલાએ સાંભલી દંગ થયા. અંત્યે રાજાએ રાજા સમાન શીરપાવ ને હાથી આપી તે ગ્રાશ્યાને દરબારમાં લા-વવા પોતાના વડા પ્રધાણ સાથ ખાસ સવારી મોકલી. રાજરત્ન તે શરેપાવ પેહેરી તે હાથી ઉપર અમબારીમાં બેસી તે ખાસ સ્વારી સંગાતે રાજ્ય દરબારમાં આવ્યો. નગર સઘલું લોકથી માર્ગ ને દરબારી મેહેલ વચ્ચે તેને જોવા કીડી માફક ઉભાઈ ગયુંહતું. દરબારમાં પણ કીડીને ચાલવાની જગો રહી હતી નહી. એ મીશાલની ભીડ ને ભરચક ઠઠ વચ્ચેથી રાજરત્ન રાજાની સન્મુખ આવી રાજદ્રીની શલામ બજાવી ઉભો. તેને જોતાંજ રાજા વીક્રમ તર્ત સીંહાસનથી ઉતરી માન દઇ પોતા પાસ લઈ બેઠો. એક ચંદ્રમાનેજ રાજા પોતાની પાસે બીરાજમાન જોઈ તથા જેના મોહ ઉપર એક કાલો નીમાલો ફુટો નથી એવો, ભાગ્ય દજન વર્ષની વય પુરીકરી રહેલો! એટલી વયનો બાળક બેશક મ્હોટા શૂરવીરના હાંજા લેવાડે તેવો જબરો ત્રીસ વર્ષના દીખાવનો. વળી સઘલે શરીરે શસ્ત્ર બીડી રનસંગ્રામ શૃંગાર સમાન સ્વરૂપે શોભી રહેલો, તેવા અતી રૂપાલા જબરા બાલક જવાનને જોઇ રાજા વીક્રમે પ્રોતાથી પુછયું, "ચંદ્ર તુલ્ય શ્રેષ્ટ બળી બાળક, તું કોણ ગ્રાશ્યા ને કોણના કુલનો ઈંદ્રસમાન દીપક છે? ત્હારો કયા વખત ને કેઈ પ્રકારનો દાવો છે? ને મ્હારી પાસ ત્હારૂં આશ તે શું નીકલેછે? જે હોય તે સુખે કેહ ને જે જોઈયે તે માંગ, હું ત્હારી ઉપર ખુશ છું. ત્હારી ચતુરાઇ ને હોશ્યારી દેવતાઓને રાજી કરે તેવી અવલ પ્રકારની છે. કેહે જે હોય તે." આ સાંભલતાં રાજરત્ન તર્ત રાજાને ચરણે પડયો. તે બોલ્યો "પરદુખભનજન વીક્રમ, આપનો હું પૂત્ર છું મ્હારી મા બચારી વેલાવતી નગરની વેલચંદ વાણ્યાની દીકરી, આજ સઘલાં સગાં સંબંધી ને માતપીતાથી વીખુટી ગામ બાહેર માલણને ત્યાં ઉતારામાં રહી કાલ ગુજારેછે. પરાક્રમી પીતાના કહ્યાસર હું બાર વર્ષનું ગ્રાસ ઉઘડાવવા હ્યાં આવ્યોછું. ના આવું તો દીકરીમાં ખપું. આ મ્હારૂં

કુળ ને આ મ્હારો દાવો." એ સાંભળતાં હર્ષ ને આનંદમાં સાવ ચકચુર થયલો વીક્રમ ફરી જુવાનીમાં આવ્યા સમ ખીલી પોતાના પુત્ર રાજરત્નને ગળે વળગી ભેટી આલીગણ કરી રહ્યો છે. તેને સુંદર વેલકુવરને વેલાવતી-માંના પોતાના લગ્નની યાદ આવી. પોતાનો પત્ર પણ તેણે સાંભર્યો. જ્યારે રાજરત્ને રાજા વીક્રમની વેલકુવરને પેણ વેલા કામ આવવા આપેલી નીશાણીઃ—પેલો રૂમાલ, કટાર ને વીંટી દેખાડી, ત્યારે તો રાજાને તેની લગારે સંકા રહી નહી. સઘલી દરબારમાં રાજા ઉભો થયો. રાજરત્નને દેખાડી શ્રી વેલાવતીના પોતાના લગ્નની વાત કરી તે બોલ્યો "આ ગ્રાશ્યો નથી પણ મ્હારો પુત્ર છે. અને એ ગ્રાશની જે ઉઘરાણી કરવા આવ્યો તે મ્હારા હોકમ સર પરાક્રમ કરી પોતાની યોગ્યતા ને રાજશક્તી દેખાડી રાજબીજ શાબેત થયોછે." રાજા વીક્રમે તર્ત એક મોટી સેના રાજ્યના વડા પ્રધાણ સંગાતે રાણી વેલકુવરને લેવા મોકલવાનો મનસુબો કર્યો. તે વખ્તે રાજરત્ને પોતાની માતાને સ્વતા જઇ રાજ્ય કુલની યોગ્યતા પ્રમાણે આદરસત્કાર દઇ લાવવા ને તેને સર ચ્હોંટેલો કલંક સાફ કરવાની ઇચ્છા જણાવી. તે રાજા વીક્રમે મ્હોટાં હર્ષ સમેત સ્વીકારી. રાજરત્નને વડા પ્રધાણ ને તે સાથ એક ખાશ સૈન્ય સ્વાધીન કરી વેલાવતી મોકલ્યો. રાજા વીક્રમે વેલાવતીના રાજાને પોતાના પ્રધાણ માર્ફતે મુખ સંદેસો કહાવ્યો હતો કે "મ્હારો રાજપૂત્ર જે કહે તે સત્ય પ્રમાણે ચાલજે ને એવું ના કરીશ કે વચ્ચે વીરોધ પડી યુદ્ધ ઉઠે." રાજરત્ન પોતાના પ્રધાણ ને સૈન્ય સંગાતે શ્રી વેલાવતી નગર નજદીકમાં જઇ લાગો, તે ખબર વેલા-વતીના રાજાને પડી કે "વીરવીક્રમાદીત્યના પાટવી કુવરે નગર ઉપર સૈન્ય ઍર્યું છે." તેથી રાજા ગાભ્રુરો પડી પોતાના લશકર ને મંત્રી સંગાતે પોતાની રાજધાણી બાહેર તે સૈન ને સેનાધીપતી રાજપુત્રને માન સન્માન સહીત લેવા આવ્યો. રાજરત્ન ને વેલાવતીપતીની મુલાકાત ધારા પ્રમાણે થઇ. રાજા, રાજરત્ન રાજપુત્રને જોતાંજ ઘોડેથી ઉતરી પડતો હતો તે અટ-કાવી રાજપુત્રે તેનો લાયક આદરસત્કારથી મેલાપ કરી તે વેલાવતીના રાજાને ત્યાં મોહોલમાં પોતાના પ્રધાણ સંગાતે જઇ ઉતર્યો. પણ ત્યાં પોતાને ઘોડેથી ઉતરતાંજ રાજાની ખાસ રાણી ને તેની શખીઓનો રસા-લો મોકલી પોતાની મા વેલકુવર રાણીને માળણના ઘરથી પાલખીમાં બે-સાડી બોલાવી. રાજાને પોતાનો સઘલો વૃતાંત કહી સંભલાવ્યો. વડાપ્રધાણે રાજાના નામથી વેલકુવરના લગ્નને સહી કહ્યાં. વેલકુવર સત્યવાદી ઠડી. રાજાએ વેલકુવરના માતપીતા ને સગાંઓને બોલાવી વેલકુવર ને વીક્ર-મના લગ્નની બની વાત કહી. નગરે ડાંડી પીટાવી તે કલંકનો ખુલાશો

કર્યો. વેલાવતીપતીએ ઉજ્જણપતીના સ્નેહ માટે તેના લગ્નના ખુલાશાનો દીવસ મોટા રાજ્યમહીમા મીશાલે દીપાવવા સારાં નગરને દીપકોથી પ્રકાશીત ને નગરવાસીઓને આનંદ ઓત્સવ કરવાને તે દીવસ નક્કી કર્યો. સઘલાં નગરે વેલકુવરનું સત્યવર્ત ને પતિવર્ત વખાણ્યું ને તેના ભાગ્યની બલિહારી ગવાઇ. આ મહીમા ત્રણ દીવસ ને રાત્ર નગરે મોટી ઉમેદ ને હર્ષમાં જારી રાખ્યો. ચોથે દીવસે ઠડાવ પ્રમાણે સુર્ય નારાયણના દ્રષણ થતાંજ રાજરત્ન વેલાવતીપતીની છેલી મુલાકાત કરી તથા વેલાવતી નગરનાં પોતાના સઘલાં સગાં સંબંધીને ઉમદા ને કીમતી નજરાણા ભેટ દઇ પોતાની માતા તથા પ્રધાણ સાથ લઇ નગરના લોકની ઠઠ વચેથી મોટા વખાણ ને ભાવ ને શલામ પ્યાર મેલ્વતો ને શાબાસીના પુકાર સાંભલતો ઉજ્જણને માર્ગ પડયો. તેનું સઘલું સૈન મોટી છટા ને તેજથી તે પાછલ અછી તરતીબે ચાલ્યું. રાજા વીક્રમ ને રાણી વેલકુવર પોતાના ચતુર પુત્રના સામર્થ ને કલાથી ફરી મળ્યાં. ઉજ્જણમાં એ આનંદ ઓત્સવનો મહીમા સાત દીવસ તલગ ધીંકયો. નવો મ્હોલ રાણી વેલકુવર માટે બંધાઇ તૈયાર થયો. નવા દાસ દાસીઓ તેની હજુર નેમાયાં. રાજરત્ન મોટો શૂરવીરધીર પુરૂષ, પોતાના પીતા વીરવીક્રમને પણ વીસરાવે તેવો યુદ્ધો ને પરાક્રમી નીવડયો.

"જેને ઘર પુત્ર ગૂણવાન, માન પૃથ્વીમાં મલશે;
જેને પૂત્ર પ્રતાપી જાણ, ધ્યાન તે આનંદ ધરશે;
જેને પુત્ર શૂરવીર શ્યાણ, આણ તેની શ્રેષ્ટ ફરશે;
જેને પૂત્ર છે વીદ્વાન, તે ખાણ રત્નનીજ ખપશે;
બત્રીશ લક્ષણયો પૂત્ર વીર, ત્યાં દારા છે ઈંદ્ર તે દ્વારનો;
રૂસ્તમ કહે પનોતો પૂત્ર ઉતારે ભવ પાર આ અવતારનો."

# રાજા ભ્રથરી ને રાણી સીતા.

"વઢે ગોર જો ગોરાણીસે, મમતે ચઢી ગાલ ખાય,
વઢે વનીક ધણ્યાણીસે, હશી કરી વાત વખાય,
વઢે શૂરો પટરાણીસે, ઝટ શીરોઈએ સીર છેદાય,
વઢે ગાંડો વહુ આણીસે, બકવાથી ગામજ છેડાય,
વઢે શ્યાણો ઘર જાણીસે, સમજાવતે સંસાર નીભાય,
રૂસ્તમ કહે વઢે રાય રાણીસે, રાજધાણી સતા તજી જાય."

એક પરોઢિયે દેવજી બ્રાહ્મણ માહ ઉદાસીણ થઇ બેઠોછે. તેની સ્ત્રી દેવકી સુર્યે નારાયણ પ્રગટ્યાને નમસ્કાર કરી દયામણે મોહ પોતાના સ્વામીની અનાથ હાલત ફેરવવા આર્જવ કરી રહીછે. તે જોઈ દેવજી વાચારેછે "ખાધાની ખાક નથી. પાસ પૈ નથી. માન માન અંગ ઉપર વસ્ત્ર છે." આ સ્થીતીથી દેવજીના દીલમાં બહુ તાપ ચઢી. વળી તે મનમાં બબડયો "આ અનાથ સ્થીતીની હદ કયે કાલ પુરી થઇ રેહશે? આજ સાત દીવસ થયા તો રોજ ફાકા પડેછે. એક દોકડો પાયદો પણ ક્યાંથી જડતો નથી. આ સ્ત્રી તો કંટાળી મ્હારૂં મૃત્યૂ માંગતી હોય એવી લીન થઇછે. કંટાળે તેમાં તે નવાઈ નથી કે અભાગ્યણીને મ્હારા જેવો હીન-ભાગ્ય વર મળ્યોછે. એ જગતમાં સઘળે કુટુંબ સગાં સાવકાંમાં મેહેણા ખાતી મરેછે. કાંઈ સુજ પડતું નથી. હીન હાલતનો નીકાલ ક્યમ આવશે? મ્હારૂં નામ તો દેવ છે પણ મ્હારૂં પરાક્રમ તો માનવી તુલ્ય પણ નથી. એ ક્યમ ચાલશે?" દેવજી એ વીચારમાં છે તેટલાં તેની શ્યાણી સ્ત્રી સુર્યે નારાયનના દ્રષણ કરી રહી. તે બોલી "સ્વામીજી મીથ્યા મોહમાં ગરક ગયા કરતાં મ્હારૂં કહ્યું માણો તો ઇશ્વર ભજનમાં મન લગાડો. સર્વ સારૂં થશે." દેવજી કેહવા લાગો "તું કહેછ તે ખરૂં છે પણ પેટ ભુખ્યું ને મન વીચલ ત્યાં શાંતીથી સ્મરણ કરવાને ફાવે નહી. પ્રથમ કાંઈ પણ અન્ન આ ભુત કરતાં ભુંડું પેટ પામે ને રાક્ષશ કરતાં ત્રાસી મન સ્થીર પડે તો ભજનમાં સ્વાર્થ સચવાય. હાલતરત તો હું સારા ગામમાં ફરી આવું. કાંઇ રોટલા રળી આવું તો તે તું ને હું સંગાતે ખાઇ ધરાઇયે. પછેની વાત

પછે." દેવકી બોલી "બે આંગલનું નશીબ જ્યાં જશો ત્યાં આગલનું આગલ. વળી જજમાનમાં તમારી આબરૂ આગલના જેવી નથી. માટે મ્હારૂં કેહેણું માણો તો આપણા રાજા પાસ જઇ કાંઈ બે શ્લોક કહી વખાણ ગાઈ હરશો તો ઠીક લાભ સચવાશે." દેવજી બોલ્યો "તને શાસ્ત્ર ખબર નથી. ઇશ્વરને મણુષ્ય અવતાર ઉતપંત કરવાની મરજી થઇ, કે તર્ત એક અપંગ મલક મૂરતી ઉપજી, તેને જોઇ બ્રહ્માએ પુછ્યું "ઓ તું કોણ?" "હોનાર!" "એ તું અપંગ કેમ? લે ચક્ષુ." "ના, દેખતી નથી તો મારેથી સર્વ સંગ સમાન ચલાશે." તેટલાંજ બીજી દેવતે મૂરતી નીસરી! "અરે તું કોણ?" "માહરાજ, નશીબ?" "નશીબ!" "હા." એટલાં માનવી પેદા થયો કે તેના હૃદય હોનારત તથા મસ્તકે નશીબ બંને પેસી ગયાં! ઇશ્વરે ધાર્સ્યું કે "અરે મણુષ્ય તો હોની ને પ્રાલબ્ધમાં વીટલાયોછે તો કેમ થશે?" તેટલાં એક માહ વીજલી સમાન દેવી ઉપજી ઉભી થઇ. "એ તું કોણ?" "હું? બુદ્ધી." "અરે તું કેમ ઉપજી?" "માનવીને બચાવા, માહરાજ. ધારશો તો એ મારા તોલ ઉપર: કામ લેશે તો બંને તાબે રાખનારથી બહુ બચેલો રેહશે," કેહતાં તે કપાલે જઈ ઠરી. ઈશ્વર ચીંતાતુર થયા કે "આ સ્વચ્છ બુદ્ધીનો શો ઠાગ લાગશે? એ નાહક ફુલ સુગણું ખોહશે" કે તર્ત એક કાલો મસ હીમાલા સ્વરૂપ આકાર ઉપજી આવ્યો! "એ તું કોણ?" "અહંકાર," "કેમ તને શું કામ પડ્યું કે જનમ્યો?" "મરજી છે તો હું બુદ્ધીની જમની બાજુ રહી તેનો નભાવ કરીશ," કહીજ જમની બાજુ મસ્તકે પેઠો. "અરે આ તો બુદ્ધીનું બલ કોડીએ પોશાવશે!" કે તર્ત એક અમોલ નુર ઉજ્યાલું વીટેલ ચંદરમા ચંદણ પ્રગટ થયું. "અરે તું કોણ?" "માહરાજ, નમ્રતા." "અરે તારૂં કામ?" "બુદ્ધીનો રોબ ટકાવવા ને અહંકાર તેને બેકાવી બનાવી નાશ કરે તેમાંથી તેનો ઉદ્ધાર કરવો" કેહતાંજ ડાબી બાજુ કપાલે જઇ ઠર્યો. તેટલાંજ શૃંગારના કોઠી રૂપસ્વરૂપમાં અલાછલ ઢંકાયલી નાજ કરતી શીકલ પ્રગટ થઇ નીકલી. "અરે તું કોણ? સુના મોતી માણેક જડાવ ચીકાર ચંદ્રમા?" "લક્ષ્મી." "કેમ?" "નશીબાની બાજી ખેલનારી ને હોનારતની આંત સ્થાપણ કર્તા" કહી ચીતમાં જઇ બેઠી! કે તર્ત ડોલતી હાથીણી નીકલી સામુ ઉભી! "તું કોણ?" "ચીંતા." "અરરર, તારૂં શું કામ પડ્યું?" "સંસાર સાચવવો ને મણુષ્યને જેર રાખવો!" કેહતાંજ તેને ટાલવે સ્વાર થતાંજ અલોપ! તેટલાંજ એક તારો પ્રકાશી નીકળ્યો! "એ તું?" "ખુશાલી." "એમ!" "જીંદગી ભરના દીલગીર આદમને એક પલનો વીશ્રામ." "એક પલજ?" "હા માહરાજ." "ઠીક." તે સાંભતાંજ માનવી મુરતી મન સમાઇ જઈ તેને આ દુનિયામાં

ઉતારી લાવતાં તેની પાસલી ઉતરી! તેને ખુદરત સમી કરવા જતાં તે ફાટી! તે માંહેથી સ્ત્રી બાહેર નીશરી ઝલકી! એક પળમાં તે શરદ જેવી લાંબી ને ચાંદ જેવી ઝલકતી થઇ. તેને જોતાં માનવીની આંખના અનવારમાં નુર પડયું ત્યાં પેહેલી ચુમી ગુલાબના ગાલે ઝીલી. આ રીતે આપણ માતીના પુતલાંની પુરાણ વ્યખ્યા કરેછે. અલી સમજી? સર્વ સ્વરૂપ હોની ને પ્રાલબ્ધને હાથ મેલાયુંછે ને સર્વ ટકાવ અહંકારનું તેજ છે. તોય જે બળ છે તે ભજન છે. તું કેહેછ ત્યમ ઇશ્વર ભજનમાં એકાગ્રહ ચીત બેસાય તો વાહવા! સઘલો દુષ્ટ કાળ ફરી જઇ ઉત્તમ કાળ પ્રગટે." દેવકી આતુરતાથી કેહવાલાગી "તો તો જરૂર એ પ્રથમ સીધી કરો. જ્યાં ઇશ્વર સંગાતે કામ લેવું ત્યાં તો તેના ભજનવના કાંઇ ફળ પ્રાપ્ત થનાર નથી. મ્હારૂં અલ્પનું તો આ મત છે કે તમો આ ભુખ્યા તરશા બ્રહ્મ ભજને મંડી જાવ. ભગ્તી પરાક્રમ કરશે ને ફર કરશે. મ્હારો ભરોશો પણ તે પૃથ્વીપતી માહરાજ ઉપર પુર્ણ ને પાકો છે. તે આપણી અડીભીડી ટાલી અનાથ સ્થીતી ફેરવી દેશે." દેવજી બોલ્યો "ઘણી વેલા પોતાની ભોલી દોલી સ્ત્રીના સુભાષણ પ્રમાણે ચાલ્યાથી સંકટમાં ખીડાએલો સ્વામી પાર પડેછે. ત્હારી મરજી હું જાલવુંછું. તું મ્હારી જાલવ. તું પણ હ્યાં ભુખી તરશી પડી રહીને મ્હારી ભગ્તી સફલ થવા માટે ઇશ્વરને આર્જવ કરતી રેહજે. જો સત્યવર્ત રહી મ્હારી ઉપર ભાવ રાખજે. મ્હારા મર્ણની હોંશ ના ઉપજાવીશ. હું ત્હારૂં છત્ર છું. તે છુટે ને તું મન ચાહે ત્યાં ફરી મેહતન કરી ઉદર ભરવાની વાત એક કોરે મેલજે." "અહો સ્વામી એ શી સંકા? આપ વના મને મ્હારો પીંડ રાખવામાં શો અર્થ વારૂં? સર્વ સુસાર તજી કુસાર માટે મેં આ જન્મ ધારણ કર્યો છે એ તમો સમજવાથીજ આજ લગી આપણી સ્થીતી અનાથ ને હીન રહીછે. આ મેલ મુલગો મનથી કાઢી નાખો. હું નાખ સાથ જીવીશ, નાખની નુઠણી સાથ જીવીશ ને કરના ચુરા સાથ જન્મ રાખીશ. નીર્મલ થાઓ." દેવજી પોતાની પ્રમાણીક ને પતિવર્તા સ્ત્રીના સુવચનથી ઝાંખો પડયો. તે પોતાની સત્ય સ્ત્રી ઉપર વેહેમી થયાથી પશ્ચાતાપ ખેંચવા લાગો. અંત્યે નીર્મલ મન થઇ ઘરથી પોતાની ધણ્યાણીની રજા લઇ માહદેવને મંદીર જઇ ભગ્તીમાં ગુંટાયો. કંઇક દીવસે તેની ભગ્તી સફલ થઇ. મધરાત્રે માહદેવે શબ્દ કાઢયો, "ઓ બ્રાહ્મણ હું પ્રસન્ન છું. માંગ માંગ જે જોઇયે તે ત્હારી ઇચ્છા માંગી લે. વેહેલો થા." દેવજી આનંદ પામ્યો. માહદેવનો શબ્દ સાંભલી તેણે વીચાર કર્યો કે "આયુષ્ય ક્ષણભંગુર છે, તેથી અમર આયુષ્ય માંગું. સર્વ મલશે પણ મનુ અવતાર જેવો વીચીત્ર ને ઉતમ અવતાર એકવાર ગયા કેડે તે

ફરી મલશે નહી. હું અમૃત ફળ માંગી લઉં. સર્વ તો ખાખી જગતમાં મલી રેહશે. આજ નહી ને કાલ, પણ અમૃત ફળ તો માત્ર ઇશ્વરના સ્વાધીનમાં રહેછે તે કયાંઇથી પણ જડનાર નથી. તે અમરકાયા કરનારૂં ફળ અરધું મ્હારી પ્રાણપ્રીય દેવકીને ખવાડું કે અમારી અમર કાયા થઇજા. પછે હમો એકાંત ગીરી કે મંડીર ઈશ્વર ભજનમાં મચ્યાં રહીશું ને વાહવા વાહવા કસ્યા કરીશું. મર્ણનો ભે મટયો કે પછે ભૂખ કે તરશથી ત્યાં શો ગજબ થનાર છે?" આ વીચાર ખુબ લાંબો ચલાવી તર્ત ભગ્તી ધ્યાણ મેલી, "માહ-રાજ જગતમાં સર્વ મલી રેહશે. સઘલા શૃંગાર ને મોજ મજાનો કાંઇ તોટો નથી. માત્ર અમરત ફલનો તોટો છે. તે મલે એ માત્ર મ્હારી ઇચ્છા છે તે પુર્ણ કરો." દેવજીએ માંગતાંજ ગુમ હવામાંથી ત્રાક કરતું એક ફલ ઉડી પડયું. આ ફળ કેવલ અનમોલ મોટું રત્ન હોય તેવું તેજસ્વી ને જોતાં ચક્ષમાં ચાહ પેસાડી દે તેવું દૈવતે કરામતવાલું તેજસ્વી હતું. તે દેવજી લઈ હર્ખમાં ને હર્ખમાં પોતાને ઘર ચાલ્યા. દેવકી તો અર્ધ મરતતોલ હાલતમાં હતી. ત્યાં પાસ જઇ અમરત ફળ દેખાડી "લે અરધું તું ખા ને હરધું હું ખાઉછું. એ અમૃત ફળ છે. એ ખાધાથી આપણી સઘલી પંચાત મટશે. આપણે અમર થઇશું. આપણે કો કાલ મૃત્ય પામીશું નહી ને હમેશાં આનંદ કસ્યા કરીશું." દેવકી બોલી "સ્વામીજી તમારી બુદ્ધી એ શું થઇછે? આપણે અમર ફળ ખાઇ અમર કાયા થઇ વલી આ દુઃખ કમ દેખ્યે છૈયે કે સૃષ્ટીના છેડા લગી તેનો વીસ્તાર લંબાવ્યામાં લાભ કરયે? અમર ફળ ખાઈ હમીશાં નવજુવાન જોબન ખીલ્યાં રહ્યાંમાં આ શો આપણને કમી જુવાની ને જોબન છે કે એ વ્યર્થ લાભમાં ડલાઇ મસ્યે? આજ આપણને તલ અન્ન મલતું નથી. દીવસ ઉગત એ પંચાત જારીની જારી. કોઈ દીવસે આપણ પેટ પુરતું અન્ન પામ્યાં નથી. સઘલે આપણી હશી મજાક થાયછે. આપણા કુટુંબમાં આપણી હશી થયાની વાત તો પુછવીજ નહી. વળી જેઓનું આપણે ઉછીણું લીધું છે તેઓની ગાલો હજી ઓછી છે કે અમર કાયા કરીને તે વધાવો પામ્યા કસ્યે? આપણે, આ ભવથી અનાથ હાલતે દીવસ ને રાત્રે મલી એક જામ બાકી નથી કે મૃત્યૂ માંગતા ના હોઇયે! એ તે શો શોખ થયો કે અમર કાયા કરવાની વેઠ તોરી લાવ્યા. શીવ, શીવ, શીવ. આ તે શો કેહવાય!" દેવજી બોલ્યો "સ્ત્રી માત્રે લોભી. સર્વથી મુળ્યવાન વસ્તુ માંગી લાવ્યો તોય મન અસંતોષી. પૃથ્વીની લક્ષમી ખર્ચાય પણ કાંઈ અમૃત ફલ મલતું હશે? અગર સારી ભતખંડ વેચાય તોય એ દેવનો આયુષ્ય સંપાડણ કરાવનારૂં ફળ મલતું હશે? તું તો ગાંડી થઇછે. આ હું કાપી અરધું આલું તે તું ખા. અરધું હું ખાઉછું. આપણે અમર કાયા

થઈ જવાનના જવાન રહી મજા મારીશું ને આંનદ એલી રીજીશું. આ હું કાપ મેલુંછું." "ના મારા સમ સ્વામી મ્હારૂ માણો તો એ ફુલ ખાવા લાયક આપણો માનવી મરતબો નથી. એ ફળ તમો આપણા માહરાજા ભ્રથરીને આપી આવો. તે ખાશે તો સઘલી પ્રજા પાલી વીશ્નું સમાન પંકાશે. વળી એ અમર ફુલ રાજાને દીધામાં તમને જે નજરાણું થશે તેથી આપણું દાલીદ્ર ફીટશે. આપણા કરજદારોના કરજ અદા થયાથી જસ મલશે. નામ ઉંચું થશે. મરતબો વધશે. આંત ઇંચી થશે. સર્વે નગરમાં આપણી બુદ્ધી વખણાશે. મોટું માન મલશે. રાજા વળી એમની અમરકાયા કર્‌યાના ઉપકારમાં આપણું સદા પાલણ કરતો રેહશે. રાજદરબારમાં શ્રેષ્ટ જગા પામશો. આપણું બાકી આયુષ્ય શોભા ભરેલું ગુજરશે. આપણી નેમ ઉતમ પ્રકારની સઘલે પસંદ પડી હાલનું હીનાયલું નામ ટલશે. આ અમર ફળ લાવ્યા તો લાવ્યા પણ જેવું લાવ્યાછો તેવું રાજાજીનેજ નજર કરો કે એ ફળ આપણું હીન કર્મ ટાલી દેશે ને નામના ગવાડશે." આ કેહતાં દેવકી બહુ કરગરી રહી હતી. દેવજી બ્રાહ્મણ બુદ્ધીવાન હતો. તેણે તર્ત પોતાની ભુલ જોઈ. તેણે પોતાની સ્ત્રીને હૈયે લગાડી આનંદાશ્રૂ નાખ્યાં. "પતિવર્તા તું કહીશ તે પ્રમાણે કરીશ." પછે તે રાજ દરબારમાં ગયો. તેણે રાજાને દેખતાંજ તે અમર ફુલ નજર કર્યું. રાજા ભ્રથરી તે દેવ દર્વત ફળ જોતાંજ વીસ્મય થયો. તે મોટા આશ્ચર્યથી બોલ્યો "બ્રાહ્મણ, આ ફળ શો ગૂણકારક છે? એ તું કયાંથી પામ્યો?" બ્રાહ્મણે કહ્યું "છત્રપતી રાજા એ અમરફળ છે જે ખાધાથી અમર કાયા થાયછે. એ હું માહદેવની ભગ્તી કર્‌યાથી પામ્યોછું. એ ફળ હું અનાથ ખાઉં ને અમર કાયા બની વેઠ ને સંકટમાં સારો ભવ રજળ્યા કરૂં, તે કરતાં સૃષ્ટી પાલનહાર માહરાજા ભ્રથરી એનો સંહાર કરો. તમો અમર કાયા બનો, તો સૃષ્ટી પાળો." રાજા બ્રાહ્મણને સાંભલી ખુશ થયો. તેની ભગ્તી, તેની ચોખી ને સરસ નેમ, તેની રાજ્ય પ્રીતી, તેનું દેશાભીમાન ને બ્રાહ્મણત્વ ઊત્તમ પ્રકારનું લેખી તેને રાજ્ય બ્રાહ્મણ ઠેરવ્યો. ગુજરાણ માટે જાગીર દીધી. વળી પણ નવાં વસ્ત્ર, લક્ષ રૂપૈયા ને તેની સ્ત્રી માટે શૃંગાર ને ભૂષણ નવાજ્યાં.

"ચોર લટે તો લુટે નહી, કષ્ટ વના તે જવા દે;
ફાંસ્યો લટે તો મારે નહી, જીવતી દેહ તે રેહવા દે;
ચાંચ્યો લટે ડુબાડે નહી, ભસ્યો ફસ્યો વલવા દે;
લબાડ લટે ડઝાડે નહી, ગળે પડયા બીન ફરવા દે;
લટયો નીંદક નીંદા નહી પણ તારીફ ગાયન ઘુમાવે છે;
રૂસ્તમ કહે લટયો જો રાજા સીંહાસન અર્પણ કરાવે છે."

રાજ્ય કચેરી ઊઠી ત્યારે રાજા ભથરી પેલું અમૃત ફળ લઇ રંગ મ્હોલે રાણી સીતા કને ગયો. રાજા ભથરીને રાણી સીતા ઊપર જીવ સમાન મોહ લાગેલો હતો. રાણી સીતા, માત્ર સુર્યના તડકાની ચામડી બની માહે પુષ્પનો માવો મેલાઈ મોહીની પ્રગટી હોય તેવી સુંદર ને નાજુક ને રૂપાળી હતી. ચક્ષુના તેજથી આકાશના તારા અચંબો પામતા હતા. તે હીરકણી સાલુરી ને કનક બુટ્ટાની ચોળી પેહેરી ત્યાં પદ્મીણીના શોલે શીંગારમાં સેજ પલંગ ઊપર બીજી જુવાન શાહેલીઓના કુંદારા વચ્ચે અર્ધ સુતેલ કાંઈ અર્ધ અનોખ છટાથી શોભાયમાન મૂર્તી બની રહી હતી. તે અલૌકીક દેવી મૂર્તી જોતાંજ રાજાને રાણી ઉપર હમેશાના કરતાં પણ હજાર ઘણો વધુ પ્રેમ ઉપજ્યો. શાહેલીઓ પોતાના રાજાને આવતો જોતાંજ ત્યાંથી ખસી ગઇ. રાણી તે ગભરાતથી લગાર રત્નહંસણીના તોરે પોતાની લાંબી ગરદન ફેરવી જોયછે તો ભથરી મોટા હર્ષ સમેત ધસી ચાલે ત્યાં પાસ આવે છે. એ જોતાંજ તે તર્ત ઉઠી રાજા સામુ દોડી. પાસ જતાંજ આલીંગણ કરતાં સીતા તો ભર્થરીને અંગોઅંગ વીટાઇ ગઈ.

"પદ્મીણી શરીરે શ્યળ, સ્વભાવે શીલ રમણ્ય મૂર્તી;
જીબડી પુન્યની ચ્યલ, દીલની ઉદાર આનંદ જુગ્તી;
સ્ત્રી તે સ્વર્ગ પ્રમાણ, રૂસ્તમ કહે જાણ ભવ એલતી;
ભાગ્ય રૂડાં પ્રાણ પતીના, પામ્યો તે લક્ષ્મી લાડ રેલતી."

ભથરી બોલ્યો "પ્રાણ મ્હારા, આ ફલ ત્હારે માટે લાવ્યોછું તે પ્રથમ તું જોઇ લે. હાઃ હાઃ સીતા, ત્હારા નામ પ્રમાણે ત્હારાં શરીરને અમરતાની જરૂર છે તે આ સાધણ માગ્યું છે." રાણી તે ફળ કોઇ વીચીત્ર ચમત્કારજ જોઈ દંગ થઇ. તે બોલી "સ્વામીરાજ, આ અમૃત ફળ છે? જે દેવ દેવતાઓનેજ સ્વાધીનછે તે?" રાજા બોલ્યો "પ્રાણચંદ્રા, હા. એ હું ખાસ આપણે સારૂ લાવ્યોછું. માહદેવે અર્પણ કરેલા ભાગ્યવંત બ્રાહ્મણે મને એ લાવી આપી માહ યશ ખાટ્યો છે. પૃથ્વીપતી રાજાને યોગ્ય એ વસ્તુ બ્રાહ્મણે સ્વચ્છ હીરડાંથી મને નજર કરી છે. મ્હારી આ મરત જીંદગી ને ત્હારી આ મરત જીંદગી આ ફળ ખાવાથી અમર થનાર, માટે આપણે એ બન્ને અર્ધ અર્ધ વહેંચી ખાઇએ. આપણે અમર કાયા થઇએ. આપણે જુગના જુગ આપણો પ્રેમ ભોગ્યે. આપણે જુગના જુગ રાજપાત કરી નાઃના પ્રકારના આનંદ ને ઉમંગમાં રીબ્યાં મચ્ચે." રાણી હજી પાસામાંજ છે તે લાડ કરતી કેહેવા લાગી, "આ ફળ હાલ મ્હારી પાસ આપો. આપણે એ નવા વર્ષના દીવસે માહદેવના મંદીરના દરષણ ને

પુજા કરયા પછે વહેંચી ખાઈશું ને અમર કાયા બની જઈ ભવના ભવ ને જુગના જુગ રંગ ઉમંગમાં મરયાં રહીશું.'' રાજાએ રાણીનો બોલ ઉપર રાખ્યો. તે ફળ તેને સ્વાધીન દીધું. પછે ઘડી અધઘડી ત્યાં માયાવશ રાજા રાણી કાંઈ હ્યાં ત્યાંની વાત કરી પ્રેમ આવભાવે ચીકાર હશી બોલી રહ્યાં.

"મલે જ્યાં પીયા પ્રીયા ચીત્ત મન, જગત મધ્યે આનંદ રંગમાન;
મળે જ્યાં પ્રાણપતી પ્રાણ સમાન, અંદેશા મટે વીક્રળતા પ્રમાણ;
મળે જ્યાં મનવસ માનુની માન, જીવ્યું થાય યોગ્ય લક્ષ્મીવાન;
મળે જ્યાં પ્રાણસખી પ્રાણનાથ, ઉંચું થાય ત્યાં મૂખ ગૂણવાન;
મળે જ્યાં મનમૂર્ત મૂર્તીવૈભવ, વિવેક મંડાય વશ્ય વીર જાણ;
રૂસ્તમ કહે પ્રેમબાન જ્યાં થાન, ત્યાં માન માનુની પીયા યૂવાન."

અમરત ફળ રાણી સીતાએ લઈ પેતા પાસ રાખ્યું પણ તેનું ફળ બહુ કલંકી આવ્યું. આ રાણીને એક શાહેલી રોહીની નામે હતી. તે સ્વરૂપવાન ને માહ સ્વછંદી હતી. વલી પ્રેમબાજ છતાં કુવારી હતી. તે એક જુવાન દરબારી ફતેહચંદ ઉપર મોહી ગયલી હતી. તે સંગાતે તે સઘલે પ્રસંગે પોતાની રાજીખુશીથી સર અવસરે સોબતમાં રેહતાં તે માટે નામ પડયુંહતું કે એ સુંદરી ફતેહચંદને નખસીખ વશ્ય થઈછે. રોહીનીએ એ ફળની વાત જાણી રાણી ના જાણતાં તે લઈ જઈ ફતેહચંદને આપ્યું. મનમાં હોંસ માત્ર પોતાના માણી લીધેલા વર સંગાતે ખાઈ અમર કાયા થઈ સદા મોહબતમાં મચી રંગમાં રહે. ફતેહચંદ તે ફળ હાથમાં લઈ જોતાં જોતાં કોઈ બોલાવેછે કહી ત્યાંથી ગયો. તે એક રાજવંસી કન્યા ઉપર આશક હતો જેને તે કનિષ્ટપણે અનીતીમાં આણવાની વેતરણમાં રેહતો હતો, પણ તે પરણવાવના કાંઇ પણ પ્રેમના મેળામાં આવવા હઠ પકડી બેઠી હતી, તે પાસે તે ફલ લઇ ગયો. ત્યાં તે તે સાથ ચોરીથી મુલાકાત લઈ પેલું ફલ દેખાડી કહેવાલાગો "સુંદરી મ્હારૂં કહ્યું માણ. તું મ્હારી થા. આ અમૃત ફળ તું ને હું ખાઇ અમર કાયા બની જઇ જ્યારે રાજા ભથરી મર્ણ પામે ત્યારે આ રાજ ઉપર જે વ્હારો હક પોંહોંચેછે તે રૂએ રાજ્ય પામી આપણે આશકમાશુક સદા સુખચેનમાં આપણી અમર કાયા ભોગવ્યે." એ કહી તે ફળ પોતાની પ્યારીના ખોળે ફેંકયું. રાજકન્યા બોલી "ફતે કો કાળ તું એ હીંમત કરીશ નહી. વ્હારી નીચ વાણી મને સંભળાવીશ નહી. તને મ્હારી ઉપર પ્રેમ હોય તો તું મ્હારા બાપાની આગ્ના લઈ મને વર ને પછે જોઇયે તે મને વ્હારા લાડ ને કોડ કહે. ન્હાનપણના આપણા ચાલુ સ્માગમે હું આ ભાષણ પણ તું સાથ કરૂછું, નીકર અબઘડી તને ફજેત

કરવાને પગલું ભરતે." એટલાં તો તેને ઘરમાંથી કોઈએ બોલાવવાનો સાદ મારયાથી તે પેલાં ફળ સાથજ તે તરફ દોડી. ફતે તેથી નીરાસ થયલો પેલા ફલની વાત ભુલી ત્યાંથી નીસરી ચાલ્યો. રાજકન્યા મોતી પેલાં વીચીત્ર ફળ સાથ બોલાવનાર સામે જઈ ઉભી. આ બોલાવનાર તેનો પોતાનો ચાહેલો ને પ્રાણસમાન માહ માનીતો મનસુખ હતો. મનસુખ ઉજણ નગરનો મોટો ધશકી ને વળી તેવો એ ખરો. મોતી એ ઉપર પોતાના સઘલા પ્રાણથી આશક હતી. તેની અનીતી તે સુંદરીને માહ ચોખી નીતી દેખાતી હતી. તે જે છુટ લીયે તે તેને મનસે સ્વચ્છ પ્રેમ! કોઈ પણ છુટ એવી નહી કે તેમાં મોતીને કસો વાંધો હોય. એવો આંધળો પ્રેમ, તેથી મનસુખે ફળ પુછતાં તે ફતેચંદનું નામ ઉડાવી બોલી, "આ અમૃત ફળ છે જે ખાધાથી કાયા અમર થાયછે. ચાલ આવ આપણે બન્ને સંગાતે એ અર્ધ અર્ધ ખાઈ અમર થઈયે! ને સદા સત્યના સમ લઈ એક બીજા સંગાતે વફાદારીથી બંધાઈ રહીએ." મનસુખે તે ફળ જોવા મીષે પોતાના હાથમાં લઇ તેનાં બહુ વખાણ કરયાં. પછે રાખેતાનો હાસ્ય મેલો કરી તેણે મોતીને તે ફલની વાત ભુલાવી. તે રાખેતાની આલીગણો કરી લઇ ત્યાંથી ચાલ્યો. આ મુનશુખે ઉજણ નગરની સર્વે સ્ત્રીઓમાં સુંદર ને જેના સ્વરૂપે ભલભલા અકલાય તેવી પ્રેમડા મુરારો આખી રાખી હતી. તે ઉપર તેનો માહ મોહ; ત્યાં જઈ પેલું ફળ તે પ્રેમડા સંગાતે ખાઇ અમર થવા ચાહ્યું. રાંડ જોયું કે "આ ફળ કનિષ્ટ બુદ્ધીના બંધાયલાં એવાં જે અમો બે નર્ખસ્થાની તેવા જીવડાઓને યોગ્ય નથી. માટે હું કાંઈ તાલથી એ લઇ મેલી રાજા ભથરી પાસ જઈ નજર મેલું તો તે પ્રજા પાલનારા રાજાની કાયા અમર થયાથી રાજ્ય આનંદ ને ઇન્શાફમાં સુખી થશે ને મને આ ઉત્તમ પુન્ય કામ કરયાના બદલામાં પાપની ક્ષમા મલશે." એ વીચાર કરી મનસુખને તે કેહવા લાગી "વ્હાલા આ ફળ મારી પાસ આપ. હાલ એ ખાધાનો સમય નથી. આપણે કોઈ બીજી વેલા ખાઈશું." મનસુખ તો તેનો આશકજ તેથી વાહલીના શબ્દ પુરા થયા નથી તેટલાંજ તે તેને કરદધ કરી પલાયલા કુતરા જેવા ચાલા કરતો થયો. આ રાંડ મનસુખ ગયા કેડ રાજાને તે ફળ અર્પણ કરવાની પક્કી ધારણા રાખી રાજકચેરીમાં રાજા આવી બેઠો તે વેળાય તે પાસ જઈ જવાર કરી પેલું ફળ મેલી દુર ઉભી. રાજા ભથરી તે ફળ જોતાંજ ચોંક્યો. "અરે આ ફળ તો મ્હારૂં, મને પેલા બ્રાહ્મણે આપ્યું હતું તે! એ એ સ્ત્રીના હાથમાં ક્યાંથી?" રાજા ભથરીએ તર્ત પોતાની નજદીક પેલીને બોલાવી તે ફળ ક્યાંથી લાવી તે સત્ય કેહવા કહ્યું. રાજાને સાંભલતાં પોતાને તે ફળ મળ્યાથી સત્ય વાત

કહી દીધી. રાજા તાજુબ થયો કે "મનશુખ ઇશકી પાસ એ ફળ ક્યાંથી આવ્યું હશે?" પેલી રાંડને બક્ષીશ દઈ રવાના કરી. પછે મનશુખને તાકીદે બોલાવ્યો. રાજાના તેડાંને માન આપી મનશુખ દરબારમાં હાજર થયો. રાજાએ તેને પાસ બોલાવી પેલા ફળની પેલી રાંડની વાત કહી પુછયું "સત્ય બોલ તને ક્યાંથી એ ફળ આવ્યું?" મનશુએ સાચું વચન કાઢવા વના કસો ઉપાય જોયો નહી. તેણે મોતી રાજકન્યા પાસથી મળ્યાની કહેવા જેટલી વાત કહી ફળનો પટો દીધો. રાજાએ તેને રુખસુત આપી. રાજાએ મોતી રાજકન્યાને બોલાવી એકાંત ફળની સઘલી વાત કહી પુછયું "સત્ય કહેજે રાજપુત્રી, તને એ ફળ કોણે આપ્યું?" મોતી બજવાઇ પણ તે માહ સત્યબોલક હતી તેણે સત્ય કહ્યું "મને ફતેચંદે આપ્યુંછે." મોતીને મોકલી દીધી. રાજાએ ફતેચંદને બોલાવ્યો. તેને અમૃત ફળની સઘલી વાત કહી ને પુછયું "સીર ના જાય, કહુંછ સત્ય કેહ." ફતેચંદ બોલવા તો ગયો કે "રોહીનીએ આપ્યું" પણ બોલાયું "રાણીએ આપ્યું." આ વાત સાંભળી ભથરીને તો પગની પાનીથી તે માથાની ટાલવી વેર લાગીજની. "અરે મ્હારી પોતાની પ્રેમ તુલ્ય સીતા શું બીજાની? મ્હારા માહ ઉપકાર, મ્હારા માહ પ્રાણ ઠાને અડકાં હેત પ્રીત સઘલાંજ ઉપર પાણી ફર્યું? મ્હારૂં તાજ, છત્ર ને સીંહાસન જેને મેં અર્પણ કર્યું! અરે પણ મહારી પ્રતિષ્ટા! મ્હારી રાજ પ્રતિષ્ટા સર્વ જેને મેં નવાજી તે એવી હલકી નીવડ? સ્ત્રી. સ્ત્રી." અરે તે વખ્તે ભથરીનું મુખ કોઇએ જોયું તો સાવ કાલો સની જેવો! અરે તેના અંગ ઉપરનાં દરેક રોમેરોમ રોષના સ્વરૂપ પ્રગટી તેની આંખોથી અગ્નીની ગંગા વેહટી થતી હોય એવું ઝલઝલ તેજ રેલાયું! તે કચેરીમાંથી ઉઠયો તો ખરો પણ વાયુ બ્યમ તુફાન સમય વગર ધરાનો બ્યમ ફાવેછે ને ભાવેછે ત્યમ ગગડે છે ત્યમજ ભથરી આવ્યો. તર્ત તેણે પોતાની રાણીના મોહોલ તરફ કદમ ભેર્યાં. સો હાથી સંગાતે ચાલે તે પણ તેવી ગાંડી ચાલ ચાલે નહી તેવો માહ મસ્ત ગાંડો થયલો મોહોલના દરવાજે જતાં ઘણે વર્ષ જવાલામુખી પ્રવત્ત ફાટે તેવો તીક્ષણ ધાંટો કાઢી "સીતા" પોકાર્યો. સીતા, શાહેલીઓ સંગાતે સત્યતાના શ્લોક ગાયન કરતી હતી. સત્યતાની બલિહારી ને સ્વરૂપના માહ માહ વખાણ કરી કરી તે ગાયનમાં લીન થઈ રહી હતી, તે હાલતમાં, ને બોલાવનાર પોતાનો પતી રાજા ભથરી પોતેજ છે છતાં વીચાર્યું, "એવો દસ હજાર દૈત્ય ધ્રુંજે તેવો ધાંટો પાડી મને બોલાવવાનું શો કારણ હશે?" એ વીચારે તે તર્ત માલેથી ઉતરી છેક આંગણે આવી "પ્રાણનાથ મ્હોલ માંહે આવોની." ભથરી, ઈંદ્ર વિશ્યું જેના સત્ય માટે સમ લેવાને લેશ બાંધો નાલે; તે સત્ય સ્વરૂપ સીતાનું મુખ જોતાં કોઈ દૈત્ય ઉડી પાતાલ ખાહીમાં ગગડી પડતાં ધ્રુંજતો, ભડ-

રતો, અઠરતો ને કકલતો દીસે તેવો મસ વીક્રાલ, અરે એવો વીક્રાલ કે રાજા ભથરી સંગાતે એ સમય ડોલા સાથ ડોલા મેલવવાને હાંમ મેલે, તેવા માહ કોપાયમાન રાક્ષસ સ્વરૂપ ધારણ ભથરીએ સીતાને પેલું ફળ દેખાડતાં "કોટી નર્ખસ્થાનોથી પણ હારૂં અસત્ય પીંડ લેશ સત્યનો પશ્ચાતાપ સમજનાર નથી. આ પીસાચોની સેન કરતાંએ માહ નીચ સુન્ય સ્ત્રી આ ફળ તેં હારા યાર ફતેચંદને આપ્યું !!! હારા તુચ્છ વદનને હારી બેવફાઈ દામર સમાન તાવી કાલી લાહી કરી તને ધુલમાં કીડા મકોડા ખાતી રેડજો !" કહેતાંજ પેલું અમરતફળ પોતે ખાઈ વીજલી સ્વરૂપે ત્યાથી દેખતાંમાં અલોપ થઇ ગયો. રાજપાત, સીહાસન, પ્રજા, લક્ષ્મી, ભંદારો, મેહેલો, કીર્ત, સેન, ને સો જીવ કાને વધુ વ્હાલી સીતાને મેલી ક્યાં ગુમ થઇ ગયો તે કોઇને માલમ પડ્યો નહી. પણ સીતાએ પોતાના પ્રાણપતી રાજા ભથરીનો વેરાગ જાણ્યો નહી. તે સત્યાત્મા તો આળવાલો પેહેલો કાલો કડક શબ્દ સાંભલતાં ત્યાં ભુમી ઉપર શબ થઈ પડી હતી. રાજ્ય સઘલું ઉલટ પુલટ થયું. રાજ્ય મંત્રીઓની કચેરી મલી. નગરના સઘલા શ્રીમંતો ને મોટા પુરૂષો મળ્યા. રાજાને ઘણો ખોળ્યો પણ જડયો નહી. અંતે રોહીનીને એ મર્મ જણાયાથી ફતેહચંદને ફીટ ફીટ કરી તેના કામ ઉપર ત્રાસ પામી પોતે કટાર ખાઇ મુઈ પડી. ફતેહચંદને પોતાના અનર્થનો સાર સમજાઇ તે ત્યાથી નગરબાસીના ત્રાસે નાઠો. એથી સીતાના સત્યનો સુર્ય ઝલક્યો. સઘલું નગર લોક નવધાર આંસું પાડતું પોતાની રાણીને મસાન લઈ જઇ અગ્ની સંસ્કાર કરી આવ્યું: રાણીની સાહેલીઓ એક પછે એક તેની ચીતામાં ઉડી પડી જલી ભસ્મ થઇ. ઉજણ પેલા બ્રાહ્મણના અમરત ફળના પ્રતાપે રાજાવના અનાથ થયું. ભથરી હીમાલા ઉપર સંસાર ત્યાગ કરી ઇશ્વર ભગ્તીમાં બેઠોછે; એ વાત કંઈ કાલે ઉજણબાસીઓએ જાણી.

## ભૈરવી રાગણી.

સમજ મન રે કોઈ નહી અપના ॥ ટેક ॥
દોલત દુનિયા, માલ ખજેના,
સુખ સંપજ હે સવપ્ના ॥ ૧ ॥

# હેમચંદ્ર ને વિખયા.

" કુંભાર નીંભામાંહિ, બચ્યાં બીલ્લીના રાખ્યાં;
ટીટોડી સુત ત્રણ્ય, ભર્યા ભારતમાં ભાખ્યાં;
કપોતના બચ્ચાંય, સિંચાણે ચાંચે લીધાં;
આહેડી કર બાણ, છુટી મુકાવી દીધાં;
એવાં અનેકધા ઇશ્વરે, કીધાં કોટિક કામજી;
શામલ કહે કોણ હણી શકે, રક્ષક જ્યાં શ્રી રામજી."

કુતળપૂર નગરમાં રાજા હતો, તેને કાંઇ સંતતી નહોતી, તેથી પોતે હમેશાં ઇશ્વિર ભજનમાં પોતાનો દિવસ ગૂજારતો. એમ કરતાં ઇશ્વર કૃપાથી તેની રાણીને ગર્ભ રહ્યો. ત્યારે તેણે જોશીને બોલાવી તેના જન્મ-કાળ જોવરાવ્યા. જોશીઓ દિલગીર થઇ કહેવા લાગ્યા કે "જેવો એ પુત્ર જન્મશે તેવું તમારૂં મૃત્યું થશે." તે સાંભલી રાજા ઘણોજ શોકાતૂર થયો. પછી જ્યારે રાણીને નવ માસ પૂરા થયા કે પુત્ર પ્રસવ્યો. તે બે ચાર માસનો થયો કે લાગલો કોઇ શત્રૂ ફોજ લેઇ તે રાજા સામો ચઢી આવ્યો તેમાં તે રાજાનું મર્ણ થયું ને રાણી તે પાછલ સતી થઇ. હવે પેલો પુત્ર રહ્યો તેને લેઇને એક દાસી હતી તે નાઠી. આગળ જતાં એક ગામ આવ્યું ત્યાં નિર્ભય જગ્યા જોઇને ઝુપડી બાંધી રહી, પછી પોતે દયણું ખાયણું કરી પોતાનું ગૂજરાન ચલાવી પેલા છોકરાનું પાળણ કરવા લાગી. એમ કરતાં કરતાં છોકરો ત્રણ વરસનો થયો. એક દિવસને વિશે પેલો છોકરો પાસે છે ને તે તો અણચીંતી મરી ગઈ. મા બોલતી નથી તેથી છોકરે તો તેની છાતી ઉપર પડી 'મા, મા' બોલાવીને ચીસે ચીસો નાખવા માંડી. પાસે એક કૂવો હતો જ્યાં ગામની બાયડીઓ પાણી ભરતી હતી તેમને તે કીકીયારી સાંભલી. ત્યાં દોડી આવીયો ને જુવેછે તો બાયડી મૂવેલી પડી છે ને બાળક રૂવે છે. નિરાધાર બાળકને જોઇ તેઓને દયા આવી. બધી એએ પણ કર્યું કે આપણ સઘલી એની માવડી. પછી તો સૌ સૌને ઘેરથી તેને ખાવાનું પીવાનું અને ઓઢવાનું આપી તેને ઘેર ઘેર મા થઇ. એમ કરતાં કરતાં તે છોકરો છ સાત વરસનો થયો ને એક દિવસ તે ગામના

વજીરને ઘેર બ્રાહ્મણ જમવા જતા ત્યાં રમતો રમતો ગયો, ત્યારે વજીરે તેને રમાડીને બેસાડયો. તે જોઈ બ્રાહ્મણ હસ્યા? ત્યારે વજીરને શક પડયો તેથી પૂછ્યું "મહારાજ કેમ હસ્યા?" ત્યારે બ્રાહ્મણ બોલ્યા "કાંઈ નહિ." વજીરે જક કરી ત્યારે બ્રાહ્મણે કહ્યું "ખોટું લગાડશો નહિ પણ એજ છોકરો તમારો જમાઈ થઈ તમારૂં ઘર ભોગવશે." એ સાંભલી બ્રાહ્મણને ધમકાવી કાઢી મૂકયા અને પેલા છોકરાને મારી નાંખવાનો નિશ્ચય કર્યો. પછી ચંડાળને બોલાવી લાલચ આપી કે પેલા છોકરાને લાગ જોઇ મારી નાંખી આવે. હવે ચંડાળ રોજ ફરેછે પણ તેને મારી નાંખવાનો લાગ આવે નહિ. એમ કરતાં કરતાં એક દિવસ તે નિર્વંશ છોકરો બજારમાં ફરતો હતો. તેના હાથમાં મીઠાઈ ખાવાની લાલચ દેઈ લાગ આવ્યાથીજ ચંડાલો તેને બગલમાં મારી લેઈ ચાલ્યા. તે ગામથી પાંચ ગાઉ ઉપર નદી હતી ત્યાં ઝાડીમાં લાવી છોકરાને નીચે બેસાડયો, ત્યારે છોકરો બાળક છે તે નદીના પથરા પડેલા છે તે લેઈ બાપડો રમવા મંડી ગયો. તે જોઇ વડા ચંડાળના મનમાં પરમેશ્વર ઉતર્યા ને દયા આવી કે આપણે આવા સુંદર બાળકની હત્યા શાસારૂ કરવી જોઇયે? તેથી બીજાઓને સમજાવી ત્યાં જીવતો મૂકાવી દીધો. માર્યાની નીશાની બતાવવાને તેના હાથ પગે છછ આંગળીઓ હતી તેમાંથી એકકી લઇ ચાલ્યા ને વજીરને દેખાડી. હવે પેલા છોકરાને તો હાથ ને પગમાંથી લોહી નીકળવા માંડયું, તે કેમે બંધ થાય નહિ; તેથી તે છોકરો પોકે પોક રડતો હતો. એટલામાં ત્યાંથી વીશ ગાઉ ઊપર રત્નાવતી નગરીનો રાજા રત્નસીંહ મૃગયા રમતો મશાથી પેલી નદી ઊપર પાણી પીવા આવી ચઢયો. તેણે પેલો છોકરો દીઠો તેથી તેના મનમાં દયા ઉપજી. હવે તેને પણ કાંઈ છોકરૂં નથી અને વાઝીયામેણું છે તેથી જેમ આંધળાને આંખ મળે ને ખુશી થાય તેમ ખુશી થઇ પેલા છોકરાને કોટે વળગાડી પોતાના નગર તરફ ઘોડાને મારી મેલ્યો. મોહોલે આવી ચઢતાંજ તેણે તે ખુબસુરત છોકરો પોતાની રાણીને સોંપ્યો. તેણે રત્નની પેઠે જત્ન કરી ઉછેરી મોટો કર્યો. પછી બ્રાહ્મણને નામ પાડવા બોલાવ્યો. તેણે તેના મુખની ચંદ્રમા જેવી કાન્તી જોઇને "હેમચંદ્ર" એવું નામ રાખ્યું. તે જ્યારે વરસ દશેકનો થયો ત્યારે તો તેણે સર્વ વિદ્યા સંપાદન કરી. બત્રીસ લક્ષણો થયો. એક દિવસે પોતાના ગામની દુર્બળ સ્થીતિ જોઇ તે રાજા રત્નસીંહને કહેવા લાગ્યો જે "પિતાજી આ ગામ કેમ નિર્ધનીયું છે?" ત્યારે રાજા બોલ્યો જે "અહિંથી વીશ પચીશ ગાઉ ઉપર નગરના માહરાજાનો એક દુષ્ટ બુદ્ધિ પ્રધાન છે. તેના હાથ તળે આ ગામ છે તે એવી રીતે કે આપણે તેને ઇજારાની પા આની ભરયે અને વધે તે આપણું." ત્યારે

કુંવર કહેવા લાગ્યો જે "ચાલો આપણે કાંઈ દેશ જીત્યે." ત્યારે રાજા કહે, "ના ભાઈ તે વિશે હજુ આપણી શક્તિ નથી." પણ કુંવર ન ગણકારતાં પોતાના પીતાની આજ્ઞા લઈ સૈન્યને સજ કરી એક વરસ સુધી પરદેશમાં ફરી હાથી ઘોડા વગેરે દ્રવ્ય લઇને ઘેર આવ્યો. તે વરસ ખંડણીમાં રૂ૦ હરસાલ મોકલતા તે કરતાં દશગણા વધારે મોકલ્યા. તે જોઈ પ્રધાને પૂછયું કે "વધારે કેમ?" ત્યારે ખંડણી લઈ જનારા બોલ્યા જે "તમનો છોકરો પરાક્રમી છે, તે પરદેશથી જીત કરી લાવ્યો છે." તે સાંભળી વજીરને કાળ ચઢયો. "તેને છોકરો થયો તેની મને ખબર તો આપી નહિં?" વજીરને મદન નામનો પુત્ર હતો તેને પોતાનું રાજ સોંપી તે ઘોડે બેસી રત્નાવતી નગરે આવ્યો. ખંડણિયા રાજા રત્નસેંહે તેને માન સાથે બેસાડયો. થોડી વાર પછી વજીર કહેવા લાગ્યો જે "તમને છોકરો થયો પણ મને વધાઈ કેમ મોકલી નથી?" ત્યારે રાજાએ કહ્યું કે "કોને છોકરો થયો છે? એ તો નદીને કાંઠે વગડામાં પડયો હતો તેને લાવી ઉછેર્યો છે." તે સાંભળી વજીરને પેલા રાંક છોકરાની વાત યાદ આવી. તેણે ફરી તેને મારી નાંખવાનો નિશ્ચય કર્યો. પછી પોતે હેમચંદ્રને પોતા પાસે બોલાવ્યો, તેવો હેમ તે પાસ જઈ તેને પગે લાગ્યો. એટલે દુષ્ટ બુદ્ધિ પ્રધાને ચીઠી લખી કે "સ્વસ્ત શ્રી 'કુંતલપૂર' મધે ભાઈ મદનને માલમ થાય જે આ કાગળ લાવનારને તેની નાત, જાત, કુળ, નામ, ઠામ વિગેરે કાંઈ ન પૂછતાં તેને 'વિખ' આપજો." તે ચીઠી બીડીને હેમચંદ્રને કહ્યું જે "ભાઈ મારા નગ્રમાં કાંઇ ભૂલી આવ્યો છું માટે તમે આ ચીઠી લઇને જાઓ." હેમચંદ્ર પોતા સાથે પાંચેક સ્વાર લેઇને ગયો. ગામમાંથી નીકળતાં તેને સામી ગાતી ગાતી કુમારીકાઓ, વેદ ભણતા બ્રાહ્મણો, અને વાછડા સહિત ગાયો મળી તેના શુકન થયા. તે જોઈ તેની સાથે સ્વારો હતા તેમણે હેમચંદ્રને કહ્યું "મહારાજ આ શુકન પ્રમાણે તો તમને લલિત ગુણ સંપન કન્યા મળવી જોઇયે." કુંવર બોલ્યો "ઇશ્વરેચ્છા." પછી તેઓ મધ્યાન કાળે કુંતલપૂર પહોંચ્યા. નગરની બહાર પેલા વજીરનો બાગ હતો તેમાં બે ઘડી વિશ્રાંતી લેવાને ઘોડા છોડયા; અને સૂતા કે, થાકયા છે તેથી આંખમાં નિદ્રા આવી ગઇ. હવે ત્યાંના રાજાની દીકરી ચંપકમાલની અને વજીરની દીકરી વિખયા એ બન્નેને દોસ્તી હતી, તે બન્ને સખિયો બાગમાં ક્રીડા કરવા આવી. વળતી વેળાએ વિખયાએ ઘોડાનો ખુંખારો સાંભળ્યો. તેણે ઘોડા જોયો અને વિચારવા લાગી જે "જ્યારે ઘોડા આવો રૂપાળો છે ત્યારે તેનો બેસનાર કેવો રૂપાળો હશે? તે મને વરે તો કેવું?" એવું ધારી સખી ચંપકમાળાને કહ્યું કે "બાઈ તમે જાઓ અને હું પૂજાર્થે પુષ્પ લઇને આવુંછું, તે સાંભળી

ચંપકમાલની ચાલતી થઈ, ત્યારે વિષયા ઘોડા પાસે આવી. તેની પ્રદ
ક્ષણા કરીને વિષયા બોલી કે "હે અશ્વ, જો તું તારા સ્વારને મારો પતી થવા
ઈચ્છતો હોય તો હણુણા ખુંખારીશ નહિ." હવે પેલા સઘળા સ્વારો તો
ઝાડની નીચે ભર ઊંઘમાં સબવત પડયા છે. તેમાં જેકળના છાંયા નીચે
સૂતો હતો તેના ઉપર અનુમાન કરી ધીરે રહી વીષયાએ વસ્ત્ર ખીંચ્યું કે
જાણે વાદળમાંથી ઓચીંતો ચંદ્ર નીકળે ને પ્રકાશ થાય તેવી તેની મુખ
કાન્તિ દેખી. ત્યારે તો તેની જોબનાવસ્થાએ તેનું મન ઘણુંજ આકુળ
વ્યાકુળ કર્યું. વીષયા ઘણી મોહિત થઇ. એટલામાં તેની નજર અંગર-
ખાની કસે બાંધેલા એક કાગળ ઉપર પડી. તે છોડીને વાંચી તો હાથ
ઘસવા લાગી કે "અરરરર! મારો પિતા "યા" લખવો ભૂલી ગયો છે તેથી
કેટલો ગજબ થાત? મને લાગેછે તેનો વિચાર આવો સ્વરૂપવાન જોઈ
વિષયા આપવાનો હશે પણ બેસરતથી "યા" લખાયો નથી. પણ એટ-
લામાં મહા અનર્થ થાત અને રત્ન રોળાઈ જાત." પછી નીચેથી સળી
લેઇ પોતાની આંખના કાજળ વતે તે ચીઠીમાં "વિષ" જોડે "યા"
ઉમેર્યો અને જેમ તેમ વાળી બાંધી દઇ લુગડું ઢાંકી ચાલતી થઇ. હવે
થોડીવાર થઈ કે કુંવર ઊંઘમાંથી બિદાર થઇ પોશાક સમારી સ્વારોની
સાથે નગરમાં ચાલ્યો. પછી વજીરને ઘેર જઇને તેના પુત્રને પત્ર આપ્યો.
પોતાના પિતાનો પત્ર વાંચી મદન ઘણો ખુશી થયો. તેણે ઘણી ધામ-
ધુમથી લગ્ન સમારંભની તૈયારી કરી. એકદમ લગ્ન લેઈ પોતાની બહેનને
પરણાવી ત્યાં પોતા પાસ રાખ્યો. પણે આગાડી વજીરે જેવો હેમચંદ્રને પત્ર દેઈ
મોકલ્યો તેવોજ તેના બાપ રાજા રત્નસીંહને કાળાગ્રહમાં નાંખ્યો ને પછી
કુંતલપૂર નગર ભણી વળ્યો. તેને નગરમાં પેસતાં આડો સરપ ઉતર્યો.
વજીર પોતાને અપશુકન થયા તે જોઇ ચીડાયો અને સરપ મારવા ધસ્યો.
તે જોઈ સરપને વાચા થઈ. તે બોલ્યો જે "મને મારીશ નહિ. હું તો તારે
ઘેર શી બીના બનીછે તેની ચેતવણી આપવા આવ્યો છું. માટે તું જઇને
જો." તે સાંભળી વજીર અજબ થયો. તે સાપને જીવતો મૂકી ત્યાંથી આગળ
ચાલ્યો. વજીરને એવામાં 'ભાટ્ ચારણ અને બ્રહ્માદિક દાંન લેઈ ખુશી
થતા થતા જાયછે' તે સામા મળ્યા. તેમને તેણે પૂછ્યું કે "શું છે!"
ત્યારે તેઓએ સ્વિસ્તર વાત કહી સંભળાવી અને તેના અજાણપણા વિશે
વધારે આશ્ચર્યમાં પડયા. પણ વજીરે તે વાત બરાબર માની નહિ, ને
તેમને ધમકાવી કાઢીને નગરમાં આવ્યો. ત્યાં પેલા ચંડાળો મળ્યા તેમને
છોકરો જીવતો રાખ્યાનો ઠપકો દીધો. પછી લાગલોજ ઘેર આવ્યો, તો
માંડવો કાઢેલો અને આનંદ ઓચ્છવ થઈ રહેલો જોયો તેથી પોતાના પુત્રને

ઘણું ખીજ્યો ને કહેવા લાગ્યો "બેવકુફ આ શું કર્યું?" ત્યારે છોકરે કહ્યું કે "તમારા લખ્યા પ્રમાણે કર્યું છે" એમ કહી તેને કાગળ બતાવ્યો. તે જોઇ વજીર ચકીત થયો ને વિચાર્યું જે આ શું? પછી તેના મનમાં પેલા બ્રાહ્મણે કહી હતી તે વાત યાદ આવી. તેથી કહેવા લાગ્યો કે "ખેર જેમ બનવાનું હતું તેમ બન્યું પણ એને માર્યા વિના છોડવો નહિ."

તે નગરના રાજાની જન્મ પત્રીકા જોશીએ જોઈ કહ્યું કે "હવે થોડા દિવસમાં તમારૂં મૃત્યું છે. માટે ચેતવું હોય તો ચેતજો." તે સાંભળી રાજાએ કાશીએ જવાનો નિશ્ચય કર્યો. રાજાને કોઈ છોકરો નથી પણ તેના જોવામાં પેલો હેમચંદ્ર ઘણી વખત આવ્યો હતો તેથી તેનાં રાજ્ય ચિન્હથી ગાદી સુંપવાનો પોતે નિશ્ચય કરી મદનને બોલાવા મોકળ્યો એટલામાં વજીરે ચંડાલોને તૈયાર કરી કહ્યું કે "તમે માતાના દેવળમાં જાઓ ને જે પૂજાપો લઇને વહાણામાં આવે તેને મારી નાંખજો." એમ કહી ઘર આગળ આવ્યો ને હેમચંદ્રને બોલાવીને કહ્યું જે "આપણે ઘેર જમાઇને માતાની પૂજા કરવાનો નિયમ છે માટે તમે વહાણામાં પૂજાપો લઈ જાઓ." બીજે દિવસ હેમચંદ્ર પૂજાપો લઈ રવાને થયો. એટલામાં બજારમાં પ્રધાનનો પુત્ર મદન સામો મળ્યો. તેણે પૂછ્યું કે "ક્યાં જાઓછો?" ત્યારે હેમચંદ્ર બોલ્યો જે "તમારા પિતાએ પૂજા સોંપી છે તે કરવા જાઉચ્છું." ત્યારે મદન કહે "લાવો, પૂજા હું કરીશ પણ તમને આપણો રાજા હાલ બોલાવે છે ત્યાં જાઓ." તે સાંભળી હેમચંદ્ર દરબારમાં ગયો ને મદન માતાના દેવલમાં ગયો. બાપડો મદન પૂજા કરી જેવો બહાર નીકળવા જાયછે. તેવાજ અંદરથી સંતાઇ રહેલા ચંડાળોએ તલવારથી તેનું ડોકું ઉડાવી દીધું. પણે આગળ હેમચંદ્રની ચતુરાઈ જોઈ રાજાએ પોતાની સુંદર પુત્રી તેને દીધી અને રાજ્યાભિષેક કરી ગાદી સોંપી. હવે પેલા દુષ્ટ બુદ્ધી પ્રધાને જેવો છોકરો મરાયાની વાત સાંભળી તેવોજ મહા શોકાતુર થઇ ગયો અને નિશ્ચય કર્યો કે મારે પણ પુત્ર સાથેજ મરવું એટલે દેવળમાં જઈ પથ્થર સાથે માથું પછાડી મરી ગયો. રાજા કાશી ગયા. હેમચંદ્ર રાજ ચલાવવા લાગ્યો. હેમચંદ્રે પોતાનો વૃદ્ધ રક્ષક ધર્મ બાપ રત્નસીંહ કાલા કીલ્લામાં બંદ પડેલો હતો ત્યાંથી બોલાવી લઈ પોતાનો મુખ્ય રાજ સલાહકાર ઠરાવ્યો. તેણે અનુભવી ને ન્યાયી વજીરો ઠેડવી ધર્મરાજ સમાન પોતાની અપક્ષ આણ વર્તાવી.

# લાલદાસ પટેલ.

પશ્ચીમતરફના રાજ્યમાં કૃષ્ણદાસ નામે વૃદ્ધ જાગીરદાર હતો. તેને લાલદાશ કરીને અતી છકેલ ને લાડકો એકનો એક ખાઉ ઉડાઉ પુત્ર હતો; જે તેની સઘલી સતા, લક્ષ્મી ને જાગીરનો વારસ હતો. કૃષ્ણદાસનો આ પૃથ્વી ઉપરથી આકાસની પૃથ્વી ઉપર વીદાય થવાનો સમય આવ્યો. તેણે મોતના બીછાણા ઉપર પોતાના વ્હાલા પુત્રને બોલાવ્યો. છેલી ઘડી તેણે પોતાના પુત્રને શીખના બે શબ્દો કહ્યા :—

"જે પાસ નાદાની ને ગર્થ, અર્થ તેનો બીગડશે;
જે પાસ રંગ રાગ ગર્થ, હરદમ મીત્ર ત્યાં મળશે;
જે પાસ બાગ ને બુ, ત્યાં પીંડબાજી વીખરશે;
જે પાસ જુવાની રજુ, ના તે બુદ્ધી સમજશે;
જે પાસ ખવાસ ઉડાઉ ને ચેન મારતો છે ખાનપાનમાં;
રૂસ્તમ કહે કારૂનનો ખજાનો ઉડાવશે તે એક યાનમાં."

"ભાઈ આજ હું મ્હારા ઈશ્વરપાસ મ્હારા કર્મનો હીશાબ દેવા જાવુંછું. આજથી તું મ્હારી અપાર સતા ને દ્રવ્યનો માલીક થયો છે. ત્હારી ચાલ નઠારી છે. તુ કનિષ્ટ જનોમાં ભળ્યો છે. ખાનપાન રંગ રાગમાં રાજી ને રમત ગમતમાં આનંદ માણે છે. એ સઘળો મેલો ત્હારી સઘલી શોભા ને સતાનો નાશ ને જુના નામને નાદાર ને કાલું કરવા માટે મળ્યો જાણ. ત્હારી ઉડાઉ ને નાદાન ચાલે તું મ્હારા મોટા ઉદ્યોગે બચાવેલા જર ખજાનાને તો સેજમાં સાફ કરી દેશે, પણ મ્હારી જાગીરે તું મ્હારી પાછળ વર્ષમાં વેચી પરવારી જશે, એવો તારો ઢંગ દીસે છે.

"ઉડાઉ ખપાવે જર, સર ગીરવી મેલી આવે;
ઉડાઉ વેચાવે ઘર, મર્મ કુલીન મેણે ખાવે."

"તેમ ત્હારી હાલત થશે. તું આપણા ઘર મેહેલ, બાગ બગીચા ને જાગીરી ગામ વેચી તેના પૈસા ચેન, ચમન, રંગ, રાગ, વાડી, લાડી ને ગર્વમાં ગુમાવી ગરીબ ભીક્ષુક કરતાંએ હલકો બની પશ્ચાતાપમાં પડીશ,

ભાઈ એ સ્થીતી ત્હારી આવે તે વખ્તે ત્હારા બચાવ ખાતર મ્હારા સ્વર્ગવાસી બાપનું ઘર ત્હારે જાળવી રાખવું. પાસ આવ ને સમ લે. એ ઘર ગમે એવી દુરદશામાં પણ જ્યમનું ત્યમ રાખવું. જ્યારે તારી સઘલી સતા ને સુખનો સમુલો નાશ થાય ને ત્હારે આ જગતમાં પગ મેલવાને કાંઈ ઠીકાણું ના રહે કે એક શબ્દ બોલવાને કોઇ દોસ્ત ત્હારી સાથ ના હોય તે વેલાય તું તે મ્હારા વડીલી ઘરમાં જઇ રહેજે. પગ મેલતાંજ ત્યાં તને ત્હારી તે અનાથ સ્થીતીનો ઉપાય સુજશે." પીતાના મૃત્યુ વેલાના વચનથી પુત્રનું દીલ પીગળ્યું. તેણે તે ઘર નહી વેચવાનું પાણી લીધું. તે સાંભળી ભલા ને માહ ઉદ્યોગી કૃષ્ણદાસે પ્રાણ મેલ્યો.

ભાગ્ય પીતાનો માસીસો પાર કર્યો તેટલાં તો અર્ધ ઉપર ખજાનાનો ભંડાર ખાલી થયો. શેહેરના સઘલા બાઉ ખુશામત્યા તેની પાસ હાથ જોડી બેસતા હતા. તેના કહ્યાના દાવ ઠઠા મશકરીમાં મચતા હતા.

"જેને જરનું જોર, જુલમ ઝાઝો કરી ઝુઝે;
જેને જરનું જોર, બીજાને તે નવ બુઝે;
જેને જરનું જોર, અહપણ અતીશે આણે;
જેને જરનું જોર, પોતાને જગપતી માણે;
વળી જેને જરનું જોર છે, છાક્યો રહે અમળે અતી;
શામલ કહેછે સદ બુદ્ધિ વણ, રૂડું ના થાય તેથી રતી."

બાપાની છમસી આવ્યાં પહેલાં તો તેનો સઘલો ખજાનો ખાનપાન, રંગ રાગ ને લાડી નાચ શોખમાં ખપી ખુટી ગયો; ને મેહેલ, બાગ બગીચા, ઘર શૃંગાર ને રાચરચીલાં સઘલાં વેચાઈ પણ ગયાં ને વવરાઇએ ગયાં. વળી ફરીથી મીત્રોનો દોર ને ખર્ચના કરજની વેઠ માથે ચઢતી ચાલી. વળી લાલદાસે પોતાની ઘણી પ્રીય જીનસો બજારમાં વેચી ને વળી થોડા દીન નીભાવ કર્યો. અંતે પાસ દમડી ના રહી. માત્ર ગામની જાગીર એક તેની હતી. આ જાગીર મોટા પરાક્રમના ઇનામમાં તેના વડીલને રાજાએ બક્ષેલી હતી. તે જાગીરની વર્ષને છેડે છપણ હજાર રૂપૈયા આમદાની હતી. એ જાગીરથી સ્વર્ગવાસી કૃષ્ણદાસે ઘણાં વખાયલાં ધર્મદાન ને ધર્મશાળા બંધાવી નામ કાઢયું હતું. એ આમદાનીએ તો મરનાર વર્ષમાં પોતાની ન્યાત જ્યાતને ત્રણ મોટાં ખાનાં આપતો હતો; ને દીવાળીને સુઅવસરે રાજાને ત્યાં મોટી કીમતનું નજરાણું મોકલી પોતાની પ્રજા સેવાનું માહ તેજ દીપાવતો હતો. તે જાગીર ઉપર તેનો ડોળો પેઠો. તેણે તે વેચી પોતાના મનનો વીખરાયલો જુસ્સો નરમ પાડવાનો ડાવ કરયો.

"ઉદાઉ ના જુવે કુળ, ધુળ તે મેળવે માયા;
ઉદાઉ ના જુવે મુલ, અમુલ્ય વ્યર્થ જતી કાયા;
ઉદાઉ કરે સર્વ પાપ, આયુષ્ય તે જેટલું જીવે;
ઉદાઉ ના જાણે નામ, અંત્યે ચીંથડાં સીવે;
ઉડાઉ હોરે સૌ કલંક, ગુમાવી કોટી કોટી દામ;
રૂસ્તમ કહે સર્વ સંતાપ ચઢે ખાતે ઉદાઉ નામ."

સ્વર્ગવાસી કૃષ્ણદાસનો એક કારભારી જીવનલાલ, જે આજ શ્રીમંત હાલતે પોહોંચ્યો હતો. આજ તે પાસ જર ખજાણો ને ઘર ને ઘોડા હતા; તે પાસ લાલદાસ ગયો. પોતાના મુરબ્બીના જવાન પુત્રને જોતાંજ જીવનલાલ ઘોડા ઘોડા થઈ ગયા. માન અકરામ બહુ દઈ તેનો યોગ્ય આદરસત્કાર કરયો. "આનંદથી બેસો ને જોઇયે ત્યમ ચમન મારો. એટલા ક્યમ ગભરાવોછો? શું કામ બેચેન થાઓછો? મોજજોક ને ઘોડા વાડી ને ખાનીપીની ચાલુ રાખો. શાના અકળાવોછો? તમારી જાગીર આ વખતે વેચો ને મુળ લઈ એશ આરામમાં મચ્યા રહોની?" લાલદાસ બોલ્યો "મ્હારૂં સઘલું જર ઝવેર ને દોલત ખાપી ખુટી ગઈ તો આ જાગીર પણ જાવો. લે તું ખરીદી જાગીર ને મને દામ આપ. જર મ્હારો ને જમીન મ્હારી." કારભારી જીવનલાલે આ શીકાર ઠીક સફર જોયો. તર્ત તેણે તેનું મુલ નકી કરી તેના દામ લાલદાસને સ્વાધીન દીધા ને જાગીર ખત પક્કું કરી લાલદાસની સહી સાથથી પોતાને સ્વાધીન લીધું. લાલદાસ ગરજુ તેથી રૂપીયાનો માળ પાવળે પડાવ્યા જેવું સારૂં થયું ને જીવનલાલને મોટો લાભ થયો. જીવનલાલ મીથી બોલી ને ખુશામતની ઢપે નમનતાઇ વાપડીને સેવાપણાથી જાગીરનો સઘલો કાબુ લાલદાસ પાસથી લઈ આજથી જાગીરદાર ને પટેલ બન્યો. જાગીરના દામ પણ આગળી ઢપે ઘોડા ને રામજની ને ખુશામત્યા મીત્ર સંગાતે ચેન ચમન ને એશઆરામમાં બાપાની વરષીને તો માસ એક હજી બાકી છે તેટલાંજ સાફ સપાત કરી નાખ્યા. વળી લાલદાસ પૈસા વના આબદામાં પડયો. એક અઠવાડયામાં તો ગાડી ઘોડા ને સરતના ઘોડા વટીક બજારમાં પાણીને મુલે વેચાયા! વળી લુગડાં ને પાગડી ને શ્યાળ ને ગ્રેણા ને ઘરનો સામાન ફુકાયો. આજ તો બાપડો લાલદાસ એકલો થયો છે. કોઇ પાસ મળે નહી. ચાકર નફરો વગેરે સઘલા તેની કંગાલ સ્થીતી જાણી તર્ત તે પાસથી દુર થયા. એક મીત્ર નામે રહ્યો નથી. એ સમયે તો માહ ચીંતાતુર ને કકલતો થઇ લાલદાસ પોતાના જીવપર કરવાનો ડેડાવ પસાર કરત પણ વલી તેને

મન કલ્પના થઇ કે “ શું પરવા છે? હાલ મ્હારી પાસ જર નથી તો મ્હારા મીત્રો નથી? દરેક જન પાસ થોડી થોડી ઉછીની રકમ માંગીશ ને લગાર કરકસરે વાપર્યા કરીશ તો એ પણ મ્હારી હાલત કોણને જાણ થવાની છે? મ્હારા દોસ્તોનો કાંઈ તોટો છે? જો આજથી દસ વર્ષ લગી દરેક પાસ એકેકી વખતેજ ન્હાની રકમ ઉછીણી લઇશ તો ચાલશે. વળી દસ વર્ષે બીજી ફેરીની શીરૂઆત થશે.” આ સેકચલીના વીચારે પેહેલાં તે પોતાના ઘણાજ પ્રાણ સમાન મીત્રને ત્યાં ગયો; જેણે તેના કમમાં કમ વીસ પચીસ હજાર લઇ પચાવ્યા હશે, તે પાસ પાંચસેની રકમ અંગ ઉધાર માંગી. મીત્રે તે વાત હસી હસાવી ઉડાવી. “ભાઈ તમને ના પડાય? પણ મ્હારા હાલ રોકાયાછે. નીકર તો અહં——” લાલદાસ ત્યાંથી નીકલી બીજા મીત્ર પાસ ગયો. ભોલો પણ હદ વનાનો, તેણે મીત્રે કહેલું સર્વ સાચું માણ્યું હતું. બીજાએ જવાબ દીધો “મીત્ર લગાર વ્હેલો કયમ આવ્યો નહી? અબઘડી આપણા નથુરામે ત્રણ હજાર અંગ ઉછીણા મંગાવ્યા તેને મેં મોકલી આપ્યા. બે ત્રણ દીવસ જવાદે. પાંચશો કયમ બોલેછે? પાંચ હજાર રૂપીયાજ લેજેની.” ત્યાંથી વલી હશી ખુશ ખુશ થઈ નીકળ્યો તે ત્રી-જાને ઘર સાધ ધાળ્યો. તે મીત્ર તેની સ્થીતીથી વાકીફ હતો. તેણે સ્ત્રીને અ-સારત કરી “ ના પાડજે ” ત્યમ માંહેથી જવાબ મળ્યો “ એઓ તો રાત્રના પનવેલી ગામ પોતાને કામે ગયા છે.” ત્યાંથી લાલદાસ મીત્ર માણકલાલને ત્યાં ગયો. માણકલાલે ‘કયમ આવ્યા’? પુછ્યું ને લાલદાસને બરડ પાણી ઉતર્યું કે “ આ મ્હારો પરમસ્નેહી આજ એમ કયમ બોલેછે? હશે.” પછે બોલ્યો “મીત્ર મને હજાર રૂપીઆનું કામ છે. પછે હું આપીશ. હાલ મને ધીર.” “લે”કહી માણકલાલ આપવાના ડોલે ઉઠયા. ટીજોરીપાસ ગયા ને એઓચીંતા ગભરાયાના ચાલા કરી “ અરે મ્હારી ટીજોરીની કુંચી ક્યાં ગુમાઇરે?” પછે જે કુંચી માટે ગડબડ ને ઘરમાં બુમ બરાડા ને ધમકી ધાંધલ કરી મેલી તેથી લાલદાસ પણ ગભરાયો કે આજ માણકલાલ ટીજોરીની કુંચી ના મલશે તો કોઇનું ખુન કરશે. તે વીચારે તે બોલ્યો “મીત્ર કાંઈ નહી, અને શું બીજા નથી? કેસવલાલ પાસથી લઇશ.” માણકલાલ બોલ્યો “અરે પણ મ્હારી ટીજોરીની કુંચી ત્યારે શું જાય ને હું શાંત રહી તે સહું? એ બનશે નહી. હું ઘરનાં સઘલાંની કેંડ પકડીશ ને બનશે તો ચાબુકનો માર મારી મ્હારી કુંચી કબુલાવીશ. ઘરમાં સઘલાં ચોર વસેછે.” લાલદાસ તો ઇષ્ટ મીત્ર માણકલાલનો આ બુમાબુમ શાહોર સાંભળીનેજ તે પાસથી ચાલી નીસર્યો તે કેસવદાસ પાસ આવ્યો. કેસવદાસે તો લાલદાસને જોતાંજ પોતાની બાયડીની બેડાઈની વાતો ચલાવી કહ્યું “મીત્ર આ કુબજાથી તો હું થાક્યોછું,

મ્હારી સઘલી પુંજી પોતાને અસતક રાખી મને પૈ પણ ખર્ચવા આપતી નથી. મ્હારૂં થશે ક્યમ? હું તમારી પાસ કાંઇ હાથ ઉછીણા લેવા આવવાના મનસુબામાંજ હતો તેટલાં તો ઇશ્વિરે મ્હારી મન ધારી આશા સફલ કરી છે. તમને પોતાનેજ મ્હારે ત્યાં મ્હારા ઉપરનો ગજબ જાણવા માટે મોકલી આપ્યા છે. એ પ્રમાણે સર્વ પ્રસંગે મનમાંની ધારી મોહ સામે આવી મળે તો કેવો આનંદ પ્રામ થાય?" લાલદાસે પોતાના મીત્ર કેસવદાસને સાંભળી કહ્યું "ભાઇ તું કહેછે તે તો હશે પણ મ્હારી તો ગતી કવી કહે છેઃ—

"અભાગિ જમવા જાય, ભુખ્યો રહે કે વળે વાસી;
વદે સરસ જો વાત, લોક કરશે સઉ હાસી;
અભાગ્યો ડાહ્યો થાય, ઘણા જણ તો કહે ઘેલો;
જો નવ બોલે કે બોલ, કહેછે હૈયાનો મેલો;
સઉ કર્મ હીન કુટાય છે, ગરથ જ્ઞાનનો ઝૂટકો;
શામળ કહે છે નિર્ભાગિનો, કસિ વાતે નહી ગૂટકો."

"મરજી પ્રાલબ્ધની કે મ્હારા મીત્રને ત્યાં હું જ્યારે કાંઇ હાથ ઉછીણુ લેવા આવ્યોછું ત્યારે તેના મનમાં તે વાત બ્હાજી છે. ત્યારે તો જેગોપાળ" સાંભળતાંજ કેસવલાલ ભીક્ષુક થયલા લાલદાસ પાસથી ખસી જતો રહ્યો. લાલદાસને આ મીત્રની ચાલ માટે દીલમાં લાહ્ય ઉઠી. પણ ઉપાય શો કે તે માટે પોતાનો રોષ જાહેર કરે? તે મીત્રના ઘરના દાદરાના પગટયાં ઉતરતોજ અર્ધ ઉપર મુર્છા પામ્યા જેવો થયો. એ પછે જ્યાં પણ જે મીત્ર પાસ તે પોતાની ભીડનો ફેસલો કરવાને ઉલટભેર ગયો તે સઘલાઓથી ઉપલા જેવાજ હેરફેર 'ના' જવાબ સાંભળી નીરાશ ફરયો.

"થાય નીરાસ જે દીલ, હૃદય તેનું મુજાય;
થાય અભાગિ અબલ, શરીર તેનું કંટાય;
થાય ધારીની ધુળ, રોમ રોમ કષ્ટ ભરાય;
થાય હેમનો જે હીન, સકુલ તે નષ્ટ કેવાય;
અનેક આપડા તે સર છે, જે શ્રીમંત ભીક્ષુક થાય;
રૂસ્તમ કહે તે માહ પશ્ચાતાપ, લક્ષ્મી જેની ઘટી જાય."

આ સ્થીતીમાં લાલદાસને તેનું ઉદાઉપણું, દૈત્ય સ્વરૂપે તેની લોચન સામે ખીજવતું કડક ઉભું થયું. સઘલી તેના કુલની લક્ષ્મી ને નામ ને પ્રતાપ ગલી ગયલો તે દૈત્ય તેની ભીક્ષુક હાલતમાં પણ તેનો પીછો છોડવા સાફ ના પાડતો હોય તેમ હઠ કરતો ત્યાં વીચીત્ર ચીત્ર થઇ ઉભો.

લાલદાસે ઘણી રીતે તે દૈત્યને નાબુદ કરવાને પોતાની ચક્ષુ ફેરવી જોઇ પણ તે ત્યાંથી ખસ્યોજ નહી. લાલદાસને મન એવી તો રીસ ચઢી કે "અબઘડી ત્યાં કોઈ શસ્ત્રથી આપઘાત કરી આ સૃષ્ટીથી તે પોતાને પુરો કરે," પણ હાલ તેવું કાંઈ શસ્ત્ર તે પાસ નથી તેથી નાચાર હતો. જે દૈત્ય તેના સઘલા જર ખજાના ને મીલકતનો નાશ કરીને ઉધરેલો તે હાલ કમ પોશાણથી લગાર હઠીલો થઇ ત્યાં કોઇ કૌતક રચવા મંડયો હોય ત્યમ પોતાના શીકારના મનમાં તેનો પ્રાણઘાત કરવાને ફુંક મારતો હોય એવી આનાકાનીનો ભરેલો લાલદાસ દીસતો હતો. અંત્યે ઉદાઉ દૈત્ય પોતાના શીકારને ફતેહ કરી શકયો. લાલદાસે આત્મઘાત કરવાનો નકી ઠરાવ પોતાના મનમાં પસાર કર્યો. લાલદાસને આ વખ્તે પોતાનો સઘલો કાબુ ઉદાઉ દૈત્ય સ્વાધીન જોઈ બહુ ત્રાસ વ્યાપ્યો. તે સારા દીવસનો ભુખ્યો, પાસ ના ખોટી બદામ, સઘલે તેનો મર્મ જાણ થયલો, એ સ્થીતીમાં તે પોતાને કંગાળ ભીખારી કરતાં પણ નકામો ને ભીક્ષુક જોઇ લજાવાયો તેનો પાર ના હતો. જગત સઘલી તેણે આ સમય સુમસાન ને કાળી દગલબાજ ને વ્યર્થ વેઠમાં ફસાવનારી જાણી. રાત્ર પણ ક્યાં ઠરે? અરે પલ પણ કદમ મેળવાની તેની જગ્યો રહી ના હતી તો પછે જીવ્યામાં તે પોતાને મૃત્યૂ પામ્યા ઠાને પણ ખરાબ સ્થીતીનો જાણી ઘણોજ ઉસકેરાયલો ઉજડ જગા તરફ ચાલ્યો. તે ખ્યાલમાં એટલો તો મસ્ત થયલો, વય પણ ભર જવાન, એક પલ જેણે આ સમાન ભીડ ને એકાંત જાણેલી નહી તે વખ્ત લાલદાસ જીવપર કરી મરવા વના બીજો શો સાર ખેંચે? પણ આ માહ ભીડના દુખ અને ઉદાઉ દૈત્યના પાછળ લાગી સમુલો નાશ કરવાના એણ વખ્તે તેણે પોતાના વડીલના પેલા જુના ઘરની યાદ આવી. તે વાત સાંભરી તેણે લગાર ગઇ ગુજરીના શબ્દોનો વધુ ભાસ થયો. તેણે પોતાના પીતાને મરતી વેલાએ તે ઘર ગમે તે સ્થીતીમાં પણ વેચવું નહી ને તે કબીલાની જુની મીલકત સદા કુલના કબજામાં રેહવા દેવાની બોલબોલ વાત સાંભરી, "ઉદાઉપણાએ નાશ ને સઘલી દોલત ખાઇ ખુવાર કરયા પછે પેલા જુના ઘરમાં જવાથી તને ત્યાં એક ખેરખા મીત્ર સાથ મેલાપ થશે." આ મૃત્યૂ પામતા પીતાનો વાક્ય પુરો સાંભરી આવ્યો. લાલદાસ તે પુરાના ઘર તરફ ચાલ્યો. ઘર જાગીરથી બહુ વેગલું ને વગડામાં હતું. ત્યાં માર્ગમાં વર્ષો થયા ઉગેલું ઘાસ કોઇએ કાપી સાફ કરયું હતું નહી. વલી ખાડા ને ટેકડાનો વાંકો રસતો વટાવતાં ભુખ ને તરષે વ્યાકુલ થયલા લાલદાસને તો માહ પીડા થઈ. જ્યારે તે પુરાના ઘરને આગળે આવ્યો ત્યારે તે એક ખેહું ઝુકડું જોઈ તે પોતાની ધારણામાં અર્ધો ઉપર

જ્હેમી થયો કે "બુઢું ને ગાંડું બરાબર. તે વળી મોતનાં બીછાણે કેમ ડાવકી વાત કહી શકે?" માહ મુશકેલે એક કલાક મેહેનત કરી માહે દાખલ થવાનો દરવાજો ખોળ્યો. અંદર દજન વર્ષનો કચરો, ધુલ ને જાલાં, એ રવેસે બાહઝેલાં કે ઘડીભર માંહે કાંઇ પણ ચાલવાનું દીસ્યું નહી. ગરજ માટેજ લાલદાસ એક આંધલાની હાલતે ઘુસ્યો. તેણે ટંટોસ્તાં ટંટોસ્તાં માંહે આગળ જઇ એક ન્હાની બારી ઉઘાડી. પ્રથમ તો ખાલી ને જાલાંથી ભરેલી દીવાલ દીસતી હતી, પ્રથમ તો ટેકડા ને ખાડા વટાવી આવ્યાની થાક ને વેઠથી જ્હેમી થઈ શકમંદ હતો, પ્રથમ તો ત્યાં માહે પેસતાં તેણે બેઠક ને ગાલીચા ને શ્રીમંતને છાજતા સર સામાણની આશા રાખેલી તે નહી જોયાથી ઉદાશ હતો, પણ પા કલાકે જ્યારે માહે નજર ઠરી ત્યારે તેના બાપે કહેલું ખરૂં પડયું "જ્યારે તું ત્હારી મોટી જાગીર વેચી ઉડાવી રહે, ને પૈસો દોલત સઘળું ખપાવી રહે, જ્યારે સઘલી જગત ત્હારી ઉપર ત્હારા ઉદાઉપણા માટે ચીડાઇ જઇ તીરસ્કાર વરસાવે ત્યારે ત્યાં તને એક ઇમાનદાર દોસ્ત મળશે." ત્યમ ત્યાં પોતે જ્યાં ઉભો છે તે જગ્યો તેણે પોતાને માથેજ એક દોરડાંનો ફાંસો ઝૂલટો જોયો. ત્યાં મોટા અક્ષરે સાવ ખુલ્લો આ વાકય લખેલો દીસ્તો હતો. "ઓ દુરભાગ્ય આખર તેં અવીચારે ખાનપાન ને રંગ રાગ ને ઠાલા મીત્રો ને સ્ત્રી લખમાં સઘલી મીલકત ને જર ખજાનો ગુમાવીને તું આપડા ને બતંગીમાં આવ્યો? મને ત્હારી કુચાલની આગળથી ખબર પડી હતી કે તું આ કમનશીબીને પ્હોંચશે ને કુળનું નામ ડુબાવશે, તેટલા માટે આ ઇમાનદાર દોસ્ત ખાસ ત્હારે માટે સાચવી રાખ્યો; એથી ત્હારી નામોશી, નીર્લજ કર્મ ને શોકનો છેડો લાવ." આ ઠપકો, ઝેરી બાન કરતાં જાદા ચીત પૈઠો. તેનું જીગર પોતાના કાલાં કર્મથી ધ્રુજ્યું. આંખોમાં આંસુ ભરાયાં. તેનું જીગર પોતાના બુરાં કામ, દીલગીરી, શરમ ને પાપથી ફાટવા-માંજ બાકી હતું. એક હરફ તેનેથી કઢાયો નહી. માત્ર આ હરફો "વીશ્વાસુ મીત્ર હાલ એ એક ખરો. આમીન થજો ઓ મીત્ર તું આ ઐન વખ્ત મને" કહી પેલો ફાંસો પોતાની ગરદનમાં ભેરવ્યો. તેણે પોતાના શરીરને એક ઝોંક દીધો, કે શીલીંગનું પાટયું ખરરર કરતું નીકળી ગયું! તે ભાંય ઉપર ગગરી પડયો. જ્યાં લગી હોશ્યાર થયો નહી ત્યાંલગી તેણે પોતાને જીવતો જાણ્યો નહી. આખરે તેણે સુદ્ધીમાં બરાબર આવી જોયું તો પેલા ફાંસાના પાટયાંમાંના છેડે એક કાગલ બાંધેલું દીસ્યું, જેમાં સોનાની એક કુંચી હતી. પેલું પત્ર ખોલી લાલદાસે વાંચ્યું. તેણે તર્ત સંતોષ ને ખુશાલી સઘલે દીલ ફરી વળ્યાં. આ કાગળમાં દીવાલ દરમ્યાન

ત્રણ ધનના ચરૂ છુપા મેળ્યાની વીગત જણાવી હતી, બે સોના મ્હોરોથી ચીકાર ને ત્રીજો એક ચાંદીના રીહાલથી ભરેલો હતો. જે ઉપર ખુલ્લા મોટા અક્ષરોથી આ લખ્યું હતું "ફરી એકવાર મ્હારા પુત્ર તને હું આ દ્રવ્યથી ન્યાલ કરૂંછું. ત્હારી આગળી હેમકાઇ મેલ ને જીંદગી સુધાર; જો તું હવે ત્હારી બુરી જીંદગી સુધારી ભલા માર્ગે વળ્યો નથી તો સેવટે આ દોરડાંનો ફાંસો તારા ગળામાં પેઢી તું કાલને ઘર પ્હોંચ્યોજ." લાલદાસ મનમાં બોલ્યો "આજથી ના સુધરયો તો સાચું છે કે અંત્યે એ સાર છે. પણ આજથી હું વરદાણ લઉંછું કે આ કાગલમાંની શીખામણ પ્રમાણે હું ચાલીશ. હું ડાવકો સત્ય સ્નેહી થઇશ." લાલદાસે આનંદ માની પોતાની જાગીર વેચ્યાની કીંમત જેટલી મ્હોરની દેલી પેલા ધનના ચરૂમાંથી ભરી લીધી. તેણે પેહેલું પગલું કારભારી જીવનલાલ જે હાલ વતનદાર જીવન-લાલ ઉર્ફે પટેલ કેહવાય છે તેની મેરી તરફ ચાલ્યો. જીવનલાલ આજ કાળ પોતાના શેઠની જાગીર ખરીદ કરયાથી મોટા તાલેવાનોની બરોબરી બેસવા યોગ્ય ગણાતો હતો. જ્યારે લાલદાસ તેની મેરીએ જઇ દીવાન-ખાનામાં પ્રવેસ પામ્યો ત્યારે ત્યાં જીવનલાલ મોટા ટેક ને અભિમાનથી બીજા ત્રણ શ્રીમંત જાગીરદારો સાથ ગપા મારવામાં ને ભાંગના વાટકા ઉડાવામાં મશગુલ હતો. મુખ્યરેની બેઠક ઉપર જીવનલાલ બીરાજ્યો હતો. સબબ સ્વર્ગવાસી ક્રષ્ણદાસનું વતન વેચાતું લીધાથી આજ તે ત્યાંના સગલા શ્રીમંતોમાં શ્રેષ્ઠ ગણાતો હતો. બીજા જે ત્રણ શ્રીમંતો ત્યાં તે સાથ ખાનપાનમાં મચ્યા હતા, તેઓ તેને મોટા માન અક્રામથી બોલાવતા હતા. તેઓ તેનો દરજ્જો ઊંચો ને જાદા માણતા હતા. જ્યાં જતાંજ લાલદાસે પોતાનું વતન વેચાતું લેનારને જેગોપાળ કરી. લાલદાસે કહ્યું "પટેલ જીવ-નલાલ મેરબાની કરી મને એક ડાલર ઉધાર આપો." જીવનલાલ બોલ્યો "નીકલ જ્યાંથી; કંગાલ, ઉદાઉ, ઇશ્વરના સમ છે મને જો હું તને કદીપણુ એક દમડીએ ધીરૂં." એ સાંભળી તેણે જીવનલાલની બાયડી પાસ તેટલી રકમ ધીરવા કહી. "બાઈ દયા ખાતર કાંઈ મને ધર્મ કરો!" પણ બાઇ તો મોટો ઘાટો કાઢી તોરમાં ને તોરમાંજ બોલ્યાં "નીકળ નીકળ, ઉદાઉ હેવાન. મને દેવદેવતાની આણ જો તને એક ખોટી બદામ પણ આપું તો. જો કોઇ લુચ્ચા હરામખોરને ફાંસી દેવાનો ધારો બંધાય તો હમો તને પહેલો ફાંસી દઈ નાબુદ કરી તે ધારાનું મંડાણ કરયે."

"બે હાથીનું જોર, બાહુ બે માંહે બીરાજે;
વાઘ સિંહની પેર, ગરથ ગાંથે તે ગાજે;

ભુખ તડકો કે ટાઢ, નહી જર પાસે જાય;
વ્યંતર ભૂત કે પ્રેત, કદી ચેટક ન ચહાય;
મન મદિરા શરસ વાતણી, કેફ સદા આવી વસે;
શામળ કહે દુખ્યો દુખ કહે, જરવાલો હેડે હસે."

લાલદાસને આ સ્ત્રી સ્વભાવથી ઉલટી વાત સંભળાઇ ખરડે પાણી ઉતરયું. આ વખતે ત્યાં ત્રણ વતનદારમાંના એક રૂડા પટેલે કહ્યું "લાલદાસ તેં જાવોજલાલી ભરેલી પટેલાઈ કરી હતી. તું મોટો ઉદાર હતો. તેં જર ખજાણો ઉડાવ્યો. તને મુરંબી કહી કહી સઘલા શ્રીમંતાઇના ડાલવાલાએ ઠગી લુટી ખાધો છે. હું તને એક રીહાળ ધીરૂંછું. તે સાથ બીજો પણ તને ઉધાર આપુંછું, લે." પછે તેણે જીવનલાલને કહ્યું "મેં કદી પણ તમારો ઉપકાર માંગ્યો નથી પણ આ વેલા તમારો મોટો આભાર થશે મ્હારી ઉપર. તમો પટેળ લાલદાસને આપણી મંડળીમાં બેસવા દો. હું સારી મીસાળે જાણુંછું કે તમોએ એની સઘલી માલ મીલકત ને જાગીર ઘણી સસતે ભાવે ખરીદી લીધી છે." પટેલ જીવનલાલ ઘણાજ તીખા થઇ જઈ બોલ્યા "ઇશ્વર સમ એ સાટાંમાં મને ઉલટી ખોટ છે. હું તમો ત્રણે પટેલ-રાજ સમક્ષ ખુલ્લું કહુંછું લાલદાસ, મેં મ્હારી જાગીર વેચાતી લીધી છે તે કરતાં પણ તને સસતી આપવાને બંધાઉં છું, નાણા અબઘડી આપેછે? જા, તેં વેચી તે કરતાંએ પચીસ ટકા ઓછે હું તને વેચાતી આપુંછું. છે મરજી? હોય મરજી તો કાઢ નાણા અબઘડી. મ્હારા નાણા મને દે ને મ્હારૂં વતન ને માલ મીલકત તું લે. બોલ, કેમ શો વીચાર છે?" લાલદાસ બોલ્યો "પટેલ ભાઇઓ આ જીવનલાલે કહ્યું તેના તમો શાયદી છો." જીવનલાલ બોલ્યો "હા, હા. મને મ્હારી કીમતના સઘલા નાણા પચીસ ટકા ઓછાં હાલે આપ ને મ્હારૂં જાગીરી ગામ તું લે. મ્હારા બાપદાદાના બોલ સાથ મને કબુલ. કેમ શો વીચાર?" જીવનલાલે જોયું કે ખાધાની ખોટી દમડી પાસ નહી, તો લક્ષ રૂપૈયા ક્યાંથી લાવશે? બાપની મસાનમાંથી? એ ખ્યાલમાં છક્યો કારભારી છે તેટલાં લાલદાસે કહ્યું, "પટેલજીઓ આ જીવનલાલ કહે છે તે મ્હારે કબુલ છે," કહી એના મોહોરોની ત્રણ ડેલી તર્ત બગલમાંથી કાઢી ત્યાં રજુ કરી. સઘલા સ્તબ્ધ થયા. જીવનલાલ હજી પણ તે વાત માણતો નથી. તેણે ડેલીઓ લઈ ત્યાં બાજત ઉપર ખાલી કરી મોહોરો ગણી. તે બરાબર પોતાની કીંમત પ્રમાણે નીકલી. વચને બંધાયો તેથી તર્ત ત્યાં પટ જાલવવા પેલા પટેલે હજાર જાગીરી ખત લાવી લાલદાસને સ્વાધીન કરયું. લાલદાસે તે તપાસી લેતાંમાંજ કહ્યું. "જીવનલાલ, તું તર્ત

આ મકાન ખાલી કરી ચાલ્યો જા. ઈશ્વર ત્હારૂં નીચું મોહ ને ક્રૂર મન મને કદી દેખાડે નહી. ત્હારી વહુને હદબાહેર મને ખરાબ વચન કહેતાં કાંઈ મનમાં ડર ઉપજ્યો નહી? મ્હારા બાપના અન્ન વસ્ત્રથી ઉછરી મોટાં ને દોલતમંદ થયલાં છતાં નીચ ને હરામખોર સ્વભાવના કેમ બની ગયાં? તમો તર્ત ત્યાંથી તમારો શામાન ઉઠાવી જાવ." પછે પેલો ભલો પટેલ કે જેણે બે સારા શબ્દો કહી તેને બે રીહાલ ધીરયા હતા, તેને પોતાનો મોટો મીત્ર ને સઘલી જાગીરી ગામ મીલકતનો કારભારી કર્યો. તેણે ધીરેલા ચાંદીના રીહાલના બદલામાં ત્રણસો સોના મોહોરનો રત્ન જડીત ચાન પેઠાવ્યો. જીવનલાલે પોતાના પૈસા લઇ ત્યાંથી ઉતરી ગયલાં મોહથી બીજે ગામ રસ્તો ધરયો. તેની બાયડી તો પટેલણની પડવીથી સાધારણ સ્ત્રીની પંગટી ઉપર આવ્યાના માહ શોકમાં ગરક ગઇ. ફરી લાલદાસ મોટો પટેલ થયો. સઘલાં શેહેરે તેનો ચઢતો દાહડો જોઇ ખુશી માણી. લાલદાસે પટેલાઈ પર આવ્યાની ખુશ વધાઇમાં ન્યાત જમાડતાં જમાડતાં આ સમ લીધા "આજ પછે ફરી જો મ્હારૂં વતન હું ઉડાઉ માર્ગે ચાલી નુકશાનમાં લાવું તો મને માહદેવના સમ."

## વફાદાર શોદાગર ને શાહ.

એક શોદાગર ખુદ પોતાના મુલકના બચાવમાં બંદવો થયો. તેણે પાદશાહની ખેદમતમાં અર્જ ગુજારી કે "ખુદાવંદ હું તે જરદાર શોદાગર છું કે જે પોતાના મુલકના બચાવમાં તમામ ગંજ તમો નામદાર શાહને સ્વાધીન કરી તમારો ખાસ ફરમાબરદાર એલચી થઈ પોતાના દેશ તરફથી દુશમનના લશકર દરમ્યાન ગયો. હું ત્યાં સમજાવત કરવામાં ગુંટાયો હતો તેટલાં આપણા લશકરે હોમલો કરી દુશ્મનોનો ઘાણ વાળ્યો. ત્યાં હું તેઓમાંથી સપડાયો તેથી ઘણું પણ કહેતાં છતાં આજ તલગ દુશમનના હાલથી દોસ્તોનો બંદવો થઇ હેરાનગતી ભોગવું છું." શાહ બોલ્યો કે "ત્હારાં સરમાં હોંશ નહી હતો કે તેં દુશમનની છાવણીમાં જવાનું બીડું ઝડફયું? શું આ કેહવત ત્હારા સાંભળવામાં આવીજ નથી કે:—
'ઉપકારનો બદલો અપકાર?'"

## ચોઆંગસી ને હાંનસી.

"સુનો રે સાજના, તમ જાન વના છું હું જી,
થયો અનર્થ નાથ, તમ સ્વર્ગવાસ થયાથી॥ ટેક ॥
વ્હાલા તમો અડકા છો પ્રાણુથી અનુભવ્યા રે।
રંગ ભર આનંદમાં મેલી નીર્દય છો થયા રે ॥ ૧ ॥
સરસ સાચો સ્નેહ સ્વામી આપ છો અમૃત્યા રે।
ગુણસાગર પ્રાણપ્રીય મેલી મને કયાં ગયા રે ॥ ૨ ॥"

એક વર્ષારૂતુ દીવસે સુર્ય પૂર પ્રકાશમાન થયો હતો. તે મજો ભોગવવા ચીનનો મોટો પંડીત ચોઆંગસી પોતાની પોથી ને લખાણ મેલી બાહેર નીસર્યો. તે ખ્યાલમાં નૈ ખ્યાલમાં હાંગકાંગ શેહેરનાં અતી એકાંત મેદાનમાં નીકલી આવ્યો. વીદ્વાન પુરૂષને એકાંત ભાવેછે પણ ઘણો વખત એકાંતવાસમાં રહ્યાથી કોઈ સમય ખુલાંમાં ફરવાની તેને માહ તેજ ઇચ્છા થાયછે. ત્યમ ચોઆંગસીને ખુલી હવા ને ઉજાસમાં ફરયાથી ભાવ્યું. ખુદરતી તરેહવાર દીપતા રંગમાં તેના મનના તરેહવાર તુરંગો સમાઈગયા. વર્ષારૂતુનો ખુલ્લો તડકો ત્યમ નાહી ધોઇ ઝગઝગીટ થયલાં તૃવરો ઉપર ટીંગાયલાં જુલતાં પાન ને પુષ્પ ને મ્હોરના રંગ, મનના કીટાયલા જુસ્સાઓને નવાં જોબનમાં શૃંગારેછે ત્યમ માહ પંડીત ચોઆંગસીની હાલત ખીલી ગઈ. તે પોતાના ફીલસુફી તુરંગોમાં પગથી માથા લગી ગરક ગયલો બસ ચાલ્યો આવ્યો તે છેક કબ્રસ્તાન લગી આવ્યો. હ્યાં તે એકવારના જીવતાં ને જગતને પોતાના પ્રપંચથી બાઠમાં લેવા મંડેલાઓની ગુપચુપ કબરમાં સદા ઉંઘાઈ રહ્યાની હાલતથી પોતાના કપાલ ઉપર તરાપ મારી બબડ્યો "કસો ફરક દીસ્તો નથી શ્રીમંત કે ભીક્ષુકમાં ? કસો ફરક નથી હ્યાં ગ્નાની કે અગ્નાનીમાં ! સઘલા સમાન સ્થીતીથી માટીમાં મળ્યાછે." આ ખ્યાલમાં છે ને તેને કાને રાગણી રૂદન કર્યા જેવો મધુરો સ્વર પડ્યો:—

"તે દાહડા ગયા, તે બહાર ગયો, તું ના હવે તે રડ,
ગઈ ગુજરીની યાદનો ના કાઢ હવે તું મન એક શબ્દ,
તે રંગ ગયો, તે મજો ગઈ, ધર ના દીલગીરી બેહદ,
તે મોબત રડી, ખુબશુરતી રડી, ના થા તું દીલ શર્દ,

તે જુસ્સો ગયો, તે ઝલક ગઈ, આ તો છે ઉડતી ગરદ,
આવાં આ અંગ તો પેવસ થયું સુખાકારી બદલે દરદ,
અરે ઓ વજ્ર મુજપર ક્યમ ગુજરેછ તું બેકદર જલદ!
લુટી લૈ મ્હારા રોબ ને રૂપ કરી દેછ મોમ દેહ હલદ."

આ સાધ સાંભલતો ચોઆંગસી હાંગકાંગની કબ્રસ્થાનમાં આગળ ચાલ્યો તો જોયછે કે ત્યાં એક કમલ સમાન કોમલ ને લીલા વાંસ જેવી પાતલી ખુબશુરત નારી, તાજી બંધાયલી કબરને, પંખાએ પવન નાખી રહીછે. તે નારીની લોચનોમાં આંસુઓ જ્યમ તાજી ઉઘડતી સીપોમાંથી નીકલતાં બેકીંમતી મોતી ઝલકે ત્યમ ત્યાં ગરતાં ખુલ્લા ઉજાસથી ચલક ચલક લપસેછે. તેના મુખથી મૂરડાંને મોહ ઉપજી સજીવનતા વ્યાપે તેવું રૂદન ગાયન ઘણાજ ધીમા મધુરા સાધથી ચાલુ છે. તે તે તાજી કબર પાસ જ્યમ કોઈ પતિવર્ત પ્રીયા પોતાના અતી પ્રીય પીયાના પાસામાં પડી આનંદ માણુતી હોય ત્યમ કરારથી બેઠીછે. કદી ત્યાંથી ઉઠવાનીજ નહી હોય ને વર્ષોલગી તે યોગસ્થીતીમાં સાંત ઠરી રહેવાની હોય એવો તેનો દ્રઢતાભેર ચેહેરો સ્વકલ્પનામાં ઘેરાયો દીસેછે. મદન મૂરતી કાંઇ રસમાં કમી મસ્ત દીસ્તી નથી. રંગીલી તો પીંડેજ, એવા તેના અદ્દર ધ્રુંજતી રગ સમ હીલતામાંથી શાક્ષી પુરાયછે. વગર બોલવેજ તેના નેનાના એક તગસ્યા પાપણના ઠરવાથી તે પોતાનો શોક બરાબર, ના તલ પણ ફેર પડે, તેવો ચીતારી દેછે કે તેવી લાડકી લલીતા જવલે જોવામાં આવેછે.

"જોબને રંગી નાખે, ઉતારી ચામડી વૃદ્ધ વદનની;
નખરાંમાં નેનાં નાચે, નીરાશ નર ખીલકુલ મનની;
દેખતાં દંખી ટવલાવે, દેહ ગમે એવા પણ સજનની;
ચતુરેએ છક બોલાવે, મંદીર કે મ્હેલરહીશ જનની;
વળી નીર્બળ ને સબલ બનવા જેવાં હાશ્ય અદ્દર વરસે;
રૂસ્તમ કહે રૂપવંતી નારીને જોતાં તો નારી નેના હરષે."

ચોઆંગે આ અદભૂત જોઈ સુંદરીને પ્રશ્ન નાખ્યો, "અહો સુંદરી આ કબરને ત્હારા હાથમાંના બેકીમતી પંખાથી પવન નાખવાની શો મતલબ? મને મ્હારા જન્મમાં આ સમાન અચરજનો સ્વપ્નો થયો નથી ઉપરુપછે સાંભલું તે ક્યાંથી?" સુંદરી તો સાંભળતાં પણ જે હાલતમાં કબરના પાસામાંહે પડી પંખો નાંખેછે તેજ સાંત હાલતમાં ઠરી રહી. તો પણ પેલો પ્રશ્ન સાંભળતાં તેનાં તેજસ્વી લોચનમાંથી આંસુધારાની રેખા તેના ગાલના ગુલાબ ઉપરથી રેળાઈ તણાઈ ટપટપ ટપકી રહી. આ પ્રમાણેનો

ચેહરો કાંઈ વખત સુધી તીક્ષણ રહ્યો. પછે તે સુંદરના મુખથી શોકના વચનની સીધી હાર લંબાઈ. તે લાજતી, કાંઇ લાજ ટાણતી, કાંઈ વાંકાં નેણથી પોતાના પ્રશ્ન મેલનારને લજાવતી પરપુરૂષ સંગાતે ભાષાણ કરવા જેવી હાલતમાં પોતાને મેલાયલી રડી પડી.

"ત્હારી મુરતીમાં આેર મોહીની જોઈ મ્હારી ચશમે,
હૈયે મુજ જડાયો શોહામણા તું લાડકા કરામે.
ત્હારો ખીલેલો બહાર પમસ્યો મોતમાં ગુલાબથી વધુ,
ત્હારાં નેણે મને લોભાવી મ્હારામાં સમઈ ભરમે.
ખાવીંદ ત્હારાં પેલાં છજામણા જેવામાં મધુર્તા મોહી,
જાણે મધુર્તાનું આબજ આપ પામ્યા હો આપ કરમે.
દીલદાર તુજ મધુર્તા પાસ મધુર્તા જાણું સમ વીખ,
તું તો પતી પ્યારા જીતી લુટી ગયો મુજ જાન જુલમે.
તું મૂર્તમાં સમે સફા થયલીમાં ક્યાં છે કાંઈ પણ બુટ્ટી?
તું મોહીનીમાં ઝરકાયલી સુંદરી સમજ, સચવાય ધરમે."

"અહો પ્રાણપતી આપ તો કાગ્રમાં કબજ થયાછો ને આપમાં હું કબજ થયલી આપની આ કાગ્રને વળગી રહી આપના માંગ્યા વચનથી બંધાયલી કબર સુકવવા મહી છું. હું મર્ણ તુલ્યને વળી આ મર્ણ તુલ્ય વેઠમાં ફસાવી શો સાર સાંધ્યો છે? અહો પ્રીય પ્રાણપતી આપ આ હાલતને પુગવાના હતા માટેજ વારંવાર આ ગાયન શીખવી ગાઈ ગવાડી રેહતા હતા?

"રમી લે પ્રેમ પ્યારી કહું આવાં રેની વીતી જાશે,
રસીક રેની ચંદ્ર પ્રકાશીત મન ચાહેળ ઉમંગ પાશે,
ભીતર જવાલા પ્રેમની લાગી પ્રેમ જલે હોલાશે,
પ્રેમરાજ ભમર બાવરો કમલ ઉર આશા ગાશે,
આવાં રેની વીતી જાશે ને તું વ્હાળી પસ્તાશે,
કોમલ સીતલ સોહામની રેનચંદણી ક્યાં ફરી પાસે,
આવાં રેની વીતી જાશે મનની મનમાં ઉભરાશે,
ઉરની ઉરમાં ચઢી આવશે નેનમાં નેન દીપી ન્હાશે,
આવાં રેની વીતી જાશે આવાં મેલ ના ફરી થાશે,
રૂસ્ત ન રેની ચંદણી નીશે સજની ગફલતી ખાશે."

"હાઃ હાઃ આવાં તે ચંદણ રેની ક્યાં છે પીયુજી, કે આપણે પ્રે[illegible] એકુ વધુ વાટકો પી કરી આનંદમય ઉમંગભેર ભેટી રીજીયે? તે

"લલચાવી લલચાવી તેં મને ચમનમાં બોલાવી,
હશાવી હશાવી અર્જ કરી લોચનમાં લોભાવી.

પ્યારી હ્હારી હંસ લટકણુ ગરદનમાં જાન રાખ્યું;
લજાવી લજાવી એ કહી મીનતે જોબનમાં ભોલાવી.
હાઃ હ્હારી પ્રેમ અંસી છબપર ચંદ્રમા વારી જાય,
છકાવી છકાવી એ ઉલટ ભરી અગનમાં હોમાવી.
પતી પ્યારા પ્રેમઅનાગત તાપે હું સઘલીજ અર્પણને,
પટાવી પટાવી કરજોડી મધુરાં વચનમાં ફોલાવી.
આવાં આ કવેલાના વીઘ્ર વર્પાત સમ આવ્યા મૃત્યુમાં,
બનાવી બનાવી વાખરાવેલી કોણ આશે રહે નાભાવી."

ચોઆંગસી માહ અનુભવી ઇન્શાન હતો. તેણે તે સુંદરીના મન વસ કરતાં રૂદન ગાયન સાંભલી અજાયબીથી તે રૂદનનો ખુલાશો પુછ્યો. ફરીપણ સાંત આગલીજ એકી ઢપે તે સુંદરી બોલી "મ્હારા વ્હાલા ધણીની આ કબ્ર છે. તેણે ત્રણ દીવસ થયા માટી કાયાનો ત્યાગ કરી અમરસ્થાન માંહી જઈ વાસ કર્યોછે. પ્રાણથી જાદા એ વ્હાલા પતીને મ્હારો વ્યોગ પાર વનાનો લાગો. તેણે મને મૃત્યુ ખીછાણે હાગાથી ભોલવી જ્યાં લગ પોતાની ઘોર સુકાય નહી ત્યાં તલગ બીજો પતી કરી તે સાથ જવાને ના કહ્યુંછે. મ્હારી પાસથી આ વચન તેણે જે પણ વેહેમ રાખી લીધું હોય તોય હું આ ઘોર સુકવીને પણ ત્યાંથી જનાર નથી. આ પંખો નાખતી આ ઘોર પાસ હું આ મ્હારી હાલની હાલતમાંજ સુઈ રહીશ. મ્હારો પ્રાણ ત્યાં મેલી મ્હારા પતીના પાશામાં સુઈ રહીશ!" પછે પંખાને હીલવી:—

"વા વા પવન વા વા પવન, ગમખ્વાર કે વીકાળ,
મ્હારૂં બલ સબળ ત્યાં ખીલવ ગંભીર;
આ કાલ છે આફત, આ ચાલ છે જેહામત;
આ હાલત ડાકેણથી જાદા જાણ વીર.
આ કબ્ર કબઝમાં, કાંતી કરીદે સમ કાલી રાત,
વેહી લોચણથી લોહુ ધારામાં મન નીર;
હાઃ હાઃ અગ્ની જ્હાલ મને તું ગાળ ઉપજ્યો ગભરાટ,
કબ્રસ્થાનમાં સદાકાલ સુઇ રેહ શરીર."

સુંદરીનો દેખાવ જેવો નવીન તેવોજ તેનો વીલાપ પણ મનભેદક. આંગસીને તે કમલ સ્વરૂપ ને કોમલ સ્વરથી તો ત્યાં મોહીની સ્વતાં શોકાતુર સૂતી હોય કીંવા રતી પોતાના પ્રીય પતી કામદેવનું મૃત્યુ માહ કળપાંતથી ગજાવતી હોય એવું કાંઇ ચમત્કારીક ઢાબું લાગ્યું. તે તે એકાંત કબ્ર ચમત્કારમાં લેવાયલો અપાર ઉસકેરાયો. તે ફુરખાન થયા

જેવો પોતાના પરાક્રમનો મહીમા દેખાડી સુંદરીને અજાયબ કરવાના ઇરાદે કેહવા લાગો "મીર્ગ લોચની, હું ત્હારા પતીની આ લીલી કબ્રને પાંચ પલકમાં સુકી કરી દેઉં તો બોલ તું શું ઇનામ દેશ? તને વા નાખવાની વેદનાથી હું ચાહું તો અબઘડી મોકલી કરૂં, છે મરજી?" સુંદરી પોતાની સામે ઉભેલા આદમીને તેની આ સક્તી જાણી વીસ્મય થઈ જોઈ રહીછે. પાંચ દસ મીનીટ તો તેનેથી પંડીત સામે જબાન ઉપડી નહી. જ્યારે ફરી પંડીતે પ્રશ્ન નાખ્યો ત્યારે તે પતીવ્યોગ સહેતી વીધવા સ્ત્રી બોલી "પાંચ દસ પલકમાં તું આ મ્હારા પ્રાણપતીની ઘોર સુકવી નાખે તો તું જે માંગે તે ત્હારૂં ઇનામ." "ત્હારૂં વચન?" પંડીત બોલ્યો. "મ્હારૂં સ્ત્રી સત" સુંદરી એ કહેતાંજ ચોઆંગે તર્ત કાંઈ બબરી કરી ત્યાં હવામાં ફુક માંરી કબ્ર સામે હાથ કર્યોજ.

"આવ આવ જમીન ને આકાશમાં અવલ સુકાસ,
લાવ લાવ સુકાસ દૈત્ય માહ તેજ ફળતો પ્રકાસ;
ઉડાર ઉડાર માહ તાજી તરતની ઘાંથી લીલી બીનાસ,
હીમાલા પ્રવતના પેટાંમાંથી નીકલ તળેસમ બાસ."

આ મંત્ર હવામાં ફેલાતાંજ તર્ત વીરો માહ વાયુ પ્રગટ્યો, કે આંખ વીચ્યા સમયમાં પેલી તર્તની તાજી ઘોર સુકી પથર બંધણ થઈ ગઈ! સુંદરી ત્રાસ પામી. તર્ત તે તલિસમાતી માનવીને અર્જ કરતાં ઉભી થઇ. પંડીતે ઇનામમાં માગ્યું તે આ.—"સુંદરી તું નવ જોબના છે. તને આ ન્હાની વયથી વીધવાપણું છાજતું નથી. માટે તું ચાલ મ્હારી સાથ મ્હારા મકાનમાં. હું ત્હારી લાયક બરદાસ કરીશ. તું ત્હારે લાયક પુરૂષ સાથ વરી સુખી થા." સુંદરી બોલી "માહપંડીત ને વળી ચમત્કારીક પુરૂષ, વળી હું મ્હારા વચને બંધાણી માટે તાબે છું." ચોઆંગસી આ નમ્રવાણીથી રીઝ્યો. પણ પેલી પુતલીએ કબ્રસ્થાનમાંથી બાહેર આવ્યા પેહેલાં પોતાના હાથમાંનો રત્નોજડીત પંખો પંડીતને બક્ષીન્દા કર્યો. બન્ને અર્સપર્સ પ્રતીષ્ટાથી વાત લંબાવતાં સંધ્યાકાલે લટકતી ચાલે શેહેરમાં દાખલ થયાં. પંડીતે દુરથી પોતાનું ઘર સુંદરીને દેખાડયું, પછે ત્યાં આવી ઠર્યાં. ઘરમાં દાખળ થતાં શીરૂઆતમાં સુંદરીએ આંસુ પાડતાંજ ગાયું!—

"કબ્રસ્તાનની પતી કબ્રમાં મ્હારો જાન સમાયોછે,
પાહડામાં શીકારીને જ્યમ સફર સીકાર જણાયોછે.
મ્હારી શખીઓ વચ્ચે હું દીલદારથી હતી ગરૂર,
ખુશ ગુળાબે વીંટાયળી ચમનથી જાન શરમાયોછે.

સાંજના ઝળઝળાંમાં સજન સંગાતે જે રમતી હું,
પતી વીયોગના ભણકારામાં જુવાન જીવ ભમાયો છે.
ચળકતો પ્રેમનો ઝુંડો અમો પતી પ્રીયા સર ઉડતો જે,
ઉંધો પડી આજ છેલ્લી શલામ લઇ હાડોહાડ પીખાયોછે."

પોતાના શીંગાર વગર કોઈ પણ દીવાનખાનામાં પેહેલી દાખળ થઈ તો હ્યાં, માટે તેના મનમાં ઉભરો ઉછળ્યો :—

"હું સાંભળુંછું દીલદાર ડપકાનો તીક્ષણ અવાજ,
'હા : હા : પ્યારી કેમ શીંગાર નાજ બીન આજ?
કેમ ગઈ મ્હારે પડખેથી જુદી થઈ દીલજાન?
શું આ સરત હતી દીલદારીની અહો પ્યારી પ્રાણ?'"

ચોઆંગસી ખાંગી દીવાનખાને ગયો તો ત્યાં તેની વ્યાણી બાયડી વીચારમાં બેઠી હતી. તેણે પોતાના પતીના હાથમાં અનમોલ રત્ન જડીત પંખો જોઈ પુછયું "એ ક્યાંથી લાવ્યા?" "પ્યારી એ ત્હારા જેવી સુંદર નારે મને બક્ષ્યો છે," પંડીતે એ કહી પેલી સુંદરીની કથા કહી. વળી ચોઆંગસી બોલ્યો "હાલ તે આપણા દીવાનખાનામાં છે. તે આપણી શ્રણે આવીછે. અરે પણ ઓરત માત્ર એવી વગર ધરાની. ના દીલમાં દરયાફ કે પતીના માહ ઉપકાર ને પ્યારની કદર! હજી તેને મર્ણ પામ્યાને ચોથો દીન કાળ પરોઢિયે થશે તેટલાં તે બીજે પતી કરવાના બાવરા જીવે મ્હારી સાથ કાચાં સુતરે બાંધી ચાલી આવી છે! બેવફા ઓરત, ઓરત!" પોતાના પતીના મુખથી આ ગેરઇનશાફી વચનો નીકળ્યા તે સાંભળી તેની પ્યારી ઓરત હાનસીનો દમ ભરાઇ આવ્યો. તે બોલી "પ્રાણપ્રીય પતી, તમો ઘણો ગેરઈનશાફ દોછો સઘલી સ્ત્રી જાતને. સઘળી સ્ત્રી એક સરખી નથી રેહતી. કોઇ વળી કેવી ને કોઇ વળી કેવી. એ તે શો ખ્યાલ? તમો માહા પંડીત ને સર્વ ગુપ્ત સાર સમજાવાવાલાને આ નાછાજતી વાત બોલ્યાનો શો ઉભરો!' પંડીત બોલ્યો "બાયડી તું ગમે એ ભટાઈ પટાઈ કર ને બડાઈ માર. કહુંછું તે સત્ય છે. ઓરત માત્ર અવીચારી, બેવફા ને નીચા મનની માહ અપકારી! બસ પોતાના સ્વાર્થને વસ થનારી, વ્યભીચારણી તો પીડેજ ઘડાયલી!" હાનસી આ અઘટીત વચનો સાંભળી દંગ થઈ. આજ પોતાના સ શક્તી સમાન સ્વામીને પોતાને મોહથી આ કનિષ્ટ વાણીથી પોતાની સ્ત્રી જાત ઉપર દોષ વરસ્યાથી તો તેની લોચનોમાં પાણી ભરાયાં. પતીનું મોહ જોતી સાવ પાષાણ મૂર્તજ બની ગઇછે. રોષ તો

મનમાં એટલો ઉપજ્યોછે કે આ મળીન વાણી બોલતા મુખ ઉપર પોતાના સારા જન્મમાં ફરી નજર નહી કરવાના સમ લઈ ત્યાંથી પંખીની પાંખે ઉડયા સમાન નીકળી જાય; પણ કરે ક્યમ? જ્યાં પતી આવ્યો ત્યાં આ ચાલ તો ટીકાપાત્ર કહેવાય ને ઓર ઓરત ઉપરના તેનેથી મેલાયલાં બોહતાણુને ટેકો મળે. માત્ર ચુપ રેહવામાં સ્ત્રી મલાયજો સચવાયોજ. હાંનસી તર્ત મુખ હાસ્ય ભર્યું કરી સ્વામી સામે તાબેદારી દાખવતી; જ્યમ કે:—

"કમળનો ચંગ બની વાગો ને રંગ તેનો મૂખે ચઢયો,
ધનઘોર આકાસ ઉભ્યાળો થઈ ચંદ્ર સારી રેને ફર્યો,
જગ દીપાવન દીપક બનીને ઓત્સવ સમ સમય ખીલ્યો,
હાસ્ય ભરયાં મધુરાં મૂખમાં સ્વામીતણો રોષ ગળ્યો,
અન્મોળ જોબન જુવાની ખીલેલ તન દીપેળ નાથ પાસ પ્રાણ વળ્યો,
રુસ્તમ, કહે પ્રીયા 'ઓ પીયાજી પ્રીય દાસીણી છુ આપ જ્યમ કેહો'."

ચોઆંગે પેલી પુન્મ પુટલી વીધવાનો ઢંગ જોતાંજ કાંઇ પ્રીયા પર્ખનું નકી મન કરીને આગળથી પોતાના એક કાબેળ ચેલાને પત્ર મોકલી બોલાવ્યો હતો. તે પત્રમાં પોતાની શું મરજી તેનો સઘળો ભાગ લખ્યો હતો. વળી તેણે પોતાના માહ અનુભવે દ્રઢ જાણી લીધું હતું કે સ્ત્રી જીકર નીકળતાં પોતાની ઓરત ને તે વચ્ચે કેવી વાત થશે. કેવો રસ કસ મચી જશે, માટે આગળથી પોતાની પ્રીયાની પરીક્ષા લેવાનો સઘલો સામાણ નકી રાખ્યો હતો. તેણે જ્યારે પોતાની પ્રીયાને વધુ ઠાવકી ને પીયા સેવાવાળી જાણી ત્યારે વધારે બેહયાઇનાં કદમ ભરયાં. પંડીત બોલ્યો "સ્ત્રીને ઉપકારની માહ નદથી નવાજી હોય તોય અંત્યે નીર્દય અપકારી નીવડશેજ. અહો જગતપતી આ તે શો સુંદર શરીર ઘડી સૃષ્ટીને ભમતી કરી મેલીછે?" હાંનસીના હ્રદયમાં અંધકાર ભયભીત ઉઠી. તે પોતાના માહ શ્યાણા સ્વામીને જાદા ને જાદા સ્ત્રી જાત ઉપર અલાપ લેતો જોઈ ધ્રુંજતી કોમલ વેળ સમાન સ્થીતીમાં બોલી "વીનાશ, અહો વીનાશ, હ્યાં તું ક્યાંથી કદમ બકદમ ધુસી આવે છે?" પછે પોતાના સ્વામીને "ક્ષમા કરો, સ્ત્રીને ના સતાવો. બચારી સારા ભવની મરદ માત્રની ગુલામ સરજેલી. ના તેને દેશની સ્વતંત્રતા કે ના તેને વેષની પ્રસંન્સા. તે બચારીને ક્યાં મરદ માફક વીદ્યાલયમાં જઇ વીદ્યા સંપાદન કરવાને સાધણ છે? નારી જાત તો દયાપાત્ર ને વળી તે પોતાની બેખબરીથી અગર કાંઇ કુચાલ ચાલી ફસે તો તે તે સમજતી નથી. કુચાલ દાખલ કરનારૂં અવલ સાધન મરદ કામે લગા'

છે. જ્યાં અનુભવ નથી. શ્યાણો સાથ નથી, વીદ્વાન વર નથી, સમજુ બુજક હીમાત નથી અને ગરીબ ને અનાથ સ્થીતીમાં તે સ્ત્રી જોબનમાતી હોય તો પછે તે દોષ હોરછે. જન્મથી ગમાડ ને કાંઈ પણ જીંદગીનો ભાસ ના જાણવાવાળી એવી જે સ્ત્રી તેને સતાવામાં શો સાર છે? તોય સઘલી સરખી નથી. એક દીવસની તો રહી પણ માત્ર કલાકની સઘલી પલ વીપલો સરખી ગુજરતી નથી તો પછે સર્વે સ્ત્રી કાંઇ સરખી હોય છે? કોમળ હૃદયવાળા, હેત પ્રીત ને મમતાથી સત્ય ચાલવાવાળા સ્વામી થઈ હું શ્રણાગત પ્રોયાને આ શો જુલમ કરી છેક મારોછો?" "જાણી, જાણી ત્હારી ચતુરાઈ મેં." ચોઆંગસી આ બોલ્યો તો ખરો પણ આગળ કાંઈ બોલે તે આગળ તે ઓચીંતો ધ્રુંજી ઠઠરી ભોંય ગગડી પડયો. તે બે પાંચ દસ ગોલાંટ ને તાણ તોડ કરી બોલતાં બોલતાંમાં મૂરદું થઇ પડયો! તેની લોચનો વીંચાઇ ગઇ. હાંનસી પોતાના પતીની આ સ્થીતીથી મુર્છા પામી. જ્યારે સુદ્ધીમાં આવી ત્યારે તેના મૂખથી આ દુખસાગર ઉછાળતી અગ્ની ઉછલી:-

"પ્યારા ચોઆંગ વના જીંદગી ઝેર જેવી થઇછે,
ઝેર કરતાં પણ ઝેરી આવાં બાકી જે રહી છે.
વીઘ્ર આવતાંની ખબર હતે મને કાંઇ પણ એ વખત,
ઝેરી બાન વચન સાંભળતાં પહેલાં કટાર ખાઈ મરત."

કમનશીબ દીવસ, આજ તો તેં મ્હારી સઘળો શીંગાર ઉતારી લઈ નાચાર કરી છે. અહો પ્રાણપતી, કયાં ગઈ તમારી મ્હારી ઉપરની દેખરેખ? મને કોણને સોંપી નચીંત થયા? અરે મ્હારા રોમ ઉપર પણ સુર્ય કીર્ણ પડવા દેવાને નારાજ, તે તમારી સુંદર હાનસી તમારા વના ક્યાં ને કોણના આશ્રય જીવશે? કોઠી લાડમાં મને ઉધારી આજ કોણને ત્યાં ઉધાર મેલી ગયા? આ મ્હોટા રામ્ય મ્હોલ ને સુખ આસનોના ભોગવતા કોણને વારસામાં આપી ગયા? મને ભર જવાન કોણ તમને વીશ્વાસુ જણાયો કે તે પાસ બેરીકર હવાળે આપી ત્યાં નચીંત સુતા છો? અહો જગતનાથ મ્હારા સ્વામીની જગ્યે મને તેનું મૃત્યૂ બક્ષ્યું હતે તો મ્હારી સ્ત્રીની લાજ અવલ આબમાં પોશાતે. હાઃ હાઃ હવે આ સૃષ્ટીને શો મૂખ બતાવું. જવાબ શો દઉં ને કહું શી વાત, કે ચીનનો માહાન પંડીત મર્ણ પામ્યો?" આ રૂદન સાધ સાંભળી પેલી વીધવા પાસેના દીવાનખાનેથી ચોંકી ત્યાં દોડી આવી. તેને જોઈ હાનસી બોલી "એ વીધવા તેં એવે કદમે આ મ્હોલમાં ત્હારો પ્રવેસ કર્યો કે હું સઉભાગ્યવંતીને સેજ સમયમાં વીધવાપણું પેઢાડ્યું? અહો પ્રાણ પતી આ પંખો બક્ષવાવાળીને લાવી નાહક સ્ત્રીજાત ઉપર કલંકનો

મારી ચલાવી આ શો તમારો હાલ કરયો? ઈશ્વરને કાંઈ નાલાયક વાતની રીશ ચઢી આ અકાળ મૃત્યૂ હ્યાં મેલ્યું કે કેમ?

"મુઆ ધણી જેનો, તે નારી અગ્નીમાં હોમાશે;
મુએ પતી સત્યા, તે તર્ત ચક્ર મૃત્યૂ ખાશે;
મુએ પતી પ્રીયા પીંડ, વ્યોગમાં ધુળે જોખાશે;
મુએ સ્વામી શુરવીર, કુળમાં અભાગણી થાશે;
જે પ્રોયા સતવંતાનો પતી મરે, તેનો જીવ મસાનમાં ગીજશે;
રૂસ્તમ કહે સત્યપર સૃટી, તે સત્યા પતી વન કયાં જીવશે?"

હાંનસીએ પેલી સુંદરીને આ દુઃખી સ્થીતીમાં અર્જ કરી "મ્હારી આજથી તું બેહેન થઇશ? મહારી આ સમય તું સહાઇ થઇશ?" સુંદરી બોલી "ત્હારા પંડીત પતીએ મને વીસ્મય કરી છે. હું તેના ઉપકારમાં છું, તે સાથ તેં મને ત્હારી બેહેન કહી છે. તું સ્ત્રી તેવી હું પણ સ્ત્રી છું. તને મ્હારો જાન દીધાથી પણ સહાયતા મળશે તો તે પણ હું ત્હારી આ શોકાતુર સ્થીતીમાં તને આપીશ." હાંનસી બોલી "મને તું સત્યના સમ ખાઈ વચન દે તો મ્હારાં મનની છુપી તને કહી સંતોષ માણું." સુંદરીએ તે સમ લઈ વચન આપ્યૂં. હાંનસી તે સુંદરીને ગળે વળગી પડી. નવધાર આસુંથી રડી પડી કર જોડી આ વાત માંગી ઉમેદવાર ઉભી. "બ્હેન, આજથી આ મ્હોળ ને તે માંહેની સર્વ વસ્તુ તું ત્હારી જાણ. તું પોતે ઘર ધણ્યાણી હોય તેમજ આ મ્હારો સઘલો કાબુ ત્હારે સ્વાધીન લે. સઘલાં ચાકર નફરમાં કોઇએ ભાગ્યે તને જોઇછે; તે સઘલાંમાં તું પોતે મ્હારા નામ કામ ને વેષે વીધવાનું કામ બજાવ. મ્હારા પ્રાણપતીને દફણ કરવા ત્યમ ઘોર બનાવી શોક પાળવાનું તું ત્હારે માથે લે. હું આ પળથી આ મ્હોલના પાછલે દરવાજેથી કોઇ ના જાણે ત્યમ હ્યાંથી બાહેર નીકલી પડુછું ને કોઇ દેવ દેહડાંની પુજારી થઈ મ્હારી બાકીની ઉમર કાઢુછું. મને આ સોઆસણપણાંમાંજ મ્હારો ભવ ગાળવા દેવાનું દૈવ્ય દે. મને હીનું વીધવાપણું મળ્યૂંજ હોય તેવું કાંઈ મન શોકાતુર થતું નથી, માટે મને એ સૌભાગ્ય સ્થીતીમાંજ સુંદર શરીર રાખવા ને એકાંત કોઇ દેહડાંમાં અપછરા સમ દેવ ભગ્તીમાં જન્મ ગુજારવાને રજા આપ." સુંદરી તો પંડીતની બાયડીના કહેલા શબ્દો સાંભળી મનથી ચકીટ થઇ. પરસ્પર વાદવીવાદ ચાલ્યો પણ આખરે હાનસીની માંગણી વીધ્વાએ સ્વીકારીજ. હાંનસી ત્યાંથી ગુપચુપ નીકળી ચાલી. વીધ્વાએ પછે વીલાપ પોકાર્યો. ઘરમાં ને મ્હોલામાં સઘલાંએ ગોઆંગસી

મર્ણ નીપજ્યું જાણી ત્યાં દોડી આવ્યાં. સઘલાં પંડીતનાં કફણની પેતી જે આગળથી તેણે તૈયાર રખાવી હતી, તે ચાકરો પાસ ઊંચકાવી ત્યાં દેવાનખાને લાવી તેમાંહે મરનારને મેલી શોક કલ્પાંત કરવા લાગ્યાં. પંડીતના મીત્રો ને સગાં સંબંધી તેનું આચાર્યનું મૃત્યુ સાંભળી તેના મ્હેલમાં આવી તેની વીધ્વાને દીલાસો દેવા લાગા. વીધ્વા સાવ કાળા રંગનો મોટો શોક ઝભો પેહેરી ત્યાં તેનાં કફનની પેતી પાસ બેઠી છે. તેની ખુબસુરતીને કાલોલેબાસ બહુ દીપાવતો હતો. ત્યાં આવનારાં સઘલાં તે સુંદરને નવજોબના જોઈ પંડીતના મોત કરતાં તેની વધારે કદર બાઇ દીલાશો દેતાં હતાં. આ વખ્તે પંડીતનો એક ચેલો જે દેશ પ્રદેશ ગુરૂના મતનો ફેલાવો કરવા ગયલો હતો તેને ગુરૂનું પત્ર મળ્યાથી ત્યાં આવ્યો. તેણે પોતાના ગુરૂનું મૃત્યૂ જાણી તે પાસ તેના મ્હેલમાં પોતાનો ઉતારો કર્યો. તે જવાન ને ચાલાક વળી દ્રઢ સ્વભાવ ને ગંભીર દબદબે ગુરૂ ચોઆંગસીના કવખ્તના મોતનો ગમ કરવા લાગ્યો. મોટો ખાનદાની ને જુવાન, વળી તે કાળની શ્રેષ્ટ વીદ્વાનોની પંકટીનઃ તેથી તેને પેલી સુંદર વીધ્વા તો જોઈજ રહી. જવાને પણ તે સુંદર વીધ્વાને પોતાના ખરાં અંતઃકરણથી ચાહી, બ્યમ અમળ કરવાને ગુરૂનો હોકમ હતો.

"જ્યાં મળે જવાન સંગ જવાન, ધ્યાન પ્રેમ પીંડ બેસે;
લોચને સ્નેહ રચે દીલજાન, ઇન્સારે 'વ્હાલાંજ' કે'સે;
શબ્દે ચાહ વરસાવે દાન, જ્યાં ત્યાં સોડે જઈ રે'સે;
નેન પર્સપર ચેહરે જાણ, મીષે મીષે મત એક દેસે;
મુર્ખાઇ સર્વ મમતા ભગ્તી સમાન, જાણી જાન દેવા ઇચ્છે;
રૂસ્તમ મળે જવાનસે જવાન, જીવ્યું પ્રમાણ ત્યાં પ્રીછે."

ચેલાએ વળી ગુરૂજીની વીધ્વાનો પુર્ણ પ્રેમ જીતવા માટે ત્યાં ગમનો ધાંટો ટાણ્યો "ગુરૂ મ્હારા માહાન સક્તીના, મ્હારો ને તમારો મેળો તો નહીજ થયો. અરે મ્હારી પંડીતાઇની સમ્પૂર્ણતામાં તો ખામી રહી તે રહી. અહો ગુરૂ, આપના અકાળ મૃત્યૂથી દેશ ત્યમ પ્રજાને જે ખોટ ગઈ છે તે રાજ્ય ખોયા સમાન, પણ મને જે ગઇ છે તે ભવ વ્યર્થ ગુજર્યા સમાન જાણુછું." અંત્યે ચેલાએ પણ કાળો શોક ઝભો પેહેર્યો ને પોતાના ગુરૂની વીધ્વા પાસ તેની શોક્ય રૂઢી ધારણ કરી ગમ કરવા લાગ્યો. વીધ્વા લાજ ટાણી રહેતી ને પોતાનું મોહ દેખાડતી નહી. તે જોઇ ચેલાએ વીધ્વા બાઇને ઘણા કાળાવાળા કર્યા "હું મહાપંડીત ચોઆંગસીનો વડો ચેલો છું. વળી હું તેનો નજદીકનો સગો છું. હું ધ્રરનો, તેની સાથ એવી લોકાઈ તે તમારેથી

કેમ રખાય? આપણે બન્ને એક રીતે નહી પણ અનેક રીતે અરસપરસ દીલાસો દેવા ને લેવા યોગ્ય છૈયે. આપણ વચ્ચે જુદાઇ તે કેવી હોય? જેટલો મને મ્હારા ગુરૂના મર્ણથી તોટો ગયો છે તેટલોજ તમને તમારા પતીના મર્ણથી! મને ત્યાં રેહવાને હક મળ્યો છે. મ્હારા ગુરૂનું મૃત્યુક નીપજ્યાથી તે ત્યમ રેહવો જોઇયે છે. મને વળી મ્હારા ગુરૂની મોત ક્રીયામાં વર્ષ લગી ત્યાં રહી તેની લાયક વીધ્વાને દીલાસો ને ધીરજ દેવી જોઇયે છે. ખરૂં જો જાણું તો મને મ્હારા ગુરૂની જગ્યો જાળવી તેની સઘલી વીદ્યાનો ફેલાવો કરવા ને તેની સઘળી પોથીઓનો ઉપયોગ કરવો જોઇયે છે. મ્હારી ફરજ તો મ્હારા ગુરૂની વીધવાપાસથી પળ વેગલું થવું નહી જોઇયે." સુંદરે તે જવાનની ઉમદા રીતભાત ને ગ્રહસ્થાઇથી તે જ્યમ ચાહે ત્યમ કરવા દેવાનો પોતાના મનથી પક્કો ઠેડાવ કર્યો. તે ઉતેજન દઈ બોલી "લાયક જવાન, તમો મ્હારા વ્હાલા પતીના ખાસ ચેલા છો તો તમારો હક એમની ગાડીને પોંહોંચેછેજ. આ મ્હેલ તમારોજ છે. તમો જોઇયે તેમ રહો. સર્વ આ તુમારૂં છે." પછે સુંદરે તે માટે મ્હેલમાં નોખો ઓરડો અછા સરસામાણથી તૈયાર કરાવી તેને અપાવ્યો. પંડીતનું પુસ્તકખાનું સોંપી દીધું. મ્હેલનો માલેકજ તેને બનાવી દીધો. વારંવાર પાસ બેસી શોક લંબાવી પેલા જવાનને જોયા કરતી ને મનમાં તેવા પતીની આશા બાંધતી. ચેલો પણ તેને ગુરૂની વીધ્વા જાણી તે ઉપર ફીદા થયો. પંદર વીસ દીવસમાં તો બન્ને પાકાં આશક માશુક થઇ ગયાં. પળ પણ જુદા રેહવું જાણે નહી. કોઈ પણ કામમાં એક બીજાનાં મત વનાં તેઓ કદમ ભરે નહી! સઘલી રીતે જોતાં વર્તણુક તો ધણી ધણ્યાણી જેવીજ બ્હાઝી.

અંત્યે કફનમાં ચોઆંગસી પડયોછે ને તેના ચેલા ને સુંદર વચ્ચે પ્રેમ બંધાયો. તે આગળ વધ્યો. લગાર વધુ છુટ લેવાઈ ને સુંદરે ચેલાના મનને પ્રેમે ફુરી તે પાસથી લગ્ન કોલ નકી કરવા વચન લીધું. તર્ત મર્ણ ક્રીયા જગ્યો લગ્ણ ક્રીયા શીરૂ થઈ. રામસની રંગ રાગ ખાનીપીનીની મજે મચી રહી. કફનની પેટી લગ્નના દીવાનખાના પાસેના ઓરડામાં હાલ તર્ત મેળાઈ. ચાકર નફર ને પાડ પડોશીમાં પૈસાના બળ વડે એબ તે જેબ ગણાઇ. સઘલે મુખ બોળાયું "હજી ધણી મર્ણ પામ્યાને પખવાડયૂંજ થયું છે ને ફરી લગન કર્યાં? ચાલો ઠીક થયું. જુવાનીને છાજતી વાત થઇછે." બીજાં કહે "પેહેલા ધણીનું તો ઘરમાં કફન છે. હજી કબ્રમાં પણ મેલાયું નથી! ચાલ્યું જાય છે." સઘળાં ત્યાં શાદીની ધામધુમમાં છે. એક ગમથી લગ્ન ખાનાની પાંટ મંડાઇ છે. બીજી ગમ ધર્મગુરૂ લગન ક્રીયા કરી શ્લોક

ભણેછે. દીપકો લાગી રહી છે. રોશનાઇથી પંડીતનો સારો મ્હોલો ઝગઝગ થાયછે, તેટલાં મોટો કડાકો થયો. સઘલાં જન તે કડાકાના આવાજ ભની દોડી જોય શું કે કફણ ફાટી માંહેથી મૂરડું સજીવણ થઈ ડોલો ધુરકતું ઉભું થાય છે! એ તો ચોઆંગસી જીવતો થયો. તેણે ઉઠતાં વાર જ્યાં લગ્ન ક્રીયા થતી ત્યાં દોડી જઈ "સ્ત્રી, આ ત્હારો મ્હારી ઉપરનો પ્યાર કે? મ્હોરાં મોતને હજી પખવાડયું થયું નથી ને આ ત્હારાં બીજાં લગ્ન, કેમ વારૂ?" ચોઆંગસીને જીવતો થયલો જોતાં ખાવા પીવા આવેલા પરોણા તો ત્યાંથી પોત પોતાને મકાને નીકલી ગયા. માત્ર ત્યાં દીવાનખાનામાં ધર્મ ગુરૂ ને તેનો ચેલો ને પેલી સુંદર નાર એટલાં છે. ચાકર નફરો પણ દાંયબાંય થઈ ગયળા હતા. ચોઆંગસી ચીટકાર નાખી બોલ્યો "સઘળી સ્ત્રી શરખી નથી તે આ રસ ઢંગ કે?" હજી તે આગળ બોળતે પણ સ્ત્રીથી કાંઇ ઉતર ના મળ્યાથી તે શકમાં પડયો. પાસ જઈ મોહથી બુરખો ટાણી જોયછે તો પેલી ઘોર પાસથી લાવેળ સુંદર વીધ્વા છે, જે પાસ ચેલો લગ્નથી જોડાયલો બેઠો છે. પંડીત જાંખો પડયો. તેના કપાળ ઉપર તર્ત પરસેવના બોર બોર જેવડાં બુંદ ફુટ્યાં. તે ચેલાનું મોહ જોય ને ચેલો સુંદરીનું. અર્ધ ઘડી આ ઢંગની ગુજરી પછે ચોઆંગસીએ કહ્યું "સુંદરી મ્હારી હાનસી ક્યાં છે? એ તો ત્હારાં લગ્ન થયાં છે!" સુંદરી પ્રથમ લજવાઇ, પણ પછે સર્વ અટકળો સમજી ગઇ કે પંડીતે પોતાની સ્ત્રીનુ પારખું લેવાની આ સઘલી જુગ્તી રચી હતી. તે બોલી "મહા પંડીત, તમારી પ્રાણ પ્રીયા તો તમારા મર્ણ પછે મને સઘલી માલ મીલકત બક્ષી દઇ ગુપચુપ ત્યાંથી નીકળી ગઇ છે." પછે પોતા ને હાનસી વચ્ચેની અવળથી આખર લગીની બની વાત વીસ્તારે કહી. પંડીતે પેલી સુંદરીને સાંભલી આંખોથી આંસુધારા વરસાવતો બોલ્યો "જ્યાંલગી તું જીવે ત્યાંલગી મ્હારા વીદ્વાન ચેલા સાથ, તું મ્હારી સઘલી પુંજીની હકદાર માલક છે. હું પણ મ્હારી વ્હાળી હાનસીની ખોળમાં વેરાગી થઈ જાવુંછું. તે મળશે તો હું ફરી આ મ્હારા વંસના મ્હોલમાં આવીશ." પછે ચેલાને ભેટી લઇ તેને સુંદરી સાથ ખરા સ્નેહથી જન્મકાળ ગુજારવા કહી ત્યાંથી જે ઢપે તેની પ્રીયા વેરાગણ સ્વરૂપે બાહેર નીસરી પડી હતી ત્યમ તે પણ વેરાગી સ્વરૂપ ધારણ કરી ગુપચુપ નીકલી ચાલ્યો.

"સજન શ્યાણી મ્હારી ચંદ્ર સૌભાગ્ય તું ક્યાં છે?
તારાની લોચન ત્હારી પ્રીય પ્રીયા સમૈ જીયા છે ॥ ટેક ॥
ઉજળું વદન સ્વચ્છ આકાસ માંહેથી કોરી કાઢેલું મ્હારી ચક્ષુમાં ચળકેછે
પર્સ થાય જો એકવાર કર મૂજને કહું સત્ય પ્રીયા છે" ॥ ૧ ॥

ચોઆંગસી તો ગાંડોજ થયો હોય એવો લવલવારો કર
હેરથી બીજે શેહેર ભટક બે ભટક્યો જાયછે. નથી તેને કસું ખાવાનુ
પીવાનું ધ્યાણ. વેરાગી બાવા બન્યાછે પણ વનેવન ને શેહેરશેહેર
ઈ જોગી ભૂપતીની સત્તર પુકારેછે :—

"આ ગજબ શખ્ત વીક્રાળમાં વ્હાલી, આવ મ્હારી પાસ તું બેસ,
આવી મ્હારી પાસ તું બેસ વ્હાલી, થોડી વેલમાં મુકી જૈશ દેશ.
આવાં હદ થઇ કમનશીબીની વ્હાલી, કાયર કરેછે આ વખત ન્હેસ,
કાયર થયોછું ન્હેસ વખ્તથી વ્હાલી, રજડીશ લૈ જોગીનો વેષ.
જાલવજે મ્હારી આ કટારી વ્હાલી, આ જરીન ઝવેર જર બેશ,
આવે બાલક તો દેજે નીશાન વ્હાલી, મ્હારી સુરત ને મ્હારા આ કેશ.
આ શીરોઇ કનક મયાનની વ્હાલી, કુમારને કેમરે બંધાવજે નરેશ,
હું જાઊંછું વ્હાલમાં ડુબી વ્હાલી, નશીબ હશે તો મલશું ભવેશ.
ઉઠયો એ બોલતાં ને ઉતાર્યાં નૃપનાઝ, બની ગયોજ નગન દરવેશ,
ખાલી હાથે ખાલી સોતો ઉછાલતો, ચાળ્યો ગાંડો બનીજ બીનરેસ."

ચોઆંગ માહ કલ્પાણ કરતો ચાળ્યો જાયછે "અરે જે સ્ત્રી મને પોતાની અન્મોલ દેહ, પુર જુવાની ને સત્યતા અર્પણ કરી રહેલી, તેને મેં આ રીતની ડગ્રાડીછે તો મ્હારો ઠાગ ક્યાં લાગશે? અહો પ્રાણ હાંનસી મને ક્ષમા કર ને મ્હારા બોલવાનો ગમ ના ધર. ફરી મને મલ ને મ્હારી થા." એમ વર્ષ દસ લગી ચીનદેશ ફર્યો પણ કોઇ જગ્યો ચોઆંગ પોતાની પ્યારી સ્ત્રીનું સ્વપ્નું પણ જોઈ શક્યો નહી. એક દીવસનો સમો થયોછે ને બહુ પીડાયલો સાવ મૃત્યુ-પીંડ થયલો ચોઆંગસી માહ અઘોર વગડામાં અતી ઠાક ચઢી ચટોપાટ પડી ગયોછે. તેણે માહ ચીસ મેલીછે. વગડો સઘલો પ્રતી ‘દ કરી રહ્યોછે. આસેપાસે કોઇ પંખી નામે પણ દીસ્તું નથી. ત્યાં એક ત-વ મસ મોટું છે ને તેમાં એક વેરાગણ સંધ્યાકાલ સ્નાન કરવા પડીછે. તેણે ચીસ સાંભલી દયા ભેઠી "હાઃ હાઃ આ અઘોર વગડામાં જ્યાં રાક્ષસ-ામ ના ચાલે ત્યાં આ માનવી ચીસ ક્યાંથી આવી?" તર્ત અંગે વસ્ત્ર ૃડા લઇ સાધ ઉપર દોડી કે કાંઇ મદદ દીધા જેવી સ્થીતી હોય તો કોઈ અનાથ જીવ ઉગારવાનું પુન્ય પ્રાપ્ત કરે.

"સ્ત્રી દયાનો પીંડ, ગીડને પણ દીયે પકવાન;
સ્ત્રી પ્રેમનો પીંડ, ઠગને દીયે સ્નેહ માણ;
સ્ત્રી શોભાયમાન, બ્રહ્માંડ માણી છે માહ પ્રાણ;
સ્ત્રી અનુપમ વસ્ત, પ્રેમ વના જગ સુન્ય પ્રમાણ;

સ્ત્રી મોહ શક્તી શૃંગાર, અદ્દભૂત જવાલા શળગી છે;
રૂસ્તમ કહે સ્ત્રી એક માત્રને સારી સૃષ્ટી વળગી છે."

પણ પાસ જઇ ચીસ મેલનારના નેન સાથ નેન એક થયાં કે થાકે
મે વળી બીજી ચીસ મેલી પાસ આવનાર સ્ત્રીને ઓલખી "અહો મ્હારી
ણપ્રીય હાંનસી" કહી હર્ષમાં ગાંડો થયો. ચોઆંગસી બોલ્યો તેમજ હતું.
આ સ્ત્રી કોઈ નહી પણ વેરાગણ થયલી હાંનસી છે. જેવી હાંનસી પોતાનો
મ્હેલ, પોતાની સતા ને પોતાની ચીંતા, ત્યમ પોતાનો શોક, પેલી સુંદર
વીધ્વાને સોંકી ત્યાંથી નીકલી તેવી તે એક શેહેર મેલી બીજે શેહેર વેરાગણ વેષે
ભમવા લુગડાંમાં ભટકતી કંઈક માસે આ મોહ વગડામાં આવી. હ્યાં મોટા
દેવાલયમાં પુંજા કરી તેની વડી પુંજારી પાસ દાસપણું કરતી રહી. વડી
પુજારણ, હાંનસીને ભગ્તીભાવ ને સત્ય વર્તનુકની જોઈ રીજી. ત્યાં હાંનસી
વખત જતે, વધુ ને વધુ મોભામાં વધતી જતી અંત્યે વડીના મર્ણ બાદ તેની
જગ્યો, ત્યાંજ સદા ઠરેલી સઘલી યુવાન કે વૃદ્ધ વેરાગણો ને પુજારણોના
એકમતે નેમાઇ હતી. હાંનસી દીવસ માત્રમાં સંધ્યાકાલે એકવાર પેલા
તલાવમાં સ્નાન કરી લઈ મૃગના ભોજન જેટલૂં ફુલાર કરી સદા દેવ
ભગ્તીના ધ્યાનમાંજ લાગી સઘલો કાલ ગુજારતી હતી. બાકી પતીનો શોક
ને રૂદન તેને મન જાદા વજન પામ્યાં નહી તેથીજ તે પરમેશ્વરના ધ્યાણમાં
બ્હાઝી હતી. કોકાલ ફરી પોતાના પતીને મલનાર એવો અગર તેને ભાસ
હતે તો તે આ રંગની નીરાશ સ્થીતીમાં આવવાને રાજી થતે નહી; તોય
તેને તે વેલા કાંઇ એવો વેહેમ આવ્યો હતો ખરો કે "મ્હરો પતી ઇબ્મી ને
સમપૂર્ણ શક્તી છે, તેથી પ્રીયાપર્ખનૂં કાંઇ રમખાણ મચાવ્યું હોય!" એ
વેહેમ પણ બ્યમ કોઈ અનચીંતા ભનકારાથી પલક જીવ કંપે ને પછે તે
ભાસ બીલકુલ નીકલી જાય તેટલોએ માન માન. મૃત્યાવસ્થાની મા
વીધ્ન સમાન ત્રાસદાયક સ્થીતીમાં બદલાઈ જવું માત્ર પ્રીયાપર્ખ માટે,
તો અવશ્ની થઇ. સત્ય મન પોતાની સત્યતા સમાન સર્વને જાણી લઇ ગ
ત્યમ હાંનસી પણ સેજ ઉડુલા વેહેમને માનવા સારૂ માત્ર વીપલ લોભ
તેને આજ દસ વર્ષ થયાં. તે આજ પોતાનો આ ભવમાં કોઇ પતી હતે.
તેનો પણ ભાસ ના પડે એવી એકાંત ને ઇશ્વિર લગનમાં લીન થઈ ગઇ
હતી. તેવી સુધ બ્રહ્મસ્વરૂપ સમાંધ સ્થીતીમાં રેહતીએ બ્યારે "મ્હારી પ્રાણ-
પ્રીય હાંનસી" સાંભલી કાંઈ સ્વપ્ન જોયું હોય ત્યમ હાલની વેરાગણ હાંનસીએ
પ્રથમ તો પોતાને પ્રાણપ્રીયા બોલાવનાર સામું આશ્ચર્ય થઈ જોયું, પણ પછે
તર્ત તે ત્યાંથી વીજલી સમ અલોપ થઇ ગઇ. ચોઆંગસી આ થંડાપણું ને

# બાગબાંન ને બુલબુ

એક દેહકાણીનો બાગ ઘણો ખુશ ખુરંમ ને
મના બાગ કાને વધુ ખીલેલો હતો; તે બાગની
બસંતની લેહરીઓને નાજુખાઈ બક્ષેસ કરત
ફળ ફુલોની ખુશબો રીસતાઓના દેમાગ તર ક
એક ખુનામાં ગુલાબનું ચમન જીગરની ઉમેદ કરતાં
અને ખુશબખતીના ચમન કરતાં વધારે સરફરાજ હ
ત્યાં ગુલાબના ઝાડ ઉપર ગુલાબો, દીલબરની મુ
હસતી નાજનીના ઇખશારા જેવા રંગીન અને ચમપેલ
ભરેલી કલમ જેવા ચેહરાની માશુકોના છોકમાં ખી
સરસ ગુલાબના ફુલો ઉપર બાગબાન બેહદ આશક

એક રોજ બાગબાન પોતાની હમેશની આદ
તમાશો જોવા તાંહાં ગયો તો તે જોય શું કે એક બુ
ગુલાબની નાજુખ પાતરીઓ સાથ ઘસેછે અને
ગુલાબને પેલાં જરનેગાર ખીલેલાં ચમનથી જુદાં પાડે છે

"બુલબુલ અગર ગુલને જોયછે તો ઇશકમાં મ
પોતાનું સર અકલ ને અખત્યારમાંથી ગુમ કરેછે.'

બાગબાને ગુલાબના પરની વીખરાયલી હાલત જોતાંજ એક
દસ્તે શબરનો ગલેબંદ ચાક ચાક કર્યો, અને જુસાના વીધનારા પ
કાનથી પોતાનાં જીગરનું ગીરેબાન ફાર્યું. બીજે રોજ પણ તેણે
માફકજ પેલા બુલબુલથી ફરીને ગુલાબોની હાલત જોઇ. તેવી પોતા
વાહલાં ગુલની બરબાદીથી તેના જીગરમાં ગુસાનો આતશ
રીતે એક દાગ ઉપર બીજો દાગ લાગો. ત્રીજે રોજ
ગુલાબ તારાજ થઇ ગયલાં ને ફકત કાં
દેહકાણીએ પેલા બુલબુલથ
ચમનમાં એક

. ફીરતી ધીકવા લાગી. ફરી તે જુવાન
ડી જમાવ કરતી ચાલી. તે આગલી
. મીત્રો, તેના એસી અને તેના હેસાન
ની. તેની અજમતી અખરોતે એ માફક
વાત ખલીફે જાણી. ખલીફે બીજા પોશાગમાં
અખરોતનો દાવ માંડયો. તે દાવ એવો હતો કે
હી બીજાને તાબે થાય. એમાં ખલીફ જાણતો
કોણ, કે તે હારશે તો હસન પઈ પણ લેશે? હસન
યે તો તેનું નામ ને મોટાઇ છીણવી પછે બે
પવાને ખલીફે ધારયું હતું. દાવ મંડાયો અને
ા જબરી અખરોતનો ચુરે ચુરો થયો. બાર અખ-
ની બોલી હતી, તેમ હસનની અખરોતે કોઇ અખરો-
નસીબો આપ્યો નહી. અને ખલીફ 'અલાહ' બોલતો
હસીને કદમબોશી કરી કે "જેહાનના સરદાર નામદાર
. હસન તારો સદા તાબેદાર રેહજો!" આ બોલબ થયાથી
ગ્યો. તેણે પુછયું "ઓ નસીબવાલા હસન તેં મને કેમ
ામદાર ખલીફા આ રવેસનો અંત મારી આ અજમતી
છે કે છેલે આપ નામદાર જે પોશાગમાં અતરે મારા
ને રમ્યા છો તેમ આવીને રમી મને આભારી કરવામાં
આ અખરોતમાં જણાવ્યા પ્રમાણે આબેહુબ છે." એ
. ઉપરનો આરબી લેખ દેખાડયો. ખલીફે તે જોઇ હસ-
નામદારે હસનને મોટી જાગીર બક્ષી નવાજ્યો અને પોતાની
ઉમદા અમીરી એતાબથી મશહુર કર્યો. આ બનાવ પછે
ખરોત લડાવાનું મોકુફ કરી તેને એક રતનની દાબડીમાં
ખલીફાને સોગાત કરી, તે આજ પણ સમરકંદના પાદશાહી ખજા-
માં કાયમ છે!

---

"ભાગ્ય કરે તે ઓર, ઢોર બળવાન બની જાય;
ભાગ્ય કરે તે ઓર, ચોર દાતારમાં ગવાય;
રે તે ઓર, ઘોરખોદુ કણબી થાય;
ગોર માહરાજ કેહવાય;
ગે સટ્ટી સારી લખાવી હ્યાં;
જાય તેવું ભાગ્ય

.. પણ પોતાની પરમપ્રીય પ્રીયા પા-
ાનસી પાછલ દેહડાંમાં પેડો. માહે ભગ્તી ખં-
ત્યાં ચોઆંગસી પણ જઈ સામું ઉભો. તે બોલ્યો
ને ભુલી? જે માટે તેં આ વૈરાગ્ય લીધોછે તે હારો
પંડીત છું. મને ઓલખતી નથી?" હાંનસી ઘણી
ી "ચુપ, માટી પીંડ, ઈશ્વરની સન્મુખ તું કનિષ્ટ
ાં ડર. તું કોણ છે કે મ્હારા વેરાગણ પીંડને ખાકના
રવા ચાહેછે?" માહ તાજુબ થઇ ચોઆંગસી બોલ્યો
પતીને આ શો મૃણ ગજબમાં ગરક કરેછે? તું ભુલી આ-
ત્રી માટેની? મેં તને સેજ કસવા માત્ર મ્હારા ખ્યાલને હાર
ડું મુરડું થઇ ત્યાં પડ્યો હતો. અરે મ્હારી પ્રાણ, આજ દસ
ી જગતમાં તને ખોલી વાલ્યોછું ને જો તું મને આજ મલી
ારો પ્રાણ મેં ત્યાં વગડામાં મેળ્યો હતે. વ્હાલી, ચાલ મ્હારી
વૈરાગ મેલીદે. ધન્ય છે એ સત્યા ત્હારાં મ્હારી ઉપરના વ્હાલ
સી બોલી "નીકલ જ્હાંથી, ઠગ. તું ખરો ચોઆંગસી ના હોય.
ાવાસ થયો. તેનું કાલું ઢાબ્યુંએ હોય ના. તું તો કોઇ ઠગ કાલો
બચારી અબલ ઉપર સબલ થવા આવ્યોછે. બચારી અબ-
ખં તે શી કરવી? જા, જે એ તારા વીચારને માણે તેનો પલવ પકડી
હારો હલકા મનને રીજવ. તું ચોઆંગસી તો નહીં પણ તેનો ભુત હોય
તો ઇશ્વરને માલમ." કેહતાંજ તર્ત પલવચ્ચે ચોઆંગસીને મંદીરમાંથી
હંસેલી કાઢી દરવાજે દીધો. ચોઆંગસી દુર ઉડી ગયલો પડ્યોછે તેટલા
થોડી વેલમાં આખી સલગી સમ ઉજાણું થયુંછે; તે જોવા ઉઠી ઉભો થયો
તો પેલું દેહડું સઘલું સલગી ભસ્મ થાયછે; તે ખરી બપોરના તડકા જેવા
ઉજાલામાંથી હાંનસીની જલતી મૂર્ત માહ પ્રકાશમાન ને સત્ય શોભાવી
ત્રાસી રહેલી પોતાની દેહનો અંત આનંદથી મંજુર રાખતી હોય એવું નૂર
પ્રગટ થઈ તે અઘોર વગડે કોસના કોસ રોશનાઈનું અરણ્ય પાતાલમાંથી
ફુટી નીકળ્યૂં હોય તેવું અદભૂત તેજ અવધી કરી રહ્યુંછે. સઘલું દેહડું સ-
લગી ખાક થયાલગી ચોઆંગસી ત્યાં પથરના ઘડેલા ખડક જેવો ઉભો
રહ્યો. પછે પોતે "અહો ઈશ્વર ક્ષમા કર ને મને શાંતી દે" કહી દેહ્યા
ત્યાંના મસ મોટા તલાવમાં કુદી પડ્યો કે પલકમાં તેના પ્રાણે સ્વર્ગ તરફ
માર્ગ ધર્‌યો. સ્ત્રી સત્ય ને વ્હાલની પર્ખ પુરી થઈ.

# હસનની અખરોત ને હારૂન—

ખલીફનો મોટો માનીતો અબદુલ અતારી
પડયો. તેણે પોતાના વાહલા ફરજંદને ફરી એકવાર
પોતાની મોટી દોલત અસકેઆમત માટે આંખમાં
કરવા લાગો કે "બેટા મારા નામ ને દોલત સાથ તું મજ
દોલત બગદાદનો અરવો ખજાનો કેહવાયછે. મારી આંત
બોલાયછે. એશ આરામમાંથી સર ઉઠાવ અને મારા શોદાગરી
રથી મારા નામને જેહાંનમાં બુલંદ કર." હસને બાપના શ
પણ કસો ઉતર દીધો નહી. બુઢો અબદુલ ફરી કેહવા લા
નાનો જુસો એકાએક ઉઠી ઉભા થતા તોફાની પવન માફક
વખત પોતાની મસ્તીમાં ગીરફતાર રહેછે તેટલો વખત પોતાના
તાબા બોલાવેછે. તે સારાં માઠાંનો કસો ખ્યાલ કરવા દેતો નથી.
મજેમાં દીન દુન્યાના ડર ને આવતા વખતની કમબખતીથી
રહેછે. બેટા મેં તને હજાર તરેહ સમજાવ્યોછે. હજાર તરેહની
શોગતથી કેળવ્યોછે. હજાર તરેહથી તારા ઉડાઉપણાનો તારી ખરાબી કર-
નારો દેવ હદમાં રાખવાને બે સુખનો કહ્યાછે. પણ તારા જાતી સ્વભાવમાં
મારાં સલુખના કેહેણ કસી અસર કરતાં નથી; પણ હવે મારી હઈઆ-
તીની બે પલ બાકી છે. હસન, મારી જીંદગાનીની રોશની, એ મારા વાહલા
હસન, તારી નાદાની તારા સર ઉપર એવી મોટી બલા લાવશે કે તે વેલા
તું તારી હાલની હાલત ને મારા સુખનો પોકાર મારી પસ્તાવો કરતો યાદ કરશે
અને જાર જાર રડશે; પણ તેવા બારીક વખત માટે આ અજમતી અખ-
રોત તું તારા જાન મીસાલ સમાલી રાખ. રૂમસામનો મોટો હકીમ મનસુર
જેની તારીફ વીસે કાંઇ તને કેહવા કે જણાવવાની જરૂર નથી. જેહાંનમાં
જે આ જમાનાનો લુકમાન કેહવાયછે તે ગયે વરસ જ્યારે આપણો મેહ-
માન હતો, ત્યારે તે તારી ઉડાઉ ચાલથી અચરત થતો હતો. તેણે આ
અખરોત મને બક્ષીછે. એ અખરોત તે નામીચા હકીમે મોટી કીંમતની
દવાદારૂઓમાં તર કરીને પોલાદ જેવી સખ્ત ને હીરા જેવી કીંમતી કરીછે.
હકીમે તે આપતી વખતે મને જણાવ્યુંછે કે હું તને મારી મરતી વખતે

.તા અખરોત આપી તારા બદતર
ફરી મારા કબીલાની સરદારી અને ઇશિલામી
ાંની એક બુઝોરગી મેલવવા તક નવાજવાનો
સ્તે એ હસન, મારી ઉમરની તમામ પુંજી ખરચ
બેકીમતી ગુલાબ બેટા, જ્યારે તારી જુવાની તારી
જહનો કાબુ ધરાવનારો ખજાનો ખાલી કરી રહે અને
ફકીર કરતાં બદતર હાલતને પોંહોંચે ત્યારે આ અખ-
દની બજારમાં જજે. અને તું જો કે ઉમરમાં તો મોટો
કલમાં નાદાન બચ્ચાં જેવો, બીજાં નાદાન બચ્ચાંએ સાથ
ડાલડી કરીને તારી રોટી મેલવજે. એ અખરોત તારી
લાગ્યા ઉપરાંત આજના જેવી તારી ચઢતી હાલત કરવાને
તને નશીબો નવાજશે." આ બોલતાંજ અબદુલ અતારીએ
ાન બેટાને બગલમાં લીધો અને બાપની મોહબતનો એક
ચેહરા ઉપર લેતાંજ કે તેનો દમ ખતમ થયો.

ા અબદુલની ગણત્રી આખરે ખરી પડી. બાપના મોત પછે
રાને પોતાના દોસ્તોને પોતાના અહેવાનમાં બોલાવી મેજબાનીએ
ાતો ને તે વગેરે હજાર કીસમના સોખ જોકમાં પોતાની પાદશાહી
કુલ દાલત બરબાદ કરી દીધી. બે વરસમાં તેના બાગ બગીચા ને મકા-
નોના વેચાણો થયાં અને હસન તરણ વરસની સેજ મુદતને છેટે એક
રખડતો રજલતો લુચો ખપવા લાગો! વખતે બબે દીનનો ભુખો રહે
પણ તે ઉપર તેના આગલા દોસતો કે આગલા હેશાંન પામેલાઓથી કાંઇ
મેહેર વરસે નહી. એક બોખરો દેરમ પણ પાસે નહી કે તેનું તે ઝેર ખરીદી
પોતાની જીંદગાનીનો સમુલો અંત લાવી નાખે. તેની ભરજુવાનીમાં તે આ
અંદેશાથી પોતાનું રૂપ, આબ ને જોર ખોહી બુઢા જેવો બની ગયો. તેની
આંખમાં વારંવાર નવધાર આંસુ ચાલી વખતે વખત તેની જબાન પોતાના
બાપના બોલ બોલી બોલી તે પસ્તાવામાં બેહોશ બની રેહતો. તે પોતાની
સજાને ધીરજથી સહન કરવા લાગો, પણ પોતાની જુવાનીની જાહેલી ઉ-
પર ફીતકાર નાખવાને ચુકયો નહી. તેણે બગદાદનું આખું શેહેર પોતાની
હાલત ઉપર મેહેરબાની કરવાને ફરી વળીને છેલે ચોકસ કર્યું કે હવે-જી-
વવામાં કસો માલ નથી. તે ખરાં જીગરથી એક સાંજના નીમાજ કરીને
પોતાના બાગના તલાવમાં નખાવી દઈ જાનનો નીકાલ કરવાને ગયો કે જે
તલાવ ઉપર તે પોતાના બચપણમાં રમવાને બહુ હેત રાખતો હતો. તે

...ા તલાવ ઉપર આવતાંજ ...
તાના પાપની સીક્ષાને જીગરથી કબુલ રાખા.
જે લટીજો ને તેની નસીબ્તનો જે બદલો તે...
બેસુમાર દલગીર થયો. છેલે તે પોતાના એક મ...
પોકાર સાથ તલાવમાં નખાવા જાયછે તેટળાંજ...
રોત ઉપર તેનો પંજો પડ્યો કે જે અખરોત તેની
હતી! તેણે પોતાના પેદરના છેલા સુખને યાદ આ...
"નહી નહી હું ભુલ્યો. એ હસન, તારી આગાઈ તારા...
કહીને આ અખરોત તને આપીછે તે આ જીંદગાનીને...
હવે ફરીને આ જેહાનમાં મશહુર કરશે અને તારા બેવફ...
ઓનું મોત લાવશે. તરતજ તે અખરોત કોલાહના દલમાં...
ધરી. તેણે હરખઇ હરખઇ વજનમાં તપાસી હેરતમંદીથી
પકડ્યા. તેણે તર્ત બગદાદના બજારની રાહ પકડી. ...
જાંહાં અખરોત લડાવતા હતા તાંહાં ગયો. એ...ને અખરો...
દસ જન આવી લડાવા ઉભા. એક કલાકમાં હસન એક...
અખરોત જીત્યો. તે બહુ મગન થયો. પાંચ પંદર ખાધી. ...
બીજા છોકરાઓને ખાવા આપી અને બાકીની સસતી કીંમતે વે...
દેરમ કરયા. તેણે તે રાતના ભઠયારાને તાંહાં પેટભરતું અચ્છું ખાણું
બીજી સવારના હસન બજારમાં ગયો તો તેની અખરોતની વાત જ્યાંહ...
ત્યાંહાં ચાલી રહેલી અને સેંકડો જના તે સાથ પોતાના દાવ અજમાવા તઇયાર
થઈ ઉભેલા! તે જોઇ તેણે પોતાની અજમતી અખરોત કાઢી. જે હરીફાઈમાં
નીકળ્યો તે હારીને તાજુબ થતો રહ્યો. આજે હસને અખરોતના ઢગના
ઢગ જીત્યા. આજે હસને અખરોતનું બજાર જેમ મનમાં આવ્યુ તેમ
ચઢ ઉતર કરયું! તેણે આરબ વેપારીઓના કપાના કપા સરતમાં જીત્યા.
તે એટલે તલગ સરત બકવા લાગો કે કેટલે ફટકે તે સામાની અખરોતના
ફાડચાં કરશે! થોડા દીવસમાં એ હાલતે અખરોતનો મોટો વેપારી થઈ
પડયો. એક અખરોતે એક કરોડ અખરોતનો રોજ વેપલો કરનારો થયો!
આખા એશીઆમાં હસનની અખરોતની તારીફ થવા લાગી. દેશ દેશથી
અખરોતના વેપારીઓ જબરી અખરોત હસન સાથ લડાવાને ટારી ટારી
લાવવા લાગા. તેની સાથની સરતના પરવાના વટીક લખાઇ નકી થવાનું
...મ ચાલ્યું. તેની સરત ઉપર ખલીફનાં રાજમાં અખરોત સતાનો નવો
...પલો જાગ્યો. અને રોજ બરોજ હસન એ વેપલામાં લખો દેરમ કમાવા
...ગો. ફરી તેને પોતાના મોહોલો, બાગ બગીચા ને સંધાં અહેવાલો